'સસ્તુ' સાહિત્ય' એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય

# યોગવાસિષ્ઠદર્શન



લેખક :


બ્રહ્મલીન સ્વામીશ્રી અદ્વૈતાનંદજી





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨




પાંચ રૂપિયા

# 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને

## હવેનું પુસ્તક વી. પી. પી.થી મોકલાશે

ચાલુ વરસ (સને ૧૯૭૬–'૭૭)ના ત્રીજા હપતાનું આ પુસ્તક 'યોગવાસિષ્ઠદર્શન' મોકલાય છે. આ પુસ્તક સાથે નીચેનાં ત્રણ પુસ્તકો ગ્રાહકોને મોકલી અપાયાં છે:

| નામ | પાન | મૂલ્ય | રવાના તારીખ |
|---|---|---|---|
| ૧ આચાર્ય શંકરનું જીવન અને દર્શન | ૩૨૦ | ૭–૫૦ | ૨૫–૯–'૭૬ |
| ૨ આયુર્વેદનું નવનીત | ૨૯૨ | ૫–૦૦ | ૨૦–૫–'૭૭ |
| ૩ યોગવાસિષ્ઠદર્શન | ૩૨૪ | ૫–૦૦ | ૧૦–૭–'૭૭ |
| | ૯૩૬ | ૧૭–૫૦ | |

૧—આ રીતે એકંદરે ૯૩૬ પાનાંનું વાચન મોકલાયું છે અને હવે છેલ્લા ચોથા હપતાનું પુસ્તક સપ્ટેમ્બર માસમાં વી. પી. પી.થી મોકલીને અને નવા વર્ષ (જુલાઈ '૭૭થી જૂન '૭૮)નું લવાજમ રૂ. ૧૦–૦૦ મંગાવી લેવાશે. એ રીતે મોકલતાં રજિસ્ટર્ડ ખર્ચના રૂ. ૨] તથા વી. પી. પી. ખર્ચના રૂ. ૧–૫૦ મળી કુલ રૂ. ૧૩–૫૦નું વી. પી. થશે

આથી વિનંતિ કરવાની કે જેમણે:

૧. ગ્રાહકમાંથી નીકળી જવું હોય,

૨. સરનામામાં ફેરફાર કરાવવો હોય,

૩. હપતાનાં પુસ્તકો રજિસ્ટરથી મેળવવા માટે વાર્ષિક લવાજમના રૂ. ૧૦–૦૦ ઉપરાંત ૯ રૂપિયા વધુ ભરવા હોય.

—તેમણે તે વિષેની માહિતી તા. ૩૧–૮–'૭૭ સુધીમાં લખી મોકલવી.

૨—૧લી ફેબ્રુઆરી ૧૯૭૬થી રજિસ્ટર્ડ તથા વી પી પી અને મનીઑર્ડરના દરમા ઘણો વધારો થયો છે એટલે લવાજમ રૂ ૧૦-૦૦ મનીઑર્ડરથી મોકલશો તો રૂ ૩-૫૦ નો ફાયદો થશે

૩—તા ૩૧-૮-૭૭ સુધીમા મનીઑર્ડરથી અથવા તો અમદાવા કે મુબઈ કાર્યાલયમાં રૂબરૂમા વાર્ષિક લવાજમ ભરાવી દેશો તો આપને છેલ્લુ પુસ્તક સાદા બુકપોસ્ટથી મોકલી અપાશે

૪—નવા વર્ષથી ગ્રાહક રહેવાની સવેળા ના લખનારને તેમ જ જે લાઇબ્રેરીઓ વગેરે વડોદરાના 'પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ દ્વારા લવાજમ ભરે છે તેમને છેલ્લું પુસ્તક બુ પોસ્ટથી મોકલશે

૫—આ સૂચના આપ્યા છતાં જે ગ્રાહક સવેળા કઈ નહિ લખે તેમને છેલ્લુ પુસ્તક ઉપર જણાવ્યા પ્રમાણે રૂ ૧૩-૫૦ ના વી પી પી થ મોકનાશે તે સ્વીકારી લેવા વિનતિ છે

કોઈપણ સંજોગોમા જો વી પી પી પાછુ આવશે, તો સસ્થાને થરેના વી પી પી ખર્ચના બદલામા એ છેલ્લા પુસ્તક ઉપરનો હ ગ્રાહક ગુમાવશે

૬—પરદેશોમાં વી પી પી જઈ શકતાં નથી તેથી પરદેશના ગ્રાહકોને છેલ્લુ પુસ્તક રજિ૦ બુકપોસ્ટથી મોકલી અપાશે તે મળેથી નવા વરસન લવાજમના રૂ. ૩૬‌) અથવા પૌડ ૨) ના પોસ્ટલ ઑર્ડર મોકલી આપવા

**મારાં પુસ્તકો સસ્તી કિંમતે મેળવવા સારુ આ માળાના ગ્રાહક થવ જરૂરી છે, કેમ કે વિવિધ વિષયનાં ત્રણથી ચાર પુસ્તકો દ્વારા ૧૦૦૦ પાનનુ વાચન ઘેર બેઠાં ગ્રાહકોને માત્ર રૂા. ૧૦-૦૦ મા મળે છે**

વ્યવસ્થાપક

# નિવેદન

સ્વામીશ્રી અદ્વૈતાનંદજીએ આ સંસ્થાના 'અખંડ આનંદ' માસિકમાં 'યોગવાસિષ્ઠ મહારામાયણ' ઉપર એક લેખમાળા શરૂ કરેલી હતી. તેના પ્રસિદ્ધ થયેલા ૨૯ લેખોનો સંગ્રહ આ 'યોગવાસિષ્ઠદર્શન' નામથી પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે. જે મૂળ ગ્રંથને–વેદાંતને સમજવાની ચાવીરૂપ હોઈ મુમુક્ષુઓને ઉપયોગી છે.

આ સંસ્થા તરફથી 'યોગવાસિષ્ઠ મહારામાયણ'નો (સંપૂર્ણ) ગ્રંથ બે ભાગમાં પ્રસિદ્ધ થયેલો. આ દળદાર ગ્રંથની સાત આવૃત્તિઓ પ્રકટ થયેલી; પરંતુ હાલ તે અપ્રાપ્ય છે. આ પુસ્તકમાં આપેલા લેખો 'યોગવાસિષ્ઠ મહારામાયણ' ગ્રંથના સારરૂપ હોઈ તેમાં ગ્રંથનાં આગળનાં પાંચ પ્રકરણોનો તથા છેલ્લા નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધના ૭૯ મા સર્ગ સુધીનો સમાવેશ થયેલો છે.

સને ૧૯૭૫ના સપ્ટેમ્બર માસમાં સ્વામીજી બ્રહ્મલીન થતાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધ–ઉત્તરાર્ધના બાકીના સર્ગોનું વિવરણ આપી શકાયું નથી.

સામાન્ય રીતે અત્યારના સંજોગોમાં આ પુસ્તકની કિંમત રૂા. ૬–૦૦ જેટલી રાખવી પડે, પરંતુ મુંબઈના શ્રી બટુકલાલ છગનલાલ દેસાઈ તરફથી આ પુસ્તક માટે બે હજાર રૂપિયાની સહાય મળી હોવાથી રૂા. ૫–૦૦ રખાઈ છે.

વલ્લભવિદ્યાનગર
તા. ૩૦–૬–'૭૭

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
એચ. એમ. પટેલ (પ્રમુખ)

## અનુક્રમ

"ગીતાએ કર્મયોગ અને કર્મબ્રહ્માર્પણ યોગનો મહિમા ગાયો છે. આપણે સંસાર છોડીએ કે કર્મો છોડીએ એ શક્ય નથી. સંન્યાસીઓ પણ નિયત દૈહિક કર્મ તો છોડી શકતા જ નથી. કર્મોનો સદંતર ત્યાગ આવશ્યક નથી, છોડવાની છે તો આસક્તિ. આસક્તિપૂર્વક કર્મ કરીએ તો તેનું બંધન લાગે, કર્મ–ફળ ચોંટે, પણ જો અનાસક્તિથી નિષ્કામ ભાવે નિઃસ્વાર્થ રીતે કર્મ કરીએ તો તેનાં પરિણામ ભોગવવાં ન પડે. કર્મને ન છોડો, કર્મફળની ઇચ્છા વિના કરેલું કર્મ આપણને પજવી શકતું નથી. માટે ગીતા કહે છે : કર્મમાં જ તારો અધિકાર છે, ફળમાં કદાપિ નહિ. કર્મફળના હેતુથી નહિ પણ કર્તવ્ય-ભાવનાથી કર્મ કરવાં તેનું નામ કર્મયોગ.

પ્રભુ કરાવે તે જ કરું છું અને જે કાંઈ કરું છું તે પ્રભુનું છે, એવી ભાવનાથી કર્મ કરવાં અને પ્રભુને ચરણે ધરી દેવાં. કર્મની કામગીરી આપણે કરીએ પણ તે અનાસક્તિથી, અને તેની જવાબદારી પ્રભુની બને છે. ચિંતન કરવું પણ ચિંતા ન કરવી.'

–લેખક

# સ્વામીશ્રી અદ્વૈતાનંદજી



જન્મ : સવત ૧૯૩૯ ના મહાવદી ૧૪ તા ૮-૩-૧૮૮૩ ગુરુવાર

બ્રહ્મલીન : સવત ૨૦૩૧ ના ભાદરવા સુદ ૧ તા ૧૪-૯-૧૯૭૫ રવિવાર

# ૧: વસિષ્ઠનો ઉપદેશ

અદ્વૈત સિદ્ધાંતનો સ્વીકાર કરનારાઓમાં 'યોગવાસિષ્ઠ'ના જેટલો આદર અન્ય કોઈ પણ ગ્રંથે ભાગ્યે જ મેળવ્યો હશે. આ વાદના અનુયાયીઓમાં આ પુસ્તક શિરોમણિ ગણાય છે, કારણ કે આમાં મહર્ષિ વસિષ્ઠે શ્રી રામચંદ્રજીને એવો ઉપદેશ આપ્યો છે કે જેથી તેઓ સ્વધર્માનુસાર સર્વ કર્મો કરવા છતાં પણ અનાસકત રહી જીવન્મુકિતનો આનંદ માણવા શકિતમાન થયા હતા. યોગવાસિષ્ઠમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાંત અનુસાર આ વિદ્યમાન વિશ્વના પ્રત્યેક પદાર્થના અધિષ્ઠાન તરીકે એક શાશ્વત, નિરાકાર, નિર્વિકાર તત્ત્વ છે. આ તત્ત્વ સર્વ રીતે પરિપૂર્ણ છે, સચ્ચિદાનંદસ્વરૂપ છે. સઘળા નામરૂપાત્મક પદાર્થો આ નિત્ય તત્ત્વના પરિવર્તનશીલ અસ્થિર આવિર્ભાવો છે. સ્પંદન, સ્ફુરણ, ઉલ્લાસ, લીલા, વિવર્ત આભાસ વગેરે શબ્દોનો ઉપયોગ મહર્ષિ વસિષ્ઠ જગતનું સ્વરૂપ સમજાવવા કરે છે.

આ અનુપમ પુસ્તકની અમુક વિશિષ્ટતાઓ છે. અન્ય વેદાંતના ગ્રંથોની માફક આ ગ્રંથ બીજા ગ્રંથનો આધાર લઈને તેના ઉપર ભાષ્યરૂપે નથી. તેની વિચારશૈલી સ્વતંત્ર છે. આંતર અને બાહ્ય જગતનું અવલોકન કરીને એક શાશ્વત સત્તાસામાન્યના અસ્તિત્વનું તે યુકિતપૂર્વક સમર્થન કરે છે. આ પરમ સત્યનો સ્વીકાર કર્યા વિના બુદ્ધિને સંતોષ થઈ શકે જ નહિ એવું વસિષ્ઠનું મંતવ્ય છે. બુદ્ધિસ્વાતંત્ર્ય ઉપર વસિષ્ઠ ખાસ ભાર મૂકે છે. માનવે રચેલું શાસ્ત્ર જો તર્કશુદ્ધ હોય, યુકિતઓથી તત્ત્વનો નિર્ણય કરાવતું હોય તો તેનો સ્વીકાર અવશ્ય કરવો જોઈએ અને ઋષિએ રચેલું શાસ્ત્ર, જો તેવી રીતે નિર્ણય કરાવનું ન હોય તો તેને ત્યજી દેવું જોઈએ. બુદ્ધિમાન મનુષ્યે તો ન્યાયને અનુસરતી પદ્ધતિ જ ગ્રહણ કરવી જોઈએ એવો મહાત્મા વસિષ્ઠનો મત છે. તેઓ કહે છે, બુદ્ધિ શુદ્ધ વિચારથી તીક્ષ્ણ થાય છે, સત્—

અસત્‌નો વિવેક કરી શકે છે, મોહને નષ્ટ કરે છે. સંકટના સમયમાં માનવને યથાર્થ માર્ગદર્શન આપી શકે છે. પ્રૌઢ વિચાર, યોગ્ય-અયોગ્યનો નિર્ણય કરવામાં દીપકનું કાર્ય કરે છે. બળ, સામર્થ્ય અને સ્ફૂર્તિ આપે છે; તેથી વિચારશીલ માનવે તેનો જ આશ્રય કરીને સંસારરૂપી સમુદ્રને તરવો જોઈએ. જેમ બાળકને મૂર્ખતાને લીધે ખોટા ભૂતનો ઉદય થાય છે, તેમ વિચારશૂન્ય મનુષ્યને સંસારમાં અનેક પ્રકારનાં કાલ્પનિક દુઃખોનો અનુભવ થાય છે. દુષ્ટ આચારો, દુષ્ટ આરંભો, દુષ્ટ ચિંતાઓ અવિચારથી જ ઉત્પન્ન થાય છે. જગત સંબંધી જે સઘળા નામરૂપાત્મક પદાર્થો છે તે અવિચારથી જ પ્રિય લાગે છે. અવિચાર જ માણસના મનને આમતેમ ઘસડી જવામાં સફળ થાય છે, માનવને પશુતુલ્ય બનાવે છે; અને બ્રહ્માકારસ્થિતિ જે જગતની વિષમતાથી રહિત છે, સુખરૂપ છે, અનંત છે, ત્રિગુણાતીત છે, બાધારહિત છે, સ્વાભાવિક છે, તેનાથી તેને વંચિત રાખે છે. ઉદાર વિચારવાળા મહાત્માઓ જીવન્મુક્ત બની આ સંસારમાં વિહાર કરે છે, પોતાના જીવનથી બીજાને ઉપદેશ આપી બીજાને સહાય કરે છે. વિચારહીન અજ્ઞાની મનુષ્ય શરીરને રોગ લાગુ પડતાં કે આપત્તિ આવતાં રુએ છે; પણ વિચારજન્ય વિવેકયુક્ત પુરુષ અનર્થોથી શિથિલ થઈ જતાં પણ પોતાની માનસિક સમતા ખોતો નથી. વિચારથી જ તત્ત્વજ્ઞાન થાય છે, આત્મામાં વિશ્રાન્તિ થાય છે અને સર્વ પ્રકારનાં ભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિ થાય છે.

શ્રી વસિષ્ઠ પોતાના ઉપદેશમાં જ્ઞાન અને વ્યાવહારિક કર્મોનો સુમેળ કરે છે. સામાન્ય રીતે એવી માન્યતા પ્રચલિત છે કે કર્મો તો ચિત્તશુદ્ધિ માટે જ છે; ચિત્ત નિર્મળ થયા પછી મનુષ્યે પોતાનો સર્વ સમય શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાં જ ગાળવો જોઈએ અને સર્વ કર્મોનો ત્યાગ કરવો જોઈએ. આ વિચાર વસિષ્ઠને માન્ય નથી એવું એમના શ્રીરામચંદ્રને આપેલા ઉપદેશથી સ્પષ્ટ રીતે જણાય છે. શ્રીરામચંદ્ર વિદ્યાધ્યયન કરી પિતાની આજ્ઞા લઈ તીર્થયાત્રા અને દેશાટન કરવાને જાય છે. ત્યાંથી પાછા ફર્યા પછી તેમને સંસારના પદાર્થો પ્રત્યે તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તેઓ પોતાનાં નિત્ય કર્મો પ્રત્યે તથા ભોજનાદિક પ્રત્યે પણ ઉદાસીનતા બતાવે છે. એકાંતસેવન

કરે છે, વિચારમગ્ન રહે છે અને તેમનું શરીર દિનપ્રતિદિન દુર્બળ થતું જાય છે. આ સમયે વિશ્વામિત્ર મુનિ, મહારાજા દશરથની સભામાં આવે છે અને પોતે શરૂ કરેલા યજ્ઞમાં વિઘ્ન કરતા રાક્ષસોને મારવા માટે શ્રીરામચંદ્રની માગણી કરે છે. દશરથ શ્રીરામચંદ્રના ચિત્તની ચિંતાગ્રસ્ત દશા વિશ્વામિત્રને જણાવે છે. વિશ્વામિત્ર વસિષ્ઠને વિજ્ઞપ્તિ કરે છે કે, 'આપ રામચંદ્રને એવો ઉપદેશ આપો કે જેથી રામચંદ્રના મનમાંથી અંધકાર દૂર થાય.' વસિષ્ઠ રામચંદ્રને ઉપદેશ આપવામાં ઉત્સાહ બતાવે છે, કારણ કે રામચંદ્ર તેમના મંતવ્યાનુસાર સર્વ રીતે અધિકારી છે, પ્રશ્નો પૂછવામાં અને કહેલું ગ્રહણ કરવામાં કુશળ છે. વસિષ્ઠ કહે છે: હે રામ! આ સંસારમાં સર્વદા સર્વ પુરુષો સારી રીતે પુરુષાર્થ કરીને જ સિદ્ધિઓ મેળવે છે. કર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને તે દ્વારા પરમ સત્યની અપરોક્ષાનુભૂતિ થાય છે. ફળ આપનારો પુરુષાર્થ પ્રત્યક્ષ જોવામાં આવે છે. પણ પ્રારબ્ધ પ્રત્યક્ષ જોવામાં આવતું નથી. પ્રારબ્ધ જેવી વસ્તુ છે જ નહિ, પ્રમાદી લોકોએ કલ્પી કાઢેલી એક ભ્રમણા છે. પુરુષાર્થ સત્યવિરોધી ન હોવો જોઈએ. જે માણસ જે વસ્તુને ઇચ્છે છે, તેને માટે જો યોગ્ય ક્રમથી પ્રયાસ કરવામાં આવે તો તેને તે વસ્તુ અવશ્ય પ્રાપ્ત થાય છે. પૂર્વજન્મનો અને આ જન્મનો એમ બે પ્રકારના પુરુષાર્થો છે. આ જન્મના પુરુષાર્થથી પૂર્વજન્મના પુરુષાર્થને તરત જ જીતી શકાય છે. એમાં શંકાને લેશમાત્ર સ્થાન નથી. દૃઢનિશ્ચયી અને ઉત્સાહી મનુષ્યો પૂર્વજન્મના પ્રારબ્ધને ગળી જાય છે. જો પુરુષાર્થ શાસ્ત્રથી વિરુદ્ધ રીતે કરવામાં આવે તો તે અનર્થને ઉત્પન્ન કરે છે, કેવળ મનથી ઇચ્છા કરવામાં આવે પણ તેની સિદ્ધિ માટે પ્રયત્ન કરવામાં ન આવે તો તે એક જાતનું ઘેલાપણું છે પૂર્વજન્મનો પુરુષાર્થ અને આ જન્મનો પુરુષાર્થ બંને વચ્ચે યુદ્ધ ચાલ્યા કરે છે અને તેમાં જે વધારે બળવાન હોય છે તે જય પામે છે, પુરુષાર્થ કરતાંય જો અનર્થની પ્રાપ્તિ થાય તો સમજવું કે પૂર્વજન્મનો પુરુષાર્થ (પ્રારબ્ધ) વધારે બળવાન છે. આવા સંજોગોમાં હતાશ ન થતાં ઉત્સાહપૂર્વક પુરુષાર્થ કરવામાં મંડયા રહેવું. આમ કરવાથી અને આપણી પોતાની અમાપ શક્તિમાં વિશ્વાસ

રાખવાથી વિઘ્ન પાડવા સુસજ્જ થયેલો પૂર્વ જન્મનો પુરુષાર્થ છેવટે પરાજય પામે છે. વધારે ખાવાથી કે ભારે ખોરાક લેવાથી પેટમાં થયેલું અજીર્ણ ઉપવાસથી ટળી જાય છે, તેવી જ રીતે, શાસ્ત્રાનુસાર આદરેલો પુરુષાર્થ સર્વ કર્મોનો વિનાશ કરે છે અને માનવને પ્રકૃતિના બંધનમાંથી મુક્ત કરી તેના ઉપર આધિપત્ય અપાવે છે.

પુરુષાર્થનું સ્ફુરણ થવું, તેનાં સાધનોની ઇચ્છા થવી અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિ થવી આ પુરુષાર્થનું સ્વરૂપ છે; અને તે પ્રમાણે ફળની પ્રાપ્તિ થાય છે. જે ભોજન કરે છે તે જ તૃપ્ત થાય છે, તે જ શકિતસંપાદન કરે છે. જે ભૂખ્યો રહે છે તેનું શરીર દુર્બળ થાય છે. દૈવ તો એક જાતની રૂઢ થયેલી ભ્રાંતિ છે, જો દૈવ જ સર્વ લોકોમાં પ્રાણીઓ માટે ખટપટ કરનારું હોય તો પછી સર્વ પ્રાણીઓએ સર્વ કર્મોનો ત્યાગ કરીને આરામ જ કરવો જોઈએ. સ્વજનોનું પોષણ કરવું, સ્વધર્મનું પાલન કરવું, આશ્રિતોનું રક્ષણ કરવું, આ બધું શ્રમસાધ્ય પુરુષાર્થથી જ સિદ્ધ થાય છે, જડીબુટ્ટીથી કે છુમંતર આદિથી મેળવી શકાતું નથી. માટે મનુષ્યે દૈવની અપેક્ષા ન રાખતાં, પુરુષાર્થનો જ આશ્રય કરવો જોઈએ. પ્રત્યેક મનુષ્ય ચૈતન્યરૂપ આત્મા જ છે. તેની અંદર સર્વ શકિત રહેલી છે. મન અશુભ વિચારોનું સેવન કરતું હોય તો તેને શુભ વિચારોથી ભરપૂર રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ માયા સંબંધી અનંત વિલાસોના અધિષ્ઠાનરૂપ, સર્વનો અંતર્યામી, સર્વ પ્રાણીઓને અંદર રહીને દીવાની પેઠે પ્રકાશ આપતો એક જ ચૈતન્યરૂપી આત્મા છે. તેનો અનુભવ કરવાથી જ નિત્યાનંદની પ્રાપ્તિ માણસને થાય છે જીવને સંસારમાંથી તરવાનો ઉપાય જ્ઞાન જ છે. તપ, દાન, તીર્થ એ બધા મુકિતના અંતરંગ ઉપાયો નથી. સ્થિર અને વિશાળ બુદ્ધિવાળા મનુષ્યો પુરુષાર્થથી અને જ્ઞાનના મુકિતરૂપ વહાણથી સંસારરૂપી અતિ દુસ્તર સમુદ્રને નિમેષમાત્રમાં તરી જાય છે. બુદ્ધિથી પરમ તત્ત્વનો અનુભવ થાય ત્યારે પુરુષનું જનનમાં જે ભ્રમણ છે તે રમણ થઈ જાય છે વિષયજન્ય સુખો શ્વાસના તરણખલા બરાબર છે, માટે અંતે દુઃખ આપનારાં સુખોનો કદી પણ વિચાર કરવો નહિ. આ ચિતરફ ફેલાયેલા જગતને સાક્ષી તરીકે નિર્લેપ રહીને જોયા કરતો જ્ઞાની વિષયોમાં મનને

પરોવતો નથી. વિષયોને સાચા સમજીને ભોગવતો નથી તેમ તેમને માટે ઉત્કંઠા ધરતો નથી તે હમેશ શાંત રહે છે. ક્રિયારહિત થતો નથી તેમ ક્રિયાઓમાં ડૂબતો પણ નથી વ્યવહારમાં તટસ્થ રહેવા છતાં પણ આકાશમાં રહેલ સૂર્યની પેઠે જ્ઞાની પુરુષ વ્યવહારને છોડી દેતો નથી, કૈવલ્ય સ્વરૂપ જ નાશરહિત, શંકારહિત અને વિભ્રમરહિત છે.

વસિષ્ઠ આત્માનુભૂતિનાં સહાયક અંગો તરીકે, શમ, વિચાર, સંતોષ અને સાધુ પુરુષોનો સમાગમ( આ ચારે અથવા તેમાંથી ત્રણનું અથવા બેનું યત્નપૂર્વક સેવન )નો સ્વીકાર કરે છે. આને મોક્ષના દ્વારપાળો કહે છે. પણ ખાસ કરીને શિષ્યની વિશુદ્ધ પ્રજ્ઞા ઉપર તેઓ વધારે ભાર મૂકે છે. શિષ્યમાં ખરી અભીપ્સા જોઈએ; મુક્તિ માટે પ્રકૃતિના બંધનમાંથી છૂટા થવાની, ગુણાતીત થવાની તમન્ના જોઈએ. આ જો હોય તો જે જે સહાયની શિષ્યને આવશ્યકતા જણાય છે, તે આપોઆપ જ કામ કરે છે. ગીતાની પરિભાષામાં, પરમાત્મા પોતે અનન્ય ભક્તના યોગક્ષેમનો ભાર વહન કરે છે, સમર્થ ગુરુ હોય પણ શિષ્યમાં તેમણે આપેલું જ્ઞાન પચાવવાનો અધિકાર ન હોય, પૂર્ણ વૈરાગ્ય ન હોય, તો તેના ચિત્ત ઉપર કોઈ પણ પ્રકારની અસર થતી નથી. ગીતામાં પણ પ્રતિપાદન કરેલું છે કે આત્માનો ઉત્કર્ષ સ્વપ્રયત્નથી જ કરવો જોઈએ. સામાન્ય રીતે આપણે એવા ગુરુની શોધમાં આમતેમ રખડયા કરીએ છીએ કે જે ગુરુ આપણને માથા ઉપર હાથ મૂકીને મુક્તિ આપે અને તેની સાથે આપણી ક્ષુદ્ર, દુન્યવી વાસનાઓ( દ્રવ્ય, કીર્તિ, સત્તા )-ને પણ તૃપ્ત કરે, આવું ન થાય એટલે આપણે આત્મનિરીક્ષણ કરીને આપણામાં રહેલી નબળાઈઓને દોષ આપવાને બદલે ગુરુની નિંદા કરીએ છીએ અને તેમની યોગ્યતા વિષે મનમાં શંકા લાવીએ છીએ. આ વિષયમાં વસિષ્ઠનો ઉપદેશ મનન કરવા યોગ્ય છે. વસિષ્ઠ જણાવે છે કે જેમ જે રાજામાં વિવેકબુદ્ધિ હોય તે જ નીતિશાસ્ત્રની વાણી સાંભળવાનો અધિકારી છે, તેમ જેનામાં વિવેક અને વૈરાગ્ય હોય તે જ જ્ઞાનની વાતો સાંભળવાને યોગ્ય છે.

પૂર્વરામાયણમાં જેમ છ કાંડ છે તેમ આ ઉત્તર રામાયણમાં વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ અને નિર્વાણ એવાં છ પ્રકરણો છે. પ્રથમ

વૈરાગ્ય પ્રકરણમાં, રામચંદ્રને સંસારના પદાર્થો પ્રત્યે અરુચિ ઉત્પન્ન થઈ છે તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે. રામચંદ્ર કહે છે: સંસારના સર્વ પદાર્થો વિનાશી છે તેવો પ્રત્યક્ષ અનુભવ કરવા છતાં પણ મનુષ્યો તેમાં આસક્તિનો ત્યાગ કરી શકતા નથી. દેહાદિમાં પડવાને લીધે અનેક પ્રકારના ક્લેશો ભોગવવા પડે છે. અજ્ઞાનરૂપી રાત્રિમાં લોકોનાં વિચારરૂપ નેત્રોની શક્તિ નષ્ટ થઈ ગઈ છે. હજારો વિષયોરૂપી ચોરો મનુષ્યની બુદ્ધિમાંથી વિવેકરૂપી રત્નનું હરણ કરવા તત્પર થઈ રહ્યા છે, તત્ત્વવેત્તા વિના આ ચોરોનું નિકંદન કાઢવાનું સામર્થ્ય બીજા કોઈમાં નથી. રામચંદ્ર લક્ષ્મીના દોષોનું વર્ણન કરે છે. મૂર્ખ લોકો જેઓ નશ્વર નામરૂપાત્મક પદાર્થો પાછળ આમતેમ ભટકયા કરે છે, તેમનું આયુષ્ય કેવળ પરિશ્રમના કારણરૂપ છે એવું તે જણાવે છે. તેઓ કહે છે કે, અહંકારથી જ સર્વ વિપત્તિઓ ઉત્પન્ન થાય છે, દુષ્ટ ચિંતાઓ પણ અહંકારથી જ થાય છે. 'હું છું એવું અભિમાન થાય છે, તો આપત્તિઓથી દુ:ખી થાઉં છું, એટલે નિરહંકારપણું જ શ્રેષ્ઠ છે.' આ સંસારરૂપી મહાવનમાં અહંકારરૂપી સિંહ જ કૂદ્યા કરે છે, અને જગતનો વિસ્તાર કરે છે. પછી રામચંદ્ર ચિત્તદોષનું વર્ણન કરે છે, દેહની નિંદા કરે છે. તૃષ્ણા જ માણસને પોતાના અસલ સ્વરૂપથી વંચિત રાખીને દીન બનાવે છે. તેનામાં બીકણપણું પેદા કરે છે, બાલ્યાવસ્થા, યૌવન, વાર્ધક્ય દુ:ખદાયક છે, કાળ સર્વેનો સંહાર કરે છે. ઉત્પત્તિ, સ્થિતિ અને આખરે લય, આ ત્રણ અવસ્થાઓમાંથી કોઈ પણ પદાર્થ મુક્ત નથી એવું જણાવી રામચંદ્ર વિશ્રાંતિના ઉપદેશની માગણી કરે છે: 'હું અંતઃકરણમાં પૂર્ણ સંતોષ પામું, પૂર્ણ થાઉં અને ફરી શોકગ્રસ્ત ન થાઉં' એવું જ્ઞાન આપવાની તત્ત્વવેત્તા પુરુષોને વિજ્ઞપ્તિ કરે છે.

બીજું પ્રકરણ મુમુક્ષુપ્રકરણ છે. તેમાં નિરૂપણ કરવામાં આવ્યું છે કે મનુષ્યમાં વાસનાઓ બે પ્રકારની હોય છે: શુભ અને અશુભ. આત્મા તરફ લઈ જનારી વાસનાઓ શુભ અને આત્માથી વિમુખ કરનારી વાસનાઓ અશુભ. અશુભ વાસનાઓના પ્રવાહને સંસારથી પરાવૃત કરી આત્મા તરફ વાળવો જોઈએ. આ કાર્યમાં પુરુષાર્થ જ સહાયક છે, દૈવનો આશ્રય લઈને

બેસી રહેવું એ તો પ્રમાદીઓનું કામ છે. વસિષ્ઠજી કહે છે: 'હે રામ, તમારો વૈરાગ્ય અપૂર્વ છે. પોતાના સ્વરૂપના વિવેકજ્ઞાનથી સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થયો છે. તેથી તમે પરમ જ્ઞાનરૂપી બીજ વાવવા માટે સુયોગ્ય માધ્યમ છો.' જ્ઞાની ઉપદેશકે પૂછનાર જિજ્ઞાસુ વૈરાગ્યવાન છે કે નહિ, સદાચારી છે કે નહિ અને આપેલું જ્ઞાન ગ્રહણ કરવાની અને પચાવવાની શક્તિવાળો છે કે નહિ તેની ખાતરી કરીને જ ઉપદેશ આપવો જોઈએ; પશુધર્મીને કોઈ પણ સંજોગોમાં ઉપદેશ ન આપવો. સંસારરૂપી વિષથી ઉત્પન્ન થયેલો વિષૂચિકા રોગ તત્ત્વજ્ઞાનરૂપી ઔષધથી જ મટી શકે છે. પાપરહિત બુદ્ધિથી જ્યારે પરમ તત્ત્વનું જ્ઞાન થાય છે, ત્યારે આ સ્થૂળ દેહ રથ જેવો જણાય છે. ઇન્દ્રિયો અશ્વોનું સ્થાન લે છે, અને તેમાં બિરાજીને જ્ઞાની પુરુષ, સંસારમાં આનંદથી વિહાર કરે છે, વિશ્વનાં વિધવિધ દૃશ્યોનો અનુભવ કરે છે અને મોજ માણે છે.

વસિષ્ઠ કહે છે: આ શાસ્ત્ર (મહારામાયણ) અતુલ્ય છે. તેમાં બધી વાતો યુક્તિઓથી અને દૃષ્ટાંતોથી સમજાવવામાં આવી છે આ શાસ્ત્ર સુગમ છે, કાવ્ય જેવું રસાસ્વાદથી ભરપૂર છે. અલંકારોથી વિભૂષિત છે, જો તમે પરિશ્રમથી ઉપરામ થયા વિના, અભ્યાસ કાયમ રાખશો તો થોડા દિવસોમાં જ પરમ પદ પામશો, એમાં શંકા જ નથી. ૧ ર્ચિ ૧૨/૨ ૬-૧૮

ત્રીજું પ્રકરણ ઉત્પત્તિપ્રકરણ છે. તેમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે દ્રષ્ટા ઉપર દૃશ્ય પદાર્થોની સત્તા એ જ બંધન છે. 'હું અને તું'થી લઈને આ સર્વ વિદ્યમાન જગત એ માત્ર મનનો જ વિલાસ છે, મન જ સર્વનું પ્રવર્તક છે અને પદાર્થને જેવો ચાહે તેવો કરી નાખે છે, જે વસ્તુ સંકલ્પનું જ કાર્ય છે તે સંકલ્પથી જ નષ્ટ થઈ શકે છે. 'દૃશ્યનું અસ્તિત્વ જ નથી એવી રીતના પ્રલાપો કર્યા કરવાથી આ દૃશ્ય ભાસતું બંધ પડતું નથી. સમાધિથી દૃશ્યને દૂર કરવામાં આવે તોપણ વ્યુત્થાન દશામાં પાછું તે ખડું થાય છે. આ જગતના અધિષ્ઠાન તરીકે એક નિરાકાર, નિર્વિકાર તત્ત્વ છે, જેને આત્મા, બ્રહ્મ વગેરે નામો આપવામાં આવે છે. જગતની અંદર

પણ તે જ તત્ત્વ છે, તેની પર પણ તે જ તત્ત્વ છે, જગતરૂપે પણ તે જ તત્ત્વ છે, સર્વ બ્રહ્મરૂપ જ છે, સર્વત્ર બ્રહ્મ જ દૃષ્ટિગોચર થાય છે, એવી અનુભૂતિ થાય ત્યારે જ અજ્ઞાન નાશ પામે છે અને માનવ, સંસારના બંધનમાંથી મુક્ત થાય છે. ઘણો કાળ થયાં આ મિથ્યા જ્ઞાનરૂપી વિષૂચિકા રોગ રૂઢ થઈ ગયો છે તેથી તેને એકદમ નિર્મૂળ કરી શકાતો નથી. બોધ થયા પછી દૃશ્ય સત્યરૂપે અને તમારા સ્વરૂપથી ભિન્ન દેખાતું બંધ થશે કારણ કે જગત બ્રહ્મથી જુદું ઉત્પન્ન થયું નથી, અને બ્રહ્મથી જુદું જોવામાં આવતું પણ નથી.

ચોથું પ્રકરણ 'સ્થિતિ' પ્રકરણ છે. આમાં વસિષ્ઠ જણાવે છે કે વસ્તુતઃ પરમાર્થદૃષ્ટિએ જગત છે જ નહિ, પૂર્વે પણ નહોતું અને ભવિષ્યમાં પણ થવાનું નથી. બ્રહ્મ, નિરાકાર, નિષ્ક્રિય, શુદ્ધ, અદ્વિતીય છે. શાશ્વત તત્ત્વમાં ઉત્પત્તિ આદિ વિકારો સંભવતા જ નથી. પ્રકાશમાં અંધકાર રહી શકે નહિ, તડકામાં છાયા રહી શકે નહિ, તેમ બ્રહ્મ વિષે જગત રહી શકે જ નહિ. મન જ ભ્રમનું કારણ છે. મનનો નાશ થાય તો જગતનો નાશ થાય છે. પ્રાણીને જન્મ–મરણ મનથી જ થાય છે, ક્રિયા અને તેના ફળને ઉત્પન્ન કરી, મન તેમાં આસક્ત થાય છે. સમુદ્ર સર્વ પ્રકારની સમૃદ્ધિની ખાણ છે તેમ મન જ સર્વ પ્રકારના સિદ્ધાંતોની ખાણ છે. દૃશ્યમાં તદ્રૂપતા એ જ સંસાર છે, એ જ અજ્ઞાન છે, તેનો નાશ અસંકલ્પથી થાય છે. મન ઉપર આધિપત્ય જેમણે મેળવ્યું હોય છે, એવા જ્ઞાનીઓ શરીરમાં રહીને જે સુખ ભોગવે છે તે ચક્રવર્તી રાજાઓ (જો અજ્ઞાની હોય તો) પોતાના રાજ્યમાં રહીને ભોગવી શકતા નથી. જ્યાં સુધી ચૈતન્યપ્રકાશ અહંકારથી ઘેરાયેલો રહે છે, ત્યાં સુધી તે ખરી રીતે પ્રકાશ આપી શકતો નથી. સ્ફટિકમણિ જેવા શુદ્ધ અંતઃકરણમાં નિત્ય આત્માના અનુસંધાનથી અહંકાર વધતો નથી. અહંકાર ત્રણ પ્રકારનો છે. 'હું આ સર્વ છું, અવિનાશી પરમાત્મા છું' એવો આત્માનુભૂતિ દ્વારા થતો અહંકાર સર્વોત્તમ છે. 'હું આ સર્વથી જુદો છું, નિરવયવ સૂક્ષ્મ છું.' આ જાતનો બીજા પ્રકારનો અહંકાર પણ શુભ છે. પણ 'હું હાથપગવાળો દેહ છું.' આવો લૌકિક અહંકાર તુચ્છ છે,

સર્વ પ્રકારના અનર્થોનું મૂળ કારણ છે. આત્મતત્ત્વ અનંત છે, ચૈતન્યસ્વરૂપ છે, દૃશ્યરૂપે થવાની તેની ઈચ્છાને સંકલ્પ કહેવામાં આવે છે. આ સંકલ્પરૂપ અંકુર ધીમે ધીમે ઘનતા પામે છે અને અધિષ્ઠાન તરીકે જે ચૈતન્ય છે તેને ઢાંકી દે છે. આ પ્રમાણે સમષ્ટિ સંકલ્પથી જગત ઉત્પન્ન થાય છે. આ સંકલ્પના નાશનો ઉપાય અસ્મરણ જ છે. સંકલ્પને મનમાંથી કાઢી નાખવો જોઈએ એ જ પરમ પદની પ્રાપ્તિનો સર્વોત્તમ માર્ગ છે.

પાંચમું પ્રકરણ 'ઉપશમ' પ્રકરણ છે. આમાં વસિષ્ઠ પ્રતિપાદન કરે છે કે પ્રથમ મનને શુદ્ધ કરવું જોઈએ. નશ્વર પદાર્થો માટે જે આસક્તિ મનમાં રહેલી છે તેને જડમૂળથી ઉખેડી નાખવી જોઈએ. તેની સાથે મનમાં સર્વાત્મભાવ કેળવવો જોઈએ; કારણ કે આત્મા સર્વવ્યાપક છે આ વિશાળતા અને અનાસક્તિ એ બંને ચિત્તશુદ્ધિનાં આવશ્યક અંગો છે. શાસ્ત્રશ્રવણ, વૈરાગ્ય અને સત્સંગ એ ચિત્તને શુદ્ધ કરવાના ઉપાયો છે. કોઈ ભાગ્યશાળીને પૂર્વજન્મના સંસ્કારોને લીધે આકાશમાંથી પડતા ફળની પેઠે પોતાની મેળે જ આત્મવિચાર પ્રાપ્ત થાય છે અને તે જીવન્મુક્ત બને છે. જે મનુષ્યો હૃદયમાં રહેલા ઈશ્વરને મૂકી અન્ય દેવની ઉપાસના કરે છે, તેઓ હાથમાંના કૌસ્તુભમણિને ત્યજી બીજા રત્નની ઈચ્છા કરે છે. પદાર્થોની નીરસતા જાણ્યા પછી પણ જે તેમાં પ્રીતિ કરે છે તે નર નહિ પણ ખર છે. બાહ્ય અને આંતર ઇંન્દ્રિયોના વ્યાપારની ઉપરતિરૂપ ઉપશાંતિ વડે પવિત્ર આત્માનંદ સંપાદન કરવો જોઈએ. મન વડે જેઓની પરમાર્થદૃષ્ટિ નષ્ટ થઈ ગઈ છે, તેમના દુઃખનો તો ઉપાય જ નથી. જ્યાં સુધી સ્વસ્વરૂપનું વિસ્મરણ રહેવાનું, જ્યાં સુધી અજ્ઞાનતા રહેવાની ત્યાં સુધી દુઃખ પણ રહેવાનું જ. એ વિચારશીલ મનુષ્યોએ સમજવું જોઈએ. વસિષ્ઠ કહે છે: વાસનાત્યાગ બે પ્રકારનો છે. જ્ઞેય અને ધ્યેય વસ્તુતઃ 'હું પદાર્થોનો નથી અને પદાર્થો મારા નથી.' એ પ્રકારની ભાવનાથી, શાંત બુદ્ધિ વડે ક્રિયા કરનારાઓનો જે વાસનાત્યાગ તે ધ્યેયવાસનાત્યાગ કહેવાય છે. આવા માનવોની ક્રિયાઓ લીલારૂપે હોય છે. જે વાસનાક્ષય દ્વારા મમતારહિત થઈને દેહનો ત્યાગ કરે તે જ્ઞેય નામનો વાસનાત્યાગ છે. લીલાપૂર્વક લોકસંગ્રહાર્થ ઉચિત પ્રવૃત્તિ કરનાર જીવન્મુક્ત

કહેવાય છે અને શેષવાસનાત્યાગવાળા તો વિદેહમુક્ત થાય છે, પરબ્રહ્મમાં લીન થાય છે. આ સર્વ દૃશ્ય જગત અનાત્મા છે એમ જાણી, આંતરિક શાંતિ સંપાદન કરવી એ જ સમાધિ છે. વ્યવહાર કરતો હોય કે ન કરતો હોય, બંને અવસ્થાઓમાં જ્ઞાની (અનુભવી) આનંદમાં જ નિમગ્ન રહે છે.

આત્મજ્ઞાનનાં બે ફળો છે: સર્વ પ્રકારના દુઃખનો નાશ અને આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર. જીવન્મુક્ત પુરુષ કોઈ ઠેકાણે ડૂબતો નથી, પણ પૂર્ણકામ રહે છે. તત્ત્વવેત્તા, તેના શરીરને કરવતથી વહેરી નાખવામાં આવે કે તલવાર વડે કાપી નાખવામાં આવે તોપણ સ્વરૂપસ્થિતિરૂપ સમાધિમાંથી ચલિત થતો નથી. મારનાર અને જિવાડનાર બંને ઉપર તેની સમાન દૃષ્ટિ હોય છે. હર્ષ–શોક ઉત્પન્ન કરનારી મલિન વાસના એ સંગ કહેવાય છે, દ્વન્દ્વોથી રહિત જીવન્મુક્તની વાસના શુદ્ધ કહેવાય છે.

છઠ્ઠું 'નિર્વાણ' પ્રકરણ છે, આમાં વસિષ્ઠ કહે છે કે વૈરાગ્યના અભ્યાસથી અને તત્ત્વજ્ઞાનથી સંસાર તરી શકાય છે, માટે સમજુ માણસે આનો જ અભ્યાસ ચાલુ રાખવો જોઈએ. જેની બુદ્ધિ વિષયોથી વ્યાપ્ત છે, તે સત્ય વસ્તુમાં આંધળો અને અસત્ય વસ્તુઓમાં આસક્ત હોય છે. દેવ કોણ છે તે વિષયમાં વસિષ્ઠ જણાવે છે કે વિષ્ણુ, બ્રહ્મા, અગ્નિ, સૂર્ય આદિ જે પ્રસિદ્ધ દેવો છે તે દેવો નથી. દેહના આકારવાળો પણ દેવ નથી. ચૈતન્યસ્વરૂપ, પરમ કલ્યાણકારી તત્ત્વ, જે કોઈનું કારણ નથી તેમ કાર્ય પણ નથી, જે આનંદસ્વરૂપ છે, અનાદિ છે, અનંત છે તે જ ખરો દેવ છે. બોધ અને શમરૂપી પુષ્પો વડે આ પરમાર્થસ્વરૂપ દેવનું પૂજન કરવું એ જ દેવાર્ચન છે. આત્મા જ વાસ્તવિક દેવ છે, માટે જ્ઞાનરૂપી પૂજનવિધિ વડે આત્માની જ અર્ચના કરવી. આ પૂજન માટે કાળનો નિયમ નથી. જોતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, ચાલતાં, ખાતાં, સર્વ પ્રકારની ચેષ્ટાઓ કરતાં કરતાં, આત્માનું અનુસંધાન કાયમ રાખવું એ જ પૂજાનો શ્રેષ્ઠતમ પ્રકાર છે. મનુષ્યે મહાકર્તા, મહાભોક્તા, મહાત્યાગી થવું જોઈએ એવી વસિષ્ઠની આજ્ઞા છે. આત્મા અકર્તા છે, અભોક્તા છે, એવા નિશ્ચયથી સર્વ શંકાઓ ત્યજી દેવી અને દૈવયોગથી પ્રાપ્ત થયેલાં કર્મોને આચરવાં, તેમાં નિશ્ચિંતતા અને નિષ્કામના

રાખવી. જે પુરુષ આ પ્રમાણે મનનશીલ થઈ ઉદ્વેગરહિત થઈને કર્મો કરે છે, તે મહાકર્તા કહેવાય છે. આવો મહાત્મા ગીતાના શબ્દોમાં કહીએ તો કર્મમાં અકર્મ જુએ છે અને અકર્મમાં કર્મ જુએ છે, તે સર્વત્ર આસક્તિ વિના સાક્ષીની પેઠે રહે છે. નાશવંત શરીરો પ્રત્યે, આત્મદર્શનથી જેનું મન સમાન રહે છે તે મહાકર્તા કહેવાય છે.

જે મનુષ્ય કશાની ઈચ્છા કરતો નથી, તેમ કશાનો દ્વેષ કરતો નથી, પ્રારબ્ધથી જે પ્રાપ્ત થાય તે આસક્ત થયા વિના ભોગવે છે, તે મહાભોક્તા કહેવાય છે. સતત આત્માનું અનુસંધાન રાખવાથી ભોગવવા છતાં પણ પોતે કાંઈ ભોગવતો નથી એમ જે સમજે છે, તે મહાભોક્તા કહેવાય છે. જય, પરાજય, માન, અપમાન, જરા, જન્મ, મૃત્યુ, આપત્તિ અને સંપત્તિમાં જેનું મન એક સરખો આનંદ અનુભવે છે, તે મહાભોક્તા કહેવાય છે જેમ સમુદ્ર જુદી જુદી નદીઓનાં જળોને સમાનપણે ગ્રહણ કરે છે તેમ 'મહાભોક્તા' (અજ્ઞાનીઓને જણાતાં) મોટાં સુખોને અને મોટાં દુઃખોને સમાન વૃત્તિથી ગ્રહણ કરે છે.

જેણે અહંકારનો, મન, બુદ્ધિ, શરીર સાથેના તાદાત્મ્ય સંબંધનો ત્યાગ કર્યો છે તે જ મહાત્યાગી છે. આ આંતરિક ત્યાગ વિનાનો બાહ્ય ત્યાગ, એ મિથ્યા આડંબર છે, ઢોંગ છે, શ્રદ્ધાળુ લોકોને છેતરવાનું સાધન છે, આ દૃશ્ય કેવળ કલ્પના છે. તેને લગતી બાહ્ય દૃષ્ટિ જેણે ત્યજી હોય, તે જ મહાત્યાગી કહેવાય છે.

તત્ત્વજ્ઞ પુરુષ નિત્યતૃપ્ત, શાંત, આત્મનિષ્ઠ હોય છે. જીવન્મુક્તમાં બે વિશેષતા હોય છે: આત્મજ્ઞાન અને ભોગ્ય પદાર્થોમાં અનાસક્તિ. તેની સાથે સ્વધર્માનુસાર કર્તવ્યનિષ્ઠા હોય છે એથી કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, મદ, મત્સર વગેરે વિકારો ક્ષીણ થતા જાય ત્યારે સમજવું કે આપણે જ્ઞાનના અધિકારી થતા જઈએ છીએ, આંતરિક વિકાસ વિના બાહ્ય ક્રિયાઓને વળગી રહેવાથી જ્ઞાની કે ભક્ત થવાતું નથી.

અહંતા—મમતાવાળો જીવ દુઃખથી મુક્ત થતો નથી. દેહાદિમાં અહંભાવ એનું નામ કલ્પના અને અખંડ બ્રહ્મમાં અનુસંધાન, એને કલ્પના-

અવિદ્યાગ્રસ્ત માનવ માટે આ ગ્રંથ નથી તેમ જેને આત્મસાક્ષાત્કાર થયો છે, તેને પણ આ ગ્રંથની આવશ્યકતા નથી. અપરોક્ષ જ્ઞાન સંપાદન કર્યા પછી, શ્રવણ, મનન, નિદિધ્યાસનની જરૂરિયાત રહેતી નથી. પૂર્વરામાયણમાં આવેલી કથાઓનો વિચાર કરી, તેમનો સાર ગ્રહણ કરી, જે નીતિના નિયમો ઉપર તેમાં ભાર મૂકવામાં આવ્યો છે, તેમનું પાલન કરી જેમણે પોતાના ચિત્તને વિમળ બનાવ્યું છે અને જેમને પરમ પુરુષાર્થ (આત્મસિદ્ધિ)ની તાલાવેલી લાગી છે, તેવા જિજ્ઞાસુ માટે જ આ ગ્રંથ છે.

ભરદ્વાજ મુનિ જે ઉપાયથી મનુષ્ય સંસારસાગર તરી જાય, સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત થાય, તે કહેવાની પ્રાર્થના (બ્રહ્માને) કરે છે. બ્રહ્મા જ તેને આજ્ઞા આપે છે કે આ વિષયમાં તેણે તેના ગુરુ વાલ્મીકિને પ્રાર્થના કરવી, અને વાલ્મીકિએ જે 'ઉત્તર રામાયણ' નામનો સર્વોત્તમ ગ્રંથ રચવા માંડયો છે, તે સત્વર પૂરો કરે, એમ કહેવું. કારણ કે આ ગ્રંથના અનુશીલનથી, જેમ નૌકાથી ઝટ સમુદ્રને પાર કરી શકાય છે, તેમ આ પરિવર્તનશીલ નાશવંત સંસારના બંધનમાંથી છૂટી શકશે. ભરદ્વાજે ઋષિ વાલ્મીકિને મહાત્મા રામ, ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ, યશસ્વિની સીતા વગેરે આ સંસારમાં કેવી રીતે વર્તતાં હતાં, અને કેવી રીતે નિર્દ્વન્દ્વ સ્થિતિ પ્રાપ્ત કરી શકયાં હતાં, તે સ્પષ્ટ રીતે કહેવાની વિનંતિ કરી. ગુરુ વાલ્મીકિ કહે છે કે હે પુત્ર ભરદ્વાજ, હું તને જે કહું છું તે સાવધાન થઈને સાંભળ જો તેમ કરીશ તો આત્મ તત્ત્વના અજ્ઞાનરૂપી મોહને તું દૂર કરી શકીશ. મહાત્મા રામ, લક્ષ્મણ, સીતાજી વગેરે અનુરકિત વિના, કોઈ પણ પ્રકારની વાસના વિના જ કેવળ લોક સંગ્રહાર્થ જ વ્યવહાર કરતાં હતાં, તેથી જ જીવન્મુકતની અવસ્થાને પામ્યાં હતાં, તારે પણ તે જ પ્રમાણે વર્તન કરવું જોઈએ આ અગાધ સંસારરૂપી સમુદ્રમાં પડેલો હોવા છતાં પણ જે નિર્લેપ રહીને, સાક્ષીભાવથી વ્યવહાર કરે છે તે ઉત્તમ જ્ઞાનરૂપી સામર્થ્ય મેળવે છે અને તે કોઈ પણ દિવસ શોકને કે દીનતાને આધીન થતો નથી. તે ક્ષુદ્ર અહંકારની શૃંખલાને તોડી, અખંડ, અનુપમ આનંદને પ્રાપ્ત કરે છે અને નિત્ય તૃપ્ત રહે છે.

મુનિ ભરદ્વાજ, રામચંદ્રના ચરિત્રનો સંબંધ લઈને, અનુક્રમે, જીવ-

ન્મુક્તની સ્થિતિ કહેવાની વાલ્મીકિને વિજ્ઞપ્તિ કરે છે. વાલ્મીકિ જણાવે છે : જેમ આકાશમાં નીલવર્ણ ખરી રીતે જોતાં નથી તેમ પરબ્રહ્મમાં વિશ્વ સાચે જ નથી. કારણ કે વિશ્વના અસ્તિત્વથી પરબ્રહ્મના નિરાકાર, નિર્વિકાર સ્વરૂપમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન થતું નથી. જે દૃશ્યમાન છે, તે યથાર્થ રીતે અસ્તિત્વથી રહિત છે એવો દૃઢ નિશ્ચય કર, આવું (જ્ઞાન અનુભૂતિ, બોધ) થયા વિના અવિદ્યા નષ્ટ થતી નથી. એટલા માટે ગમે તે ઉપાયથી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર સિદ્ધ કરવો જોઈએ. દ્રષ્ટા જ નિત્ય છે, એવા બોધથી જો મનમાંથી દૃશ્ય પદાર્થોનું માર્જન થઈ જાય તો આત્માનો અનુભવ થાય છે. વાસનાઓનો, આસક્તિનો મૂળમાંથી જ ત્યાગ એને જ મોક્ષ કહેવામાં આવે છે મનમાંથી આ સંસારના સર્વ પદાર્થો જેઓ નાશવંત છે, તેમના પ્રત્યે અનાસક્ત થવાથી મન, જે વાસનાઓના સમૂહરૂપ છે, તે પીગળી જાય છે. વાસના બે પ્રકારની હોય છે, શુદ્ધ અને

પ્રણામ કરીને રામચંદ્રજીએ પોતાના પ્રાસાદમાં પ્રવેશ કર્યો. રામચંદ્રજીના આગમનથી આનંદિત થઈને લોકોએ આઠ દિવસ ઉત્સવ ઊજવ્યો અને ગાનતાનથી કોલાહલ કરી મૂક્યો.

તીર્થયાત્રાથી પાછા ફર્યા બાદ રામચંદ્રજી સર્વ સમય ઘરમાં જ ગાળવા લાગ્યા અને શરદઋતુમાં તળાવની માફક દિવસે દિવસે સુકાવા લાગ્યા, ચિંતાને વશ થવા લાગ્યા અને તેમનું મુખારવિંદ પણ ફિક્કું પડવા લાગ્યું. અન્ય મનુષ્યો જોડે વાતચીત કરવામાં તેમને આનંદ આવતો ન હતો. એકાકી જીવન ગાળતા હતા. મૂંગાની માફક બેસી રહેતા હતા. રામચંદ્રજીની આવી સ્થિતિ જોઈને દશરથ રાજા તથા રાણીઓને ખેદ થયો, અને વારંવાર પૂછતાં છતાં પણ રામચંદ્રજી તરફથી સંતોષકારક ઉત્તર મળતો ન હોવાથી તેઓ ચિંતાને વિવશ થઈ ગયાં. દશરથ રાજાએ આની વસિષ્ઠ ઋષિને જાણ કરી અને કારણ પૂછ્યું. વસિષ્ઠજીએ રાજાને આશ્વાસન આપ્યું અને કહ્યું કે કાંઈ ખાસ પ્રયોજન વિના મહાન આત્માઓ આવા વિકારોને આધીન થતા નથી, અલ્પ કારણથી તેઓના મનમાં હર્ષ કે ખેદ ઉત્પન્ન થતા નથી. આ પ્રમાણે રાજા અને મુનિવર વસિષ્ઠ વચ્ચે વાતચીત ચાલતી હતી, તે સમયે વિશ્વામિત્ર નામના પ્રખ્યાત મહર્ષિ રાજાને મળવા આવ્યા. ઋષિ વિશ્વામિત્રે યજ્ઞનો આરંભ કર્યો હતો અને રાક્ષસો આ શુભ કાર્યમાં વિઘ્નો નાખતા હોવાથી યજ્ઞની રક્ષા કરવા માટે રાજાને મળવાની તેમણે ઈચ્છા કરી. આગમનનું આ જ કારણ હતું. ઋષિ વિશ્વામિત્રે આવીને દ્વારપાળના વડાને કહ્યું: 'મારા આવવાની રાજાને ઝટ ખબર આપો, વડા છડીદારે, રાજાની પાસે તરત આવીને, વિજ્ઞપ્તિ કરી કે હે મહારાજાધિરાજ, દેવડીએ એક મહાન તેજસ્વી શ્રીમાન પુરુષ ઊભા છે, તેમની કાંતિ સૂર્યના જેવી છે, તેમના શરીરમાંથી નીકળતાં તેજકિરણોથી તેમણે સમગ્ર વાતાવરણ કાંચનવર્ણું કરી દીધું છે, એમનું નામ વિશ્વામિત્ર છે છડીદારનું આ વચન સાંભળતાં જ રાજા દશરથ સિંહાસન ઉપરથી ઊભા થયા, અને જ્યાં એ મહામુનિશ્રી હતા ત્યાં પહોંચી ગયા. મુનિશ્રી બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજથી ભરપૂર હતા. એમનું શરીર સૌમ્ય અને સુંદર હતું. તપને અને પવિત્રતાને લીધે ઓજસ્વી હોવાથી તેમની સામે જોઈ શકાય તેમ નહોતું. મુનિશ્રીને જોઈને દશરથ

રાજાએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને કહ્યું. આપના આગમનથી અમને અમૃતની પ્રાપ્તિ થઈ છે. આપની શી આજ્ઞા છે તે જણાવો. આપની હું કઈ રીતે સેવા કરું. આપ પ્રથમ રાજર્ષિ હતા, હવે તપ કરીને આપે બ્રહ્મર્ષિની પદવી મેળવી છે. આપ કામ, ક્રોધ, લોભ, મોહથી રહિત છો. આપના આવવાથી હું અનુગ્રહપાત્ર થયો છું, પવિત્ર થયો છું. મારે ત્યાં સાક્ષાત્ બ્રહ્મા જ પધાર્યા છે એવું હું માનું છું: આપની જે આજ્ઞા હશે તેનું હું ધર્મની રીત પ્રમાણે પાલન કરીશ.

વિશ્વામિત્ર, રાજાનાં આ વચનો સાંભળી ખુશી થયા અને રાજાને કહ્યું કે 'હે રાજસિંહ, મેં સિદ્ધિને વાસ્તે યત્ન કરવાનો આરંભ કર્યો છે પણ રાક્ષસો તેમાં વિઘ્નો નાખ્યા કરે છે માટે નિરુત્સાહ થઈને હું અહીં તમારી પાસે આવ્યો છું. મારામાં શક્તિ છે પણ રાક્ષસોને શાપ આપવાની મારી ઇચ્છા નથી, કારણ કે આ કાર્ય જ એવું છે કે તેમાં શાપ આપવો અનુચિત છે. હું જાણું છું કે સિંહના જેવો, પરાક્રમી અને વીર્યવાન આપનો પુત્ર રાક્ષસોને ચીરી નાખે તેમ છે. એ તમારો પાટવી પુત્ર, મને આ કાર્યને માટે સોંપો. હું મારી દિવ્ય શક્તિથી તેનું રક્ષણ કરીશ. રાક્ષસોની સાથે યુદ્ધ કરવામાં રામ વિના બીજો કોઈ પુરુષ સમર્થ નથી. રાજા દશરથને આ વચનો સાંભળી મનમાં ખેદ થયો. તેઓના મંતવ્ય પ્રમાણે રામચંદ્ર આવા ભગીરથ કાર્ય માટે યોગ્ય ન હતા. તેથી તેમણે વિશ્વામિત્રને કહ્યું કે 'હું પોતે જ મારી સેનાથી વીંટાઈને રાક્ષસોની સાથે યુદ્ધ કરીશ માટે આપ મને આજ્ઞા આપો. રામચંદ્રની વય નાની છે, તેમ જ વળી ગમે તે કારણસર તે હમણાં શૂન્યમૂન અવસ્થામાં રહે છે, અન્ન ખાઈ શકતો નથી અને ઘરની ભૂમિમાં વિહાર પણ કરી શકતો નથી.' દશરથ રાજાનાં આ વચનો સાંભળી મુનિ વિશ્વામિત્ર રોષ પામ્યા અને કહ્યું કે હે રાજન્, તમે આપેલું વચન પાળવાની તમારામાં શક્તિ ન હોય તો તમે સ્પષ્ટ રીતે કહો એટલે હું પાછો ચાલ્યો જઈશ મુનિ વસિષ્ઠજીએ આ સાંભળીને રાજા દશરથને કહ્યું: હે રાજન્! તમારે સ્વધર્મનું પાલન કરવું જોઈએ. ત્રિભુવનના સ્વામી એવા આ મહાન આત્માની આજ્ઞા તમારે શિરોધાર્ય ગણવી જોઈએ. વિશ્વામિત્ર ધર્મનું મૂર્તિમાન સ્વરૂપ છે, પરાક્રમીઓમાં શ્રેષ્ઠ છે, વિધવિધ અસ્ત્રોને

જાણે છે. દેવો, અસુરો, રાક્ષસો, નાગો—એ સઘળા ભેગા થાય તોપણ એ કોઈ વિશ્વામિત્રની બરાબરી કરી શકે તેમ નથી, વિશ્વામિત્રના તપથી પ્રસન્ન થયેલ શિવજીએ એમને અમોઘ અસ્ત્રો આપ્યાં છે. આ મુનિરાજની સમીપમાં કોઈ માણસનું મૃત્યુ આવી ચૂકેલું હોય તોપણ તે અમરતા પામે છે, માટે તમે વચનભંગ કરો નહિ, દીનતાને વશ થાઓ નહિ.

ગુરુ વસિષ્ઠનાં આવાં પ્રેરણા અને બોધદાયક વચનો સાંભળી દશરથ રાજાએ લક્ષ્મણને અને રામને બોલાવવા આજ્ઞા કરી. રાજાએ મોકલેલો દ્વારપાળ રામના મંદિરમાં આવ્યો, રામચંદ્રજીની સ્થિતિ જોઈને તે એકદમ પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે રામચંદ્રજી કહે છે કે 'હું આવું છું' પણ પાછા વિચાર-નિમગ્ન થઈ જાય છે અને કોઈની સાથે વાત કરવાની કે કોઈને મળવાની તેમને ઇચ્છા થતી નથી. રામનું શરીર ખેદથી ક્ષીણ થઈ ગયું છે. તીર્થયાત્રા-એથી પાછા આવ્યા બાદ આજ પર્યંત તે મનમાં બળ્યા કરે છે, તેમને જીવિતમાં રસ પડતો નથી. કોઈ રાજા અથવા બ્રાહ્મણ એમને રાજનીતિનો કે વ્યવહારનો ઉપદેશ આપે છે તો તેઓશ્રી તેમને બુદ્ધિહીન ગણીને હસી કાઢે છે. તેમની વાત ઉપર લગાર પણ ધ્યાન આપતા નથી. ધનની કાંઈ જરૂર નથી, રાજ્યનું શું કામ છે. આ પદાર્થો શાશ્વત સુખ આપી શકે તેમ નથી એવાં વચનો બોલ્યા કરે છે, અને મનમાં મૂંઝાયા કરે છે. સઘળા વૈભવોથી ભરપૂર આ વિસ્તીર્ણ પૃથ્વી તેમને આકર્ષણ કરી શકતી નથી.

વિશ્વામિત્ર આ સાંભળી પોતાના અનુચરોને શીઘ્ર રામચંદ્રને પોતાની પાસે લઈ આવવાની આજ્ઞા કરે છે. તેમને ખાતરી થાય છે કે રામને આ મોહ થયો છે તે વિવેકજન્ય વૈરાગ્યને લીધે થયો છે, આપત્તિ કે પ્રમાદને લીધે થયો નથી, તેથી તે મોહ નથી પણ 'બોધ' જ છે. યુક્તિપૂર્વક આ મોહને દૂર કરવામાં આવશે એટલે રામચંદ્રજી પોતાની ફરજો સ્વધર્માનુસાર બજાવતાં બજાવતાં જ પરમસિદ્ધિને પ્રાપ્ત કરશે, વ્યવહાર કરતાં છતાં પણ ઐશ્વર્યવાન થશે, બંધ અને મોક્ષનું રહસ્ય સમજશે, સુખ-દુઃખનાં દ્વન્દ્વોથી રહિત થશે અને પથરામાં, સોનામાં અને માટીના ઢેફામાં સમદૃષ્ટિ રાખશે. મુનિવર વિશ્વામિત્રે એ પ્રમાણે કહ્યું એટલે રાજા દશરથનું મન આનંદથી

ભરાઈ ગયું અને રામચંદ્રજીને બોલાવવા દૂતો ઉપર દૂતો મોકલ્યા. રામચંદ્રજી વિશ્વામિત્ર અને પોતાના પિતાની આજ્ઞાનું પાલન કરી તરત જ પવિત્ર સભામાં આવ્યા. દશરથ રાજાએ રામને કહ્યું: 'હે પુત્ર, તું વિવેકી છે, શુભ ગુણોના સમૂહરૂપ છે. માટે મૂર્ખ વિચારહીન મનુષ્યોની પેઠે, તારે તારા મનને શોકને આધીન થવા દેવું ન જોઈએ. મિત્રો, વૃદ્ધો, વિપ્રો અને ગુરુઓ કહે તે પ્રમાણે તારે વર્તન કરવું જોઈએ.'

વસિષ્ઠજીએ કહ્યું: 'હે રાજકુમાર, તમે શૂરવીર છો, ઘણી મુશ્કેલીથી જીતી શકાય એવા વિષયોરૂપી શત્રુઓને તમે જીતી લીધા છે. અજ્ઞાનીઓને યોગ્ય એવા મોહને તમે કેમ આધીન થયા છો?' વિશ્વામિત્રે કહ્યું: 'ચિંતા તમારા મનને ઉંદરો જેમ ઘરને બગાડે છે તેમ બગાડી નાખશે આ ચિંતા જે તમારા મનને કોતરી ખાય છે તેનું શું કારણ છે? તમે સર્વ પ્રકારના સૌભાગ્યથી પૂર્ણ છો, માટે ખરી રીતે તો ચિંતાને તમારા મનમાં સ્થાન હોઈ શકે જ નહિ. તમારા મનમાં જે અભિપ્રાય હોય તે મને સત્વર જણાવો. તમારી સર્વ મનકામનાઓ તૃપ્ત થશે અને યથાર્થ જ્ઞાનનો ઉદય થવાથી ચિંતાઓ તમારા મનમાં ફરીથી પ્રવેશ કરી શકશે નહિ.'

વિશ્વામિત્રનું આ કથન સાંભળી રામચંદ્રે પોતાનું કાર્ય સિદ્ધ થશે એવો મનમાં નિશ્ચય કર્યો અને પોતાનો ખેદ છોડીને પોતાના મનની સ્થિતિથી સર્વેને વાકેફ કર્યા.

રામચંદ્રજી કહે છે કે હે ભગવાન, હું અજ્ઞાની છું પણ આપની આજ્ઞાથી હું મારો સઘળો અનુભવ આપની સમક્ષ રજૂ કરું છું. હું મારા પિતાજીના ઘરમાં જન્મીને મોટો થયો, વિદ્યા ભણ્યો, પુખ્ત વયનો થયો, એટલે પિતાજીની આજ્ઞા લઈ તીર્થયાત્રા કરવા સારુ સમુદ્રપર્યંત પૃથ્વી ઉપર પર્યટન કર્યું. ધીમે ધીમે સંસાર ઉપરથી મારી આસ્થા ઊઠવા માંડી, મારામાં વિવેકનો ઉદય થવા માંડ્યો. મને સમજાવા લાગ્યું કે ભોગો બધા અંતે દુઃખરૂપ જ છે, કારણ કે સર્વ પદાર્થો નાશવંત છે, વિષયો અસત્ય છે, સ્થાયી નથી અને સંપત્તિ અનર્થ રૂપ છે. જેમ વનમાં ઝાંઝવાના જળથી ઘણે દૂર સુધી મૃગલાઓ ખેંચાય છે તેમ અવિદ્યાગ્રસ્ત દૈવાહૂટા મનુષ્યો આ સંસારમાં નાશવંત વિષયોથી ખેંચાય

છે, મનને સ્વાધીન રાખવાને બદલે તેના દાસ તરીકે વર્તન કરે છે. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં મને સઘળા પદાર્થોમાં અરુચિ થઈ છે. પવન જેમ પર્વત ઉપરનાં મોટાં વૃક્ષોને ઢીલાં કરી નાખે છે, તેમ વિષયવાસનાઓ અને ભોગો માણસને દુર્બળ બનાવે છે. તેની સંકલ્પશકિતને ક્ષીણ કરે છે. તત્ત્વવેત્તાઓ વિના બીજા કોઈ મનુષ્યો વિષયો સાથે યુદ્ધ કરીને તેમનો પરાજય કરવા સમર્થ નથી.

લક્ષ્મી યથાર્થ રીતે તો મોહને ઉત્પન્ન કરે છે. લક્ષ્મીને લીધે જ માનવ મનમાં અભિમાન, રાગ, દ્વેષ, વિષયલંપટતા વગેરે ઉત્પન્ન થાય છે; લક્ષ્મીને લીધે માનવની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે, પાપકર્મો કરવા તરફ તેનું વલણ વધતું જાય છે, લક્ષ્મી વિચક્ષણ, શૂરવીર અને સદાચારી સજ્જનોને પણ મલિન કરી નાખે છે. ધનવાન છતાં પવિત્ર જીવન ગાળનારો અભિમાનરહિત, પ્રામાણિક, શુદ્ધ વ્યવહાર કરનારો, લોકોની નિંદાને પાત્ર ન થયેલો, બહાદુર છતાં બકવાદ ન કરનારો અને વિદ્વાન છતાં વિનય ધારણ કરનારો સત્તાધારી છતા વિનમ્ર અને સમદૃષ્ટિ રાખનારો—આવા મનુષ્ય આ સંસારમાં દુર્લભ છે. લક્ષ્મી ઉપરથી મનોહર હોવાને લીધે ચિત્તની વૃત્તિઓને આકર્ષે છે, પણ ચંચળ અને ક્ષણભંગુર હોવાથી આખરે દુઃખદાયક નીવડે છે. તેનું રક્ષણ કરવાની ચિંતામાં જ માણસનું આયુષ્ય પસાર થાય છે જેમણે જાણવાની વસ્તુ જાણી લીધી છે, જેઓને શાશ્વત પદમાં વિશ્રાંતિ મળી છે, તેમનું જીવન જ સુખદાયી થાય છે અને તેઓ જ સ્તુતિમાં, નિંદામાં, જય પરાજયમાં, લાભાલાભમાં સમતા રાખી શકે છે. તૃષ્ણાતુર, અજ્ઞાનગ્રસ્ત, મૂઢ માણસ જ આ સંસારમાં વિષયોના પ્રવાહોમાં તણાયા કરવાનું પસંદ કરે છે. આવા માણસમાં વિચાર-શકિતનો અભાવ હોવાથી શાશ્વત સુખ શામાં છે તે વિષે એ નિર્ણય કરી શકતો નથી. મને દ્વન્દ્વાધીન, પરાધીન, જીવન ગમતું નથી. જેથી પરમ પુરુષાર્થ-ની પ્રાપ્તિ થાય, અને કર્મના નિયમમાંથી મુકિત મળે, પ્રકૃતિ ઉપર વર્ચસ્વ મળે, શોક મોહ કામ વગેરે વિકારોમાંથી કાયમને માટે છુટકારો મળે એવા જીવનની મને તીવ્ર આકાંક્ષા છે. તણખલાઓની માફક આમતેમ ઘસડાવાની મને મુદ્દલ ઈચ્છા નથી. જન્મેલા મનુષ્યોમાંથી જેમને કર્મના નિયમોને વિરલ

થઈને ફરીથી સંસારમાં આવવું પડતું નથી તેમનું જીવન જ સફળ છે અવિવેકીઓને શાસ્ત્ર ભારરૂપ છે, વિષયોમાં રચ્યાપચ્યા રહેનારને જ્ઞાન પણ ભારરૂપ છે ગધેડા ઉપર હીરા, માણેક લાદવામાં આવ્યાં હોય તોપણ તેને તો ભારરૂપ જ છે. અશાંતને મન ભારરૂપ છે, તેમ આત્માને નહિ જાણનાર માણસને શરીર પણ ભારરૂપ જ છે.

અહંકાર મનુષ્યનો મોટામાં મોટો રિપુ છે. સંસારમાં અહંકારને લીધે જ મનુષ્ય મૂંઝાયા કરે છે, વાસના અને ભયને આધીન રહે છે, નિત્ય અશાંત જ રહે છે, ચિંતાગ્રસ્ત રહે છે એ અહંકાર મારો લાંબા કાળનો વેરી છે તેથી જ હું ખાતો નથી, જળપાન પણ કરતો નથી, ભોગોનો પણ ઉપભોગ કરતો નથી. જ્યાં સુધી અહંકારરૂપી મેઘ પોતાનાં ગાત્રોને વિસ્તારે છે ત્યાં સુધી તૃષ્ણારૂપી ઝાડનાં માંજર ફૂટયાં કરે છે. હૃદયમાં રહેલું અહંકારરૂપી લાંછન જ સઘળી આપદાઓના સ્થાનરૂપ છે, શાંતિને દૂર રાખનાર છે.

શુભ કાર્યોને છોડી દેવાથી, અશુભ વિચારોને મનમાં સ્થાન આપવાથી, સત્સંગનો ત્યાગ કરવાથી માનવનું ચિત્ત રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ, વગેરે દોષોથી જર્જરિત થઈ જાય છે અને વિષયોનું જ ચિંતન કર્યા કરે છે. સર્વદા દુષ્ટ આશાઓથી ઘેરાયેલું મન વિશ્રાંતિને પામી શકે જ નહિ. પાંજરામાં પૂરેલાં પ્રાણીઓ જેમ એક ઠેકાણે સ્થિર થઈને બેસી શકતાં નથી તેમ ચિંતાઓના ભારથી આમતેમ રખડતું ચિત્ત કોઈ પણ ઠેકાણે સ્થિર થઈને બેસતું નથી. જેમ વાંસનો કરંડિયો પાણીથી ભરાય નહિ, તેમ ચિત્તને વિષયોથી તૃપ્તિ થતી નથી. તૃષ્ણાએ મારા આનંદને અને કુશળપણાને સૂકવી નાખ્યું છે, કઠિન બનાવ્યું છે. તૃષ્ણા તલવારની ધાર કરતાં પણ વધારે તીક્ષ્ણ છે. મનુષ્ય મેરુ-પર્વત જેવો દૃઢ હોય અને જ્ઞાનવાન હોય, શૂરવીર અને ધૈર્યવાળો હોય તોપણ જો તે તૃષ્ણાને વિવશ થાય છે, તો તેનામાં દીનતા, પામરતા, ભય એક ક્ષણમાં પ્રવેશ કરે છે. આનો વિસ્તાર અતિ વિશાળ છે, ભુવનના સઘળા ભાગોમાં આ તૃષ્ણાનું સામ્રાજ્ય પ્રવર્તે છે.

ત્યાર બાદ રામચંદ્રજી દેહની નિંદા કરે છે અને કહે છે: આ જગ-તમાં કોઈ પણ વસ્તુ સ્થિર નથી તે જાણવા છતાં પણ સ્થૂળ દેહ ઉપર

અજ્ઞાનને લીધે મનુષ્યો અતિશય આસકિત રાખે છે તે ખરેખર આશ્ચર્યજનક છે. દેહ જવાથી મનુષ્યો શોકગ્રસ્ત થાય છે, રુદન કરે છે એ ખરેખર શોચનીય છે. મને તો આ નશ્વર દેહમાં ક્ષણભર પણ આસ્થા નથી. આ સ્થૂલ કલેવરને હું તરણા જેવું તુચ્છ સમજું છું અને આમાં શ્રદ્ધા હોવાથી હું સુખી રહું છું.

રામચંદ્રજી બાલ્યાવસ્થા, યૌવન અને વાર્ધક્યના દોષોનું વર્ણન કરીને જણાવે છે કે આમાં સુખની પ્રાપ્તિ અસંભવિત છે. સર્વ પ્રાણીઓનું મન, બીજી બધી અવસ્થાઓ કરતાં બાલ્યાવસ્થામાં દસગણું ચંચળ હોય છે. બાળકો અશકિતથી, મૂંગાપણાથી, મૂઢપણાથી, લાલચુપણાથી અને જોઈતી વસ્તુ ન મળે તો દીનતાથી પીડાય છે. અંદર દુ:ખોને જાણવા છતાં પણ બાળક ટાઢ—તડકા આદિનું નિવારણ કરવામાં અશકિતમાન હોય છે. યૌવનમાં અનંત ચેષ્ટાઓવાળો, પોતાના ચપળ ચિત્તમાં રાગ, દ્વેષ, ક્રોધ, કામ, લોભ વગેરે વિકારોને આધીન થઈને વર્તનારો બુદ્ધિહીન પુરુષ એક દુ:ખમાંથી બીજા દુ:ખમાં પડે છે, કામદેવરૂપી પિશાચ યુવાન મનુષ્યને સતાવે છે, બુદ્ધિ તીક્ષ્ણ હોય, નિર્મળ હોય, વિશાળ હોય, તોપણ યૌવનના સમયમાં તે મલિન થઈ જાય છે. સંતોષ ન રાખતાં, વધારે ને વધારે ધન, સત્તા, મેળવવાની તુચ્છ ઈચ્છાઓથી ઘેરાયેલું મન હમેશ અશાંત અવસ્થામાં જ રહે છે. ઉપર ઉપરથી રમણીય જણાતું, પણ અંતે દુ:ખને આપનારું યૌવન મને ગમતું નથી. યૌવન લાંબો સમય ટકી શકતું નથી. અભાગી માણસના હાથમાંથી જેમ ચિંતામણિ તરત જતો રહે છે, તેમ યૌવનરૂપી પક્ષી પણ શરીરરૂપી વૃક્ષમાંથી ઊડી જાય છે. અજ્ઞાની અને વિચારહીન મનુષ્ય જ મદોન્મત્ત થઈને યૌવનને સર્વોત્તમ ગણે છે. તેમાં આસકત થાય છે અને અલ્પ સમયમાં જ તેને પસ્તાવો થાય છે. યૌવનના બધા અભિલાષો પૂરા ન થયા હોય તેટલામાં તો વાર્ધક્ય માણસને પકડી લે છે, અસમર્થ અને પરાધીન બનાવે છે. નોકરો, પુત્રો, સ્ત્રીઓ, સંબંધીઓ વગેરે પણ વૃદ્ધ મનુષ્યની હાંસી કરે છે, મનમાં તેનાથી કંટાળે છે, અને એવું ઈચ્છે છે કે હવે તો શરીર છોડી દે તો સારું. વૃદ્ધાવસ્થામાં માણસનું ચિત્ત અંદરથી અતૃપ્ત વાસનાઓથી અને ચિંતાઓથી

બળ્યા કરે છે. વૃદ્ધાવસ્થા માનવના સર્વ મનોરથોને ધૂળધાણી કરી નાખે છે ઘડપણ આવ્યા છતાં પણ શરીરના મોહને લીધે વધારે જીવવાની ઈચ્છા ગમ્મવી એ વ્યર્થ છે, એ એક પ્રકારનો દુરાગ્રહ જ છે, અક્ષમ્ય મૂઢતા છે.

વડવાનળ જેમ સમુદ્રને ગળી જાય છે, તેમ સર્વભક્ષી કાળ આ જગતમાં પ્રકટ થતી એકેએક વસ્તુને ગળી જાય છે. અનંત બ્રહ્માંડો, દેવો, અસુરો, અગણિત લોકો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, સ્થાવર—જંગમ સર્વ પદાર્થો કાળનો કોળિયો થવા જ સર્જાયેલા છે. અવતારી પુરુષો, સિદ્ધો, મહાત્માઓ પણ કાળને વશ થયેલા છે. નટની પેઠે અનેક રૂપો કાળ ધારણ કરે છે, તેમને અલ્પ સમય માટે ટકાવી રાખે છે અને છેવટે તેમનો વિનાશ કરે છે. રાત્રિઓ, દિવસો, માસો, વર્ષો, યુગો, કલ્પોની વારંવાર રચના કરનારો આ કાળરૂપી પુરુષ કદી પણ કાયર થતો નથી

સમુદ્રમાં જેમ અનેક તરંગો ઉત્પન્ન થાય છે, થોડો વખત રહે છે અને પાછા તેમાં જ શમી જાય છે, તે પ્રમાણે કાળ પણ પોતાની અંદર સદા ઉત્પન્ન થતી અને સદા પ્રલય પામતી અનેક સૃષ્ટિઓને ધારણ કરે છે. આ કાળ બ્રહ્માંડોરૂપી ફળોવાળું ઉંબરાનું એક મહાવૃક્ષ છે. તે ફળો વારંવાર પડયા કરે છે, તેમાં પ્રાણીઓરૂપી મચ્છરો ગણગણાટ કર્યા કરે છે. સર્વ લોકમાં આ કાળનું બળ સુપ્રસિદ્ધ છે. રામચંદ્રજી કહે છે, આ દુનિયામાં જે કાળ ફળને ભોગવાવે છે તે દૈવ કહેવાય છે, અને જે કાળ ફળને પેદા કરે છે તે ક્રિયાકાળ કહેવાય છે. આ ક્રિયાકાળનું સ્વરૂપ માત્ર ચલનરૂપ ક્રિયા જ છે. આ અતિ વિસ્તારવાળું જગત આ ક્રિયાકાળની નૃત્ય કરવાની ભૂમિ જ છે. દૈવરૂપી કાળ, પ્રલય સમયે આરામ લે છે અને પ્રભવનો સમય આવે ત્યારે બ્રહ્મા, શિવ, વિષ્ણુ વગેરે દેવોને ઉત્પન્ન કરી આ સૃષ્ટિરૂપી લીલા શરૂ કરે છે. સંસારની અને તેમાં રહેલ સર્વ પદાર્થોની આવી દુર્દશા છે. તેમાં શાશ્વત કોઈ નથી તો પછી તેમાં મનનશીલ માનવને વિશ્વાસ કેમ રહે? જેમ અગ્નિ ઉષ્ણ જ્વાળાઓથી સર્વ પદાર્થોને અંદરથી અને બહારથી બાળે છે, તેમ કાળ પણ પોતાની દુષ્ટ આશાઓથી સર્વ લોકોને બાળ્યા કરે છે. પ્રાણીઓની સઘળી જાતિઓ અલ્પ શક્તિવાળી જ હોય છે. સંસારમાં સર્વ

મનુષ્યો ચિંતાઓથી જ ઘેરાયેલા રહે છે, કારણ કે તૃષ્ણારૂપી સાંકળ તેમને બાંધી રાખે છે, ઇન્દ્રિયો શત્રુઓનુ કામ કરે છે, માનવોને પરમ સત્ય તરફ ન વાળતા ઉંધે રસ્તે ચડાવે છે, પરમાત્માથી વિમુખ કરે છે, સુખ આવવાના બહાના હેઠળ દુ ખરૂપી ગર્તામા નાખે છે મન બધનમા નાખે છે, અહકાર સ્વરૂપને દૂષિત કરે છે બુદ્ધિને સ્વરૂપમાં નિષ્ઠા હોતી નથી તેથી તેમાં દૃઢતા જોવામાં આવતી નથી રજોગુણથી વિવેક હણાઈ જાય છે, પદાર્થોમાં આસક્તિ વધ્યા કરે છે શરીરો અવશ્ય નાશ પામે છે, પારકાની ઉન્નતિ જોઈને મનમાં અસૂયા પેદા થાય છે, મનમાં ધીરપણું રહેતું નથી સદુપદેશો પ્રમાણે વર્તન કરનારા આદમીઓ અલ્પ સખ્યામા જ હોય છે આ જગતનુ સ્વરૂપ પરિણામે અત્યંત અપ્રિય છે ઉપરછલ્લી દૃષ્ટિએ મનોહર લાગે છે પણ મનનશીલ મનુષ્યને તેમાં વિશ્વાસ બેસી શકે નહિ જગતમાં વિશ્રાંતિ આપે એવું એક પણ સ્થાન જણાતું નથી જેમના તુચ્છ સ્વરૂપને અજ્ઞાનથી જ વધારવામાં આવે છે એવા આગમાપાયી વિષયો માણસને ફાવે તેમ ઘસડી જાય છે તે સ્થિતિ ખરેખર દયાજનક છે પ્રત્યેક પદાર્થ નાશવંત છે, જે જીવે છે તે મૃત્યુને વશ અવશ્ય થાય છે તે જાણવા છતાં પણ માનવ અશાશ્વત પદાર્થો માટે ફાંફાં મારે છે. શરીરો ઉપર અત્યંત આસક્તિ રાખે છે તે ખરેખર દુ.ખદાયક છે.

આ સસારમાં કાયમ ફેરફાર થયા જ કરે છે સમુદ્રોની જગ્યાએ પર્વતો પેદા થાય છે, જે સ્થળમાં વિચિત્ર પ્રકારોથી ભરપૂર નગર જોવામાં આવે છે તે સ્થળે જતે દિવસે ઉજ્જડ રણની હયાતી જોવામાં આવે છે. આજે જ્યાં સંપત્તિ, ઐશ્વર્ય જોવામાં આવે છે, ત્યાં થોડા જ સમયમાં દારિદ્ર્યનાં દર્શન થાય છે, લતાઓથી વીંટળાયેલાં ગહન વનો દિવસો જતાં ઝાડ પાન વિનાનાં જળ વગરની મરુભૂમિ જેવાં થઈ જાય છે બાલ્યાવસ્થા, યુવાની, શરીર, દ્રવ્યના સમૂહો અનિત્ય છે તેઓ ઉદધિના તરગોની માફક એક સ્વભાવને છોડી બીજા સ્વભાવને પ્રાપ્ત થાય છે વિધાતા પ્રથમ કેટલાંક ને ભેગાં કરે છે, કેટલાકને ઉત્પન્ન કરે છે, વળી તેમને મારીને ખાઈ પણ જાય છે સંસારમાં પડેલો માનવી ક્ષણે ક્ષણે ઉદયઅસ્ત પામ્યા જ કરે છે એક જ અવસ્થામાં કાયમ રહી શકતો નથી. સંપત્તિઓ સ્થિર રહી શકતો નથી.

રામચંદ્રજી જણાવે છે કે આ પ્રમાણે વિચાર કરવાથી, મારા મનમાંથી સંસારના પદાર્થોમાંથી વિશ્વાસ ઊઠી ગયો છે. સંસારના સર્વ નામરૂપાત્મક પદાર્થોમાં જે દોષો છે તેનું મને સ્પષ્ટ દર્શન થયું છે કાળા રંગના વસ્ત્રમાં જેમ રંગ લાગતો નથી, તેમ મારા ચિત્તમાં ભોગની આશાઓનું સ્ફુરણ થતું નથી. જેમાં કોઈ જાતની ચિંતા જ નથી એવી એકાગ્રતા સર્વોત્તમ છે. ધનની મારા મનમાં કામના નથી; વિષયો તરફ મને ઊંડા ચિંતનથી અરુચિ થઈ છે, તેથી કઈ રીતે મને પરમ શાંતિ મળે, તે મારે જાણવું છે. હે મુનીશ્વર, આપ મારા ઉપર અનુગ્રહ કરી આ જ્ઞાન મને આપો, મને પરમ પુરુષાર્થની સિદ્ધિનો રસ્તો બતાવો. હું મૃત્યુને અભિનંદતો નથી તેમ જીવનને પણ અભિનંદન આપતો નથી. હું શાંત સ્થિતિમાં રહેવા ઇચ્છું છું હે મુનીંદ્ર, આ મારી અવસ્થા જ આ વિષયમાં નિર્ણય કરવા માટે યોગ્ય છે. મેં સાંભળ્યું છે કે આત્મજ્ઞાનીને સુખ—દુઃખ વગેરે દ્વન્દ્વો બાંધી શકતા નથી, તેમ પદાર્થો અને શરીરો પણ તેને આસકત કરી શકતાં નથી, તેથી આપ મને એવો ઉપદેશ આપો કે જેથી હું શોક, ભય, પરિશ્રમથી રહિત થાઉં અને મન અને સમગ્ર પ્રકૃતિ ઉપર આધિપત્ય મેળવું જગતના વિનોદો પાણીના રેલાની માફક ચપળ છે, નાશવંત છે એવો નિશ્ચય કરીને શાશ્વત શાંતિ માટે જ ચિત્ત ઉપર મેં દૃઢ મુદ્રા મારી છે

## ૩ : ઉપદેશનો પ્રારંભ

રામચંદ્રજી વિદ્યાભ્યાસ સમાપ્ત કરી, પિતાશ્રીની આજ્ઞા લઈને તીર્થયાત્રા અને દેશાટન કરવા જાય છે પાછા ફર્યા બાદ તેમના મનમાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે પોતાના પ્રાસાદમાં શૂનમુન અવસ્થામાં પડી રહીને, વિચારનિમગ્ન રહીને દિવસો પસાર કરે છે. સંસારના વિષયોમાં તેમને રસ પડતો નથી. આ સમયે મુનિ વિશ્વામિત્ર રાજા દશરથ પાસે રામચંદ્રજીની માગણી કરવા આવે છે. પોતે આરંભેલા યજ્ઞનું રાક્ષસોથી, અસુરોથી રક્ષણ

કરવા માટે, રામચંદ્રજીની સહાયની તેમને અપેક્ષા છે. વસિષ્ઠજીની સલાહથી રાજા દશરથ વિશ્વામિત્રની આજ્ઞા પ્રમાણે વર્તન કરવાની કબૂલાત આપે છે, પણ જણાવે છે: 'રામચંદ્રજીના ચિત્તની દશા વૈરાગ્યને લીધે પ્રસન્નતામાં નથી. તેઓ ચિંતાગ્રસ્ત રહે છે અને સાંસારિક કાર્યો પ્રત્યે ઉદાસીનતા દાખવે છે.'

આ સાંભળી મુનિ વિશ્વામિત્ર રામચંદ્રજીને તરત જ સભામાં બોલાવે છે અને તેમના મનની આવી દીન અવસ્થાનું કારણ પૂછે છે. રામચંદ્રજી કહે છે: 'હે ભગવન્, આ વિદ્યમાન જગતના સર્વ પદાર્થો નાશવંત છે, સતત પરિવર્તનશીલ છે. ક્ષણિક સ્થિતિવાળા અને ક્ષણિક નાશવાળા, આવનારા અને જતા રહેનારા પદાર્થોમાં, શરીરોમાં કોઈ પણ ધીર, ગંભીર, વિચારવાન પુરુષને રાગ હોઈ શકે જ નહિ. મન અને ઇન્દ્રિયોની ગતિને લીધે, સર્વ લોકો, તરંગોની પંક્તિની પેઠે કાયમ ઊથલપાથલ પામ્યા જ કરે છે. અલ્પ સમય માટે બાલ્યાવસ્થા રહે છે, યુવાનીની ખુમારી રહે છે અને પછી માણસને પરાધીન બનાવનાર વૃદ્ધાવસ્થા આવે છે. રેંટની માફક આ સંસારનું ચક્ર અહોનિશ ફર્યા જ કરે છે. પ્રાણીઓનું મન ઘડીકમાં આનંદથી તરબોળ થઈ જાય છે, ઘડીકમાં ચિંતામાં પડે છે અને ઘડીકમાં સૌમ્ય સ્વરૂપ ધારણ કરે છે. સંસારમાં ઉદય—અસ્ત સર્વત્ર જોવામાં આવે છે. વધવું, ઘટવું, નાશ પામવો, પુનર્જન્મ થવો, રૂપાંતર પામવું—આ પાંચ પ્રકારના વિકારોમાંથી કોઈ પણ પ્રાણી મુક્ત નથી. આવા અનંત ચક્રમાં ભમ્યા કરવાથી માનવને કદી પણ શાશ્વત સુખની પ્રાપ્તિ થતી નથી. મને આ જગતનું મિથ્યાત્વ બરોબર સમજાયું છે. રાજ્યાદિ સર્વ પ્રકારનાં ઐશ્વર્ય પ્રત્યે મને બિલકુલ અભિરુચિ નથી. મારી બુદ્ધિ સંશયોનું સ્થાન થઈ પડી છે. સર્વ લોકોમાં મન જ વિષયોના અવલંબનરૂપ છે. તત્ત્વબોધ વિના મનનો નાશ થતો નથી. મારે એવા જ્ઞાનની જરૂર છે, જે મને પૂર્ણ સંતોષ આપે, મને કાયમને માટે શોકમાંથી મુક્ત કરે.'

વિવેકયુક્ત, વૈરાગ્યવાન, નિર્મળ અંતઃકરણવાળા રામચંદ્રજી આ પ્રમાણે નિવેદન કરીને થાક લાગવાથી બોલતા બંધ થયા. રામચંદ્રજીનાં અર્થગંભીર વચનો સાંભળી સભામાં ઉપસ્થિત શ્રોતાવર્ગ વિસ્મયથી પ્રફુલ્લિત

થયો અને નિશ્ચેષ્ટ થઈને મુનિ મહારાજના પ્રત્યુત્તરની રાહ જોવા લાગ્યો. આકાશમાંથી અભિનંદનની વાણી સાથે પુષ્પની વૃષ્ટિ થવા લાગી.

પુષ્પવૃષ્ટિ બંધ થયા પછી, સિદ્ધ લોકો બોલ્યા કે 'દેવલોકોમાં આપણે સૃષ્ટિના આરંભથી જ સિદ્ધોના મંડળોમાં જ રમણ કર્યા કરીએ છીએ, પણ કર્ણને તૃપ્ત કરનાર તથા આત્માને ઉન્નત કરનાર, અપૂર્વ વચન (શ્રીરામનું) આપણે આજે જ સાંભળ્યું છે. રામચંદ્રજીનું વચન બુદ્ધિને તેજસ્વી અને વિમળ બનાવનારું છે. આપણે પણ તેનો સાર ગ્રહણ કરી વૈરાગ્યવાન થયા છીએ. સિદ્ધ લોકોએ નારદ, વ્યાસ, પુલહાદિ સઘળા મહર્ષિઓને તેનો નિર્ણય સાંભળવા પવિત્ર સભામાં જવા આગ્રહ કર્યો. સિદ્ધ લોકોની વિજ્ઞપ્તિ પ્રમાણે દિવ્ય મુનિઓનો સમૂહ દશરથ રાજાની સભામાં આવ્યો. આકાશગામી અને ભૂમિગામી લોકોથી સભા શોભવા લાગી. તેઓ સર્વે યોગ્ય રીતે પોતપોતાના સ્થાને આસનો ઉપર બેઠા. રામ તેમની મધ્યમા બેઠા, નારદાદિ લોકોએ તથા વસિષ્ઠ અને વિશ્વામિત્રે રામનાં પ્રૌઢ વચનોની પ્રશંસા કરી. તેમણે કહ્યું કે રામચંદ્રજીની વાણી ઉદાર અને ઉત્તમ ગુણોથી અને વૈરાગ્યથી ભરપૂર છે, કર્ણને પવિત્ર કરનારી છે, પ્રિયકર અને હિતકર છે. ચિત્તને ચંચળતાના દોષોથી મુકત કરનારી અને શુદ્ધ કરનારી છે. સેંકડો માણસોમાં કોઈ એકાદ માણસની વાણીમાં જ સર્વાંગી સ્પષ્ટતા હોય છે અને બોલવાના વિષયો નિશ્ચયપૂર્વક સ્થપાયેલા હોય છે. રામચંદ્રજીમાં આટલી નાની અવસ્થામાં સૃષ્ટિના પદાર્થોનું જે સૂક્ષ્મ અવલોકન અને તીક્ષ્ણ બુદ્ધિજન્ય વિવેક જોવામાં આવે છે તે ભાગ્યે જ અન્ય મનુષ્યોમાં જોવામાં આવે છે. ચંદ્રમાથી જેમ શીતળતા ઝરે છે, પુષ્પોમાંથી જેમ સુગંધ પ્રસરે છે, પ્રભાકરમાંથી જેમ તેજનાં કિરણો ફેલાય છે, સંત પુરુષમાંથી જેમ ઓજસ અને પવિત્રતા ફેલાય છે, તેમ રામચંદ્રજીમાંથી આજે ચમત્કૃતિ પ્રગટી છે. આ સંસારમાં મુકિતની, આત્મજ્ઞાનની ઝંખનાવાળા મહાનુભાવો અતિઅલ્પ સંખ્યામાં જ હોય છે. આવા મનુષ્યો જ મહાન સન્માનને યોગ્ય છે, અનુકરણીય છે, આદરભાવને પાત્ર છે, સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ છે.

ત્યારબાદ ઋષિ વિશ્વામિત્રે રામચંદ્રજીને કહ્યું: 'હે જ્ઞાનીઓમાં

ઉત્તમ, તમારે જાણવાનું બીજું કાંઈ રહ્યું નથી તમારી તીક્ષ્ણ બુદ્ધિથી તમે સઘળું જાણી ચૂકયા છો તમારું ચિત્ત નિર્મળ છે, તેને જરા ઉપરથી લૂછી નાખવાની જરૂર છે. સંસારના સર્વ નામરૂપાત્મક પદાર્થો વિનાશી હોવાથી તેમને માટે રાગનો, આસકિતનો ત્યાગ તો થવો જ જોઈએ, એ શ્રીરામચંદ્રનો નિર્ણય યથાર્થ છે. પણ અનાસકિત આંતરિક છે, માનસિક છે આને માટે લીલાક્ષેત્રમાં સ્વધર્માનુસાર કર્તવ્યનો બાહ્યત્યાગ કરવાની આવશ્યકતા નથી. સંપૂર્ણ અંદરનો વૈરાગ્ય અને કર્તવ્યનિષ્ઠા આ બંનેનો સુમેળ શકય છે, સ્પૃહણીય છે, એ જ વસિષ્ઠના ઉપદેશનું હાર્દ છે, આત્માનુભૂતિ સતત રહેવી જોઈએ.

વિશ્વામિત્ર રામચંદ્રને કહે છે, 'તમારે તમારા મનમાંથી (સ્વસ્વરૂપમાં) અવિશ્વાસરૂપી મળને દૂર કરવાનો છે.' સભામાં ઉપસ્થિત થયેલા, મુનીશ્વરોને સંબોધીને વિશ્વામિત્ર કહે છે કે 'ઉત્તમ બુદ્ધિવાળા રામચંદ્રજીને ભોગો ગમતા નથી, વિષયોથી તેમનું શુદ્ધ મન પરાવૃત્ત થયું છે તેથી તેઓ સર્વ રીતે ઉત્તમ જ્ઞાનના અધિકારી છે. મનુષ્યને પોતાના સ્વરૂપનું ઉપરછલ્લું જ્ઞાન (પરોક્ષ જ્ઞાન) તો થોડા પ્રયત્નથી થાય છે આને માટે પુસ્તકોના અધ્યયનની જ આવશ્યકતા છે. પણ પરોક્ષ જ્ઞાનનું અનુભૂતિમાં પરિવર્તન કરવા માટે નૈતિક બળની, અનુપમ સંકલ્પશકિતની જરૂર છે. યથાર્થ રીતે તો તે જ પંડિત કહેવાય છે, જેણે પોતાના સ્વરૂપને જાણ્યુ હોય. શરીરોનું અસ્તિત્વ રાખીને જે મહાનુભાવ, પોતાના સત્, ચિત્, આનંદરૂપ શાશ્વત સ્વરૂપનું અનુસંધાન કાયમ રાખે છે તે જીવન્મુકત કહેવાય છે પરમતત્ત્વ જાણવામાં જેટલી ન્યૂનતા હોય છે, તેટલી વૈરાગ્યની ઊણપ છે એમ જાણવુ રામને દૃશ્ય પદાર્થોમાં અનુરકિત બિલકુલ નથી તે જ બતાવી આપે છે કે તેઓશ્રીને પરમ તત્ત્વની ઝાંખી થયેલ છે. સતત ચૈતન્યરૂપે રહેવાની જ તેમને અપેક્ષા છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી, વસિષ્ઠજીને હું વિનંતિ કરું છું કે તેઓ રામચંદ્રને વિશ્રાંતિ આપનાર બોધ આપે અને તેમના મનની સર્વ શંકાઓ દૂર કરે. વસિષ્ઠ રઘુવંશી રાજાઓના કુળગુરુ છે, સર્વજ્ઞ છે, તત્ત્વદ્રષ્ટા છે, સર્વના સાક્ષી છે. વસિષ્ઠને ઉદ્દેશીને વિશ્વામિત્ર કહે છે: 'હે બ્રહ્મન્, રામચંદ્ર નિર્દોષ છે, તેમનં

ચિત્ત સ્ફટિકમણિ જેવું સ્વચ્છ છે, તેથી આપનો ઉપદેશ તેઓ તરત જ ગ્રહણ કરી શકશે. શિષ્ય વૈરાગ્યવાન હોય, સર્વ રીતે સુયોગ્ય હોય, તેનામાં ખરી અભીપ્સા હોય તો તેને બોધ આપીને તૃપ્ત કરવો એ સમર્થ ગુરુની ફરજ છે. ઉપદેશ સમજવામાં કે પચાવવામાં અશકિતમાન હોય એવા અનધિકારી આગળ જ્ઞાનની વાતો કરવી એ ભેંસ આગળ ભાગવતની કથા કહેવા જેવું છે.' જેમ ગાયનું દૂધ કૂતરાના ચામડામાં રાખવાથી અપવિત્ર થાય છે તેમ આવો ઉપદેશ પણ અપવિત્ર થાય છે. વ્યાસ, નારદ, આદિ સઘળા મુનિઓએ વિશ્વામિત્રના કથનને ઉત્તેજન આપ્યું અને વસિષ્ઠ બોધ આપે તે ઉત્તમ છે, તથા તેઓશ્રી જ આ મહાન કાર્ય માટે સમર્થ છે, એવો અભિપ્રાય દર્શાવ્યો.

વસિષ્ઠે સર્વ ઋષિઓના મંતવ્ય અનુસાર વર્તવાની સંમતિ દર્શાવી, અને કહ્યું કે, 'જેમ દીવાથી રાત્રિના અંધકારને દૂર કરાય છે, તેમ હું રામ વગેરે રાજકુમારોના અજ્ઞાનને તરત જ મટાડી દઈશ '

વસિષ્ઠે એ પ્રમાણે કહીને પોતાનો ઉપદેશ શરૂ કર્યો.

વસિષ્ઠ કહે છે: 'હે રામ, હું જે બોધ તમને આપવાનો છું તે મને બ્રહ્માએ આપ્યો હતો.' રામચંદ્રે કહ્યું: 'હે ભગવન્, આપે જે જ્ઞાન મારા ઉપર કૃપા કરીને, મને આપવાનો નિર્ણય કર્યો છે, તે આપો તે પહેલાં આપ મારા મનમાં એક સંશય ઉત્પન્ન થયો છે તેનું સમાધાન કરવા અનુગ્રહ કરો. શુકદેવજીના પિતા વેદવ્યાસ સર્વજ્ઞ છે, મેધાવી છે, તે છતાં તે કેમ વિદેહમુકત ન થયા અને તેમના પુત્ર શુકદેવજી કેમ વિદેહમુકત થયા તે મને સમજાવો.' વસિષ્ઠ ઉત્તર આપતાં જણાવે છે કે નિરાકાર, નિર્વિકાર, અવિભાજ્ય પરમતત્ત્વ( જેને આત્મા, બ્રહ્મ, પરબ્રહ્મ, નિર્વાણ, તાઓ, અલ્લાહ, ગોડ વગેરે નામો ભિન્નભિન્ન ધર્મોમાં આપવામાં આવે છે.)ની અંદર અનંત કોટિ બ્રહ્માંડરૂપ ત્રસરેણુ દેખાય છે. અને થોડો વખત રહે છે, અને પાછાં તેમાં જ લીન થઈ જાય છે હાલમાં આ સત્તાસામાન્યની અંદર અસંખ્ય બ્રહ્માંડો છે અને ભવિષ્યમાં અગણિત બ્રહ્માંડો ઉત્પન્ન થશે. અને તેમાં વ્યાસાદિ ઋષિઓ પણ ઉત્પન્ન થશે. મનુષ્ય અને દેવાદિ પ્રાણીઓના સમુહમાં જે

પ્રાણી જ્યારે અને જે પ્રદેશમાં મરી જાય છે, તે પ્રાણી ત્યારે અને તે પ્રદેશમાં જાદાં જાુદાં બ્રહ્માંડોને જાુએ છે. આતિવાહિક નામનું એક સૂક્ષ્મ શરીર છે એને લિંગશરીર પણ કહેવામાં આવે છે. તે વાસનામય છે. જીવ આ વાસનામય શરીર દ્વારા વાસનામય બ્રહ્માંડને દેખે છે. આત્મા આ બધાથી નિર્લેપ છે. જ્યાં સુધી મનમાં અજ્ઞાનતા છે, વાસના છે, આસક્તિ છે, ત્યાં સુધી જ દૃશ્ય પદાર્થોની આ લીલા ચાલ્યા કરે છે. આ જગતની પરંપરા માનસિક છે, મનઃકલ્પિત છે. માનસિક પૂજા કરતી વખતે મનથી કલ્પી કાઢેલા રત્નમય મંદિર જેવી છે. અવિદ્યારૂપી નગરી અપાર છે, તેના અનેક કાંટાઓ છે, અનેક દેહોરૂપી તેનાં તરતાં મોજાં છે. અવિવેકી, પ્રમાદી પુરુષો તેને તરી શકતા નથી, પરમાત્મારૂપી સાગરમાં બહુ તરંગો ઉત્પન્ન થયા કરે છે. તેમાં જ્ઞાનીપુરુષોરૂપી તરંગો બ્રહ્મવિદ્યાથી સંયુક્ત હોય છે. મારા સ્મરણ પ્રમાણે આ વ્યાસ બત્રીસમા છે. હજી પણ ભવિષ્યમાં વ્યાસ, વાલ્મીકિ, ભૃગુ, અંગિરા વગેરે અધિકારી સિદ્ધ મહાત્માઓ થયા જ કરશે. હાલમાં જે વ્યાસ છે, તે શોકરહિત છે, શાંત છે, સર્વ પ્રકારની કલ્પનાઓથી રહિત છે, જીવન્મુક્ત છે. આ પરમાત્માની માયા અંત વિનાની છે. પ્રાણીઓના સમૂહો અનેક જન્મોમાં અનેક શરીરો ધારણ કરે છે. કોઈ વાર તરંગોના આકારો મળતા આવે છે, કોઈવાર જુદા પડે છે. આવી વિવિધ સૃષ્ટિઓમાં, બ્રહ્મવેત્તાઓ જ ભેદની કલ્પનાઓથી રહિત હોય છે. તેઓ જ સર્વત્ર બ્રહ્મદર્શન કરે છે અને અનેકવિધ સ્વરૂપને એક સનાતન સત્યના આવિષ્કારો જાણે છે.

વસિષ્ઠજી જણાવે છે કે જેમ સમુદ્રની અંદર સ્થિર જળમાં અને હાલતા-ચાલતા જળમાં સરખાપણું છે, બંને જળનાં જ સ્વરૂપો છે, તેમ જીવન્મુક્ત અને વિદેહમુક્તમાં મુક્તપણું એક જ પ્રકારનું છે. બંને અનુભવે છે કે પોતે શરીર અને મનરૂપી કરણોથી ભિન્ન છે, વિષયોથી પર છે. વિદેહમુક્ત શરીર છોડી દે છે, જીવન્મુક્ત શરીર રાખીને ક્રિયાઓ કરે છે પણ તેની સ્થિતિ સ્વરૂપમાં જ હોય છે. તે આત્મનિષ્ઠ હોય છે. તે જાણે છે કે પોતે આત્મા છે, સત્-ચિત્-આનંદસ્વરૂપ છે. વ્યાસજીને માનવો પોતાની કલ્પનાથી દેહવાળા જુએ છે, પણ તેઓ તેમના અંદરના નિશ્ચયને જાણતા

નથી. જીવન્મુકત અને વિદેહમુકત એ બંને બોધરૂપે એક જ છે. આત્મસાક્ષાત્કાર થયા પછી શરીરો રાખી વ્યવહાર કરવો કે શરીરોનો ત્યાગ કરી બ્રહ્મલીન થઈને રહેવું એનો આધાર જ્ઞાનીની ઈચ્છા ઉપર છે. હે રામ, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારા મારા ઉપદેશને એકાગ્ર ચિત્તથી, શ્રદ્ધાપૂર્વક સાંભળો. તેને મનમાં ઠસાવો, તે પ્રમાણે વર્તન કરો. આ સંસારમાં સર્વ વસ્તુઓ પુરુષાર્થથી જ પ્રાપ્ત થાય છે. ચંદ્રમાના જેવું શીતળ જીવન્મુકિતનું સુખ સ્વપ્રયત્નથી જ મળે છે, ખંતની અને સતત ઉદ્યોગની પરમ આવશ્યકતા છે. પ્રારબ્ધ ઉપર આધાર રાખી નિષ્ક્રિય થઈ બેસી રહેનાર પ્રમાદી માણસ પોતાનું જીવન નષ્ટ કરે છે. યોગ્ય ક્રમથી પ્રયાસ કરવામાં આવે તો આ સંસારમાં એક પણ વસ્તુ એવી નથી કે માનવને અપ્રાપ્ય હોય. પ્રત્યેક મનુષ્યમાં, અનંત શકિત છે, તેનું અસલ સ્વરૂપ નિરાકાર, નિર્વિકાર છે, અનંત છે. મન અને શરીરરૂપી શૃંખલાથી જકડાઈ જવાને લીધે તે જાણે છે કે તે એક પામર જંતુ છે. આ જ અજ્ઞાન છે. આ અજ્ઞાનનું આવરણ ખસેડવાને માટે અનુપમ સંકલ્પશકિત જોઈએ. ઘણાં વર્ષોથી દૃઢ થયેલો દેહાધ્યાસ સહેલાઈથી જતો નથી. પણ આ જન્મના પુરુષાર્થથી પૂર્વજન્મોનાં કર્મો નષ્ટ કરી શકાય છે. જયાં સુધી પૂર્વજન્મોનો અશુભ પુરુષાર્થ પોતાની મેળે શાંત થાય નહિ અને આત્મજ્ઞાનનો ઉદય થાય નહિ ત્યાં સુધી મુકિત માટે પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. સિંહ જેમ, તેને પૂરેલા પાંજરામાંથી પુરુષાર્થથી બહાર નીકળી જાય છે, તેમ માનવે પણ સંસારમાં એક ક્ષુદ્ર જંતુની માફક, વાવાઝોડામાં આમતેમ ઘસડાતા તણખલાની માફક જીવન ગાળવામાં સંતોષ ન માનતાં તેના બંધનમાંથી સ્વપ્રયત્નથી છૂટી જવું જોઈએ. જેમણે શ્રેષ્ઠ પુરુષોના વિચારોનો સંપર્ક સાધ્યો નથી અને માને છે કે, 'અમને દૈવ જ ચલાવે છે' તે પુરુષોનું મોં જોઈને જ લક્ષ્મી પાછી ચાલી જાય છે. પારમાર્થિક કે ઐહિક —આ બંને પ્રકારની ઉન્નતિથી આવા આળસુ લોકો વંચિત જ રહે છે.

જે લોકો આત્મજ્ઞાનરૂપી પરમ પુરુષાર્થની પ્રાપ્તિ માટે યત્ન કરતા નથી, પણ ક્ષણિક વિષય સંબંધી સુખ ભોગવવાની તીવ્ર ઇચ્છાથી જ જીવનમાં દોરાય છે, તેઓ તિરસ્કારને પ્રાપ્ત છે. અનંત યત્ન કરવા છતાં પણ નાશવંત

વિષયોથી નિત્યાનંદ મળી શકે જ નહિ એ સયુક્તિક છે, સુસ્પષ્ટ છે. આત્મતત્ત્વ પામવા માટેનો પુરુષાર્થ, આર્યગ્રંથોના અનુશીલનથી, સત્સંગથી અને સદાચારથી સફળ થાય છે. આ જગતમાં આળસરૂપ અનર્થ ન હોય તો સર્વ મનુષ્યો સર્વ રીતે સમૃદ્ધ અને સુખી થાય એ નિઃશંક છે. સમુદ્રને પોતાની મર્યાદાનું ઉલ્લંઘન ન કરતાં પણ પોતાની મેળે જ સઘળાં રત્નો મળે છે, તેમ સદ્વર્તનની મર્યાદા નહિ છોડનાર મનુષ્યને સર્વ ઈષ્ટ વસ્તુઓની આપમેળે જ પ્રાપ્તિ થાય છે. ગઈ કાલના દુરાચરણનો દોષ, આજના સદાચરણથી ટળી જાય છે, તેમ ગત જન્મમાં કરેલાં કર્મોનું ફળ આજન્મમાં કરેલાં શુભ કર્મોથી નષ્ટ થઈ જાય છે. જ્યારે ચિત્તમાં કોઈ વસ્તુ મેળવવાની આકાંક્ષા થાય છે, ત્યારે તેને ઉદ્યોગ કરવાની ઈચ્છા થાય છે, અને અનુકૂળ ક્રિયાઓમાં તે લાગી જાય છે. આને જ પુરુષાર્થ અથવા ઉદ્યોગ કહેવામાં આવે છે. વિદ્વાનોનો એ દૃઢ નિશ્ચય છે કે સર્વદા કરવામાં આવતો પુરુષાર્થ જ દૈવ ઉપર વીજયી નીવડે છે. માટે હે રામચંદ્ર, તમે એવો પુરુષાર્થ કરો કે જેથી આ સંસારમાં તમે જીવન્મુક્ત તરીકે વિચરી શકો. જોષીઓ એક માણસ વિષે ગ્રહો જોઈને એવો નિર્ણય કરે કે આ માણસ મોટો પંડિત થશે. આવો માણસ જો શાસ્ત્રોનું અધ્યયન કર્યા વિના શાસ્ત્રોને સમજી જાય, તો એમ જરૂર કહી શકાય કે દૈવનું પ્રાધાન્ય છે. પણ આમ થવું શકય જ નથી. મુનિ વિશ્વામિત્રે પુરુષાર્થથી જ બ્રહ્મર્ષિપણું મેળવ્યું છે. દૈવ તો પોતાની કલ્પનાથી જ માની લેવાયું છે. તે આત્મોન્નતિના કાર્યમાં વિઘ્નકર્તા છે.

વસિષ્ઠ કહે છે: હે રાઘવ, પૂર્વે ફળની અત્યંત ઈચ્છાના વેગને લીધે જે કર્મ ભારે યત્નથી કરવામાં આવ્યું હોય તેને 'દૈવ' કહેવામાં આવે છે. કર્મ છે તે વૃદ્ધિ પામેલી વાસના જ છે. વાસના કારણરૂપ મનથી જુદી નથી. મન છે તે પરમાત્માનું જ રૂપાંતર હોવાથી પરમાત્મા જ છે. મન આદિરૂપ થયેલો એ જ આત્મા જે જે કર્મને હિતરૂપ જાણીને કરે છે, તે પોતારૂપ દૈવથી જ તે કર્મના ફળને પામે છે. હે રામ, તમારી પહેલાંની વાસનાઓ બે પ્રકારની હોવી જોઈએ: શુભ અને અશુભ. જો શુભ વાસનાઓનો સમૂહ હાલમાં કાર્ય કરતો હશે, તો તમે શુભ ગતિથી અવિનાશી પદને પામશો.

જો કદાચ અશુભ વાસનાઓનો ધોધ તમારા ચિત્તને પરવશ કરતો હોય, તો તમારે તેને બળાત્કારથી હઠાવવો જોઈએ. તમે કેવળ ચૈતન્યરૂપ આત્મા જ છો, જડરૂપ દેહ નથી—આ સત્યને મનમાં સ્થિર કરો. માણસનું ચિત્ત બાળક જેવું છે. તેથી ઉતાવળ કર્યા વિના ધીમે ધીમે તેને સમજાવીને સારે રસ્તે વાળવું જોઈએ, શુભ અભ્યાસ સંપાદન કરવો જોઈએ. અભ્યાસથી સર્વ કાંઈ સિદ્ધ થઈ શકે છે એ સિદ્ધાંતમાં વિશ્વાસ રાખવો. જ્યાં સુધી સ્વસ્વરૂપનું અનુસંધાન થાય નહિ, ત્યાં સુધી ગુરુનાં વચનોમાં અને શાસ્ત્રના ઉપદેશોમાં શ્રદ્ધા રાખી તે પ્રમાણે આચરણ કરવું જોઈએ. શુભ વાસનાઓથી વિમળ થયેલ બુદ્ધિની મદદથી શોકરહિત પરમ પદની પ્રાપ્તિ કરો અને સર્વ પ્રકારના મનના સંકલ્પોને ત્યજી દઈને, અખંડિત રીતે સ્વસ્વરૂપમાં જ નિષ્ઠા રાખીને વિચરો. મનમાં સમત્વ કેળવો, ઇન્દ્રિયોને કાબૂમાં રાખો. આ સંહિતા જે હું તમને કહું છું તે સર્વ વેદોના સારરૂપ છે. માનવ મનમાં અભય, સ્વાશ્રયીપણું અને અડગ શ્રદ્ધા ઉત્પન્ન કરનારી છે. એકાગ્ર ચિત્તથી તમે મારો ઉપદેશ ગ્રહણ કરશો, તેમાં વિશ્વાસ રાખશો, તો તમે સંસારના બંધનમાંથી તરત જ મુક્ત થશો, માયાધીશ તરીકે વર્તન કરશો અને સર્વ પ્રકારની દીનતાનો ત્યાગ કરશો.

રામચંદ્ર પૂછે છે કે બ્રહ્માએ આ જ્ઞાન આપને શા કારણથી કહ્યું હતું તે મને કૃપા કરી કહો. વસિષ્ઠ કહે છે: આ માયાના અનંત વિલાસો જે દૃશ્યમાન થાય છે તેના અવિચળ અધિષ્ઠાન તરીકે એક પરમ તત્ત્વ છે. એ જ્ઞાનસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, સર્વ રીતે પરિપૂર્ણ છે અને દીવાની પેઠે સર્વ પ્રાણીઓને પ્રકાશ આપે છે. જેમ સમુદ્રમાંથી તરંગો ઉત્પન્ન થાય છે, તેમ પરમાત્મામાં પોતાની અંદર સ્વાભાવિક રીતે ગુપ્ત રહેલ માયાશક્તિથી, બ્રહ્માંડરૂપ વિરાટ પુરુષ ઉત્પન્ન થયો. એ વિરાટ પુરુષના હૃદયકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા. એ બ્રહ્માએ સર્વ પ્રાણીઓના સમૂહને ઉત્પન્ન કર્યો. પરિવારનાં દુઃખો જોઈને જેમ પિતાને કરુણા આવે, તેમ આ સૃષ્ટિમાં પ્રાણીઓને અનેક પ્રકારની પીડાઓથી દુઃખી થતાં જોઈને, પોતે જ ધર્મને, તપને, દાનને, સત્યને અને તીર્થોને ઉત્પન્ન કર્યાં. પણ તેમને જણાયું કે આ સાધનોથી આત્યંતિક દુઃખની નિવૃત્તિ શક્ય નથી, લોકોનાં દુઃખોનો કાયમને

સ. સા.

માટે અંત આવશે નહિ. આમ નિશ્ચય કરી મનના સંકલ્પથી મને ઉત્પન્ન કર્યો અને તરત જ હું તેમની પાસે ગયો. મને કહ્યું: 'હે પુત્ર, જેમ ચંદ્રમાં કલંકે પ્રવેશ કર્યો છે, તેમ તારા ચિત્તમાં થોડા સમય માટે અજ્ઞાન પ્રવેશ કરો.' આ પ્રમાણે શાપ આપ્યો એટલે તે જ સમયે હું મારા પરિપૂર્ણ નિત્ય શુદ્ધ સ્વરૂપને ભૂલી ગયો, દીનતાને આધીન થયો, મૂઢ થઈને તેમની સામે ઊભો રહ્યો. પિતાજીએ મને કહ્યું: 'તને શું દુઃખ થયું છે? મને તું તારા દુઃખને ટાળવાનો ઉપાય પૂછ એટલે હું તને એવો રસ્તો બતાવીશ કે તને કાયમને માટે વિશ્રાંતિ મળે.' મેં પૂછયુ, એટલે પિતાજીએ મને ઉત્તમ તત્ત્વબોધ આપ્યો અને કહ્યું કે, 'હે સાધુ, તું હવે ભરતખંડમાં જા અને લોકો ઉપર અનુગ્રહ કરવા સારુ જેઓ કર્મકાંડમાં આસક્તિવાળા હોય, તેમને તે પ્રમાણે બોધ કર અને જેઓ વૈરાગ્યવાન અને તીક્ષ્ણ બુદ્ધિવાળા હોય તેમને આનંદ તથા મુક્તિ આપનાર જ્ઞાનનો બોધ કર.' મારા પિતાશ્રીની આજ્ઞાનું પાલન કરવાના ઉદ્દેશથી જ્યાં સુધી ભરતખંડમાં જ્ઞાનના અધિકારી લોકો રહેશે ત્યાં સુધી હું પણ રહીશ આ સંસારમાં હું શાંત વૃત્તિથી રમણ કરું છું. મન અને શરીરથી પર છું. અજ્ઞાની લોકોની દૃષ્ટિએ હું કાર્ય કરું છું, પણ વાસ્તવિક રીતે હું આત્મનિષ્ઠ હોવાથી અકર્તા છું, નિરાકાર છું, નિર્વિકાર છું, નિત્યતૃપ્ત છું. બ્રહ્માએ જેમ લોકોનું દુઃખ મટાડવા મને મોકલ્યો છે, તેમ સનત્કુમાર, નારદ, આદિ અનેક મહર્ષિઓને પણ પૃથ્વી ઉપર મોકલ્યા છે. આત્મવિદ્યાનો પ્રથમ રાજાઓમાં પ્રચાર થયો અને પછીથી આમજનતામાં તે ફેલાઈ. તેથી આ સર્વોત્કૃષ્ટ જ્ઞાનને રાજવિદ્યા અને રાજગુહ્ય કહેવામાં આવે છે.

હે રામ, તમારો વૈરાગ્ય સાત્ત્વિક છે; કારણ કે કોઈ પણ પ્રકારના દુઃખ વિના તે કેવળ વિચારથી જ ઉત્પન્ન થયો છે. ઘણાંઓને દુઃખાદિ કારણોને લીધે રજોગુણ દ્વારા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તમારો વૈરાગ્ય અપૂર્વ છે. ઘણાં થોડાં મનુષ્યો જ આવાં ભાગ્યશાળી હોય છે. આવા માનવો ઉત્તમ કોટિના ગણાય છે. સત્કર્મોથી પાપોનો ક્ષય થયા પછી જ પ્રાણીની બુદ્ધિ પરમાર્થ તત્ત્વના વિચારમાં પ્રવર્તે છે. આ સંસારરૂપી અતિદુસ્તર સાગરને

વિચક્ષણ મનુષ્યો જ્ઞાનરૂપી નૌકાથી નિમેષ માત્રમાં તરી જાય છે. તત્ત્વવેત્તા પુરુષ સંસારરૂપી પ્રચંડ વાવાઝોડામાં પણ દૃઢ વૃક્ષની પેઠે અચળ રહે છે બુદ્ધિમાન પુરુષે બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મશ્રોત્રિય મહાનુભાવની સેવા કરીને, તેમને પ્રસન્ન કરીને, સ્નેહપૂર્વક આ વિષયમાં પૃચ્છા કરવી જોઈએ. જેઓ તત્ત્વને જાણનારા ન હોય, જેમનુ વચન માન્ય કરવા યોગ્ય ન હોય, તેવા માણસ પાસે આ જ્ઞાનની યાચના કરનારને મહામૂર્ખ સમજવો તત્ત્વવેત્તાને પ્રશ્નો પૂછ્યા પછી શંકાઓનું સમાધાન કર્યા પછી જે મનુષ્ય તેમણે આપેલા બોધ પ્રમાણે વર્તન કરતો નથી તે મહામૂઢ છે એમ જાણવું. પ્રથમ વકતાના વ્યવહારનું નિરીક્ષણ કરવું. ત્યારબાદ વિચારપૂર્વક, તેને તત્ત્વનો સાક્ષાત્કાર થયો છે કે નહિ તેનો નિર્ણય કરવો. આવો નિશ્ચય થયા પછી જે પ્રશ્નો પૂછે છે, તે જ બુદ્ધિમાન છે. વકતાની કસોટી કર્યા વિના જે માણસ પ્રશ્નો પૂછે છે, તે અધમ કહેવાય છે.

તત્ત્વવેત્તાએ પણ પૂછનાર માણસમાં ખરી અભીપ્સા છ કે કેમ, તે આ મુકિતદાયક જ્ઞાનનો અધિકારી છે કે કેમ, તેનામા આ જ્ઞાન ધારણ કરવાની બૌદ્ધિક શકિત છે કે કેમ, જીવનમાં ઉતારવાનું સંકલ્પબળ છે કે કેમ, આ બધી બાબતોનો વિચાર કરીને જ તેના ઉત્તરોનો જવાબ આપવો કારણ કે, જેનામાં વૈરાગ્ય ન હોય, વિષયોમાંથી જેનું મન ઉપરામ થયું ન હોય, એવો વિષયાસકત માનવ આ સર્વોત્તમ જ્ઞાનનો અધિકારી નથી.

વસિષ્ઠ કહે છે: હે રામ, તમે મહાત્મા છો, જિતેન્દ્રિય છો, વૈરાગ્યવાન છો, તે તમારાં સભામાં બોલેલા વચનો ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે. તમારો વૈરાગ્ય સાત્ત્વિક છે, કોઈ પ્રકારના દુ:ખથી ઉત્પન્ન થયો નથી. તેમ પ્રમાદને લીધે, પ્રયત્ન કરવાની અનિચ્છાને લીધે પણ ઉત્પન્ન થયો નથી તેમ હું સર્વસ્વ છું, મારામાં ઉપદેશ આપવાની યોગ્યતા છે, હું બ્રહ્માનો માનસપુત્ર છું, મને આ શુભ કાર્ય માટે બ્રહ્માએ નિયુકત કર્યો છે તેથી જેમ સફેદ વસ્ત્રમાં કેસરી રંગ અલ્પ સમયમાં જ લાગી જાય છે, તેમ તમારા વિમળ ચિત્તમાં મારાં બોધવચનો તરત જ પ્રવેશ કરી શકશે. મારામાં સંપૂર્ણ વિશ્વાસ રાખજો, હું જે કહું છું તે સ્વીકારજો અને પુરુષાર્થ કરીને તેનો અમલ

કરવો. જો તમારી તે પ્રમાણે આચરણ કરવાની ઇચ્છા ન હોય તો મને પ્રશ્નો પૂછીને મારો સમય નષ્ટ કરવો નહિ. હે રામ, મન અતિ ચંચળ છે, તેને પરાજિત કરવાનું કામ સહેલું નથી. જે માણસો જ્ઞાનરહિત અને વિષયાસક્ત હોય, જેમનો આદર્શ પાશવી હોય, વિષય ભોગોમાં જ જેઓ સતત રચ્યાપચ્યા રહેતા હોય અને એ જ જીવનનું ધ્યેય છે એમ માનતા હોય, તેવા માણસોનો સંગ કરવો નહિ. વિવેકી સજ્જનોનો જ સમાગમ કરવો. સત્સંગથી જ મન ઊર્ધ્વગામી થાય છે. ભોગ અને મોક્ષ એ બંને વિવેકરૂપી વૃક્ષનાં ફળો છે. શમ, વિચાર, સંતોષ અને સાધુઓનો સમાગમ—આ ચાર મોક્ષના દ્વારપાળો છે. તેમાંથી એક પણ સંપૂર્ણપણે સિદ્ધ થાય, તો બાકીના પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે. હે રામ, તમારું મન, સૌજન્યથી, વિવેકથી, વૈરાગ્યથી, પ્રફુલ્લિત થયું છે. જેમ મૃગ વીણાના શબ્દને એકાગ્ર ચિત્તથી સાંભળે છે, તેમ તમારે પણ મારો ઉપદેશ તે જ પ્રમાણે સાંભળવો; સંસારના બંધનમાંથી છૂટયા વિના, પ્રકૃતિ ઉપર આધિપત્ય મેળવ્યા વિના, આત્માનો સાક્ષાત્કાર કર્યા વિના અવિનાશી આનંદની પ્રાપ્તિ અસંભવિત છે એમ તમારે સમજવું. સંસ્કારવાળી બુદ્ધિવાળો મનુષ્ય આ અનુપમ શાસ્ત્રનો અભ્યાસ કરે, તોપણ તેની મૂર્ખતાનો સંપૂર્ણ નાશ થાય છે. જ્યાં સુધી માનવ સ્વસ્વરૂપના જ્ઞાનથી અજ્ઞાત છે, જ્યાં સુધી તે પ્રકૃતિનો, મનનો અને શરીરનો દાસ છે ત્યાં સુધી તેને આ સંસારરૂપી વૃક્ષ આપત્તિઓનું મૂળ જણાય છે. આત્માનુસંધાન થયા બાદ આ સંસાર તેને ભ્રમણ નહિ, પણ રમણનું સ્થાન જણાય છે. (ક્રીડાક્ષેત્ર—લીલાક્ષેત્ર જણાય છે). યત્ન કરીને અવિદ્યાનો નાશ કરો. તમે આત્મા છો, સર્વ રીતે પરિપૂર્ણ છો, જ્ઞાન, શક્તિ, આનંદ, સૌંદર્યના અખૂટ ભંડાર છો, તમારે કોઈ પણ અન્ય વસ્તુની અપેક્ષા નથી, આ પરમ, શાશ્વત, અવિચળ સત્યને મનમાં દૃઢ કરો. સતત નિદિધ્યાસન કરો, આત્મા સર્વત્ર છે, સર્વની પર છે, સર્વની અંદર છે, સર્વરૂપે છે, એ જ સનાતન સત્ય છે. આની અનુભૂતિ કરવી એ જ જીવિતનું લક્ષ્ય છે. તદનુસાર, વિચાર અને આચાર દ્વારા જ આત્માનું અપરોક્ષ જ્ઞાન મેળવી શકાય છે. જેમ શીતળ કાંતિવાળા અંધકારને દૂર કરનાર નિર્મળ ચંદ્રથી આકાશ

શોભે છે, તેમ તમે પણ વિમળ ચિત્તથી સુસજ્જ થઈને શોભો છો. તમે માન આપવા યોગ્ય છો. તમે પૂછી જાણો છો અને તમારામાં મારો ઉપદેશ ગ્રહણ કરવાની સર્વ પ્રકારે યોગ્યતા છે માટે જ હું પ્રેમપૂર્વક બોધ આપવાને તૈયાર થયો છું. મારી કથા સાંભળો, આત્મબોધનો સંબંધ થતાં, ચિત્તની સઘળી વૃત્તિઓ પીગળી જાય છે અને ચિત્ત સત્ત્વનું સ્વરૂપ ધારણ કરે છે

## ૪ : પરમ જ્ઞાનની મહત્તા અને તેનાં સાધનો

યોગવાસિષ્ઠ રામાયણમાં પ્રથમ પ્રકરણ( વૈરાગ્ય પ્રકરણ )માં રામચંદ્રજીના મનની અવસ્થાનું નિરૂપણ છે તેમને સંસારના નાશવંત પદાર્થોમાં વિશ્વાસ નથી, અનુરકિત પણ નથી. તેથી પોતે વિશ્રાંતિ આપનાર ઉપદેશની માગણી કરે છે. વિશ્વામિત્ર અને અન્ય મહર્ષિઓની વિનંતિથી વસિષ્ઠ આ કાર્ય પોતે કરવાનું કબૂલ કરે છે. બીજા મુમુક્ષુ પ્રકરણમાં વસિષ્ઠ રામચંદ્રને કહે છે કે, જગત એ પરમ તત્ત્વની પોતાની અંદર કલ્પી કાઢેલી કલ્પના જ છે. પરમાત્મા પોતે સંસારથી નિર્લેપ છે. સંસારના અસ્તિત્વથી પરમાત્માના સ્વરૂપમાં લેશમાત્ર પરિવર્તન થતું નથી. ત્યારબાદ વસિષ્ઠ, જીવન્મુકિત અને વિદેહમુકિત વચ્ચે કેટલું સામ્ય છે અને શો ભેદ છે તે સ્પષ્ટ કરે છે, પુરુષાર્થની પ્રબળતા ઉપર ખાસ ભાર મૂકે છે ઉત્સાહથી અને શ્રદ્ધાથી પુરુષાર્થ કરવામાં આવે તો મનુષ્ય તેના આત્મામાં અમાપ શકિત હોવાથી ધારે તે કરવા સમર્થ છે એવું પ્રતિપાદન કરે છે. દૈવ, માનવનો પૂર્વજન્મોનો પુરુષાર્થ છે અને તે આ જન્મના પુરુષાર્થથી હટાવી શકાય છે, એવું વિશ્વાસપૂર્વક વિધાન કરે છે. પછી પૃથ્વી ઉપર જ્ઞાન ઉતારવાનો ક્રમ રામચંદ્રને સમજાવે છે. અને પૂછનારમાં અને વકતામાં ( જ્ઞાન આપનારામાં ) કેવાં લક્ષણો હોવાં જોઈએ તે વિષે પોતાનું મંતવ્ય જણાવે છે. બારમા સર્ગમાં જ્ઞાનનું માહાત્મ્ય અને તે પ્રાપ્તિનાં સાધનોનું વર્ણન છે.

વસિષ્ઠ કહે છે: 'હે રામચંદ્ર તમે સર્વ રીતે મારો ઉપદેશ ગ્રહણ

કરવાને શકિતશાળી છો તમારામાં વિષયો પ્રત્યે અનુરાગ મુદ્દલ નથી. તમારી બુદ્ધિ વિવેકરૂપી પ્રકાશથી સુશોભિત છે, સાત્ત્વિક છે, તીક્ષ્ણ છે, પૂછનારના સર્વ ગુણોથી સુસજ્જ છે તેમ જ સારા અને સુયોગ્ય વકતામાં જે ગુણો હોવા જોઈએ તે મારામાં છે ગુરુ અને શિષ્ય બંનેમાં સુપાત્રતા હોય તો અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરવામાં વાર લાગતી નથી. જેમ પ્રલયકાળના અનેક સૂર્યની ઉષ્ણતાથી પર્વતની શીલાઓ ઓગળી જાય છે તેમ અનુભવયુકત જ્ઞાનના ઘાપથી ચિત્તમાં ગુપ્ત રીતે રહેલી સર્વ વાસનાઓ નષ્ટ થઈ જાય છે, સજ્જનોનો, ઊર્ધ્વગામી જીવન ગાળવાની તીવ્ર ઈચ્છા હોય તેવા મુમુક્ષુઓનો સમાગમ કરવો

જે મહાત્માઓ, મહર્ષિઓ, રાજર્ષિઓએ આત્માની અનુભૂતિ કરી છે. જેઓ આત્મનિષ્ઠ છે, તેઓ સર્વ પ્રકારનાં દુઃખોથી પર છે જ્ઞાનરૂપી બખ તરથી જેમણે પોતાનું શરીર ઢાંકી દીધુ છે, તેઓ સર્વજ્ઞ થાય છે ભૂત, વર્તમાન અને ભવિષ્યને એકી વખતે જોઈ શકે છે કાલાતીત થાય છે, ગુણાતીત થાય છે, અને જીવન્મુકત તરીકે (વિષ્ણુ, શિવ અને બ્રહ્માની માફક) સંસારમાં વિહાર કરે છે પરમ તત્ત્વમાં સ્થિતિ થવાથી મનમાંથી દૃશ્ય પદાર્થોમાંથી મોહ દૂર થઈ જાય છે, મનમાં શાંતિ, સમતા સ્થપાય છે, સમદૃષ્ટિ સ્થિર થાય છે, આવો જ્ઞાની દેહને રથરૂપ ગણે છે, મનને લગામ ગણે છે, અને તે રથમા પોતે બેસીને વિષયોરૂપી ક્રીડાગણમાં રમણ કરવાનો આનદ માને છે આવા જ્ઞાની પુરુષો, એક દીન, પામર, સતત ભયગ્રસ્ત જતુની માફક નહિ, પણ સમ્રાટ તરીકે વિચરે છે, સમગ્ર પ્રકૃતિ ઉપર આધિપત્ય ભોગવે છે, રાગ, ભય, શોકથી વિમુકત હોય છે, નિર્લેપ રહીને સ્વધર્માનુસાર સર્વ વ્યવહાર કરે છે, પરમાત્માના સંકલ્પ સાથે ઐકય સાધી તેના માધ્યમ તરીકે કામ કરે છે.

આવા મહાત્માઓનું મન ચંદ્રના બિંબની માફક સઘળી રીતે શોભે છે, આવુ મન વાસનાઓ તરફ દોડતું નથી, પણ બ્રહ્માકારપણાથી બિરાજે છે બુદ્ધિમાન માણસે આત્મતત્ત્વની પ્રાપ્તિના હેતુથી જ સર્વ પ્રવૃત્તિઓ કરવી જોઈએ. ધન અઢળક હોય, સત્તા હોય અને કીર્તિ પણ મેળવી હોય, તોપણ અવિદ્યાગ્રસ્ત મનુષ્યોમાં ખેદ, અભાવ, ક્ષોભ હમેશ રહ્યા કરે છે તેને શાંતિ

મળી શકતી નથી જેમ થોરમાથી કાટા ઉત્પન્ન થાય છે, તેમ મૂર્ખતાથી અસખ્ય આપદાઓ ઉત્પન્ન થાય છે જ્ઞાનના પ્રકાશનો અખૂટ આનદનો જે માણસમા એકવાર ઉદય થયો હોય, તેનામા ફરીથી અધકાર, અસતોષ અને દુ ખ પ્રવેશ કરી શકતા નથી આ જગતમા દુ ખો અગણિત છે, સુખ અલ્પ સખ્યામા જ છે, તેથી અતે દુ ખ આપનારા સુખોમા સમજુ માણસે અનુરક્તિ રાખવી ન જોઈએ જે મનુષ્યો વિષયોમા રાગ રાખે છે, તેઓને મદબુદ્ધિવાળા સમજવા જોઈએ, કારણ કે તેઓ એક સકટમાથી બીજામા અને બીજામાથી ત્રીજામા એમ આવ જા કર્યા કરે છે ભેદબુદ્ધિજન્ય સુખ દુ ખની દશાઓ, વીજળીના ઝબકારાઓ જેવી ક્ષણભગુર છે જે પદને પામીને વિદ્વાનો પાછા ફરતા નથી, શોકાતીત થાય છે, તે પદ જ્ઞાનભાવથી જ અચૂક રીતે મળે છે મોક્ષનો વિચાર કરવામા માણસ તત્પર થાય ત્યારે સમજવુ કે એનામા હવે સસ્કારિતા નો ઉદય થયો છે પશુત્વમાથી, મનુષ્યત્વ અને છેવટે દેવત્વ તરફ જવાની તે તૈયારીમા છે

જે વૈરાગ્ય પોતાનામાથી જ ઊગ્યો હોય, વિવેકજન્ય હોય, તે જ પ્રશસનીય છે ઘણા જન્મોના અનુભવો પછી જ માનવની બુદ્ધિ પરમાર્થ તત્ત્વના વિચારમા પ્રવર્તે છે કર્મકાડપરાયણ લોકોના મનમા જ્યા સુધી પરમ પદ માટે જિજ્ઞાસા ઉત્પન્ન ન થઈ હોય ત્યાં સુધી તેઓ સસારના સતત ગતિમાન ચક્રોળમા જ ભ્રમણ કર્યા કરે છે જ્ઞાનરૂપી નૌકાથી, સુજ્ઞ મનુષ્ય આ દુસ્તર માયાને માત્ર સકલ્પબળથી જ તરી જાય છે ત્રણે લોકોમા, કેવ ધસ્વરૂપનુ સ્વાસ્થ્ય જ સર્વોત્તમ છે, અવિનાશી છે, શકારહિત—મોહરહિત દીનતારહિત છે આત્મવિચારમા મનને નિમગ્ન રાખવામા આવે, કાયમ, વ્યવહાર કરતી વખતે, અને ન કરતી વખતે પણ જો આત્મામા જ નિષ્ઠા રાખવામા આવે, આપણા સત્ય સ્વરૂપનુ વિસ્મરણ ન થવા દેવામા આવે, તો સહેલાઈથી પરમ પદની પ્રાપ્તિ થઈ શકે છે આ પરમધામ સપાદન કરવામા ધન, મિત્રો, બાધવો સહાય કરી શકતા નથી તેમ શરીરને નકામુ કષ્ટ આપવાથી, તીર્થક્ષેત્રોમા નિવાસ કરવાથી, ઉપવાસ—વ્રત કરવાથી પણ આ પરમ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી આને માટે કેવળ મનોબળની જ આવશ્યકતા છે મનમાથી ભેદબુદ્ધિ કાઢી નાખવાની

છે, મનની પર જઈને તેનું નિયંત્રણ કરવાનું છે આ સ્વપ્રયત્નથી જ સાધ્ય છે. સુખદાયક અને સ્થિર આસનમાં બેઠાં બેઠાં, આત્માના સ્વરૂપ વિષે વિચાર કરવાનો છે. ઝાંઝવાના પાણીમાં જળ હોતું નથી, તેમ આ સંસારમાં સર્વ નામરૂપાત્મક, વિનાશી પદાર્થો પાછળ દોડદોડ કરવાથી નિત્યાનંદની પ્રાપ્તિ કદી પણ શક્ય નથી. આ સત્યને મનમાં સુદૃઢ કરો. વ્યવહારમાં રહીને પણ સૂર્યની માફક નિર્લેપ રહો, સ્વસ્વરૂપનું અનુસંધાન રાખો.

આગળ ઉપર વસિષ્ઠે મોક્ષના જે દ્વારપાળો વિષે ઉલ્લેખ કર્યો છે, તેમને વિષે વિસ્તારપૂર્વક અનુક્રમે વિવેચન કરે છે. શમ, સંતોષ, વિચાર અને સાધુઓનો સમાગમ—આચાર ( મોક્ષના દ્વારના ) દ્વારપાળો છે એવો વસિષ્ઠજીનો મત છે. વસિષ્ઠ કહે છે : આમ સંસારનો તાપ શમને લીધે શીતળ થઈ જાય છે. શમથી પરમ કલ્યાણની પ્રાપ્તિ થાય છે. શમથી આ લોકમાં જીવન સુખ અને શાંતિથી પસાર થઈ શકે છે. ગમે તેવી આપત્તિઓ આવે તોપણ શમરૂપી અલંકારથી સુસજ્જ થયેલો મનુષ્ય પોતાની સમતા ખોતો નથી, પરિસ્થિતિથી વિવશ થતો નથી, શત્રુને પણ મિત્ર બનાવી શકે છે. જેણે પોતાની સર્વ ઇન્દ્રિયોને અને મનને વશ કરી દીધેલું છે, જેઓ હરહમેશ પ્રશાંત અવસ્થામાં જ રહે છે, જેઓના મનમાં કોઈ પણ સંજોગોમાં ક્ષોભ ઉત્પન્ન થતો નથી, જેઓ કામ, ક્રોધ, લોભથી સદાને માટે મુક્ત હોય છે, તે વંદનીય છે. આવા મહાત્માઓનાં દર્શનથી જે શાંતિ મળે છે, તે ચંદ્રમાના દર્શનથી પણ મળતી નથી. આવા આદરપાત્ર માનવોનો સર્વ લોકો વિશ્વાસ કરે છે. હે રામ, તૃષ્ણારૂપી સાંકળથી આમતેમ ઘસડાતા તમારા મનને, તમે શમરૂપી ખીલામાં બાંધી રાખો, તેના ઉપર શાંતિરૂપી અમૃતનું સિંચન કરો. બાણો જેમ શીલાને વીંધી શકતાં નથી, તેમ શામરૂપી કવચથી સુરક્ષિત શરીરને કોઈ પણ દુઃખો સ્પર્શી કરી શકતાં નથી. જે મનુષ્ય પ્રિય અથવા અપ્રિય વસ્તુઓથી હર્ષ કે શોકને આધીન થતો નથી, તે મનુષ્ય શાંત કહે કહેવાય છે. આવા માનવને સર્વ પ્રાણીઓ માટે સમભાવ હોય છે. સર્વત્ર, સર્વ વસ્તુઓમાં, સર્વ ઘટનાઓમાં, તે પરમાત્માનું જ અસ્તિત્વ જુએ છે. યુદ્ધમાં, જીવનમાં, મૃત્યુમાં પણ આવો મહાનુભાવ, એકસરખો આનંદ અનુભવે છે. જે પુરુષ અંદરની

શીતળતા, પ્રવૃત્તિમાં કે નિવૃત્તિમાં કાયમ રાખે છે, તે જ શમયુક્ત છે એમ જાણવું આ વિશ્વની સર્વ ક્રિયાઓમાં, ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમાં જેનું ચિત્ત એક જ અવસ્થામાં (ક્ષોભ વિનાનું) રહે છે, તેને જ શાંત કહી શકાય. મહાત્મા પુરુષો શમ જેવા સર્વોત્તમ ગુણનો આશ્રય કરીને જે પરમ પદ પામ્યા છે, તેનું તમે સર્વદા અનુસરણ કરો.

બીજો દ્વારપાળ સંતોષ છે જે મનુષ્ય સંતોષરૂપી રત્નથી સુશોભિત છે, તેને જ પરમ શાંતિ ઉપલબ્ધ થાય છે સંતોષી મનુષ્ય અશાંત ચિત્તવાળા અને ક્ષુદ્ર વાસનાઓથી ભરપૂર ચક્રવર્તી રાજા કરતાં પણ વધારે સુખી છે સંતોષી માનવની બુદ્ધિ કદી પણ સુખનો વિયોગ પામતી નથી જે મનુષ્ય પરમાત્માની ઈચ્છાથી જે આવી પડે તેનાથી જ સંતુષ્ટ રહે છે, અપ્રાપ્ત વસ્તુઓની ઈચ્છા કરતો નથી અને પ્રાપ્ત વસ્તુઓ પ્રત્યે અનુરાગ રાખતો નથી, જે હર્ષ શોકરૂપી દ્વંદ્વોથી પર હોય છે, જે જ્ઞાન, અને શાંતિ માટે પોતાના આત્મા સિવાય અન્ય કોઈ પદાર્થની અપેક્ષા રાખતો નથી તે જ સંતોષયુક્ત છે એમ કહી શકાય સંતોષથી અત્યંત તૃપ્ત થયેલા મહાત્માના મુખ ઉપર અપૂર્વ તેજ હોય છે, તેમનુ જીવન આકર્ષક અને આહ્‌લાદક હોય છે, સ્થિર હોય છે વર્ષાઋતુના આગમનથી જેમ સર્વ પ્રકારની રજ શાંત થઈ જાય છે, તેમ સંતોષયુક્ત માનવ આગળ સઘળી ચિંતાઓ શાંત થઈ જાય છે આવા માનવના સમાગમથી જેટલી શાંતિ લોકોને મળે છે, તેટલી ધનના ઢગલાઓને જોઈને મળતી નથી આવા મહાનુભાવને દેવતાઓ અને ઋષિઓ પણ બુદ્ધિથી પ્રણામ કરે છે સંતોષ વિનાના અસ્થિર, ચંચળ ચિત્તમા જ્ઞાનનુ (આત્માનું) પ્રતિબિંબ પડી શકતું નથી તેથી આવા મનુષ્યો બાહ્ય દૃષ્ટિએ ગમે તેટલા સમૃદ્ધ હોય, પણ અંદરથી અશાંત રહે છે, ચિંતાગ્રસ્ત રહે છે દીનતાને આધીન રહે છે

ત્રીજો દ્વારપાળ વિચાર છે વિદ્વાન, બ્રહ્મશ્રોત્રિય મહાત્માઓ સાથે આત્મવિચાર કરવાથી બુદ્ધિ નિર્મળ થાય છે શુદ્ધ બુદ્ધિ દ્વારા જ આત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે સંસારરૂપી દીર્ઘ કાળના રોગનું ઓસડ વિચાર જ છે સંસારરૂપી વૃક્ષને નિર્મૂળ કરવાનો વિચાર જ ઉપાય છે સામાન્ય રીતે માનવોને પદાર્થોમાં, દેહોમાં અનુરક્તિ હોય છે આવી આસક્તિ જ દુઃખનું કારણ છે.

આ રાગ સત્યાસત્યના વિવેકથી જ નષ્ટ થાય છે. મોહ ટાળવા સારુ 'દુનિયાના સર્વ પદાર્થો નાશવંત હોવાથી, તેમ માનવનું મન પણ પરિવર્તનશીલ હોવાથી વિષયો પાછળ દોડદોડ કરવાથી નિત્યાનંદની પ્રાપ્તિ શક્ય જ નથી. આ શુભ વિચાર મનમાં ઠસાવવાની જરૂર છે અને આ વિવેક તીક્ષ્ણ બુદ્ધિથી જ સમજાય છે. કર્મ શું છે અને અકર્મ શું છે, ધર્મ શું છે અને અધર્મ શું છે આનો નિર્ણય કરવામાં વિચારરૂપી જ્યોતિની અનિવાર્ય આવશ્યકતા રહે છે. માણસોમાં બુદ્ધિ, ક્રિયાસામર્થ્ય, ભાવનાશક્તિ, સૌંદર્યવૃત્તિનો ઉદય, આ સર્વ સદ્‌ગુણો વિચારથી જ સુપ્રાપ્ય છે. જેમ તુંબડાં લઈને તરનાર પુરુષ પાણીમાં ડૂબતો નથી, તેમ વિચારરૂપી ઢાલથી સુરક્ષિત માનવ પણ સંસારસાગરમાં રમણ કરે તોપણ તે ડૂબતો નથી. સંપત્તિમાં અને આપત્તિમાં માણસ જે હર્ષ ને શોકની લાગણીઓને આધીન થાય છે, તે વિચારશૂન્યતાને લીધે જ છે.

વિચારરૂપી કમળોના સમૂહથી પ્રફુલ્લિત થયેલો માણસ હિમાલયની માફક સ્થિર રહે છે અને શોભે છે. બાળકો જેમ અંધારામાં ભૂત, પિશાચો વગેરેની કલ્પના કરીને બીએ છે, તેમ અજ્ઞાની માણસો પણ જેમને પોતાના અસલ સચ્ચિદાનંદ સ્વરૂપનું જ્ઞાન નથી, તેઓ પણ આ સંસારરૂપી અગાધ વનમાં આમતેમ ભટક્યા કરે છે અને વિશ્રાંતિથી વંચિત રહે છે જ્યારે સર્વ પ્રકારની વાસનાઓ અને આશાઓથી માનવ મન વિચાર કરીને મુક્ત થાય છે, ત્યારે જ તેને પરમ શાંતિ મળે છે વિચારથી જીવન્મુક્ત થયેલા સર્વ જીવો સૂર્યની પેઠે જગતમાં પ્રકાશે છે, તેમના અસ્તિત્વથી અન્ય જીવોને માર્ગદર્શન આપે છે તેમનું જીવન ઊર્ધ્વગામી કરવામાં સહાયક થાય છે. જગતના સઘળા ક્ષણભંગુર પદાર્થો અવિચારથી જ સારા લાગે છે, આનંદ આપે છે. વિચારથી નિષ્કામતા, સર્વાત્મભાવ, અભય, સંયમ, વૈરાગ્ય વગેરે સદ્‌ગુણોનો ઉદય થાય છે. વિચારથી જ માનવ પોતાના અસલ સ્વરૂપ વિશે નિર્ણય કરે છે. અને સર્વ પ્રકારની વિપરીત ભાવનાઓને, વિરોધી વિચારોને મનમાંથી બહાર ફેંકી દે છે. વિચારશીલ પુરુષ આત્મારામ, આત્મનિષ્ઠ હોય છે. આનંદને માટે તેને અન્ય કોઈ પણ વસ્તુની અપેક્ષા રહેતી નથી. વિચારવાન પુરુષ વિષયોને સાચા સમજીને ભોગવતો નથી, તેમાં ઉત્કંઠા ધરતો નથી.

તેમાં ડૂબતો નથી, તેમનો દાસ થતો નથી.

વિચારશીલ પુરુષ પ્રાપ્ત વસ્તુનો સ્વીકાર કરે છે, અપ્રાપ્ત વસ્તુઓની ઝંખના કરતો નથી, સ્વધર્મનો ત્યાગ કરતો નથી, પોતાની મર્યાદાઓનું ઉલ્લંઘન કરતો નથી, સર્વદા ભરપૂર રહે છે, જગતમાં સ્વેચ્છા પ્રમાણે લાંબા કાળ સુધી વિહાર કરે છે અને મરજીમાં આવે ત્યારે આભાસ જેવા દેહનો ત્યાગ કરીને વિદેહમુક્તિ મેળવે છે. વિચારરૂપી આંખ અંધારામાં પણ દીપકનું કામ કરે છે, મનનું આવરણ દૂર કરે છે, અને ઉગ્ર પ્રકાશોમાં પણ અંજાઈ જતી નથી અજ્ઞાની મનુષ્યની માફક વિચારવાન પુરુષ અનર્થોથી શિથિલ થઈ જતાં પણ પોતાની માનસિક સમતા ખોતો નથી. જેઓને પોતાનું જીવન સફળ કરવું હોય, સમગ્ર જીવિત આનંદમાં ગાળવું હોય, તેમણે સદંતર વિચારયુક્ત થવું જોઈએ હું કોણ છું, મારું અસલ સ્વરૂપ શું છે, શા માટે હું જન્મ્યો છું, મારા જીવનનું શું ધ્યેય છે, આ લક્ષ્યની પ્રાપ્તિના કયાં કયાં સાધનો છે. મારી પ્રકૃતિને કયું સાધન વધારે અનુકૂળ આવે છે—આ પ્રમાણે નિરંતર વિચારમગ્ન રહેવું જોઈએ. જે અજ્ઞાનીને અસત્ય વસ્તુઓમાં નિષ્ઠા હોય છે, તે સંસારમાં કોઈ દિવસ પણ કાયમ માટે સુખ મેળવી શકતો નથી વિચારથી જ તત્ત્વજ્ઞાન થાય છે, વિચારથી જ માનવ દેવ થઈ શકે છે, નર મટીને નારાયણ થઈ શકે છે, સમસ્ત પ્રકૃતિને આધીન કરી શકે છે આ સંસારમાં પ્રકૃતિના દાસ તરીકે—એક ક્ષુદ્ર જંતુ તરીકે જીવનને બદલે સમ્રાટ તરીકે, માયાધીશ તરીકે લીલા કરી શકે છે

પછી વસિષ્ઠ ચોથા દ્વારપાળ સત્સંગ વિષે વિવેચન કરે છે. તેઓ જણાવે છે કે હે રામચંદ્ર, આ સંસારમાં સત્સંગનો મહિમા અવર્ણનીય છે સાધુપુરુષના સમાગમથી માનવમાં સત્ વસ્તુ ઉપલબ્ધ કરવાની તમન્ના ઉત્પન્ન થાય છે તેમના જીવનમાંથી એને પ્રેરણા મળે છે અને તે પોતાનું જીવિત ઉન્નત કરવાનો પ્રયાસ કરે છે જ્ઞાની પુરુષના સત્સંગથી મૃત્યુ પણ ઉત્સવ જેવું લાગે છે, આપત્તિ સંપત્તિ જેવી લાગે છે ઉજ્જડ જગ્યા પણ વન જેવી સુંદર લાગે છે જેમ ખાતર અને પાણી રેડવાથી વૃક્ષો ફૂલી આવે છે, નવપલ્લવોથી સુશોભિત થાય છે, તેમ સંત પુરુષોના સમાગમથી મનમાંથી

સર્વ પ્રકારના વિકારો, કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, આસક્તિ વગેરે નાબૂદ થઈ જાય છે, મન સ્ફટિકમણિ જેવું સ્વચ્છ, નિર્મળ થઈ જાય છે અને આત્માનું પ્રતિબિંબ ઝીલવાનું સામર્થ્ય મેળવે છે. સાધુઓનો સમાગમ જ્ઞાનરૂપી પ્રભાકરના પ્રકાશરૂપ છે. હે રામ, જેમણે સર્વ પ્રકારની વાસનાઓનો ત્યાગ કર્યો છે, જેઓનું જીવન સંયમી છે. જેઓમાં હૃદયની વિશાળતા છે, સર્વાત્મભાવ છે, જેઓએ કામ, ક્રોધ, લોભ ઉપર વિજય મેળવ્યો છે, જેઓ પરમાત્માના સતત સંપર્કમાં રહીને જ તેના માધ્યમ તરીકે દુનિયામાં વર્તે છે, આવા સંત પુરુષોના સામીપ્યમાં રહેવાની તક જેમને મળે છે, તેમને તીર્થયાત્રાની કે વ્રતની કાંઈ આવશ્યકતા નથી.

જેઓ, સત્સંગનિરૂપ અતિ શીતળ અને નિર્મળ જળમાં રોજ સ્નાન કરે છે, તેમને યજ્ઞોનું, તપનું કાંઈ પ્રયોજન નથી. જે ભાગ્યશાળી મનુષ્યને સાધુસમાગમ પ્રિય છે, તેમાં જ જે આનંદ માને છે, તે મોક્ષનો અધિકારી થઈ ચૂકયો છે એમ જાણવું માનવો માટે આ સંસારરૂપી ઉપાધિમાંથી તરવાના ઉપાયો ચાર છે : શમ, વિચાર, સંતોષ અને સંતસમાગમ. તેમાં સંતસમાગમ સર્વોત્તમ છે, કારણ કે મનુષ્યના ચિત્ત ઉપર મહાત્માના ચારિત્ર્યની જેટલી અસર થાય છે તેટલી તેમના ઉપદેશની થતી નથી. દેહાધ્યાસ વિનાના, પવિત્ર જીવન ગાળનાર, બ્રહ્મપદને જાણનાર સાધુપુરુષોને સર્વ ઉપાયોથી સેવવા જોઈએ. ચાર દ્વારપાળોમાંથી એકનો પણ જો અભ્યાસ થાય અને જીવનમાં તે સાંગોપાંગ ઊતરે તો ચારેનું ફળ મળે છે, જેમ પૂર્ણિમાના ચંદ્રમામાં શીતળતા, શાંતિ, સૌંદર્ય આદિ ગુણો પ્રવર્તે છે, તેમ શમાદિથી સુશોભિત થયેલા મનુષ્યમાં જ્ઞાનની સંપત્તિ પ્રવર્તે છે. આ ગુણો સંપાદન કરવા માટે દૃઢ પુરુષાર્થની જરૂર છે. જ્યાં સુધી આ ગુણો સંપાદન નહિ થાય, જ્યાં સુધી તમે આત્માના સ્વરૂપથી વિમુખ રહેશો, ત્યાં સુધી તમે રાજા થાઓ કે દેવ તોપણ તમને પરમ શાંતિ મળી શકશે નહિ. મનુષ્યના મનરૂપી ગહન અરણ્યમાં, શુભ અને અશુભ મોક્ષદાયક અને મોક્ષવિરોધી એવી બે સરિતાઓ સતત વહ્યા કરે છે. આ નદીઓમાંથી કઈ નદીનો આશ્રય લઈને જીવન ગાળવું એનો નિર્ણય માનવે પોતે કરવાનો છે. નિર્ણય

કર્યા બાદ સ્વપ્રયત્નથી ઉત્સાહપૂર્વક તેને વળગી રહેવાનું છે. આમ કરવાથી જ પરમ વિશ્રાંતિ આપનાર આત્મજ્ઞાન મળે છે, અને ભવસાગરને તરી જઈ તેના ઉપર આધિપત્ય મળે છે.

હે રામ, તમારું અંતઃકરણ નિર્મળ છે. તમે વિવેક—વૈરાગ્યાદિ ગુણોથી સુસંપન્ન છો, તેથી તમે, હું જે જ્ઞાન આપવાનો છું, તેના સંપૂર્ણપણે અધિકારી છો. પરમ કલ્યાણને વાસ્તે પવિત્ર, ઉદાર, પરમ બોધ દેનારાં વચનોને માટે તો ઉત્તમ પુરુષ જ યોગ્ય છે. આ સંહિતા( યોગવાસિષ્ઠ )નો અભ્યાસ કરીને પોતાની મેળે સમજી હોય અથવા બીજા પાસેથી તેનું શ્રદ્ધા અને એકાગ્રતાપૂર્વક શ્રવણ કર્યું હોય, મનન કર્યું હોય, તો મનમાંથી સર્વ પ્રકારની ભ્રમણા દૂર કરી નાખે છે અને સર્વ પ્રકારનાં આધિ, વ્યાધિ વગેરે દુઃખોમાંથી માનવને મુકિત આપે છે, માનવમાં અભય ઉત્પન્ન કરે છે. મહાસમર્થ વેદાંત-શાસ્ત્રની ગર્જના ન થઈ હોય ત્યાં સુધી જ અન્ય શાસ્ત્રો ગર્જી શકે છે. અરણ્ય-માં સિંહની ગર્જના થાય એટલે શિયાળવાંનું બોલવું બંધ થઈ જાય છે. આ ગ્રંથનું ( વસિષ્ઠજીના ઉપદેશનું ) અનુશીલન કરવાથી બુદ્ધિની અશુદ્ધિ ( કામ, ક્રોધ, લોભ વગેરે ) ધીમે ધીમે ઓછા થવા માંડે છે, અને છેવટે બુદ્ધિ શરદ્-ઋતુની ચાંદનીની પેઠે ખીલે છે. આ સર્વોત્તમ ગ્રંથના વિચારથી માનવબુદ્ધિ સર્વોત્કૃષ્ટ બ્રહ્મતત્ત્વમાં સ્થિતિ કરે છે.

વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર, સારું બીજ વાવવામાં આવ્યું હોય તો તેમાંથી સારું ફળ અવશ્ય મળે છે; તેમ આ સંહિતાને વાંચવાથી સર્વોત્તમ જ્ઞાનની પ્રાપ્તિ અચૂક થાય છે. શાસ્ત્ર માણસે રચેલું હોય તોપણ જો તે યુકિત-ઓથી તત્ત્વનો નિર્ણય કરાવનારું હોય તો તેનો સંકોચ વિના સ્વીકાર કરવો પણ કોઈ ઋષિએ રચેલું શાસ્ત્ર હોય અને તેનાં કથનો તર્કને—માનવબુદ્ધિને સંતોષ આપી શકે તેવાં ન હોય, તો તેનો ત્યાગ કરવો. બુદ્ધિમાન પુરુષે ન્યાયને અનુસરતી પ્રક્રિયાને સ્વીકારવી જોઈએ. પરમ સત્ય બુદ્ધિથી પર છે તે ખરું, પણ તે બુદ્ધિનું વિરોધી નથી. 'બ્રહ્માનું વચન પણ જો યુકિત-ઓથી વિરુદ્ધ હોય તો તેને તણખલાની પેઠે છોડી દેવું.' ગંગાજીના પવિત્ર અને નિર્મળ જળનો ત્યાગ કરીને જે માણસ 'આ કૂવો મારા બાપ—દાદાનો છે

માટે મારે આ પાણી જ પીવું જોઈએ, એવો આગ્રહ (દુરાગ્રહ) રાખે તેને મહામૂર્ખ સમજવો. મોટો પથ્થર આગળ પડયો હોય તોપણ જેમ બાણો તેને વીંધી શકતાં નથી, તેમ જે ચિત્ત શાસ્ત્રોનાં (આર્ષગ્રંથોના) ઉપદેશથી રંગાયેલું હોય છે તેને સંસારની મહાદુઃખદાયી આપદાઓ પણ ચલાયમાન કરી શકતી નથી. આ ગ્રંથનો અભ્યાસ કરવામાં આવે, તેનું વારંવાર પારાયણ કરવામાં આવે, તો મુક્તિ માટે અન્ય કોઈ પણ ક્રિયાની જરૂરિયાત નથી. આ ગ્રંથના ઉપદેશને ચિત્તમાં સ્થિર કરવાથી 'હું અને જગત' એવા પ્રકારના દ્વૈતનો સદંતર નાશ થાય છે, ભેદબુદ્ધિ શાંત થઈ જાય છે. કલ્પિતજગતના અસ્તિત્વથી કે વિનાશથી માણસના મનમાં હર્ષ કે શોક ઉત્પન્ન થતા નથી, તેમ આ જગતને બ્રહ્મના સ્ફુરણ તરીકે જાણ્યા પછી માનવને તેમાં મોહ પેદા થતો નથી. અધિષ્ઠાનને જાણ્યા પછી સંસારને વીંખી નાખવાની ક્રિયામાં વાર લાગતી નથી.

અને નિર્વિકારિત્વ મનમાં ઠસાવવા માટે જે દૃષ્ટાંતનો આશ્રય લેવામાં આવે તે જગતની અંદરનું જ છે અને સ્વપ્ન જેવુ છે એમ તમારે સમજવું.આ પરિભાષાને વળગી રહેવું. એમ કરવાથી નિરાકાર બ્રહ્મમાં સાકાર દૃષ્ટાંત કેમ લાગુ પડે એવી શંકાને સ્થાન નહિ રહે જગતને જાગ્રત અને સ્વપ્નનાં દૃષ્ટાંતો અપાય છે તે યથાર્થ છે. જેમ સ્વપ્ન પૂર્વકાળમાં કે પરકાળમાં રહેતું નથી અને વર્તમાન કાળમાં પણ અનિર્વચનીય રૂપે જ રહે છે, તેમ જાગ્રત પણ પૂર્વકાળમાં કે પરકાળમાં રહેતું નથી અને વર્તમાનકાળમાં અનિર્વચનીય રૂપે જ રહે છે આ વાત અનુભવસિદ્ધ છે જગત સ્વપ્નની કલ્પના જેવું છે, કારણ કે પર બ્રહ્મની અંદર પોતે કલ્પેલું સ્પંદન એ જ જગત છે. આ મણિ દીવા જેવો છે એમ લોકમાં કહેવામાં આવે છે ત્યાં દીવાની માત્ર પ્રભાનુ જ સરખાપણું કહેવામાં આવે છે વેદાન્તશાસ્ત્રોમાં સંસારના પદાર્થો તરફ અનુરાગના ત્યાગ માટે આગ્રહ રાખવામાં આવે છે માટે તેની વાતો વિષયાસક્ત અને વિચારહીન મનુષ્યોને અરુચિકર લાગે તે સ્વાભાવિક છે. આ જગતમાં બુદ્ધિમાન અને વૈરાગ્યવાન પુરુષો અલ્પ સંખ્યામાં જ હોય છે. ઘણાંખરાંની પ્રકૃતિ બહિર્મુખી હોય છે, રજસ્ ને આધીન હોય છે. જ્યાં સુધી મનની સ્થિતિ આવી હોય ત્યાં સુધી તેમાં જ્ઞાનનાં કિરણો પ્રવેશ કરી શકે જ નહિ એટલે જ વેદાંત શાસ્ત્રોમા વૈરાગ્ય ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. વૈરાગ્ય આંતરિક છે અને તે વિવેકજન્ય હોવો જોઈએ, સાત્ત્વિક હોવો જોઈએ, આપત્તિથી કે પ્રમાદથી ઉત્પન્ન થયેલો રાજસિક કે તામસિક નહિ

વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર, વેરીની વાત પણ જો વિચારથી અનુભવ કરાવનારી હોય તો તેનો અંગીકાર કરવો અને મિત્રની વાત જો વેદોક્ત પુરુષાર્થથી ભ્રષ્ટ કરનારી હોય, તો તેની અવહેલના કરવી, સત્યને જ વળગી રહેવું, અસત્યનો ત્યાગ કરવો. આમ કરવાથી જીવન્મુક્તિરૂપ શુભ પરિણામ આપનાર વિધિ પ્રાપ્ત થાય છે. અપરોક્ષ અનુભવ એ જ મુખ્ય પ્રમાણ છે બીજાં બધાં ગૌણ છે અનુભૂતિ કરાવવામાં સહાયક થઈ પડે, પણ અધ્યાત્મ જ્ઞાનમાં સ્વાનુભવ જ પ્રમાણ ગણાય છે. અપરોક્ષ જ્ઞાન એ જ જ્ઞાન છે

# ૫ : જગત અને મનનું મૂળ તત્ત્વ

યોગવાસિષ્ઠમાં ત્રીજા પ્રકરણની શરૂઆતમાં પ્રથમ સર્ગમાં વસિષ્ઠજી જણાવે છે કે, આત્માનો મોક્ષ જ્ઞાનથી જ થાય છે આ જ્ઞાન બૌદ્ધિક નથી, માનસિક નથી, પરોક્ષ નથી પણ અપરોક્ષ છે, પ્રત્યક્ષ છે, અતીન્દ્રિય છે. આ વિદ્યમાન જગત આત્માની અંદર સ્વપ્નની માફક પ્રગટ થયુ છે. સસારની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની સર્વ ક્રિયાઓ, આત્માની અંદર જ થયા કરે છે. આત્મા જ આનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે, આત્મા આ સર્વ ક્રિયાઓથી અલિપ્ત રહે છે. પોતાના અસલ (સચ્ચિદાનંદ) સ્વરૂપમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન થતું નથી તેથી આ સઘળી સૃષ્ટિ બ્રહ્મમાત્ર જ છે, જ્યારે આત્મા, જે પોતે નિત્ય દ્રષ્ટા છે, તે પોતાના સંકલ્પથી કલ્પેલાં દૃશ્યોને આધીન થાય છે, ત્યારે તેને બંધન કહેવામાં આવે છે જ્યારે તે સમગ્ર દૃશ્ય ઉપર વર્ચસ્વ ભોગવે છે, અથવા કોઈ પણ પ્રકારના દૃશ્ય વિના પોતાના સ્વરૂપમાં જ સ્થિત રહે છે, ત્યારે તેને મુક્તિ—મોક્ષ કહેવામાં આવે છે. ભૂતકાળનાં, વર્તમાનકાળનાં અને ભવિષ્યમાં થનારાં અનેક બ્રહ્માંડો, આત્મામાં અવ્યક્ત રૂપે રહેલાં છે જ. દૃશ્ય, બ્રહ્મથી જુદી, સ્વતંત્ર સત્તાવાળું નથી. બ્રહ્મ જ પોતાની ઈચ્છા પ્રમાણે નિરંતર સંકલ્પો કર્યા કરે છે, અને તે સંકલ્પો આ વિસ્તારવાળી જગતરૂપી ઈન્દ્રજાળરૂપે પ્રતીત થાય છે. જગત સંપૂર્ણ રીતે બ્રહ્મમાં જ સ્થિત છે, પણ જેમ સુવર્ણમાં કડાપણું નથી, તેમ બ્રહ્મમાં જગતપણું પણ નથી.

બીજા સર્ગમાં જે પ્રાણીઓને, ભૌતિક દેહ હોય છે તેઓ મૃત્યુના પંજામાં સપડાય છે; પણ જેમનો દેહ ચૈતન્યમય હોય છે, તેઓ મૃત્યુનું ભક્ષ થતાં નથી. આ સત્યનું સમર્થન એક દૃષ્ટાંત આપીને કરે છે અને વસિષ્ઠજી રામચંદ્રજીને કહે છે કે, ઉત્પત્તિ પ્રકરણ સમજવામાં પણ આ ઉદાહરણ સહાયક થઈ પડશે.

વસિષ્ઠજી કહે છે કે, એક 'આકાશજ' નામનો અતિ પવિત્ર બ્રાહ્મણ હતો. તે આત્મનિષ્ઠ હતો. ધ્યાનમાં નિમગ્ન રહીને પોતાનું જીવન સર્વ લોકોનું

કલ્યાણ કરવામાં જ ગાળતો હતો. અતિ દીર્ઘાયુ હોવાથી, મૃત્યુને વિચાર થયો કે મારે આ બ્રાહ્મણને શા માટે છોડવો જોઈએ. એને પણ મારે મારો ભક્ષ્ય કરવો જોઈએ આવો સંકલ્પ કરીને તે બ્રાહ્મણ(આકાશજ)ને પકડવા માટે તેના નિવાસસ્થાને ગયુ. આ બ્રાહ્મણે અગ્નિને કિલ્લારૂપે રાખ્યો હતો. તે મૃત્યુને ભસ્મીભૂત કરવા લાગ્યો. આ અગ્નિની જ્વાળાના અવરોધની અવગણના કરીને, મૃત્યુ તેના ઘરમાં પેઠું અને તે બ્રાહ્મણને પકડવા લાગ્યું. આ પ્રયાસમાં તેને સફળતા મળી નહિ; તેથી યમરાજ પાસે જઈને મૃત્યુએ પૂછ્યું, 'મહારાજ, આ 'આકાશજ' બ્રાહ્મણને હું કેમ ખાઈ શકતું નથી તે કૃપા કરીને જણાવો.' યમરાજ કહે છે: 'હે મૃત્યુ તું કોઈને પણ મારવા સમર્થ નથી પ્રાણીઓ એમનાં કર્મો વડે જ તારે આધીન થાય છે આથી જો તારી ઇચ્છા તે બ્રાહ્મણનું ભક્ષણ કરવાની હોય તો તેનાં કર્મો શોધી કાઢ. અને તેમનો આશ્રય લઈને તારું કાર્ય કર.' આ શોધન કરવા માટે મૃત્યુ ભૂમંડળમાં સર્વ દિશાઓમાં ફર્યું, પણ તેને કોઈ પણ ઠેકાણેથી તે બ્રાહ્મણ-(આકાશજ)નાં કર્મોનો પત્તો મળ્યો નહિ. નિરાશ થઈને મૃત્યુ ફરીથી યમરાજા પાસે ગયું અને આકાશજ બ્રાહ્મણનાં કયાં કર્મો કયે સ્થળે છે તે જણાવવા તેમને વિજ્ઞપ્તિ કરી. યમરાજાએ જવાબ આપ્યો કે 'આ આકાશજ બ્રાહ્મણનાં કોઈ કર્મો નથી. તેની ઉત્પત્તિ કેવળ આકાશથી જ છે. જે આકાશમાંથી પેદા થાય છે તે સ્વચ્છ આકાશ જેવો જ હોય છે. અવિદ્યા આદિ કારણ ન હોવાને લીધે એ બ્રાહ્મણ વાસ્તવિક રીતે આકાશરૂપ જ છે. પૂર્વકર્મોના સદંતર અભાવથી તેનું ચિત્ત બીજાને વશ નથી. તેનાં પૂર્વકર્મો નથી તેમ હમણાં પણ તે કાંઈ કર્મો કરતો નથી. આથી તે ચિદાકાશરૂપ જ છે. એનું જે કાંઈ કર્મ લોકોને જોવામાં આવે છે, તેને એ બ્રાહ્મણ સાચું માનતો નથી. ચૈતન્યરૂપી સ્તંભમાં ચૈતન્યરૂપ પૂતળી જેવો તે છે. તેનો આકાર જે ચૈતન્યથી જુદો દેખાય છે, તે તો આભાસમાત્ર છે. એ બ્રાહ્મણ પરમ પદમાં આકાશમાં શૂન્યપણાની પેઠે, વાયુમાં ચલનપણાની માફક સ્થિત છે. એનાં હમણાંનાં કર્મો પણ નથી, તેમ પૂર્વનાં કર્મો પણ નથી, તેથી એ બ્રાહ્મણ સંસારચક્રને આધીન નથી. તે સ્વયંભૂ છે. જે જીવને દેહનો અધ્યાસ થાય છે, તે તરત જ પ્રકૃતિને વિવશ થાય છે.

સ. સા.

હજી આ બ્રાહ્મણમાં અજ્ઞાનતાએ પ્રવેશ કર્યો નથી. તેનામાં દેહાભિમાન નથી તેથી તે તારી પકડમાં આવી શકશે નહિ.

મૃત્યુને કુતૂહલ થવાથી યમરાજાને પૂછે છે કે, 'આ બ્રાહ્મણનું સર્જન આકાશમાંથી કેવી રીતે થયું, પંચભૂતોનો સંબંધ જીવને કેવી રીતે થાય છે, અને કેવી રીતે થતો નથી તે કહેવાની કૃપા કરો.' યમરાજા કહે છે. આ બ્રાહ્મણ કેવળ વિજ્ઞાનના પ્રકાશરૂપ છે. પ્રલયને સમયે પણ શાંત, અજર, અમર પરબ્રહ્મ તો રહે છે જ. જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે ત્યારે પણ પર-બ્રહ્મરૂપ આકાશમાં એ આકાશજ બ્રાહ્મણ નિર્વિકલ્પ અને ચિદાકાશરૂપ ધારણ કરીને રહે છે. જો એની મનોવૃત્તિ બહિર્મુખ ન હોય, તો તે હમણાં જોવામાં આવે છે, તેવો પણ જોવામાં ન આવે, વાસ્તવિક રીતે એ બ્રાહ્મણ કેવળ ચિદાકાશરૂપ જ છે. માટે તારે તેનો વધ કરવાનો પ્રયત્ન ન કરવો.'

આ આખ્યાયિકા સાંભળી શ્રીરામચંદ્રના મનમાં સંશય પેદા થાય છે કે, આ કથા દ્વારા વસિષ્ઠજી પોતાના પ્રપિતામહ બ્રહ્માનો ઉલ્લેખ કરે છે; તેથી આના નિવારણ માટે પ્રશ્ન કરે છે, તેથી વસિષ્ઠજી તેનો ઉત્તર હકારમાં આપે છે અને જણાવે છે કે બ્રહ્માને સારુ જ પૂર્વે મૃત્યુએ યમરાજાની સાથે વાત-ચીત કરી હતી. બ્રહ્મા તો પરબ્રહ્મ જ છે તેથી તે મૃત્યુની જકડમાં આવી શકે નહિ. બ્રહ્માનું શરીર મનોમય છે, સંકલ્પમય છે, બ્રહ્મા ચિદાકાશના ચમ-કારરૂપ છે. બ્રહ્મા પરબ્રહ્મમાં સ્ફૂર્યા કરે છે. પરમાત્મામાં દ્રષ્ટા કે દૃશ્ય કાંઈ નથી. તે કેવળ જ્ઞાનસ્વરૂપ, શકિતસ્વરૂપ, આનંદસ્વરૂપ છે, તોપણ તેમાં બ્રહ્માનો આભાસ થાય છે. જે સમષ્ટિમન છે, તે બ્રહ્મા. બ્રહ્મા પરબ્રહ્મના સંકલ્પનું જ કાર્ય છે. ચિત્રકારના મનમાં દેહ વિનાની પૂતળી પ્રથમ ખડી થાય છે, તેમ પરમાત્મામાં સમષ્ટિમનની પ્રતીતિ થાય છે તેને બ્રહ્મા કહેવામાં આવે છે. શ્રીરામચંદ્ર કહે છે: પૃથ્વી વગેરેથી રહિત જે શુદ્ધ મન છે, તે બ્રહ્મા છે તે તેમને સ્વીકાર્ય છે; પણ જેમ બીજા સર્વ પ્રાણીઓની ઉત્પત્તિમાં પૂર્વજન્મની વાસનાઓ કારણભૂત હોય છે, તેમ બ્રહ્માની ઉત્પત્તિમાં પણ તેવું કેમ ન બને? વસિષ્ઠ ઉત્તર આપે છે કે, જે પ્રાણીને કર્મો ભોગવવા માટે શરીર ધારણ કરવું પડયું હોય, તેને તેના પૂર્વદેહોની વાસનાઓ કારણરૂપ

હોય છે, બ્રહ્માને પૂર્વદેહ જ ન હતો, તેમને પૂર્વનું કાંઈ કર્મ જ ન હતું. બ્રહ્માનું શરીર સ્વયંભૂ છે, બ્રહ્મા પોતાના કારણરૂપ ચિદાકાશથી ભિન્ન નથી. તેમનો દેહ લિંગદેહ છે, ભૌતિક નથી. સઘળાં પ્રાણીઓને બે દેહો હોય છે: એક સૂક્ષ્મ શરીર, અને બીજું પંચમહાભૂતોવાળું. બ્રહ્માને કેવળ લિંગદેહ જ હોય છે, તે આદ્ય પ્રજાપતિથી સઘળી પ્રજાઓ ઉત્પન્ન થઈ છે. બ્રહ્માનો સંકલ્પ જ તેનું મૂળ કારણ છે, જેમ બ્રહ્મા, બ્રહ્મરૂપ છે, તેમ સઘળી પ્રજાએ પણ બ્રહ્મરૂપ જ છે, પ્રાતિભાસિક શરીરવાળા બ્રહ્માથી ઉત્પન્ન થયેલી આ સૃષ્ટિ પણ પ્રાતિભાસિક શરીરવાળી જ છે, પણ અજ્ઞાન અવસ્થામાં તે આપણને સ્થૂળ અને સાચી લાગે છે. વાસ્તવમાં બ્રહ્મા સ્થૂળ દેહથી રહિત છે, છતાં આપણને તે સ્થૂળ દેહવાળા જણાય છે, જેમ માનવ પોતાની કલ્પના પ્રમાણે પોતાના મનમાં પર્વત, સમુદ્ર, રણ, નગર, વન, આમ જુએ છે તેમ બ્રહ્માનો સંકલ્પ જેમ પ્રફુલ્લિત થાય છે, તે પ્રકારથી આ જગતનું પ્રગટીકરણ થાય છે, માયાવિશિષ્ટ પરમાત્માના પ્રથમ સંકલ્પથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે, તેથી તે શુદ્ધ જ્ઞાનવાળા જ છે. બ્રહ્મા પોતે મનોમાત્ર જ છે. તેમણે કલ્પેલું આ જગત પણ મનોમાત્ર છે, કારણ જેવું શુદ્ધ છે, તેવું કાર્ય પણ શુદ્ધ જ છે. જગત શુદ્ધ આત્માથી અભિન્ન છે. બ્રહ્માદિ જ્ઞાની, અનુભવી પુરુષો, સદાય મુક્ત અવસ્થામાં જ રહે છે. તેઓ હમેશ મોહરહિત હોય છે. યથાર્થ દૃષ્ટિએ એમનાં જ્ઞાનની ભૂમિકામાં પ્રાતિભાસિક પ્રપંચ પણ નથી, તો સ્થૂળ પ્રપંચને સવાલ જ ઉપસ્થિત થતો નથી. બ્રહ્મા મનનું રૂપ છે અને મન બ્રહ્માનું રૂપ છે. જે દૃશ્ય તરીકે દેખાય છે તે સર્વ કલ્પિત જ છે. મનને અને જગતને જુદાં પાડી શકાય જ નહિ. જો દૃશ્યરૂપી દુઃખ સાચું હોય તો તેને દૂર કરી શકાય જ નહિ. સાચી વસ્તુ નિત્ય શાશ્વત હોય છે, ખોટી વસ્તુ આગંતુક-આગમાપાયી—આવનારી અને ચાલી જનારી હોય છે. આ વિચાર માનવ મનમાં સુદૃઢ રીતે રહેલો છે, તેથી જ માનવ, સ્થાયી સુખને માટે સદાય પ્રયત્ન કરતો રહે છે. આમાં તેને સંપૂર્ણ અને અડગ શ્રદ્ધા છે.

દિવસ માત્ર બે ઘડી જ બાકી રહેલો હોવાથી અને સૂર્યનાં કિરણો અલ્પ થઈ ગયાં હોવાથી તે દિવસનું કાર્ય સમાપ્ત કરવામાં આવ્યું. બીજે

દિવસે, દેવલોકો, મનુષ્ય લોકો, સિદ્ધો પ્રાતઃકાળની ક્રિયાઓને આટોપી લઈને સભામાં ઉપસ્થિત થયા અને પ્રથમના ક્રમ પ્રમાણે જ પોતપોતાનાં આસનો ઉપર ગોઠવાઈ ગયા. વસિષ્ઠજીએ પોતાની ગંભીર પણ મધુર વાણીથી, સંભાષણ, હમેશ મુજબ શરૂ કર્યું. પ્રસંગ મળ્યો એટલે રામચંદ્રજીએ પ્રશ્ન કર્યો અને પૂછયું કે, જે મને જગતરૂપી જાળ પ્રસરાવી છે તેનું યથાર્થ સ્વરૂપ કેવું છે તે આપ મને જણાવો. વસિષ્ઠ કહે છે: આ મન આકાશની માફક શૂન્ય છે, નામ સિવાય તેનું બીજું કાંઈ રૂપ જોવામાં આવતું નથી. આકાશની જેમ તે સર્વ સ્થળોએ વ્યાપી રહેલું છે, ચંચળ છે. જેમ સમુદ્રમાંથી તરંગો ઉત્પન્ન થાય છે, તેમ ક્ષણે ક્ષણે આ મનમાંથી સંકલ્પો પેદા થાય છે. આ સંકલ્પોના આકારોને મન કહેવામાં આવે છે. તેનું અન્ય કોઈ સ્વરૂપ નથી. નિરાકાર, નિર્વિકાર ચૈતન્યમાં પદાર્થોનો આભાસ કરનાર વસ્તુને મન કહેવાય છે. મન એ જ સંકલ્પ છે અને સંકલ્પ એ જ મન છે. સમષ્ટિમનને લિંગશરીરવાળા બ્રહ્મા કહેવાય છે. આ બ્રહ્માના સંકલ્પો એ જ સૃષ્ટિ, જગત, સંસાર, સંસૃતિ. દૃશ્ય પદાર્થ વિના મનનું બીજું કાંઈ સ્વરૂપ નથી. યથાર્થ પારમાર્થિક દૃષ્ટિથી કાંઈ ઉત્પન્ન થતું જ નથી, કારણ કે સર્વના અધિષ્ઠાનરૂપે રહેલું ચૈતન્ય નિર્વિકાર છે. તે પોતાના આદિ સ્વરૂપમાં નિત્ય સ્થિત છે. દૃશ્ય, દ્રષ્ટાથી ભિન્ન નથી, તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી પ્રવાહીપણું એ જડનો સ્વભાવ છે. ચલન એ વાયુનો સ્વભાવ છે, તેમ દૃશ્યપણું દ્રષ્ટાનો સ્વભાવ છે. દૃશ્યની જુદી સત્તા સ્વીકારવામાં આવે તો જ દૃશ્યને સત્ય માની શકાય. રામચંદ્રજીને શંકા થવાથી પૂછે છે કે, દૃશ્ય તો પ્રત્યક્ષ રીતે સત્તાવાળું જોવામાં આવે છે, તો તેનો અભાવ કેવી રીતે સ્વીકારી શકાય? આ સંસારરૂપી ભ્રમ પેદા કરનાર અને અનેક પ્રકારનાં દુઃખોના સમૂહોને આપનાર આ દૃશ્યરૂપી વિષૂચિકા કેવી રીતે શાંત થાય? વસિષ્ઠ કહે છે: 'આ પિશાચની શાંતિ માટે હું એક મંત્ર આપું છું આનું સેવન કરવાથી આ પિશાચ અદૃશ્ય થઈ જશે. હમેશ આ સત્યને તમારા મનમાં સ્થિર કરો કે પરમાર્થિક દૃષ્ટિએ આકાશ, વાયુ, તેજ, પૃથ્વી, જગ, હું, તું વગેરે જે જગતરૂપે દેખાય છે, તે છે જ નહિ. જે જોવામાં આવે છે તે અજર, અમર સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ જ છે આ

સર્વ દૃશ્ય, શાંત, નિરાકાર એવા બ્રહ્મમાં પૂર્ણરૂપે પ્રસરે છે. બ્રહ્મમાંથી ઉદય પામેલા સર્વ પદાર્થો બ્રહ્મરૂપ જ છે. દ્રષ્ટા, દર્શન, દૃશ્ય, પ્રમાતા, પ્રમાણ, પ્રમેય, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, આ કોઈની સત્તા બ્રહ્મથી ભિન્ન નથી, બ્રહ્મ શૂન્ય નથી, સર્વ રીતે પરિપૂર્ણ છે, સર્વશક્તિમાન છે. આ જગત અજ્ઞાનતાથી જોવામાં આવે છે. ખરી રીતે (પારમાર્થિક દૃષ્ટિથી) સૃષ્ટિનો આરંભ જ થયો નથી, તો વર્તમાનકાળમાં તેનું અસ્તિત્વ કેવી રીતે હોઈ શકે? જે ભૂતકાળમાં ન હતું, તે વર્તમાનમાં કેવી રીતે હોઈ શકે? અને જે વર્તમાનમાં નથી તે ભવિષ્યમાં કેવી રીતે હોઈ શકે? જેમ મનમાં જ સ્વપ્નો પેદા થાય છે, મનમાં જ રહે છે અને મન તેમને અનુભવે છે, તેવી રીતે મનને લીધે જ આ જગત જોવામાં આવે છે. મન મિથ્યા છે, છતાં તેમાં સત્‌પણાની ભ્રાંતિ થાય છે, મન જેવી જેવી કલ્પના કરે છે તે તે પ્રમાણે તે પદાર્થો જુએ છે, મન ચપળ છે, આમતેમ કૂદકા માર્યા કરે છે, ઉત્પન્ન કરે છે, સંહાર કરે છે, સંસારીપણું પેદા કરે છે અને મુક્તિ પણ તે જ અપાવે છે. બંધન અને મોક્ષનું કારણ મન જ છે.

શ્રી રામચંદ્ર પૂછે છે: આ મનનું મૂળ કારણ શું છે? તે કેવી રીતે ઉત્પન્ન થયું છે? શાથી ઉત્પન્ન થયું છે? તે જણાવવા કૃપા કરો. વસિષ્ઠ ઉત્તર આપે છે કે, મહાપ્રલય વખતે, સૃષ્ટિના સઘળા, સ્થૂલ અને સૂક્ષ્મ દૃશ્યપદાર્થો અદૃશ્ય થાય છે. પોતાના અસલ કારણમાં લીન થાય છે, ત્યારે વિશેષરહિત, અસ્તરહિત, ઉદયરહિત, નિરાકાર, દેદીપ્યમાન, અમર્યાદિત સામર્થ્યવાળો, અમાપ જ્ઞાનવાળો, આનંદસ્વરૂપ, સત્‌રૂપ મહેશ્વર, પરમાત્મા (આત્મા, બ્રહ્મ) અવશેષ રહે છે. આ પરમ તત્ત્વ શાશ્વત છે, મન–બુદ્ધિની પર છે, ઇન્દ્રિયોની પકડમાં આવી શકતું નથી, કારણ કે તે આ સર્વનું કારણ છે, ઉત્પત્તિસ્થાન છે, તેના અસ્તિત્વથી જ, તેની સત્તાથી જ સર્વ પદાર્થો પ્રકાશે છે, સર્વ ઇન્દ્રિયો પોતપોતાનું નિયત કાર્ય કરે છે. આ સત્તાસામાન્યને અનેક નામો આપવામાં આવે છે: આત્મા, બ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર, પરશિવ, પરવિષ્ણુ, પરાશક્તિ, પુરુષોત્તમ વગેરે, સાંખ્યમતવાળા તેને પુરુષ કહે છે, વિજ્ઞાનીઓ તેને ક્ષણિક વિજ્ઞાનરૂપ કહે છે, શૂન્યવાદીઓ તેને શૂન્ય કહે છે,

બૌદ્ધો તેને નિર્વાણ કહે છે. (હાલના જમાનામા મુસ્લિમ ધર્મના અનુયાયીઓ તેને અલ્લાહ કહે છે, ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ તેને ગૉડ કહે છે. અને ચીનમાં તેને 'તાઓ' કહે છે. સર્વ ધર્મો આ વિદ્યમાન જગતના આદિ કારણ તરીકે, તેના નિયામક તરીકે કોઈ શાશ્વત તત્ત્વનો સ્વીકાર કરે છે, કારણ કે વિશ્વની ઉત્પત્તિનો વિચાર આવતાંની સાથે જ તેના અધિષ્ઠાનનો પણ વિચાર આવે છે. શામાંથી ઉત્પત્તિ, શાની ઉત્પત્તિ-આ વિચારો સ્વાભાવિક રીતે જ આવે છે આધાર વિના આધેય ટકી શકે નહિ, એટલે માનવબુદ્ધિને એક અનંત, શાશ્વત તત્ત્વનો સ્વીકાર કરવો જ પડે છે, અને આ સર્વ દૃશ્ય પ્રપંચ તેનો જ આવિર્ભાવ હોવાથી, તે જ્ઞાનસ્વરૂપ છે, શક્તિસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, સર્વ રીતે પરિપૂર્ણ છે, એ સત્યનો પણ સ્વીકાર કરવો પડે છે.)

વસિષ્ઠજી જણાવે છે ' આ નિત્ય તત્ત્વ, સૂર્યને પ્રકાશ આપે છે ચંદ્રને શીતળતા આપે છે, આકાશને શૂન્યતા આપે છે જેમ સઘળાં જળોના પ્રભવ અને લયસ્થાન સમુદ્ર છે, તેમ સઘળા દૃશ્ય પદાર્થોનું આશ્રયસ્થાન પરબ્રહ્મ છે. સર્વની અંદર પ્રત્યગાત્મા રૂપે રહીને બોલનાર, જોનાર, સાંભળનાર, ભોગવનાર પણ તે જ છે. આકાશમાં, પાતાળમાં, જળમાં, વાયુમાં, અગ્નિમાં, પૃથ્વીમાં, પર્વતોમાં, સમુદ્રમાં એ તત્ત્વ જ રહેલું છે, શિલાઓને એણે જ મૂક કરેલી છે, પર્વતોને એણે જ સ્થૂળતા આપી છે, આકાશને વ્યાપકતા અને શૂન્યતા આપી છે જેમ આકાશમાં એકત્રિત થયેલાં વાદળોમાંથી દુનિયા ઉપર જળની વૃષ્ટિઓ થયા કરે છે, તેમ પરમાત્મામાંથી આ સંસારરૂપી જળની વૃષ્ટિ થયા કરે છે. આ પરમાત્માની અંદર સમુદ્રનાં મોજાની માફક, અસંખ્ય બ્રહ્માંડો ઉત્પન્ન થાય છે અને પાછાં તેમાં જ લય પામે છે પણ તે આ સર્વ ક્રિયાઓને આશ્રય આપતાં છતાં પણ તેમનાથી અલિપ્ત રહે છે. પ્રપંચ પણ પરમાત્માનું જ રૂપ છે, પણ પ્રપંચરૂપે પરમાત્મા નાશવાન છે; અને વાસ્તવિક સ્વરૂપે અજર, અમર છે, અવિનાશી છે (જે વસ્તુ ત્રણે કાળમા એક જ અવસ્થામાં રહે તે સત્ય, અને જેમાં પરિવર્તન થયા કરે તે મિથ્યા, આ અર્થમાં જગતને મિથ્યા કહેવામાં આવે છે. સ્થાયી તત્ત્વને સત્ય કહેવામાં આવે તો એના વિરોધી તત્ત્વને

ભેદ દર્શાવવા અસત્ય કહેવું જોઈએ. એટલે સંસારને મિથ્યા કહેવામાં આવે છે. બાકી પરબ્રહ્મ જ જગતનું અભિન્ન, નિમિત્ત અને ઉપાદાન કારણ હોવાથી, જગત પણ બ્રહ્મસ્વરૂપ જ છે. જગત બ્રહ્મનું ચળ સ્વરૂપ છે, બ્રહ્મ જગતનું અચળ અધિષ્ઠાન છે.)

વસિષ્ઠ જણાવે છે કે જેમ સૂર્યમાંથી રશ્મિઓ નીકળે છે, તેમ આ પરબ્રહ્મમાંથી શિવ, વિષ્ણુ, બ્રહ્મા આદિ દેવતાઓનો આવિષ્કાર થાય છે. પ્રત્યેક દેહરૂપી આકૃતિમાં મણિરૂપે પરમાત્મા જ પ્રકાશે છે. આ પરમાત્મા સર્વત્ર છે, સર્વની અંદર છે, સર્વથી પર છે, સર્વરૂપે છે, સર્વત્ર વિદ્યમાન છે; છતાં પણ મનના અંધકારને લીધે, અવિદ્યાને લીધે, નામરૂપાત્મક સ્વરૂપોમાં અનુરક્તિને લીધે પામર લોકો તેમને જોઈ શકતા નથી અને સુખ–દુઃખનાં દ્વન્દ્વોને આધીન થઈને પૃથ્વી ઉપર ભ્રમણ કર્યા કરે છે. ઘાસનાં તણખલાંની માફક આમતેમ મનના આવેગોથી ઘસડાયા કરે છે. આ જગતના સર્વ પદાર્થો મિથ્યા છે, છતાં આત્માની સત્તાથી જ તે સત્તાવાન જણાય છે. પરમાત્મા અસંગ છે, તેમને કોઈ પણ પ્રકારની ઇચ્છા નથી, તોપણ તેમના સાંનિધ્યને લીધે જ સંસારમાં સર્વ ક્રિયાઓ ચાલ્યા કરે છે (જેમ અગ્નિના સાંનિધ્યથી ઘી પીગળે છે તેમ) પરમાત્મા શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે, અધિષ્ઠાન સ્વરૂપ છે, તેથી આપણી ધારણા પ્રમાણે તે સ્વરૂપો ધારણ કરે છે. અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિ તેમાં જ થાય છે. અનેક બ્રહ્માંડો તેમાં જ થોડો વખત સ્થિત રહે છે. તેમાં જ આખરે વિલય પામે છે; અને આ ક્રિયા તેમની અંદર સદંતર ચાલ્યા જ કરે છે. છતાં પોતે આનાથી નિર્લેપ રહીને, હરહમેશ પોતાના અસલ સ્વરૂપમાં એકલા જ રહે છે. આ પરમ તત્ત્વ મનનું, સમષ્ટિ અને વ્યષ્ટિ અને જગતનું શાશ્વત અધિષ્ઠાન છે. સર્વવ્યાપક હોવાથી સર્વ મનુષ્યોની અંદર, સર્વ પ્રાણીઓની અંદર ગુપ્ત રીતે રહેલું છે. પ્રત્યેક માનવ યથાર્થ દૃષ્ટિએ અજર, અમર છે, જ્ઞાનસ્વરૂપ, શક્તિસ્વરૂપ, આનંદસ્વરૂપ છે, સર્વ રીતે પરિપૂર્ણ છે.

છટ્ઠા સર્ગમાં વસિષ્ઠજી જણાવે છે કે માનવને આત્મસ્વરૂપની, પોતાના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ જ્ઞાનથી જ થાય છે; અને જ્ઞાનથી જ નિત્યાનંદની પ્રાપ્તિ

થાય છે. જ્ઞાન એટલે અનુભવ માનવને એમ અનુભૂતિ થાય કે હું આત્મા છું. મન અને શરીર મારાં કરણો છે; અને આ અનુભૂતિમાં નિષ્ઠા બંધાય ત્યારે જ્ઞાન થયું કહેવાય. આવા માનવને જ જીવન્મુક્ત કહેવાય. ક્રિયાઓ કરવાથી કે શરીરને કષ્ટ આપવાથી આ જ્ઞાન થતું નથી, અધિષ્ઠાનને જાણવાથી જ, ઝાંઝવાના પાણીનો ભ્રમ નષ્ટ થાય છે. આ પરમાત્મા આપણી અંદર છે, આપણી આસપાસ છે, ઉપર છે, નીચે છે, ચોતરફ છે, દૂર નથી પણ મન તે તરફ અભિમુખ ન થાય, તો અત્યંત દૂર પણ છે. તેમનું જ્ઞાન આપણામાં, દેહમાં જ થાય છે, મનને વિષયોમાંથી ઉપરામ કરીને તે તરફ ફેરવવાની જ મુખ્ય આવશ્યકતા છે. આને જ વૈરાગ્ય કહેવામાં આવે છે. આમ કરવામાં તપ, દાન, તીર્થયાત્રા આદિ સાધનોની આવશ્યકતા નથી. સ્વસ્વરૂપમાં ચિત્તની વિશ્રાંતિ વિના એ પરમાત્માને જાણવાનું બીજું કોઈ પણ સાધન નથી. આ પરમાત્મા 'આ છે, આપણી અંદર અને બહાર એ જ છે, એના સિવાય બીજા કોઈનું અસ્તિત્વ છે જ નહિ,' એવું જાણવાથી સર્વ પ્રકારનાં દુઃખો ટળી જાય છે, માનવમાંથી પામરતા, ભય, માનસિક દરિદ્રતા, સંકુચિતતા, પદાર્થોનું દાસત્વ જડમૂળથી નીકળી જાય છે. માનવ સ્વાશ્રયી આત્મશ્રદ્ધાવાન બને છે. સમસ્ત માયાને તુચ્છ ગણે છે અને સંસારને ક્રીડાક્ષેત્ર ગણી તેમાં મુક્તાત્મા તરીકે વિહાર કરે છે

શ્રીરામચંદ્રને શંકા થવાથી ફરી પ્રશ્ન કરે છે કે એ મહાન દેવાધિદેવ (આત્મા, પરમાત્મા) તો અતિ દૂર છે, તેથી તેમની પ્રાપ્તિ શી રીતે થાય? વસિષ્ઠ કહે છે: પ્રગલ્ભ વિચાર દ્વારા વિવેક ઉત્પન્ન થાય છે. આ સંસારના અચળ આધાર તરીકે એક નિત્ય તત્ત્વ હોવું જોઈએ એવી ખાતરી થાય છે પછી આ શાશ્વત સત્યના જ્ઞાનથી જ મુક્તિ મળી શકે, તે સિવાય નહિ. (આત્મા સિવાય સર્વ પદાર્થો અનિત્ય છે. અશાશ્વત પદાર્થોને આધીન થઈને ચિત્ત—માનવ મન, આમ તેમ ભટકયા કરે ત્યાં સુધી તેને પરમ શાંતિ મળી શકે જ નહિ એ સયુક્તિક છે, તેથી નિર્વિવાદ છે.)

આવો નિશ્ચય થાય છે ત્યાર બાદ સ્વપ્રયત્નથી આત્માને જાણવાનો પ્રયાસ કરવામાં આવે છે અને છેવટે અનુભવ થાય છે. આ કાર્યમાં તીવ્ર

સંવેગની અનિવાર્ય આવશ્યકતા છે મનમાથી રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ વગેરે વિકારોને નાબૂદ કર્યા વિના જે તપ, દાન, વગેરે કરવામાં આવે છે, તે તો એક પ્રકારનો કલેશ જ છે ચિત્ત સ્વાર્થથી રગાયેલું હોય, છતાં જે વ્રતો આદિ કરવામાં આવે છે તે મિથ્યાચાર છે, ઢોંગ જ છે એમાંથી જરા પણ ફળ મળતું નથી કોઈને ઠગીને ધન સંપાદન કરવામાં આવ્યું હોય, અને તેવા ધનનુ દાન કરવામાં આવે તો તે દાનનું ફળ જેની પાસેથી ધન છીનવી લેવામાં આવ્યું હોય તેને મળે છે સંસારરૂપી વ્યાધિનો નાશ કરવાની જેની ઇચ્છા હોય તેણે આર્ષગ્રથોનો અને સંત પુરુષોનો સગ, (જેમણે સર્વ પ્રકારની કામનાઓ અને આસકિત ઉપર વર્ચસ્વ મેળવ્યું હોય અને જેમની સમદૃષ્ટિ હોય એને જ સંત કહેવાય આનો આધાર બહારના વેશ ઉપર નથી.) આ બે ઉત્તમ પ્રકારનાં ઔષધોનુ સતત સેવન કરવું, અને આપેલા ઉપદેશ પ્રમાણે વર્તન કરવુ વિચારો પ્રમાણે આચરણ કરવામાં ન આવે તો તે વિચારોની કશી કિંમત નથી આધ્યાત્મિક જીવનમાં આચરણ એ જ મુખ્ય વસ્તુ છે, પુરુષાર્થથી જ આ વસ્તુ સિદ્ધ થાય છે પુરુષાર્થથી જ રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે દોષો ચિત્તમાંથી નીકળી જાય છે જ્યારે સત્યવિરોધી વિચારો કે ભાવનાઓ, (આપણું અસલ સ્વરૂપ પરિપૂર્ણ છે, જ્ઞાનમય, શક્તિમય, આનંદમય છે, આ સત્ય વિરોધી સર્વ વિચારોને મનમા પ્રવેશ કરવા દેવા એ જ પાપ, એ જ દીનતા) મનમાં ઉદ્ભવે ત્યારે તેમનો, આત્માની પરિપૂર્ણતાનો વિચાર કરી ત્યાગ કરવો ભોગલાલસાનો ત્યાગ કરવો જે પુરુષ પ્રમાણિકપણે આજીવિકા માટે ધન સંપાદન કરે છે, વધારે પડતો સંગ્રહ કરતો નથી, સર્વ લોકોનું હિત જોઈને જ વર્તન કરે છે, અધમ વૃત્તિની ઉપેક્ષા કરે છે, સત્પુરુષોના સમાગમમાં અને ઉત્તમ શાસ્ત્રોના અનુશીલનમાં તત્પર રહે છે તે પુરુષ સત્વર મુક્તિ પ્રાપ્ત કરે છે બ્રહ્મવિદ્યા જ સઘળી વિદ્યાઓમાં મુખ્ય છે, તેનાથી માયાના બંધનમાંથી મુક્તિ મળે છે, તેનાથી જ માયા ઉપર આધિપત્ય પ્રાપ્ત થાય છે, તેનાથી જ માનવ મનની ગુલામગીરીમાંથી છૂટો થાય છે, અને તેમાં નભય, આત્મવિશ્વાસ, સર્વાત્મભાવ અને સંસારના સર્વ નાશવંત પદાર્થ

પ્રત્યે અનાસકિત ઉત્પન્ન થાય છે. સામાન્ય રીતે માનવ વિષયોનો, પદાર્થોનો, શરીરોનો દાસ હોય છે. ઉત્તમ—શાસ્ત્રોના અનુશીલનથી વિવેક મનમાં સુદૃઢ થાય છે અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે તાલાવેલી લાગે છે.

શ્રીરામચંદ્રજી પૂછે છે, 'આપે હમણાં કહ્યું કે પરમદેવના જ્ઞાનથી જ મુકિત થાય છે, તો એ પરમદેવ કયાં રહે છે અને તેની પ્રાપ્તિ શી રીતે થાય તે વિસ્તારપૂર્વક સમજાવો.' (સાતમા સર્ગમાં) વસિષ્ઠ કહે છે કે, 'એ દેવ, બિલકુલ દૂર નથી પણ સર્વનાં શરીરોમાં ગુપ્ત રીતે નિવાસ કરીને રહે છે, એની શકિતથી જ દેહ, મન, બુદ્ધિ આદિ કરણો સર્વ ક્રિયાઓ કરે છે. એ દેવ ચૈતન્ય માત્ર જ છે સઘળું જગત એ દેવમય જ છે. દેવ સર્વત્ર છે, સર્વવ્યાપક છે. જગતની અંદર છે, બહાર છે, સર્વ પ્રાણીઓની અંદર છે તેમ સર્વ પ્રાણીઓને અને પદાર્થોને પોતાના અનંત સ્વરૂપમાં સમાવિષ્ટ કરે છે અને તેમનાથી પર રહે છે.

શ્રીરામચંદ્ર કહે છે કે, આ જગત ચૈતન્ય માત્ર છે (જીવરૂપ છે) એમ ઘણા કહે છે અને આપ પણ તેવું જ કથન કરો છો તો આપના ઉપદેશમાં કાંઈ અપૂર્વતા હું જોતો નથી. વસિષ્ઠ કહે છે, 'હે રામચંદ્ર, તમે જીવને ચૈતન્ય સમજીને જગતને તેરૂપ સમજ્યા છો. એથી સંસારીપણાનો નાશ થાય એવી સાચી વાત તમે સમજ્યા નથી. આ સંસારમાં આસકત જીવ તો પશુ કહેવાય છે; કારણ કે તે માયાબદ્ધ છે, આવો અજ્ઞાની, બદ્ધ જીવ સંસારમાં સર્વદા સુખદુ:ખ ભોગવ્યા કરે છે, જન્મ—મરણને આધીન રહે છે. આ જીવ, યથાર્થ દૃષ્ટિએ તો નિરાકાર છે, પણ અજ્ઞાનગ્રસ્ત હોવાથી દુ:ખના જ પાત્રરૂપ છે, તેથી તેની અવિદ્યાને આધીન દશામાં ચૈતન્યમાત્ર કેમ કહેવાય? જ્યારે જીવને સઘળાં કારણોના કારણરૂપ, એવા પરમ સ્વરૂપનો અનુભવ થાય છે, જ્યારે તેની સાથે તાદાત્મ્ય સંબંધ સ્થાપિત કરે છે, ત્યારે તેની જડતા ચાલી જાય છે, દેહાધ્યાસરૂપ ગાંઠ છૂટી જાય છે તેનાં સર્વ કર્મોનો નાશ થાય છે, તેના સર્વ સંશયો ટળી જાય છે બદ્ધ વિષયો પ્રત્યેનું આકર્ષણ વિવેકથી જ જાય છે.' રામચંદ્ર પૂછે છે, '

પણ જેવો અજ્ઞાની જીવ ક્યાં રહે છે અને કેવો છે તે આપ મને કહો.' વસિષ્ઠ ઉત્તર આપે છે કે સંસારરૂપી ગહન વનમાં આમતેમ ભટકતા, બદ્ધ જીવને જેઓ આત્મા માને છે, તેઓ પંડિત હોય તોપણ મૂર્ખ જ છે. જીવ અને પરમાત્માની એકતાનું જ્ઞાન થાય તો જ સર્વ દુઃખોનો સમૂહ શાંત થાય છે. આધિ અને વ્યાધિમાથી માનવને સદાને માટે મુકિત મળે છે: પરમાત્માના ખરા સ્વરૂપ વિષે રામચંદ્ર પ્રશ્ન કરે છે, તેના જવાબમાં વસિષ્ઠ કહે છે કે આપણા ચિત્તની વૃત્તિ એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં પહોંચે છે. તે વખતે તે બંને પદાર્થના સંબંધથી રહિત, એવું જે નિર્વિષય જ્ઞાન, તે તે પરમાત્માનું મૂળ સ્વરૂપ છે જે જ્ઞાનરૂપી મહાસાગરને સંસારના વિકારો સ્પર્શ કરતા નથી તે પરમાત્માનું સ્વરૂપ છે જે પરિપૂર્ણ છે, સર્વ રીતે ભરપૂર છે છતાં સઘળી કલ્પનાઓને અવકાશ આપે છે, તે પરમાત્માનું સ્વરૂપ છે. જે અશૂન્ય છતાં શૂન્ય જેવું પ્રતીત થાય છે, જેની અંદર અસંખ્ય બ્રહ્માંડો ઉત્પન્ન થયા કરે છે, જેમાં પાછાં વિલીન થાય છે, તોપણ આ સર્વ ક્રિયા ઓથી જે નિર્લેપ રહીને, તેમનું નિયંત્રણ કરે છે, તે જ પરમ તત્ત્વ છે. જે આપણને જડ જણાય છે અને જે આપણને ચૈતન્યરૂપે જણાય છે, તે સર્વ પદાર્થો તેની અંદર જ રહેલા છે, તેનાં જ સ્વરૂપો છે. તેની સત્તાથી જ આ સમગ્ર વિશ્વ ટકી રહ્યું છે, તેનાથી જ પ્રકાશે છે. આ વિશ્વ પરમાત્માની જ કલ્પના હોવાથી તેનાથી જુદું નથી, તેમ કલ્પના હોવાથી તેના અસલ પરિપૂર્ણ સ્વરૂપને સ્પર્શ કરતું નથી. પરમાત્મા નિરાકાર, નિર્વિકાર, સર્વ રીતે પરિપૂર્ણ છે, આપણા આત્મારૂપે છે, આપણી અંદર સદાયને માટે બિરાજમાન છે. તે જ આપણું વાસ્તવિક સ્વરૂપ છે

## ૬ : જીવન્મુક્તનાં લક્ષણો અને આત્માનું સ્વરૂપ

યોગવાસિષ્ઠમાં ઉત્પત્તિપ્રકરણમાં (ત્રીજા પ્રકરણમાં), સાતમા સર્ગમાં પરમાત્માના સ્વરૂપનું વર્ણન કરતાં વસિષ્ઠ જણાવે છે કે, જો આ જગતરૂપી ભ્રમના અત્યંત અભાવનું જ્ઞાન (પારમાર્થિક દૃષ્ટિએ) મનમાં સુસ્થિર થાય તો તેના અચળ આધારરૂપે રહેલા બ્રહ્મનું જ્ઞાન સ્પષ્ટપણે જાણવામાં આવે છે એને ઓળખવાનો અન્ય કોઈ ઉપાય છે જ નહિ. જેવી સ્થિતિમાં છે તેવી સ્થિતિમાં સ્થિર થયેલા આ જગતનો સમૂળગો અભાવ સમજાય તો જ બાકી રહેલ સત્તાસામાન્યનું જ્ઞાન થાય. જ્યાં સુધી જગતને પોતાની સ્વતંત્ર સત્તા છે એવી ભ્રમણાનું સેવન કરવામાં આવે, ત્યાં સુધી બુદ્ધિમાં જગતનું પ્રતિબિંબ પડયા વિના રહે જ નહિ આ જગત નામનો દૃશ્ય પદાર્થ મિથ્યા છે, કલ્પનામાત્ર છે, એવો નિશ્ચય કર્યા વિના તેના અધિષ્ઠાન તરીકે રહેલા પરમ તત્ત્વને સમજી શકાય નહિ. રામચંદ્ર પૂછે છે કે, અત્યંત સૂક્ષ્મ એવા પરબ્રહ્મમાં આવડા મોટા અનંત દેખાતા બ્રહ્માંડનો શી રીતે સમાવેશ થાય તે હું સમજી શકતો નથી વસિષ્ઠ કહે છે કે, મનમાંથી આ અજ્ઞાનજન્ય વહેમ દૂર કરવા માટે, મહાત્માઓના સત્સંગની ખાસ આવશ્યકતા છે. તદુપરાંત, વેદાંતનું પ્રતિપાદન કરનારા ઉત્તમ ગ્રંથોનું સેવન પણ કરવું જોઈએ આ પ્રમાણે થોડો સમય તમે વર્તન કરશો અને મારા ઉપદેશને શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરશો તો અલ્પ સમયમાં જ હું આ દૃશ્ય પ્રપંચના સાતત્ય વિષે, તમારા મનમાં જે ભ્રમણા છે તેને કાઢી નાખીશ દૃશ્ય છે તો જ દ્રષ્ટા છે અને દ્રષ્ટા છે તો જ દૃશ્ય છે. એકનો અભાવ થાય તો બંને અસિદ્ધ થઈ જાય છે. જે પદાર્થને પોતાની સ્વતંત્ર સત્તા ન હોય તો કદી ભાવ હોઈ શકે જ નહિ. જગતને પોતાની અલગ સત્તા નથી, તેથી તે ભાવવિહોણું છે અને જેનું વાસ્તવ દૃષ્ટિએ જોતાં અસ્તિત્વ જ ન હોય તેને ટાળી નાખવામાં વાર લાગે જ નહિ. સોનાનાં આભૂષણો સોનાથી જુદાં નથી, સમુદ્રના તરંગો સમુદ્રથી ભિન્ન નથી, લેખકે કરેલી કલ્પના લેખકથી જુદી નથી, તેમ આ જગત બ્રહ્મથી જુદું નથી. હે રામચંદ્રજી ! આ જે જોવામાં આવે છે તે અખંડિત બ્રહ્મ જ છે, તેવો મનમાં

નિશ્ચય રાખો, મારાં વચનોમાં વિશ્વાસ રાખો. એમ કરશો તો જે દ્વૈતરૂપી મેલ તમારા ચિત્તરૂપી દર્પણમાં છે તે નીકળી જશે, વિદ્વાન અને અનુભવી મહાનુભાવોએ આ વિષયમા જે નિર્ણયો કર્યા છે, અને જે વિચારો શિષ્ય વર્ગને, સાધકોને, જિજ્ઞાસુઓને સયુક્તિક ભાષામાં આપ્યા છે તેમની અવહેલના કરવાથી માનવને ઘણાં કષ્ટો સંસારમાં સહન કરવાં પડે છે. આવા દુરાગ્રહી માનવને બુદ્ધિશાળી માણસો મૂર્ખ કહે છે. રામચંદ્રજી પૂછે છે કે આ સર્વ દૃશ્યમાન જગત બ્રહ્મસ્વરૂપ જ છે. એ સત્યને જાણવાની કઈ યુક્તિઓ છે, શી રીતે સિદ્ધ થાય, તે આપ કૃપા કરી જણાવો. (સર્ગ આઠમો.)

વસિષ્ઠજી કહે છે કે અજ્ઞાનરૂપી વિષૂચિકા ઘણા કાળથી માનવમનમાં સ્થિર થયેલ છે તે આત્માના જ્ઞાન વિના મનમાંથી નીકળી શકે નહિ. તેથી જ આ અનુપમ ગ્રંથમાં અનેક આખ્યાયિકાઓ દ્વારા મેં આત્માનું અસલ સ્વરૂપ માનવમનમાં દૃઢ કરવા પ્રયત્ન કર્યો છે. આ બોધવચનો તમારે એકાગ્રતાપૂર્વક સાંભળવાં જોઈએ, મનન કરવુ જોઈએ તથા નિદિધ્યાસન દ્વારા તેમની અનુભૂતિ કરવી જોઈએ આ કાર્યમાં ઉત્સાહની જરૂર છે, ધૈર્યની જરૂર છે, અકળાઈ જઈને શ્રવણ કરવાનું કાર્ય છોડી દેવું નહિ. જે વસ્તુ માટે માનવ પ્રયત્ન કરે છે, તે તેને અવશ્ય મળે છે. પણ આમાં અધીરાઈને સ્થાન ન હોવુ જોઈએ. અનુભવી બ્રહ્મનિષ્ઠ મહાત્માઓના સમાગમમાં રહેવું. આર્ષ ગ્રંથોનું અનુશીલન કરવું આમ કરવાથી થોડા મહિનાઓમાં નહિ પણ થોડા દિવસોમાં જ માનવ પરમપદને પ્રાપ્ત થઈ શકે છે

રામચંદ્ર પૂછે છે કે આ સર્વોત્તમ જ્ઞાન સંપાદન કરવા માટે કયું શાસ્ત્ર મુખ્ય છે, તેના ઉત્તરમાં વસિષ્ઠ જણાવે છે કે સર્વ શાસ્રોમાં 'યોગવાસિષ્ઠ મહારામાયણ' સર્વોત્કૃષ્ટ શાસ્ત્ર છે ભાણાના આભૂષણરૂપ આ ગ્રંથનું શ્રવણ કરવાથી, આપોઆપ જ ચિત્ત નિર્મળ થવા માંડે છે. સંસારના પદાર્થો તરફની અનુરક્તિ ક્ષીણ થતી જાય છે. ચિત્તમાં વિશાળતા આવતી જાય છે. અભય, સમત્વ વગેરે સદ્‌ગુણોનો આવિર્ભાવ થવા માંડે છે, અને આ જગતનું અસ્તિત્વ આપણા અસલ સ્વરૂપથી સ્વતંત્ર છે એ ભ્રમણા ટળી જાય છે વિદ્વાનો આ ગ્રંથને જ્ઞાન ગ્રંથોમાં શિરોમણિ ગણે છે. બુદ્ધિની મંદતા અને

મનની દુર્બળતાને લીધે આ ગ્રંથમાં જો રુચિ ન થાય તો તે પુરુષ અન્ય ગ્રંથનો આશ્રય લઈ શકે છે. આ ગ્રંથનું પારાયણ કરવાથી, માનવમાં, પોતે આત્મા છે, નિરાકાર છે, નિર્વિકાર છે, અજર છે, અમર છે, જ્ઞાનસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, શક્તિસ્વરૂપ છે, સૌંદર્યસ્વરૂપ છે, સર્વાંગી પરિપૂર્ણતા પોતાની અંદર જ છે, આનંદને માટે, જ્ઞાનને માટે, શક્તિ માટે, અન્ય કોઈ પણ વસ્તુનો આશ્રય લેવાની જરૂર નથી, આ સત્યમાં અડગ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને સર્વ પ્રકારની પામરતાનો મનમાંથી ઉચ્છેદ થઈ જાય છે.

વસિષ્ઠ જણાવે છે કે જેઓ આત્મનિષ્ઠ છે, સતત પોતાના અસલ પરિપૂર્ણ અને વ્યાપક સ્વરૂપનો મનમાં ખ્યાલ રાખે છે, એક ક્ષણને માટે તેને મનમાંથી ખસવા દેતા નથી, જ્ઞાન પ્રાપ્ત થતા પહેલાં, જેઓ સ્વવ્યાપાર આત્મ-જ્ઞાનની પ્રાપ્તિના ઉદ્દેશથી જ કરે છે, સર્વદા બોધની જ વાતો કર્યા કરે છે, તેમાં જ જેઓને આનંદ આવે છે, તેઓને જીવન્મુક્તિ સુગમ થઈ પડે છે. જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ વચ્ચે ફરક એટલો જ છે કે એક દેહને રાખે છે અને બીજો દેહનો ત્યાગ કરે છે. આંતરિક અવસ્થા બંનેની સમાન જ હોય છે; કારણ કે, બંને પોતાના સ્વરૂપમાં જ સ્થિત હોય છે. રામચંદ્રના પ્રશ્નના ઉત્તરમાં જીવન્મુક્તનાં લક્ષણોનું વર્ણન કરતાં વસિષ્ઠ જણાવે છે કે, વ્યવહારમાં નિમગ્ન રહેવા છતાં પણ જેઓ આત્મામાં જ નિષ્ઠા રાખે છે, તેઓ જીવન્મુક્ત કહેવાય છે. આવા મહાનુભાવોની મુખની કાંતિ સુખમાં, દુઃખમાં, આપત્તિમાં, સંપત્તિમાં, જયમાં, પરાજયમાં, માનમાં, અપમાનમાં એકસરખી રહે છે, ઉદય કે અસ્ત પામતી નથી. સર્વ સંજોગોમાં, સર્વ ઘટના-ઓમાં તેઓ ચિત્તને પ્રસન્ન રાખી શકે છે, સમતા અને સમદૃષ્ટિ તેઓ રાખી શકે છે. પ્રસાકરની માફક કર્મ કરવા છતાં પણ નિર્લેપ રહે છે, ક્રિયાશીલ કે નિષ્ક્રિય અવસ્થામાં તેમને અહંકારનો, દેહાભિમાનનો સ્પર્શ થતો નથી. તેઓ જીવન અને મૃત્યુમાં, ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમાં એકસરખો આનંદ માણે છે. જીવન્મુક્ત મનુષ્યો, અનુભવથી જાણે છે કે આત્માના સંકલ્પથી જ આ દૃશ્યમાન જગત અસ્તિત્વમાં આવે છે, તેનાથી જ ટકી રહે છે અને તેનાથી જ તે અદૃશ્ય થાય છે, આવા મહાત્માઓ શરીરધારી હોવા છતાં

પણ શરીરથી અલગ હોય છે તેમનામાં દેહાધ્યાસ હોતો નથી. વ્યવહારમાં, સ્વધર્માનુસાર, દેશકાળ ધ્યાનમાં રાખીને સર્વ ક્રિયાઓ કરે છે, પણ અંદરથી શીતળ રહે છે જ્યારે જીવન્મુક્ત મનુષ્ય દેહને છોડી દે છે, ત્યારે તે વિદેહમુક્ત કહેવાય છે. વિદેહમુક્ત આત્મામાં લીન થયેલો હોવાથી, પોતે જ સર્વરૂપે છે, એવો અનુભવ કરે છે, સૂર્ય થઈને પ્રકાશે છે, વિષ્ણુ તરીકે લોકોનું રક્ષણ કરે છે, બ્રહ્મા થઈને લોકોનું સર્જન કરે છે, રુદ્ર થઈને સંહાર કરે છે, ચેતનવાળો છતાં, તે જડરૂપે પ્રતીત થાય છે. જે કાંઈ આ સંસારમાં વિદ્યમાન છે, વિદ્યમાન હતું અને ભવિષ્યમાં પ્રકાશશે તે સર્વ વિદેહમુક્તનું જ રૂપ છે.

રામચંદ્રને શંકા થાય છે કે આવી સ્થિતિ પ્રાપ્ત કરવાનું માનવ માટે શક્ય કેવી રીતે થઈ શકે? અને આવી અનુભૂતિ ક્ષણિક થાય તો તે કેવી રીતે કાયમ રહે? વસિષ્ઠ કહે છે, જે કાંઈ આ દૃશ્ય જોવામાં આવે છે, તે પરમાર્થદૃષ્ટિથી ઉત્પન્ન થયું જ નથી એક જ આત્મા—બ્રહ્મ પોતાના અસલ, નિરાકાર, નિર્વિકાર સચ્ચિદાનંદ સ્વરૂપમાં હમેશને માટે સ્થિત જ છે, વિશ્વ તેનું પોતાની અંદર કલ્પેલું સ્ફુરણ છે, આ સત્યને જો મનમાં દૃઢ કરવામાં આવે તો અને જો એનું નિદિધ્યાસન કરવામાં આવે તો નિર્વાણની પ્રાપ્તિ સુગમ થઈ પડે છે. (આ ક્રિયા માનસિક છે, આંતરિક છે; આમાં કોઈ પ્રકારની કાયિક ક્રિયાની આવશ્યકતા નથી )

પારમાર્થિક દૃષ્ટિએ જોતાં 'ત્રૈલોક્ય' શબ્દથી કહેવાતો કોઈ પદાર્થ જ નથી સઘળું પરમાર્થરૂપે, અદ્વૈત, શાંત, પ્રકાશની અને આકાશની પેઠે સ્વચ્છ, પરબ્રહ્મ જ છે. જેમ સોનાના અલંકારોમાં સોના સિવાય અન્ય કાંઈ છે જ નહિ, જેમ સમુદ્રોના તરંગોમાં, જળ સિવાય બીજું કાંઈ નથી, જેમ ચલન વાયુથી પૃથક્ નથી તેમ વિશ્વ બ્રહ્મથી જુદું નથી. બ્રહ્મ જ સર્ગનું નિમિત્ત અને ઉપાદાનકારણ હોવાથી આ ત્રિલોકી પણ બ્રહ્મસ્વરૂપ જ છે રામચંદ્રજીના પ્રશ્નના ઉત્તરમાં વસિષ્ઠ જણાવે છે કે, દીર્ઘકાળથી અસ્તિત્વ ધરાવતું અજ્ઞાન માનવમનમાંથી વિચાર દ્વારા જ નષ્ટ થાય છે. આ રોગ ઘણા કાળનો હોવાથી તેને નાબૂદ કરવામાં વિલંબ થાય તે સ્વાભાવિક છે જેટલી મહેનત ગિરિઆરોહણ કરવામાં થાય છે, તેટલી જ ઊતરવામાં પણ થાય છે,

તેથી આ ભગીરથ કાર્ય સિદ્ધ કરવા માટે સતત અભ્યાસ જોઈએ. આત્મ-નિરીક્ષણ જોઈએ. આ જગત આત્માએ પોતાની અંદર સ્વેચ્છાએ કલ્પેલું છે. પોતે આ સ્પંદનથી મુક્ત થઈને રહે છે. દેવો, માનવો, કિન્નરો, પશુઓ, પક્ષીઓ, પર્વતો, સમુદ્રો, રત્નો વગેરે ભિન્ન ભિન્ન દૃશ્યોવાળું આ જગત જે જોવામાં આવે છે, તે મહાપ્રલયને સમયે અદૃશ્ય થઈ જાય છે, તે વખતે જે તત્ત્વ અવશેષ રહે છે, તે નામરૂપ વિનાનું, શાશ્વત, નિશ્ચળ, નિરાકાર હોય છે. તેના સ્વરૂપનું વર્ણન વાણીથી થઈ શકે તેમ નથી; કારણ કે તે મનવાણીથી પર છે, તે અનંત છે, ચૈતન્યસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, જરાથી રહિત છે; આદિ-અંત-મધ્યથી રહિત છે. તે તત્ત્વ જગતના પ્રાદુર્ભાવ વખતે અને તિરોભાવ વખતે પણ એક જ અવસ્થામાં રહે છે. આ તત્ત્વ જેને આપણે આત્મા, પરમાત્મા, બ્રહ્મ વગેરે નામો આપીએ છીએ, તે કર્ણ વિના સાંભળે છે, ચક્ષુ વિના જુએ છે, જિહ્વા વિના સ્વાદ લે છે, ત્વચા વિના સ્પર્શ કરે છે, નાસિકા વિના સૂંઘે છે. અંધકારમાં પણ તે પ્રકાશે છે. તેના પ્રકાશ વડે જ સૂર્ય વગેરે પ્રકાશે છે. આનું સ્વરૂપ અવિદ્યાગ્રસ્ત માનવને સૃષ્ટિરૂપે લાગે છે. અને પરમબોધ થાય એટલે તે બ્રહ્મસ્વરૂપ જ જણાય છે. એ દેવ, આકાશની માફક નિર્લેપ રહીને, પોતાની સત્તાથી, પોતાની અંદર કલ્પેલા જગતને (જે આપણને અજ્ઞાનાવસ્થામાં સત્‌રૂપ લાગે છે) જોયા કરે છે, તેનું નિયંત્રણ કરે છે. એ દેવ (આત્મા, બ્રહ્મ)રૂપી તેજમાં બ્રહ્માંડોરૂપી ઝાંઝવાનાં જળો ઝળકયા કરે છે. ઊંબાડિયું ઘૂમવા માંડે ત્યારે તેમાં ચક્કરો જેવા આકારો દૃષ્ટિગોચર થાય છે, અને જ્યારે ફરવાનું કાર્ય બંધ થાય છે, ત્યારે આકાર પણ બંધ થાય છે. તેમ આ બ્રહ્મ, આત્મા જ્યારે મનનું રૂપ ધારણ કરે છે. (પોતાના અસલ સ્વરૂપમાં લેશમાત્ર ફેરફાર કર્યા વિના) ત્યારે આ જગતને જુએ છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય કેવળ વાણી પૂરતાં જ બ્રહ્મથી અલગ છે. યથાર્થ રીતે નથી. એ પરમદેવ ગતિરહિત છે. કલ્યાણ-સ્વરૂપ જ છે. શાંતસ્વરૂપ જ છે. જ્ઞાનીઓને કાયમ પ્રકાશમાન છે. અજ્ઞાની-ઓને અપ્રકાશમાન છે. એ દેવની (આત્મદેવની) સત્તાનો વિનાશ થતો નથી. એ દેવ અત્યંત નજદીક છે, પણ ગ્રહણ કરી શકાતા નથી. નિત્યતૃપ્ત છે, છતાં પણ પદાર્થોનાં રૂપો ધારણ કરી તેમને ભોગવે છે, ભોક્તૃવર્ગ અને ભોગ્યવર્ગ

બંને તે જ છે, દ્રષ્ટા અને દૃશ્ય બંને તે જ છે. અંગરહિત છે, સર્વની અંદર છે, સર્વરૂપે છે, સર્વત્ર છે; છતાં સર્વની પર છે આ આત્મદેવનું પ્રત્યક્ષ જ્ઞાન થાય નહિ ત્યાં સુધી સંસારરૂપી મિથ્યા સર્પથી માનવને ડર ઉત્પન્ન થાય છે માનવ કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે વિકારોને આધીન થાય છે તેનામાં દીનતા, પામરતા પ્રવેશ કરે છે, મૃત્યુનો ડર તેને સતત લાગ્યા કરે છે, કાયમ અશાંત રહે છે, એ દેવના દર્શનથી જ સઘળી કામનાઓ અને સઘળી ભીતિઓ નિર્મૂળ થઈ જાય છે પરમ શાંતિ સંપાદન કરવાનો, આત્મજ્ઞાન સિવાય અન્ય રસ્તો છે જ નહિ. અચળ પદાર્થની પ્રાપ્તિ જ નિશ્ચળ શાંતિ આપી શકે સર્વ પદાર્થોની પંક્તિ એ દેવથી અલગ નથી, છતાં પૃથક્ લાગે છે એ જ અજ્ઞાન છે, ક્રિયા, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, અંતઃકરણનું ચૈતન્ય આ સર્વ આ દેવ જ છે, જાણનાર પણ દેવ છે અને જાણવાની વસ્તુઓ પણ દેવ છે. આ દેવ આત્મા, જન્મરહિત, જરારહિત, મૃત્યુરહિત, આદિ અને અંતરહિત છે, અવિચળ છે, અનંત બ્રહ્માંડનું અધિષ્ઠાન છે, આશ્રયસ્થાન છે, લયસ્થાન પણ તે જ છે સર્જન, વિસર્જન, સ્થિતિ ત્રણે પ્રકારની ક્રિયાઓમાં આત્મા એકસરખો આનંદ અનુભવે છે, કારણ કે તે સર્વની પર છે. સર્વથી નિર્લેપ છે, સર્વનો સાક્ષીરૂપે દ્રષ્ટા છે, નિયંતા છે, જાણ્યા પછી અત્યંત નજીકમાં જ છે, આપણું સ્વરૂપ જ છે, ન જાણવામાં આવે ત્યાં સુધી અતિ દૂર છે, વંદનીય છે, શુદ્ધ છે, નિશ્ચળ છે સર્વત્ર અને સર્વરૂપ હોવા છતાં પણ ગુપ્ત રીતે રહેલ છે

નથી? એ તત્ત્વ કોઈ રૂપે નથી એ શી રીતે અને સર્વરૂપ પણ છે એ શી રીતે? આવાં વિરોધી વચનોથી રામચંદ્રના મનમાં ગૂંચવણ પેદા થાય છે અને વસિષ્ઠને આ શંકાઓનું સમાધાન કરવાની વિજ્ઞપ્તિ કરે છે. વસિષ્ઠ જણાવે છે કે કાર્યરૂપે જે દેખાય છે તે કારણમાં ગુપ્ત રીતે અવશ્ય રહેલું હોય છે. આ અસંખ્ય બ્રહ્માંડોરૂપી આડંબર જે વસ્તુમાં રહેલ છે તેને શૂન્ય કહી શકાય નહિ. જેમ સમુદ્રમાં તરંગો નથી અને છે પણ ખરા, તેમ બ્રહ્મમાં આ જગત નથી ને છે પણ ખરું. બ્રહ્મને જગતરૂપી લીલાઓ કરવામાં કોઈ બીજી સામગ્રીની જરૂર નથી. પોતાની નૈસર્ગિક સત્તાથી જ પોતે પોતાના સ્વરૂપમાંથી ચલિત થયા વિના અનેકવિધ સ્વરૂપો ધરાણ કરી શકે છે. બ્રહ્મથી ભિન્ન અન્ય કોઈ પદાર્થ ન હોવાથી બ્રહ્મને શૂન્ય કે અશૂન્ય કહેવાય જ નહિ. બ્રહ્મ પ્રકાશરૂપ જ છે; કારણ કે સૂર્ય, ચંદ્ર, તારાઓ વગેરે બ્રહ્મના પ્રકાશથી જ પ્રકાશે છે. આકાશ જેવા સ્વચ્છ, બ્રહ્મનો જે પ્રકાશ કહેવાય છે તે પોતાના અનુભવરૂપ જ છે. બીજાને અજ્ઞાન અવસ્થામાં આનો અનુભવ થતો નથી, માટે તેને પ્રકાશ પણ કહી શકાય નહિ. વ્યોમની પેઠે, નિર્મળ અને નિર્લેપ હોવાથી અને તેમાં સર્વ જગત કલ્પિત હોવાથી, તેને જીવરૂપ, બુદ્ધિરૂપ, મનરૂપ કહી શકાય નહિ. તેમ તમરૂપ પણ કહી શકાય નહિ. બ્રહ્મમાં કેવળ સંકલ્પ દ્વારા જ અનંત બ્રહ્માંડોની કલ્પના કરવાનું સામર્થ્ય હોવાથી તેને શક્તિહીન પણ કહી શકાય નહિ. આ કલ્પનાઓ સુવ્યવસ્થિત છે, તેમાં નિયમો છે, જેને નિયતિ કહેવામાં આવે છે. તેથી બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે. (બ્રહ્મની કલ્પના દારૂડિયાની કલ્પના જેવી ઢંગધડા વિનાની નથી). સમાધિના કાળમાં જીવનું જીવપણું નિવૃત્ત થાય છે. જીવ, જગત અને બ્રહ્મ એક થઈ જાય છે, બહારના અને અંદરના દેખાવો બ્રહ્મરૂપ થઈ જાય છે. પ્રલયકાળમાં સર્વ જગત સુષુપ્તરૂપ થઈ જાય છે, અને જ્ઞાનકાળમાં બ્રહ્મરૂપ, તુરીયરૂપ થઈ જાય છે. પૂર્ણ બ્રહ્મમાંથી જ જગત, જીવ, સર્વ પદાર્થો પ્રસરેલા છે. તેથી યથાર્થ દૃષ્ટિથી સર્વ વસ્તુઓ પૂર્ણ જ છે. પૂર્ણમાંથી જ પૂર્ણની ઉત્પત્તિ થાય છે. પૂર્ણમાં જ તેની સ્થિતિ છે અને પૂર્ણમાં તેનો લય છે. બ્રહ્મમાં કોઈ ઉપાધિ છે જ નહિ. બ્રહ્મ અખંડ, નિરાકાર, નિર્વિકાર હોવાથી તેમાં જીવપણું, બુદ્ધિપણું, ચિત્તપણું નથી, તેમાં વાસનાઓને સ્થાન હોઈ શકે નહિ. જે પદાર્થ

સર્વ રીતે પરિપૂર્ણ છે, સામર્થ્યરૂપ અને જ્ઞાનસ્વરૂપ છે, નિત્યતૃપ્ત છે, તેમાં વાસનાઓનો સદંતર અભાવ જ હોવો જોઈએ. વાસનાઓનું અસ્તિત્વ અપૂર્ણતાનું સૂચક છે. વસિષ્ઠ જણાવે છે કે આ જગતરૂપી દેખાવ અજ્ઞાનીઓને અતિ વિશાળ, અસ્થિર અને દુસ્તર લાગે છે, પણ અમને તો શાંત અને આકાશ કરતાં પણ અધિક શૂન્ય લાગે છે. રામચંદ્રને અપાર પરબ્રહ્મનું (આત્માનું) સ્વરૂપ મનમાં ઠસાવવા માટે, તેના વારંવાર કથનની જરૂરિયાત જણાય છે. અને વસિષ્ઠને વિનંતિ કરે છે કે, આ અપાર ચૈતન્યમય પરબ્રહ્મનું સ્વરૂપ, આપ ફરીવાર સારી પેઠે કહો, એટલે મારા જ્ઞાનમાં વૃદ્ધિ થાય.

વસિષ્ઠ કહે છે કે સમાધિઅવસ્થામાં જ્યારે મનની સર્વ વૃત્તિઓ શાંત થઈ જાય છે, જ્યારે ચિત્તનો નિરોધ થાય છે, ત્યારે જે અવર્ણનીય સદ્રૂપ રહે છે તે પરબ્રહ્મનું રૂપ છે. ચૈતન્યનું દૃશ્યોમાં ઉન્મુખ નહિ થયેલું ચિન્માત્ર નિર્મળ સ્વરૂપ જે શાંત છે, નિર્વિકાર છે, સર્વતોમુખી છે, નિરાકાર છે તે પરબ્રહ્મનું સ્વરૂપ છે. સ્વપ્ન અને સુષુપ્તિની પર જે તુરીય અવસ્થા છે, તે પરબ્રહ્મનું સ્વરૂપ છે. ત્રિપુટીથી રહિત છે, સર્વ પ્રકારનાં દ્વંદ્વોથી પર છે, અચળ છે, અસ્પર્શ્ય છે, જીવતાં છતાં મનનો (મન જોડેના તાદાત્મ્યસંબંધનો) ત્યાગ કરતાં જે શાંત, નિશ્ચળ અવસ્થા રહે છે, તે પરબ્રહ્મનું સ્વરૂપ છે. વ્યષ્ટિ ને સમષ્ટિના પાંચેય કોશો (અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય)ની પર છે. તેમનાથી અલિપ્ત રહીને તેમનું નિયંત્રણ કરે છે, રેતીના કણથી માંડીને બ્રહ્મા સુધીના સર્વ પદાર્થોમાં એકસરખી રીતે, એક જ અવસ્થામાં રહે છે તે પરબ્રહ્મનું સ્વરૂપ છે. નાના પરપોટાઓ અને પ્રચંડ તરંગોમાં અધિષ્ઠાન (સમુદ્ર) સમભાવથી રહે છે, તેવી રીતે આ તત્ત્વ (પરબ્રહ્મ) સર્વ પ્રાણીઓમાં એકરસ થઈને રહે છે. વાસ્તવિક રીતે આ જગત ઉત્પન્ન થયું જ નથી, છતાં પણ જેનાથી ઉત્પન્ન થયેલું દેખાય છે, જેનાથી પૃથક્ નહિ હોવા છતાં પણ જે જુદું જણાય છે, તે પરમાત્માનું સ્વરૂપ છે. બ્રહ્મજ્ઞાની-આત્મજ્ઞાની પુરુષ કર્મોમાં પરોવાયેલો રહેતાં છતાં પણ જે નિશ્ચળ સ્થિતિમાં રહે છે તે પરબ્રહ્મનું સ્વરૂપ છે. જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, પ્રમાતા, પ્રમાણ, પ્રમેય જેમાંથી ઉદય પામે છે, અને જેમાં અસ્ત થાય છે તે પરમાત્માનું

સ્વરૂપ છે. સંસારના સ્થાવર અને જંગમ સર્વ પદાર્થોમાં જે સત્ રૂપે પ્રતીત થાય છે, માનવની અંદર પણ સર્વ પ્રકારનાં દૃશ્ય (આંતરિક) પદાર્થોનો ત્યાગ કર્યા પછી જે જ્ઞાન અવશેષરૂપ છે, તે પરબ્રહ્મનું સ્વરૂપ છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરે સર્વ દેવોનો સર્વ કિન્નારોનો, સર્વ લોકોનો, લોકપાલોનો, સર્વ લોકોના જીવાત્માઓનો, સ્થૂલ અને સૂક્ષ્મ પદાર્થોનો વિનાશ થાય તોપણ, ભેદ-રહિત સમાવસ્થામાં જે પ્રકાશસ્વરૂપ શાશ્વતસ્વરૂપ રહે છે, તે પરબ્રહ્મનું સ્વરૂપ છે. આ સંસાર પ્રત્યક્ષ દેખાય છે તો તે અસત્ કેમ સંભવે એવી શંકા રાખવી નહિ; કારણ કે ઘણા પદાર્થો અસત્ છતાં પ્રત્યક્ષ દેખાય છે. માનવનાં સ્વપ્નોનો પ્રત્યક્ષ અનુભવ થાય છે, પણ તે સાચાં નથી હોતાં. (માનવમનની) કલ્પના જ છે અને તે વખતે સ્વસ્વરૂપનું ભાન નહિ હોવાથી તે કલ્પના, સુખદુ:ખનાં દ્વંદ્વો મનમાં ઊભાં કરે છે. સુવર્ણના અલંકારોમાં ભિન્ન ભિન્ન આકારો દેખાય છે, પણ તે (પરિવર્તનશીલ હોવાથી) સાચા નથી. આકાશમાં શૂન્યપણું, કાજળ-માં કાળાપણું, ચંદ્રમાં શીતળતા વગેરે જણાય છે, તે તે પદાર્થોથી જુદાં નથી તેમ જગત પણ બ્રહ્મથી ભિન્ન નથી. વિશ્વરૂપ કાર્ય ઉત્પન્ન થયું જ નથી. પણ બ્રહ્મ જ જગતરૂપે ભાસે છે, જગત એ બ્રહ્મનો વિવર્ત છે (મૂળ વસ્તુ ન બદલાતાં, તેમાં જે બીજું ભાન થાય તે વિવર્ત કહેવાય). જગત સંવિત્નો આભાસ છે, દેખાવ જ છે, બ્રહ્મસ્વરૂપ જ છે. પરમાત્મા જ પોતાના સ્વરૂપમાં આભાસ ઉત્પન્ન કરે છે (કવિની કલ્પનાઓની માફક). અને તેને આપણે સંસાર કહીએ છીએ, સત્ તરીકે માની લઈએ છીએ. સ્વપ્નાવસ્થામાં પુરુષનું જ્ઞાન જ સ્વપ્નના નગર જેવું દેખાય છે. તેવી રીતે પરમાત્મા જ પોતાની અંદર સ્પંદનો ધારણ કરી જગતરૂપે પ્રતીત થાય છે.

વસિષ્ઠ કહે છે હે રામચંદ્ર, જગત દૃઢ રીતે દેખાય છે, છતાં તે મિથ્યા છે, એ સત્ય તમારા મનમાં સ્થિર કરવા માટે હું ઘણી આખ્યાયિકાઓ તમને કહીશ, ત્યારે જ આ વાત તમારા ચિત્તમાં સ્થિર થશે. જેમ ફટકડીથી પાણીમાં કચરો નીચે બેસી જાય છે, તેમ દૃષ્ટાંતોથી અને ઉપમાઓથી તમારા મનમાં દૃશ્યની અત્યંત અસંભવિતતા ચોંટી જશે, ત્યારે જ તમે બ્રહ્મનું અને જગતનું યથાર્થ સ્વરૂપ સમજશો અને ત્યારે જ તમે બ્રહ્મરૂપી નિરાકાર, નિર્વિ-કાર તત્ત્વમાં વિશ્રાંતિ પામશો. જેમ કવચથી સુરક્ષિત માણસના શરીરમાં બાણો

પ્રવેશ કરી શકતાં નથી તેમ જ્ઞાનીને (જેણે આત્માનુભૂતિ કરી છે તેને) વિષયો-રૂપી પ્રલોભનો આકર્ષણ કરી શકતાં નથી. આત્મા અખંડિત છે, એક છે, અદ્વિતીય છે. આ સઘળાં બ્રહ્માંડો આત્મામાં જ પોતાની કલ્પનાથી તરંગો-રૂપે પ્રતીત થાય છે તે સર્વ આત્મસ્વરૂપ જ છે. ભૂતકાળમાં જે આભાસો થયા છે, વર્તમાનકાળમાં જે વિદ્યમાન છે અને ભવિષ્યમાં જે થશે તે સર્વે આત્મસ્વરૂપ જ છે, આત્માની ક્રીડા છે, લીલા છે, આત્માનું જ તાંડવ છે, નૃત્ય છે. આત્મા નિર્લેપ રહીને, તટસ્થ રહીને બહારના પદાર્થોરૂપ અને આંતરિક પદાર્થોરૂપ થાય છે, પોતે જ જગતરૂપે દેખાય છે.

આત્માનું અચળ, શાશ્વત, પરિપૂર્ણ સ્વરૂપ સમજાવીને તથા આત્મા અને જગત વચ્ચે કેવો સંબંધ છે, તેનું જ્ઞાન આપીને વસિષ્ઠ ઉત્પત્તિ પ્રકરણના બારમા સર્ગમાં (અધ્યારોપ અને અપવાદ નામના) પરમ પવિત્ર આત્મતત્ત્વ-માંથી આ જગત કેવી રીતે ઉત્પન્ન થયું છે તેનો ખ્યાલ આપે છે; કારણ કે જગત આત્માનો વિવર્ત છે, પણ તેમાં ક્રમ છે, તેનું જ્ઞાન આપે છે. જે અનંત ચૈતન્ય પ્રકાશરૂપ છે, તે પોતાના સ્વરૂપમાં કાંઈક દૃશ્યપણાને પામે છે તેમાં કલ્પના થાય છે અને તેને 'ઈક્ષણ' કહેવામાં આવે છે. એ પરમ સત્તા, ઈક્ષણરૂપ વૃત્તિમાં વાણીના વ્યવહારની કાંઈક યોગ્યતા મેળવે છે, અને તે 'ઈશ્વર' એવું નામ ધારણ કરે છે. ઈક્ષણ વૃત્તિ દૃઢ થતી જાય છે એટલે એ જ સત્તા સૂક્ષ્મ પ્રપંચ-રૂપે પ્રતીત થાય છે. અને જીવ અને હિરણ્યગર્ભ આદિ નામોવાળી થાય છે. બ્રહ્મસત્તા જ ભિન્ન ભિન્ન પ્રકારના સંકલ્પોને લીધે સંસારરૂપે દેખાય છે, આવો એ સત્તાનો સ્વભાવ જ છે. તન્માત્રાઓ, પંચમહાભૂતો વગેરે સર્વ આત્મસત્તામાંથી સંકલ્પ અનુસાર ઉત્પન્ન થાય છે. પરબ્રહ્મ (આત્મા) જરા પણ વિકાર પામ્યા વિના, પોતાના અસલ નિરાકાર, નિષ્કળ, પરિપૂર્ણ સ્વરૂપ-માં સુસ્થિર રહીને, આ પરિવર્તનશીલ, જગતરૂપી જાળરૂપે દેખાય છે. આદિ કારણના સ્વરૂપમાં ફેરફાર ન થવાથી આ સંસારને આત્માનો વિવર્ત—આભાસ કહે છે, તેને ઉલ્લાસ, લીલા, સ્પંદન, સ્ફુરણ, કલ્પના, અપૂર્વ ચમત્કાર વગેરે નામો પણ આપવામાં આવે છે. એક કણ જેવડા બીજની અંદર જેમ અનેક વડનાં વૃક્ષો રહેલાં છે, જેમ તેમાંથી સેંકડો શાખાઓવાળાં સેંકડો વૃક્ષો પેદા થાય છે, તેમ આત્મારૂપ બીજમાં અનેક બ્રહ્માંડો રહેલાં છે, અને તે સંકલ્પથી

સ્ફુરે છે. સ્વેચ્છાએ અનેક રૂપો ધારણ કરવાની અમાપ શકિતને માયાશકિત કહેવામાં આવે છે. સઘળાં બ્રહ્માંડો પરમ ચૈતન્યના આભાસરૂપે છે, અને વિવર્ત હોવાથી તેમને વધવામાં કે ઘટવામાં વાર લાગતી નથી. આત્મસત્તાનો બ્રહ્મનો, ચૈતન્યનો સંકલ્પ એ જ જગત, વિશ્વ, સંસાર. પરમાત્મા સત્યસંકલ્પ હોય છે. આત્મા વાસ્તવમાં નિરાકાર છે પણ પોતાની જ્ઞાન અને ક્રિયાશકિતથી જગતને પોતાનામાં ત્રસરેણુ સમાન દેખે છે. મહાભૂતોનું બીજ તન્માત્રાઓ છે, તન્માત્રાઓનું બીજ પરમાત્માની માયાશકિત છે. માયાશકિતનું બીજ પરમાત્મા છે.

નિર્વિકાર પરબ્રહ્મમાં દૃશ્ય પદાર્થો રૂપે દેખાવાના સ્વભાવને લીધે વિષયોની કલ્પના ઊઠે છે, પછી ચિત્તરૂપે પ્રતીત થવાના સ્વભાવને લીધે ચિત્તની કલ્પના ઊઠે છે. દૃશ્યોની સાથે જોડાઈ જવાના સ્વભાવને લીધે, જીવપણાની કલ્પના ઊઠે છે. દૃશ્યોની સાથે એકરૂપ થઈ જવાથી અહંકારની કલ્પના ઊઠે છે. આ જ પ્રકારે મનની અને બીજા ભાવોની કલ્પના ઊઠે છે. આ પ્રમાણે સૃષ્ટિની રચનાની શરૂઆતમાં બ્રહ્મરૂપ આકાશમાં પદાર્થરૂપે, દ્રષ્ટા અને દૃશ્યરૂપે પ્રતીત થવાના સ્વભાવને લીધે, પોતાનાથી અભિન્ન એવો આ સમગ્ર બ્રહ્માંડરૂપી આડંબર, કલ્પના માત્રથી જ ઊઠે છે, યથાર્થ દૃષ્ટિએ ઉત્પન્ન થયો નથી; તેથી સત્ય નથી. તેને પોતાની સ્વતંત્ર સત્તા નથી અધિષ્ઠાનની સત્તાથી જ તેનું અસ્તિત્વ છે. જે વસ્તુ કલ્પિત હોય, તેને સત્ય કહી શકાય નહિ. આ સર્વ સંસાર સ્વપ્નાના નગરની પેઠે, આત્મામાં જ પ્રતીત થાય છે, તોપણ વાસ્તવિક દૃષ્ટિએ તે ઉત્પન્ન થતો નથી. તે અજ્ઞાનદશામાં અનુભવવામાં આવે છે. આત્મા અવિદ્યાગ્રસ્ત અવસ્થામાં સુખદુઃખ વગેરે દ્વંદ્વોને આધીન થાય છે. (સ્વપ્ન અવસ્થામાં મને કલ્પેલાં દૃશ્યોને આધીન થઈને જીવ દ્વંદ્વોને વિવશ થાય છે, તેવી રીતે) પણ આત્માનુભૂતિ થયા પછી, આત્માનું સર્વદા સમાન અને અખંડ સ્વરૂપ જ શેષ રહે છે, તેમાં દ્વૈતનો સદંતર અભાવ જ હોય છે, તે સર્વ ભાવોથી રહિત, નિર્મળ ચિદાકાશ રૂપે જ રહે છે. તેમાં દૃશ્ય નથી, દ્રષ્ટા નથી, આધાર નથી, આધેય નથી, કર્તા નથી, કર્મ નથી. આ જગત અધિષ્ઠાનરૂપે સત્ય છે, અખંડિત છે, આદિ અને અંતથી રહિત છે, આકાશની માફક નિર્મળ છે, જ્ઞાનમાત્ર છે.

*

# ૭ : લીલા–સરસ્વતી સંવાદ

સરસ્વતી દેવીએ લીલારાણીને તેનું સઘળું પૂર્વવૃત્તાંત કહી સંભળાવ્યું અને જણાવ્યું કે પહાડી ગામમાં રહેનારો 'વસિષ્ઠ' નામનો બ્રાહ્મણ રાજપદું પામીને, હમણાં તારો પતિ થયો હતો. તેની અરુંધતી નામની બ્રાહ્મણી તે તું છે. સરસ્વતીદેવીનાં આ વચન સાંભળીને લીલારાણી વિસ્મય પામી, તેનાં નેત્રો પ્રફુલ્લિત થઈ ગયાં. લીલાએ કહ્યું કે, 'હે દેવી! મારા પર અનુગ્રહ કરો અને મારા મનમાં એક ઉત્કંઠા છે તેને શાંત કરો. જે પહાડી ગામમાં અમે રહેતાં હતાં ત્યાં મને આપ તેડી જાઓ.' દેવી બોલ્યાં: 'હે લીલા, તું કારણ બ્રહ્માના સ્વરૂપને પ્રાપ્ત કર. સમાધિઅવસ્થા સંપાદન કરીને આ દેહનું વિસ્મરણ કરીને શુદ્ધ થા. એટલે ચિદાકાશમાં રહેલા માયાકાશરૂપ તે સર્ગને તું અવશ્ય પ્રાપ્ત થઈશ. તું આ દેહના અધ્યાસને છોડી દે. એમ કરવાથી આપણે બંને સાથે જ એ સર્ગને જોઈશું. આ સ્થૂલ દેહ, આ કાર્યમાં અંતરાયરૂપ છે. હે લીલારાણી, આ જગત બ્રહ્મરૂપ જ છે. જે પ્રતીત થાય છે તે સઘળું બ્રહ્મ જ છે. બ્રહ્મ જ જગત આદિ નામોથી વિવર્ત પામેલ છે. બ્રહ્મનો એવી લીલા કરવાનો સ્વભાવ જ છે. તારી ભેદબુદ્ધિ દૃઢ અભ્યાસથી નષ્ટ થઈ નથી, તેથી તું બ્રહ્મરૂપ નથી. અને બ્રહ્મને દેખતી નથી. અમારો જે વર્ગ છે, તેની સ્થિતિ તો બ્રહ્મમાં જ છે. અમે તીવ્ર અભ્યાસને લીધે બ્રહ્મરૂપ થયાં છીએ તેથી આ દેહમાં રહ્યા છતાં પણ તે પરમપદને મારા અંતરમાં હું જોઉં છું. આ દેહનું વિસ્મરણ કરીને, સિદ્ધરૂપ થઈને, તું તારી પૂર્વસૃષ્ટિને જોઈ શકીશ. તે પ્રમાણે તુરત પ્રયત્ન કર. સંકલ્પનગરમાં સંકલ્પરૂપ થવાય ત્યારે જ પહોંચાય છે. જ્યારથી બ્રહ્મની સૃષ્ટિ થઈ છે ત્યારથી આ દૃઢ નિયમ બંધાયો છે. દેવી બોલ્યાં: હે લીલા, મારો દેહ શુદ્ધ સત્ત્વગુણની રચનારૂપ છે, જ્યોતિર્મય છે, વાસ્તવિક દૃષ્ટિએ બ્રહ્મસ્વરૂપ જ છે, તેથી મારે આ દેહને છોડવાની આવશ્યકતા નથી. જેમ જળની સાથે જળ, અગ્નિની સાથે અગ્નિ અને વાયુની સાથે વાયુ મળી જાય છે, તેમ આ મારો દેહ મનોમય બીજી વસ્તુઓની સાથે મળી જાય તેમ છે. મારો દેહ ચેતનરૂપ છે. તારો દેહ પૃથ્વીના વિકારરૂપ છે. તારો સ્થૂલ દેહ પણ યથાર્થ દૃષ્ટિએ મનોમય જ છે.

પણ દીર્ઘ કાળની ભાવનાથી તું એને સ્થૂલ સમજી બેઠી છે. કલ્પનામાં તથા સ્વપ્નમાં મનોમય પદાર્થોને પણ સ્થૂલ સમજી લેવામાં આવે છે તેમ આ તારા દેહને તું અજ્ઞાનતાને લીધે સ્થૂલ સમજી બેઠી છે. જ્યારે અભ્યાસથી તારી વાસનાઓ ક્ષીણ થશે ત્યારે સ્થૂળ દેહમાં પાછું મનોમયપણું પ્રાપ્ત થશે.

હે ભદ્રે, અમારો દેહ તો બ્રહ્મમાં રહેલો, બ્રહ્મથી પૂર્ણ, અમે અનુભવીએ છીએ. સૃષ્ટિની શરૂઆતમાં જ્યારે પ્રથમ સંકલ્પ ઊઠવાની કલ્પના થઈ ત્યારે ચૈતન્ય મનોમય દેહરૂપ જ થયું હતું. જેમ જેમ સ્થૂલતા કલ્પાતી ગઈ, તેમ તેમ સ્થૂલતાની ભ્રમણા ઉત્પન્ન થવા માંડી. લીલારાણીએ પૂછ્યું, 'હે દેવી, દેશ-કાળના પરિચ્છેદથી રહિત, ચૈતન્યમાં પહેલી કલ્પનાને ક્યાંથી અવસર મળ્યો?' 'દેવીએ કહ્યું: 'વાસ્તવિક દૃષ્ટિએ બ્રહ્મ નિરાકાર, નિર્વિકાર હોવાથી, નિર્મળ હોવાથી, તેમાં કલ્પનાનો ભાગ આવે તેમ નથી. બ્રહ્મ સ્વયંસિદ્ધ છે, વ્યાપક છે. આ જગત તો પરબ્રહ્મનો આભાસ છે, વિવર્ત છે, ચકચકાટ જ છે. હે લીલા, તું તારા વિચારોથી જ બંધાયેલ છે. તારા સ્વરૂપનું (અસલ પરિપૂર્ણ સ્વરૂપનું) વિસ્મરણ થવાથી તું તારી અજ્ઞાનજન્ય કલ્પનાઓના તરંગોમાં આમતેમ ઘસડાયા કરે છે. તું બોધરૂપ, શુદ્ધ બ્રહ્મરૂપ જ છે. આ સત્યને મનમાં સ્થિર કર અને દીનતાનો—વ્યાકુળતાનો ત્યાગ કર. આત્માની દૃષ્ટિએ, આ સંસાર તુચ્છ વસ્તુ છે, તેનો સંકલ્પમાત્ર છે, તેથી સંસારના નામ-રૂપાત્મક પદાર્થો માટે જ્ઞાનવાન, વિવેકયુક્ત મનુષ્યમાં વાસના કે આસક્તિ હોય જ નહિ. વાસનાઓનું મૂળ કારણ, આંતરિક દારિદ્ર્ય છે. હવે તારા હૃદયમાં, વાસનાઓના ક્ષયના બીજરૂપ વિચાર થોડેઘણે અંશે અંકુરિત થયો છે. હવે અભ્યાસથી તારામાં પરમ નિર્વિકલ્પ સમાધિ અત્યંત સ્થિર થઈ જશે અને અવિદ્યાના છેડારૂપ મોક્ષને તું પ્રાપ્ત થઈશ. સ્વપ્નને સ્વપ્ન તરીકે જાણવાથી સ્વપ્નનો દેહ ટળી જાય છે; તેમ જાગ્રતના. સ્થૂલ દેહના અહંભાવનો અંત થાય છે ત્યારે મનોમય દેહ ઉદય પામે છે. વિનાશી પદાર્થો વિષેની સઘળી વાસનાઓનું બીજ બાધિત થાય છે ત્યારે જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે. જીવન્મુક્તોની પ્રવૃત્તિ વાસનાજન્ય હોતી નથી, પરબ્રહ્મની અનુભૂતિ થાય તો તુર્યાવસ્થા જાગ્રતમાં પણ થાય છે. આની કલ્પના અયુક્ત, પ્રકૃતિને

આધીન જીવાત્માઓને આવી શકે નહિ જે મન આત્માના પ્રબોધથી નિર્મળ થયેલું હોય છે, સૂક્ષ્મતાને પામેલું હોય છે, તે તેના જેવાં બીજાં ચિત્તોની સાથે અને દેવ આદિનાં શરીરોની સાથે મળી જાય છે જ્યારે તું આત્માની અવિચળ સ્થિતિને સંપાદન કરીશ, ત્યારે તું સર્વ લોકોને પરમ પવિત્રતાવાળા જોઈશ. હે અનિંદિતા, તું પામરતાનો ત્યાગ કર, ક્ષુદ્ર વાસનાઓનો જડ મૂળમાંથી ઉચ્છેદ કરી નાખ અને માયાધીશ થઈને જગતમાં વિહાર કર. માણસનું કોઈ પણ કાર્ય અભ્યાસ વિના સિદ્ધ થતું નથી. માટે હરહમેશ જ્ઞાનનું ચિંતન કરવું, સચ્ચિદાનંદસ્વરૂપ આત્માનો જ વિચાર કરવો, હું દેહ છું, મન છું, બુદ્ધિ છું વગેરે અવિદ્યાજન્ય ભ્રમણાઓનો પરિત્યાગ કરવાનો સતત પ્રયાસ કરવો, જ્ઞાનની વાતોમાં તત્પર રહેવું જ્ઞાનના ભિન્ન ભિન્ન અંશો એકબીજાને સમજાવવાનો પ્રયત્ન કરવો, આનું નામ અભ્યાસ કહેવાય છે આ દૃશ્ય જગતના અધિષ્ઠાન તરીકે આત્મા છે, આ સમગ્ર સંસાર આત્માની જ કલ્પના માત્ર છે એવું ચિંતન કર્યા કરવું, એ બોધનો અભ્યાસ કહેવાય છે. બ્રહ્મવિદ્યાના બળથી આત્મરતિ ઉત્પન્ન થાય છે રાગદ્વેષાદિકને અલ્પ કરવામાં આવે છે તે પ્રયત્નને તપ કહેવામાં આવે છે, પણ તે ખરી રીતે જ્ઞાન કહેવાય નહિ. સર્વત્ર બ્રહ્મદર્શન એ જ જ્ઞાન છે વિવેક અને વૈરાગ્ય રૂપી જળના, નિરંતર સિંચનથી મોહરૂપી મોટી નિદ્રા અદૃશ્ય થઈ જાય છે

વસિષ્ઠ કહે છે કે, 'હે રામ, લીલા તથા સરસ્વતી આ પ્રમાણે વાતચીત કર્યા બાદ, સઘળા ચિંતન વ્યાપારોનો ત્યાગ કરીને, સમાધિસ્થ થયાં, શરીરને નિશ્ચળ કર્યું, બાહ્ય અનુસંધાનોને છોડી દીધાં અને સ્વસ્વરૂપમાં શાંત થઈ ગયાં. ચૈતન્યરૂપી સરસ્વતીદેવી તે જ શરીરથી આકાશમાં વિચર્યા અને લીલાએ જ્ઞાન અને ધ્યાનને અનુસરનારું અન્ય શરીર ધારણ કર્યું. આકાશ ગમન કરતાં કરતાં એક અતિ ઉચ્ચ સ્થાનમાં તેઓ બંને જઈ પહોંચ્યાં. આગળ વધતાં તેઓ, એક બીજા વધારે વિશાળ આકાશમાં જઈ પહોંચ્યાં, અને ત્યાં આવેલી એક પૃથ્વી ઉપર ઊતરવા માંડયું, આ ભૂતળ અપૂર્વ હતું. તેની આસપાસ લવણસમુદ્ર અને શાકદ્વીપની રેખા હતી. તેની આસપાસ ક્ષીરસાગર, તેની આસપાસ ક્રૌંચદ્વીપ, તેની આસપાસ ઘૃતસાગર, એમ એકએકથી બમણી

વીંટીઓ આવેલી હતી. સ્વાદૂદક, સાગરની આસપાસ પાતાળ સુધી પહોંચતી એક મોટી ખાઈ હતી તે પછી પર્વતની એક માળા હતી. તેની આસપાસ એક મહારણ્ય હતું. તેની આસપાસ પાણી આવેલ હતું. તેની આસપાસ અગ્નિ, ત્યાર બાદ પવન અને પછી આકાશ. આ બધાં વિચિત્ર દૃશ્યો જોયા બાદ લીલાએ કેન્દ્રમાં એક થાળી જેવા રહેલા, ભૂતળ ઉપર નજર કરી અને ત્યાં આવેલા પહાડી ગામમાં પોતાના પૂર્વજન્મનું ઘર જોયું.

તે બંને સ્ત્રીઓએ અદૃશ્ય રહીને, તે બ્રાહ્મણના નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યો, ઘરમાં સર્વત્ર શોકનું વાતાવરણ પ્રસરેલું હતું. લીલાદેવી વિશુદ્ધ જ્ઞાનનો અભ્યાસ કરવાથી સત્ય સંકલ્પવાળી થઈ હતી. તેણે સંકલ્પ કર્યો કે, મારા આ જૂના બંધુઓ મને તથા સરસ્વતીદેવીને સ્ત્રીના રૂપમાં ભલે જુએ. સંકલ્પ કરતાં વેંત જ ઘરના માણસોએ, એ દિવ્ય સ્ત્રીઓને, પોતાની સામે જોઈ. લીલાના પૂર્વભવના પુત્ર જયેષ્ઠ શર્માએ તથા બીજા માણસોએ લક્ષ્મી અને ગૌરીના યુગલ જેવી એ દિવ્ય, દેદીપ્યમાન, સ્ત્રીઓને અંતઃકરણપૂર્વક પ્રણામ કર્યા. જયેષ્ઠ શર્માએ પોતાના ઉપર અને પોતાના કુટુંબ ઉપર આવેલી વિપત્તિની વાત કહી અને પ્રાર્થના કરી કે, હે દેવીઓ, અમને આશ્વાસન આપો અને અમારા શોકનું શમન કરવાની કૃપા કરો. આ પ્રમાણે પોતાના પુત્રે કહ્યું ત્યારે લીલાએ પોતાના નમ્ર પુત્રના માથા ઉપર હાથથી સ્પર્શ કર્યો અને જયેષ્ઠ શર્માનો શોક દૂર થઈ ગયો. અને ઘરનાં સર્વ મનુષ્યો પણ દુર્ભાગ્ય રહિત થઈને, શાંતિ અને આનંદપૂર્વક દિવસો વ્યતીત કરવા લાગ્યાં. ત્યાર બાદ સરસ્વતી અને લીલારાણી બંને પાછાં અદૃશ્ય થયાં.

લીલાએ કહ્યું: હે દેવી, આ ઘરના આકાશમાં મારો પતિ વસિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો. મૃત્યુ પછી અહીં જ તે પદ્મરાજ થઈને જન્મ્યો હતો. હું તેની પટરાણી હતી. આ જ અંતઃપુરમાં આકાશમાં મારો પતિ વિદૂરથ રાજા થયો છે. એક ક્ષણમાં આ સર્વ આભાસ બ્રહ્મમાં થયો છે. મને લાગે છે કે આ ઘરને વિષે અનેક બ્રહ્માંડો રહેલાં છે. માટે વિદૂરથ રાજાનો જન્મ પામેલા મારા પતિ મને અહીં દર્શન આપે એવી આપ કૃપા કરો.'

શ્રી ભગવતીએ કહ્યું, 'હે પુત્રી, એ સંસાર બીજો જ છે. પરમચૈતન્યની દૃષ્ટિથી જોતાં સઘળાં બ્રહ્માંડો નજદીકમાં જ છે, અહીં જ છે, પણ લૌકિક દૃષ્ટિ-

એ આ મંડપો વચ્ચે કરોડો યોજનાનું છેટું છે. ચૈતન્યસ્વરૂપ એકેક પરબ્રહ્મના પરમાણુમાં અસંખ્ય બ્રહ્માંડોના સમૂહો અંતરાય વિના સ્ફુર્યા કરે છે.' સરસ્વતીદેવી આ પ્રમાણે કહેતાં હતાં તેટલામાં અચાનક લીલાદેવીએ કહ્યું: હે જગદંબે, મને હમણાં મારા અનેક પૂર્વજન્મોની સ્મૃતિ એકદમ થઈ આવી છે. જ્યારથી હું બ્રહ્મામાંથી આ કલ્પના આરંભમાં ઉત્પન્ન થઈ, ત્યારથી ભિન્ન ભિન્ન જાતિઓમાં, અનેક યોનિઓમાં મારા આઠસો જન્મ થઈ ચૂક્યા છે. વસિષ્ઠ કહે છે: 'હે રામચંદ્ર, આ પ્રમાણે વાર્તાવિનોદ કરતી કરતી બંને લલનાઓ ઘરમાંથી બહાર નીકળી અને વિદૂરથ રાજાના બ્રહ્માંડમાં જવા માટે બંને જણ આકાશમાં ઊડી. હે રામ, પછી તે બંને દેવીઓએ જે અંતઃપુરમાં

શૂર પુરુષોનો ઉત્તમ લોક મળે છે. અધર્મી સ્વામીને સારુ અથવા અધર્મ કરવાને સારુ યુદ્ધ કરતો હોય, તેને સહાય કરવા માટે જે લડાઈ કરે છે તે અયોગ્ય સંગ્રામમાં મૂઓ કહેવાય છે અને તે નરકમાં જાય છે, તેની અધોગતિ થાય છે. ધર્મયુદ્ધ કરનારને જ શૂરવીર કહેવાય. આવા નરવ્યાઘ્રોને વીર પુરુષોના લોકોની પ્રાપ્તિ થાય છે. શૂર પુરુષ ગમે તેવા સંગ્રામમાં મરે તોપણ તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એવી જે માન્યતા છે તેમાં તથ્ય નથી. ધર્મની રીતિવાળા યુદ્ધમાં લડે છે તે જ શૂરવીર કહેવાય છે. વસિષ્ઠે કહ્યું: રક્ષણમિત્ર પિશાચ આદિના સંચારને લીધે ભયંકર થઈ રહ્યું હતું માણસો જેમ પોતાની ક્રિયાઓ દિવસે કર્યા કરે છે તેમ યમના દૂતો, પિશાચ આદિ અધમ લોકો રાત્રિએ પોતાની ક્રિયાઓ કરતા હતા નગર અંધકારગ્રસ્ત હતું સર્વ પ્રાણીઓ નિદ્રામાં પડયાં હતાં. મોટા મનવાળો લીલાનો પતિ વિદૂરથ રાજા ચિંતાગ્રસ્ત જણાતો હતો. પોતાના અમાત્યોની સાથે પ્રાતઃકાળના કૃત્યનો વિચાર કરી પોતાના શયનગૃહમાં આવ્યો, થોડીવારમાં જ ઊંઘી ગયો તે અરસામાં લીલા અને સરસ્વતી એ બંને લલનાઓએ આકાશને છોડી દીધું અને છિદ્રોમાંથી વિદૂરથ રાજાના ઘરમાં દાખલ થઈ.

રામચંદ્ર પૂછે છે: હે વકતાઓમાં શ્રેષ્ઠતમ મહાપુરુષ, એમનું ચાર હાથનું સ્થૂલ શરીર તાંતણા જેવા ઝીણા છિદ્રમાંથી કેમ કરીને પેસી શક્યું? વસિષ્ઠે કહ્યું: 'હે નિષ્પાપ રામચંદ્ર, જેને હું સ્થૂલ દેહ છું એવી ભ્રાંતિ હોય તે ઝીણાં છિદ્રોમાંથી પસાર થઈ શકે નહિ પણ જેને એવો અનુભવ હોય છે કે સ્થૂલ દેહરૂપ નથી, સર્વ સ્થળોમાં જઈ શકું છું, હું સર્વવ્યાપક છું, તે ચૈતન્યની તેવી શક્તિઓવાળો હોય છે. જેમ ચિત્ત અધિષ્ઠાનના વિવર્તને અનુસરે છે, તેમ સર્વ ક્રિયાઓ ચિત્તને અનુસરે છે. પુરુષ આકારવાળો દેખાય છે, પણ વાસ્તવિક દૃષ્ટિએ નિરાકાર છે. અવિદ્યાથી ઉત્પન્ન થયેલા ચિત્તનો સ્વભાવ જ એવો છે કે, જે જે રૂપે અસ્ત પામવા કે ઉદય પામવા ધારે, તે તે રૂપે થઈ શકે છે. ચિત્ત અને સાક્ષી અધિષ્ઠાનથી, આત્માથી, બ્રહ્મથી જુદાં નથી તેમ એમને સ્વતંત્ર સત્તા પણ નથી ભૌતિક આકાશ, ચિત્તાકાશ, માયાઆકાશ અને ચિદાકાશ એ સર્વ એકરૂપ જ છે.' રામચંદ્રે પૂછયું, 'હે મહારાજ, જો આપ કહો છો તેમ ચિત્ત જ જગતરૂપ હોય તો પ્રત્યેક પ્રાણીનાં

ચિત્તો અલગ અલગ હોય છે, માટે ચિત્તદીઠ જગત પણ ભિન્ન હોવાં જોઈએ. જો જગત ચિત્તથી ભિન્ન હોય તો ચિત્તનો નાશ થયા પછી પણ જગત રહેવું જોઈએ.

વસિષ્ઠે કહ્યું: હે રામચંદ્ર, પ્રત્યેક પ્રાણીનું ચિત્ત પોતાની વાસના અનુસાર જગત ઉત્પન્ન કરવાને શક્તિમાન છે, તેથી જેટલાં ચિત્તો તેટલી જગતરૂપી ભ્રાંતિઓ છે. સમષ્ટિચિત્તરૂપ હિરણ્યગર્ભ (બ્રહ્મા) જેમ મહાપ્રલયરૂપ રાત્રિને અંતે આ જગત સર્જે છે, તેમ પ્રત્યેક પ્રાણી પોતાના મરણને અંતે જુદાં જુદાં જગતોની રચનાઓ કરે છે. હે રામ, જીવ જ્યાં મરણ પામે છે, ત્યાં તે તરત જ પોતાની વાસનાનુસાર પ્રપંચને જુએ છે. હે રામ, આમ ભીંતની પેઠે નક્કર દેખાતું આ વિશ્વ પણ છેવટે સંકલ્પભાવના સિવાય અન્ય કાંઈ જ નથી. વિચાર કરતાં, આ નક્કર વિશ્વ હવામાં ઊડી જતું લાગે છે, જે પાણી છે તે જ ચકરી છે, તેમ જે દ્રષ્ટા છે તે જ જગત છે. દ્રષ્ટા પરબ્રહ્મથી અલગ નથી. જગતને જે રીતે તમે અનુભવો છો તે રીતે હું જોતો નથી. મારી દૃષ્ટિમાં તો જગત બ્રહ્મ જ છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી, લીલા અને સરસ્વતીનાં વ્યાપક અને સ્વચ્છ શરીરોની ગતિને કોઈ પણ પ્રકારનો અંતરાય નડી શકે તેમ નહોતું. તેથી વિદૂરથ રાજાના ઘરમાં સૂક્ષ્મ છિદ્ર દ્વારા પ્રવેશ કરી શકયાં. ચિદાકાશ સર્વત્ર છે, અને તેમાં આતિવાહિક કહેવાતો સૂક્ષ્મ દેહ સ્વૈરવિહાર કરી શકે છે.

હે રામ, જ્યારે એ બંને દેવીઓએ રાજાના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તે રાજાનું નિવાસસ્થાન અંદરથી જાજ્વલ્યમાન બની ગયું. વિદૂરથ રાજા સિવાયનાં સર્વ સ્ત્રી-પુરુષો ઘેનમાં પડી ગયાં. પણ રાજા તો આનંદિત થયો અને પોતાની સામે એ બે દેવીઓને જોઈને વિસ્મય પામ્યો. પૂજ્યભાવથી વિધિપૂર્વક તેમનું સ્વાગત કર્યું. સરસ્વતીદેવીએ પાસે સૂતેલા એક સચિવને પોતાના સંકલ્પથી જાગ્રત કર્યો, જેથી રાજા સંબંધી સર્વ પ્રશ્નોના ઉત્તર લીલાને સંભળાવે. સરસ્વતીદેવીએ પૂછ્યું: હે રાજા, તું કોણ છે? કોનો પુત્ર છે? કયા દેશમાં તારો ક્યારે જન્મ થયો છે? રાજા તરફથી મંત્રીએ જવાબ આપતાં કહ્યું: હે દેવીઓ, ઇક્ષ્વાકુવંશ વિષે કુંદરથ નામનો રાજા હતો. તેના વંશમાં એક નભોરથ નામનો રાજા થયો અને તેને ત્યાં આ અમારા રાજાનો જન્મ થયો

છે. એમના પિતા એમને રાજ્ય સુપરત કરી વાનપ્રસ્થ તરીકે વનમાં જીવન ગાળે છે, અને આ એમના પુત્ર વિદૂરથ રાજા શાસ્ત્રઆજ્ઞા અનુસાર, ભૂમંડળનું તથા પોતાની પ્રજાનું રક્ષણ કરે છે, અને પ્રજાની સર્વાંગીણ ઉન્નતિ માટે સતત પ્રયાસ કર્યા કરે છે.

ત્યાર બાદ દેવી સરસ્વતીએ વિદૂરથ રાજાના માથા ઉપર હાથ મૂક્યો અને કહ્યું કે, 'તું વિવેકથી તારી પોતાની મેળે જ તારા પૂર્વજન્મોનું સ્મરણ કર.' દેવીના હસ્તનો સ્પર્શ થતાં જ, રાજાનો માયારૂપી અંધકાર નષ્ટ પામ્યો અને પોતાનો, બ્રાહ્મણ તરીકેનો જન્મ, પદ્મરાજા તરીકેનો જન્મ, લીલારાણીનો પ્રેમ વગેરે સર્વ પૂર્વજન્મોના સંસ્કારોનું પ્રત્યક્ષ જ્ઞાન તેને થયું. વિદૂરથ રાજા આવેશમાં આવી જઈ બોલ્યો: અહોહો, આ સંસાર વિષે મારા મનમાં જે માયાનો વિસ્તાર થયો છે તે આપના અનુગ્રહથી મારા જાણવામાં આવ્યો છે. આ સંસારની માયા વિચિત્ર છે, અનિર્વચનીય છે, મારા મૃત્યુને હજી તો એક જ દિવસ થયો છે અને અહીં તો મારી વય ૭૦ વર્ષની થઈ છે.

દેવી સરસ્વતીએ કહ્યું: હે રાજા, તને પૂર્વજન્મમાં મરણમૂર્છા પ્રાપ્ત થઈ તે પછી તે જન્મનું ભાન તને ટળી ગયું અને તે જ ક્ષણે તે જ આકાશમાં તને આ જન્મનું ભાન થયું છે. અનેક આચારો, અનેક વિહારો, અને અમારા જેવા દેવતાઓનું દર્શન એ સઘળું તને ભ્રાંતિથી જ પ્રતીત થયું છે. જેમ સમુદ્રમાં, એક તરંગ શમી જાય કે તરત બીજો ઉદય પામે છે, જેમ નદીનો પ્રવાહ એક આકારનો ત્યાગ કરીને બીજો આકાર ગ્રહણ કરે છે, તેમ આ સંસારમાં માનવચિત્ત અનેક સ્વરૂપો ધારણ કરે છે. સ્વપ્નની એક ક્ષણમાં સો વર્ષની ભ્રાંતિ થાય છે. જેમ ગંધર્વનગરમાં દીવાલોની તથા ચિત્રોની પ્રતીતિ થાય છે, જેમ સ્વપ્નમાં જન્મ અને મરણની ભ્રાંતિ થાય છે, જેમ આગગાડીમાં મુસાફરી કરતાં બંને દિશાનાં વૃક્ષો અને પદાર્થો ગતિ કરે છે એવી ભ્રમણા થાય છે, જેમ ગાંડા માણસને આસપાસના પદાર્થો નાચતા જણાય છે, તેવી જ રીતે તને પણ તેં જોયેલી સર્વ ઘટનાઓની ભ્રાંતિ થઈ છે. યથાર્થ દૃષ્ટિથી તું જન્મ્યો નથી, મર્યો પણ નથી; તું હમેશ શુદ્ધ વિજ્ઞાન સ્વરૂપ અને શાંતસ્વરૂપ જ છે, સ્વયંપ્રકાશ છે. જે આકાશની અંદર આપણે

બેઠાં છીએ, તે આકાશ નિરાકાર, નિર્વિકાર છે, શુદ્ધ છે, આદિ અને અંતથી રહિત શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ જ છે.

વિદૂરથ બોલ્યો: 'હે દેવી, જો એવી જ વસ્તુસ્થિતિ હોય, તો આ મારા આત્મસંપન્ન અનુચરલોકો મારી પેઠે સાચા છે કે નહિ તે આપ કહો!' દેવીએ ઉત્તર આપ્યો: હે રાજા, આત્માની અનુભૂતિ કરીને જેઓ શુદ્ધ બોધ રૂપ અને શુદ્ધ ચૈતન્યરૂપ થયા છે, તેમની દૃષ્ટિમાં તો આ સર્વ પ્રપંચ બ્રહ્મનો વિવર્ત છે, ઉલ્લાસ છે, આ પાણી ઝાંઝવાનું છે એવું જાણ્યા પછી, જેમ આ જળ છે એવી ખોટી બુદ્ધિ રહેતી નથી, તેમ આ સર્વ બ્રહ્મસ્વરૂપ જ છે એવું જાણ્યા પછી જન્મમરણરૂપી મિથ્યા કલ્પનાઓનું અસ્તિત્વ શક્ય જ નથી. હું આ જગત, આ મારું—આ બધા શબ્દો તો કહેવામાત્ર છે, વાસ્તવિક નથી આ પ્રસંગ પોતાથકી આગળ ચલાવતાં વસિષ્ઠ (સર્ગ ૪૨) જણાવે છે કે, અવિવેકી અજ્ઞાનગ્રસ્ત બોધ વિનાની મતિવાળો મૂઢ પુરુષ જ આ જગતને મિથ્યા હોવા છતાં સાચું સમજે છે, અહંતા આદિથી સંયુક્ત થયેલું આ જગત એક દીર્ઘ સ્વપ્ન સમાન છે. હે રામ, શાંત, સત્ય, પવિત્ર, દશ્ય રહિત એવું ચૈતન્ય સ્વરૂપ, પરમ તત્ત્વ સર્વ શક્તિઓથી ભરપૂર છે, સર્વરૂપ છે, સર્વાત્મક છે. જે જે સ્થળમાં જે જે રૂપે આવિર્ભાવ પામે છે, તે તે સ્થળમાં તેવી રીતે થઈને રહે છે રામ પૂછે છે: હે મુનિ સ્વપ્નનું સ્વરૂપ માયામાત્ર છે, તેમાં દેખાતા પુરુષોને સાચા ન માનીએ, તો શો વાંધો છે? વસિષ્ઠે કહ્યું: વાસ્તવિક દૃષ્ટિએ—પારમાર્થિક દૃષ્ટિએ તેમને સાચા ન માનીએ તો કાંઈ વાંધો નથી, પણ વ્યાવહારિક દષ્ટિએ જાગ્રત અને સ્વપ્નના પદાર્થો સમાન કક્ષાના છે, પ્રત્યક્ષ દેખાય છે, જાગ્રતનો પ્રપંચ પણ સ્વપ્નનાં પ્રપંચ ની માફક પ્રાતિભાસિક હોવા છતાં પણ અધિષ્ઠાનની સત્તાથી જ સત્તાવાળો જણાય છે. આ સંસારરૂપી મહાસ્વપ્નમાં તમારી દૃષ્ટિએ હું સાચો છું અને મારી દૃષ્ટિમાં તમે સાચા છો.

રામે પૂછ્યું: હે ભગવન્, આપના કહેવા ઉપરથી એવું જણાય છે કે, સ્વપ્નનો દ્રષ્ટા નિદ્રારહિત થાય તોપણ સ્વપ્નમાં દેખાયેલું નક્કર અધિષ્ઠાનની સત્તાથી સત્તાવાળું રહે! વસિષ્ઠ કહે છે: 'હા, તેમ જ છે, પણ આ ચર્ચા અમણાં રહેવા દો. નિર્વાણપ્રકરણમાં આ વિષે વિસ્તારપૂર્વક પરામર્શ કરવામાં

આવશે. હમણાં તો એટલો જ નિશ્ચય રાખો કે, જેને તમે જાગ્રત સૃષ્ટિ કહો છો તે પણ સ્વપ્ન જેવી જ છે. સર્વ દૃશ્ય વસ્તુતા—એ સત્ય નથી, પણ તેવો આભાસ ઉત્પન્ન કરે છે. અધિષ્ઠાનચૈતન્ય જ સત્ય છે વાસ્તવિક છે, દેહની અંદર તેમ જ બહાર સર્વત્ર ખીચોખીચ પરિપૂર્ણ અવસ્થામાં રહેલું છે. જેવી રીતે તે પોતાનું સ્ફુરણ કરવા ઇચ્છે છે, તેવી રીતે આ ચૈતન્ય પોતાને અનુભવે છે.

વસિષ્ઠ કહે છે: ' હે રામ, જેમ ભંડારમાં સઘળા પ્રકારનું ધન હોય છે, તે જોનાર માણસના જોવામાં આવે છે, તેમ ચિદાકાશમાં સઘળો પ્રપંચ છે અને તેનું પ્રત્યક્ષ જ્ઞાન ચિદાકાશમાં છે જ. હે રામ, સરસ્વતીદેવીએ વિદુરથ રાજાને બોધરૂપી અમૃતપાન કરાવીને તેનું મન નિર્મળ કર્યું, વિવેકના સુંદર અંકુરવાળું કર્યું અને પછી કહ્યું: હે રાજા આ સઘળો વૃત્તાંત મેં લીલાને ખુશ કરવા કહ્યો છે તમારું કલ્યાણ થાઓ, હવે અમે બંને અહીંથી જઈએ છીએ. સરસ્વતીદેવીની મધુર વાણી સાંભળી વિદુરથ રાજાએ પ્રાર્થના કરી ને નમ્રતાપૂર્વક નિવેદન કર્યું: ' હે દેવી, મારું દર્શન પણ કામનાવાળા મનુષ્ય ને નિષ્ફળ જતું નથી. ત્યારે આપ તો સર્વશક્તિમાન છો, સમગ્ર જગતનું સંચાલન કરો છો. તો આપનું દર્શન નિષ્ફળ કેમ જાય? હે દેવી, હું જેમ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાઉં છું, તેમ આ દેહ છોડીને હું અહીંથી મારા પહેલાંના સંસારમાં આવું એવી આપ કૃપા કરો. હું શરણાગત છું મારા ઉપર અનુગ્રહ કરો. મારી યાચનાનો સ્વીકાર કરો. ભક્તોનો અનાદર મહાત્મા પુરુષો કદી કરતા નથી; હું જે પ્રદેશમાં જાઉં ત્યાં આ મારો મંત્રી અને આ મારી બાળક કુંવરી પણ આવે એવું આપ વરદાન આપવાની કૃપા કરો.'

સરસ્વતી બોલ્યાં: હે પૂર્વજન્મના પદ્મરાજ, તું ત્યાં આવજે અને રાજ્યવૈભવ ભોગવજે. યાચકોને અમે કદી નિરાશ કરતાં નથી. હે રાજન્ આ મોટા સંગ્રામમાં હમણાં તારું મૃત્યુ થશે પછી તને પૂર્વનું રાજ્ય મળશે. આ સઘળું તું પ્રત્યક્ષ જોઈ શકીશ. તું, તારી પુત્રી અને તારો મંત્રી પૂર્વના નગરમાં આવશો અને તેમાં તારા શબરૂપ શરીરને તું પુનઃ પ્રાપ્ત કરીશ. સ્થૂલ દેહની અને મનોમય દેહની ગતિ ભિન્નભિન્ન હોય છે.

*

# ૮ : મૃત્યુનો ક્રમ અને ઉપસંહાર

સરસ્વતીદેવીએ વિદરથની વિનંતિ સ્વીકારીને કહ્યું કે હમણાં તો તારે આ તુમુલ યુદ્ધમાં મરણને શરણ થવું પડશે. પછી તને તારું પૂર્વનું રાજ્ય મળશે. આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તેટલામાં રાજાનો દૂત ખબર લાવ્યો કે દુશ્મનના સૈન્યે ભીષણ આક્રમણ કર્યું છે. અને આખા શહેરમાં કારમો હાહાકાર વ્યાપી રહ્યો છે. રાજા વિદૂરથની પટરાણી પણ પોતાની સખીઓ અને દાસીઓ સાથે દોડતી આવી પહોંચી. તેમણે કહ્યું કે દુશ્મનો નગરની સ્ત્રીઓને બળાત્કારથી પકડી જાય છે. આ સર્વ વિપત્તિનું નિવારણ કરવાનું સામર્થ્ય આપનામાં જ છે. આવાં વચનો સાંભળી વિદૂરથ રાજાએ સરસ્વતીદેવી વગેરેને કહ્યું : 'મને જવાની આજ્ઞા આપો. મારી સ્ત્રી આપને શરણે છે. પછી સરસ્વતીની સાથે રહેલ જ્ઞાની લીલાએ પોતાના જેવી જ, સમાન આકૃતિવાળી, અતિ સુંદર, વિદૂરથ રાજાની પટરાણીને જોઈ. લીલાએ સરસ્વતીદેવીને પૂછયું : હે દેવી ! આ કેવું આશ્ચર્યજનક છે, મારા જેવી જ આ બીજી સ્ત્રી ક્યાંથી આવી ? સરસ્વતીએ કહ્યું : હે લીલા, જેમ સ્વપ્નાવસ્થામાં જાગ્રત અવસ્થામાં અનુભવેલા પદાર્થો જોવામાં આવે છે, તેમ ચૈતન્ય પણ પોતાને વિષે જેવો સંકલ્પ કરે છે, તેવા આકારને એક ક્ષણમાં પ્રાપ્ત થાય છે. તારો પતિ પદ્મરાજા જે વાસનાઓ લઈને મરણ પામ્યો છે, તે અનુસાર તેવા વિષયોને પ્રાપ્ત થયો છે. તારો પતિ મરણ પામ્યો ત્યારે તેમની મનોવૃત્તિ તારામાં હોવાથી, આ નવી લીલા તારા આકારે પ્રકટ થઈ છે. આ ચૈતન્યની ચમત્કૃતિ છે.

શ્રીરામ પૂછે છે : હે ભગવન્, મારા મનમાં એક સંશયે પ્રવેશ કર્યો છે. આપ કહો છો કે પદ્મરાજાએ વિદૂરથ રાજારૂપે પોતાનું નૂતન સ્વરૂપ જોયું, (વાસના પ્રમાણે), તેની સાથે આપ જણાવો છો કે નવી લીલા રાણી, મંત્રીઓ, પ્રજાજનો, સ્વતંત્ર જીવોની માફક પ્રયત્ન કરતા અને ફળની પ્રાપ્તિ કરતા જણાવો છો. વસિષ્ઠ કહે છે : હે રામ, આ પ્રશ્ન અતિ ગહન છે. તેનું નિવારણ આગળ ઉપર સંપૂર્ણપણે કરવામાં આવશે. જાગ્રત

તથા સ્વપ્ન બંને પ્રતીતિઓ, સ્વરૂપની દૃષ્ટિએ સમાન જ છે એ તો નિર્વિવાદ છે. બંને પ્રકારની પ્રતીતિઓ અધિષ્ઠાન ચૈતન્યની સત્તાથી જ સત્તાવાળી બનેલી છે. મુખ્ય પ્રશ્ન એ છે કે પ્રત્યેક પ્રાણી જાગ્રતમાં કે સ્વપ્નમાં જે સામાં બીજાં પ્રાણીઓ જુએ છે, તેમનું સ્વતંત્ર જીવરૂપે અસ્તિત્વ રહે છે કે કેમ?

વસિષ્ઠ કહે છે: હે રામ, ચૈતન્યનો સ્વભાવ જ એવો છે કે તે જે જે કોઈ કલ્પે છે, તે તે સર્વ અવયવો પણ પોતે જુદા જુદા સ્વતંત્ર જીવો હોય તેમ ચૈતન્યરૂપે જીવવા લાગે છે; એક જીવતા કલ્પિત જગતમાં જે બીજા જીવો છે, તે પોતાનાં સ્વતંત્ર જગતો કલ્પીને વિહાર કરતા હોય છે. એક એક અણુમાં, અસંખ્ય જગતો આરપાર વ્યાપીને રહેલાં હોય છે. બ્રહ્માંડનો અંત કલ્પી શકાતો નથી. સિદ્ધ જીવોની સૃષ્ટિઓ દીર્ઘકાલીન હોય છે. અલ્પ શક્તિશાળી જીવોની સૃષ્ટિઓ અલ્પજીવી હોય છે.

હે રામ, બધાં જગતો, એકબીજામાં મળીને આવી રહેલાં હોવા છતાં પણ એક જીવ પોતાના કલ્પેલા જગતને જુએ છે. જુદાં જુદાં સ્વપ્નોમાં ચાલતી ક્રિયાઓ એકબીજાને જણાતી નથી. હે રામ, ભિન્નભિન્ન જીવો અને તેમણે કલ્પેલાં જગતો, મૂળમાં સમષ્ટિ-જીવરૂપ બ્રહ્માનો જ સંકલ્પ હોવાથી, બ્રહ્માકલ્પિત સામાન્ય સૃષ્ટિના અચળ અંશોનું પ્રતિબિંબ તે તે જીવોની કલ્પિત સૃષ્ટિઓમાં હોય છે. એથી જ નિયતિરૂપ એક વાસ્તવિક જગત અનેક જીવોના સમાન કાર્યક્ષેત્ર તરીકે અનુભવવામાં આવે છે, તેમ છતાં પ્રત્યેક જીવને પોતાનું જીવન પોતાની રીતે કલ્પવાની સ્વતંત્રતા હોય છે.

આ પ્રસંગ ચાલતો હતો ત્યાં નવીન લીલાએ સરસ્વતીદેવીની આગળ આવીને પ્રાર્થના કરી: 'આપ રાત્રિએ સ્વપ્નમાં દર્શન આપો છો. હે માતાજી! આપ મારા ઉપર અનુગ્રહ કરી મને એવો વર આપો કે, આ મારા પતિ રણસંગ્રામમાં દેહનો ત્યાગ કરી જ્યાં રહે ત્યાં હું પણ આ જ શરીરે તેમની સાથે સ્રી થઈને રહું.' દેવી સરસ્વતીએ કહ્યું: હે પુત્રી, તારી અનન્ય ભક્તિથી હું પ્રસન્ન થઈ છું અને તારી ઇચ્છા તૃપ્ત થશે જ. સરસ્વતીનાં આ વચનો

સાંભળી નવી લીલા તો હર્ષના આવેશમાં આવી ગઈ. પણ પ્રથમની જ્ઞાની લીલા સંશયને આધીન થઈને પૂછવા લાગી : હે દેવી, આપ સત્યસંકલ્પ છો, તેથી આપની જે ઈચ્છા થાય તે પ્રમાણે આપ વર્તન કરી શકો છો. આપ મને પહાડી ગામમાં મારા સ્થૂલ શરીરથી લઈ ગયાં નહિ, અને આ નવીન લીલાને તો સ્થૂલ શરીરે જ બીજા જન્મમાં લઈ જવાનું કહો છો એનું શું કારણ?

દેવી સરસ્વતીએ કહ્યું : 'હે સુંદરી, હું કોઈનું કાંઈ પણ કરતી નથી. જીવ પોતાની મેળે જ પોતાના સંકલ્પોને મૂર્ત સ્વરૂપ આપે છે. હું તો પ્રાણીઓનું શુભાશુભ ભવિષ્ય જે હોય છે, તેનું વરદાનથી અને શાપથી પ્રકટીકરણ કરું છું. ફળ ઉત્પન્ન કરવામાં, પ્રત્યેક જીવની માયાયુક્ત, ચૈતન્ય-શક્તિ જ શક્તિશાળી હોય છે. તેં મારી આરાધના કરી ત્યારે તારો સંકલ્પ એવો હતો કે, હું મુક્ત થાઉં. તેથી મેં તને તેવો બોધ આપ્યો. આ લીલાનો સંકલ્પ આ જાતનો છે, એટલે એને એ પ્રમાણે ફળ મળશે. સ્વસંકલ્પ વિના બીજું કશું કારણ ફળ આપતું નથી. સૃષ્ટિની અંદર રહેલો ચૈતન્યની સત્તારૂપી અંતરાત્મા જે પ્રમાણે મનમાં સંકલ્પો કરે છે—સારા અથવા નઠારા તે પ્રમાણે તેને ઉત્તરકાળમાં ફળ પ્રાપ્ત થાય છે; માટે વિચાર કરીને પવિત્ર પદને જાણીને શાંત અને મુક્ત થા.'

વિદૂરથ સુસજ્જ થઈને યુદ્ધ કરવા બહાર નીકળ્યા, તે વખતે 'જય થાઓ, જય થાઓ' એવો સર્વ લોકો પોકાર કરવા લાગ્યા. દેવી સરસ્વતીએ બંને લીલાઓને દિવ્ય દૃષ્ટિ આપવાથી બંને યુદ્ધ નિહાળતાં હતાં. વિદૂરથ રાજાનો યુદ્ધમાં પરાજય થતો હતો તેથી બંને લીલાઓ તથા રાજકુમારીને અનંત ખેદ થયો. દેવીએ કહ્યું : 'હે પુત્રીઓ, વિદૂરથના શત્રુઓએ ઘણા દિવસ સુધી મારું આરાધન કર્યું છે. હું પ્રાણીઓમાં રહેનારી ચૈતન્ય શક્તિ છું. મનુષ્યો મને જે પ્રકારે ભજે છે, તે પ્રકારે ફળ આપું છું.'

સૂર્યોદય થયો એટલે વિદૂરથ અને સિંધુરાજનાં સૈન્યો વચ્ચે તુમુલ યુદ્ધ થયું. વિદૂરથ રાજા રથમાં પડી ગયો અને સિંધુરાજએ તેના ગળા ઉપર પ્રહાર કરી તેને અર્ધું કાપી નાંખ્યું.

વસિષ્ઠ કહે છે કે : ' હે રામ, આ બાજુ વિદૂરથ રાજા પ્રાણત્યાગ કરવાની તૈયારીમાં હતા તેથી જ્ઞાની લીલાએ સરસ્વતીને કહ્યું : હે અંબા, આ મારો પતિ હવે શરીર છોડવાની તૈયારી કરે છે, તો મને મૃત્યુ વિષે સર્વ હકીકત ટૂંકામાં કહો. દેવી બોલ્યાં : દેહને અંતે મરણ સમયે ત્રણ જાતના મનુષ્યોની જુદી જુદી ગતિ હોય છે. પહેલો મૂર્ખ મૂઢ માણસ, બીજો ધારણાઅભ્યાસી, હઠયોગ-રાજયોગ અનુસાર ધારણા કરનાર તથા ત્રીજો મુક્તિમાન (સ્વેચ્છાનુસાર દેહનો ત્યાગ કરી અન્ય સૃષ્ટિઓમાં ગમન કરનાર). ધારણાભ્યાસી દેહ છોડતી વખતે ધારણા કરીને સુખપૂર્વક શરીર છોડે છે, મુક્તિમાન જ્ઞાની પણ ધારણાનો અભ્યાસ કર્યા વિના સુખથી દેહનો ત્યાગ કરે છે; પણ મૂર્ખ, મૂઢ, વિષયાસક્ત, અજ્ઞાની મનુષ્ય મરણ સમયે પરવશપણાથી દુ:ખ પામે છે, અત્યંત દીનતાને પામે છે, અંતઃકરણમાં શુદ્ધ સંસ્કારોનું અસ્તિત્વ ન હોવાથી તેની બુદ્ધિ મલિન નિમ્ન કોટિના લોકોમાં પ્રવેશ કરે છે. જીવને વાસનામાત્રથી વિચિત્રતાનો જે અનુભવ થાય છે તેને જ જન્મ, મરણ વગેરે નામો આપવામાં આવે છે. ચેતન પુરુષનો કદી પણ નાશ થતો નથી. જેવી રીતે જળ કોઈ ઠેકાણે નિર્મળ હોય છે અને કોઈ ઠેકાણે ડહોળું દેખાય છે, તેમ જીવ રાગદ્વેષને આધીન થવાથી કોઈ ઠેકાણે મલિન જણાય છે. પણ વાસ્તવિક રીતે ચેતન પુરુષ પરિપૂર્ણ છે, કોઈ પણ ઠેકાણે તેનો નાશ નથી જ. ચેતનનું મરણ થયું એમ જોનાર સાક્ષી આજ સુધી નથી થયો. ચૈતન્ય તો અક્ષય જ રહેલું છે. જે મનુષ્યમાં જ્ઞાનનો ઉદય થાય છે અને સારી પેઠે, સ્વાનુભવથી જાણે છે કે, પોતે નિરાકાર, નિર્વિકાર, સર્વ રીતે પરિપૂર્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા છે, તે મુક્ત થાય છે અને આવો જીવન્મુક્ત જ આનંદપૂર્વક જીવન વ્યતીત કરે છે. અવિદ્યાગ્રસ્ત જીવાત્માઓ સુખદુ:ખનાં દ્વન્દ્વોને હમેશ આધીન રહે છે.

જ્ઞાની લીલા બોલી : હે દેવેશ્વરી, પ્રાણીનાં જન્મ તથા મરણ વિષે, મને વિશેષ વિસ્તારપૂર્વક બોધ આપો. દેવી બોલ્યાં : નાડીનો પ્રવાહ બંધ થવાથી શરીરનો વાયુ શાંત થાય છે, ત્યારે પ્રાણીનું ચૈતન્ય શાંત થાય છે. શુદ્ધ ચેતન તો નિત્ય છે, તેનો ઉદય નથી તેમ અસ્ત પણ નથી. વાયુનો

રોધ થવાથી સ્ફુરણા બંધ થાય છે ત્યારે જડ થયેલો તે મનુષ્ય મરી ગયો છે એવુ કહેવામા આવે છે વાસનાવાળા અણુચૈતન્યને જીવ કહેવામા આવે છે તે તે જ ઠકાણે ઘરના ગૃહાકાશમા રહે છે વ્યવહારી પુરુષો તેને પ્રેતની સંજ્ઞા આપે છે આ 'પ્રેત'ના છ પ્રકાર છે (૧) સામાન્ય પાપી, (૨) મધ્યમ પાપી, (૩) મહાપાપી, (૪) સામાન્ય ધર્મ કરનાર, (૫) મધ્યમ ધર્મ કરનાર અને (૬) ઉત્તમ ધર્મ કરનાર આ છ પ્રકારના જીવાત્માઓની ગતિ નીચે પ્રમાણે છે

ઉપરના છ પ્રકારના પ્રેતોમાથી ત્રીજા પ્રકારનો મહાપાપી એક વર્ષ સુધી મૃઢાવસ્થામા રહીને મૂર્છાનો અનુભવ કરે છે, ત્યાર પછી સમય પરિપકવ થાય ત્યારે તે પાપી જાગૃત થાય છે અને લાબા કાળ સુધી વાસનાના જઠરમા રહેના નરકના અક્ષય દુ ખનો અનુભવ કરે છે હજારા યોનિઓમા પ્રવેશ કરીને એક દુ ખ ભોગવ્યા પછી બીજુ દુ ખ ભોગવે છે બીજો મધ્યમ પાપી પોતાના મૃત્યુનો મોહ વીસરી ગયા પછી કેટલાક કાળ સુધી પથ્થરની માફક જડતાનો અનુભવ કરે છે, પછી પશુપક્ષીની યોનિઓમાં અવતાર ધારણ કરીને સસારમા આવે છે પ્રથમ વર્ગનો સામાન્ય પાપી મૃત્યુ બાદ તરત જ વાસનાનુસાર, પ્રાપ્ત થયેલા અક્ષત દેહનો અનુભવ કરે છે ઉત્તમ ધર્મ કરનાર મરણનો મોહ મટ્યા પછી, શુભ વાસનાઓની જાગૃતિથી સ્વર્ગમા વિદ્યાધરના નગરનો અનુભવ કરે છે પુણ્ય ભોગવ્યા પછી તે ઈલાવૃત અથવા કિંપુરુષખંડમા કર્મનુ ફળ ભોગવે છે અને મનુષ્યલોકમાં, પવિત્ર, સજ્જન અને આર્થિક દૃષ્ટિએ સુખી એવા માણસને ઘેર જન્મ ધારણ કરે છે સામાન્ય અને મધ્યમ ધર્મ કરનાર માણસ મરણનું વિસ્મરણ થાય એટલે ઔષધિઓ તથા પલ્લવોથી ભરેલા, નંદન તથા ચૈત્રરથાદિ વનમાં, કિન્નર તથા કિંપુરુષના શરીરથી જાય છે, કર્મનું ફળ ભોગવ્યા પછી વાયુ અને વરસાદ દ્વારા પૃથ્વીમા શાળ, જવ વગેરે ઔષધિઓમાં પ્રવેશ કરે છે અને પછી પુરુષ દ્વારા સ્રીના ગર્ભમા પ્રવેશ કરે છે આ પ્રમાણે છ જાતના પ્રેતોની મરણની મૂર્છા નષ્ટ થયા પછી ક્રમે કરીને ગતિ થાય છે (આ વર્ણન મરણાનંતર ગતિનું વસિષ્ઠ કહેવા પ્રમાણે છે આ બાબતમાં

ઉપનિષદોમાં તથા પુરાણોનાં વર્ણનોમાં ઘણો તફાવત છે. પણ એક સત્ય તો સર્વમાન્ય છે કે, સ્થૂલ દેહ પડયા પછી, સૂક્ષ્મ દેહધારી જીવ પોતાની વાસનાનુસાર સુખ–દુઃખ અનુભવે છે અને ઊર્ધ્વગામી અથવા અધોગામી લોકોમાં પ્રવેશ કરે છે. સામાન્ય રીતે જીવની ગતિ પાંચ પ્રકારની હોય છે, સદ્યોમુકિત, ક્રમમુકિત, (વાસનારહિત, શુદ્ધ પવિત્ર જીવાત્માઓની ગતિ), સ્વર્ગ, નરક, અથવા તરત જ બીજા સ્થૂલ દેહનો અંગીકાર). મૃત્યુને શરણે જનાર માણસને મારું મરણ થયું એવું જ્ઞાન થાય છે. ત્યાર પછી ક્રમે કરીને કાળપાશને ધારણ કરનારા યમના અનુચરો મને લઈ જાય છે એવું જ્ઞાન થાય છે. પુણ્યશાળી માણસ પોતાનાં શુભ કર્મોથી પ્રાપ્ત થયેલા દિવ્ય ઉદ્યાન તથા શોભાયમાન વિમાનોને જુએ છે. પાપી માણસ પોતાના પાપકર્મોથી પ્રાપ્ત થયેલ હિમ, કાંટા વગેરેને પોતાની પાસે જુએ છે. ખરી રીતે જોતાં સ્વરૂપ વિનાનો આ પ્રપંચ દેશ, કાળ અને ક્રિયાની દીર્ઘતાથી પ્રકાશમાન થાય છે, તોપણ તે શૂન્ય છે, પરિપૂર્ણ છે, આત્મરૂપ જ છે.

જ્ઞાની લીલા બોલી : સૃષ્ટિના આદિથી આ ભ્રમ કેવી રીતે પ્રવર્ત્યો છે, તે વિષે મને મારા જ્ઞાનની વૃદ્ધિ માટે કહો.

દેવીએ કહ્યું : 'પરમાર્થ દૃષ્ટિથી આકાશ, વાયુ, તેજ, પૃથ્વી, જળ, મન, બુદ્ધિ વગેરે પરબ્રહ્મરૂપ 'જ છે. જેમ સ્વપ્નમાં એક પુરુષ અનેક પદાર્થો, અનેક દૃશ્યો અને અનેક દ્રષ્ટાઓ ઉત્પન્ન કરે છે, તેમ ઈશ્વર સૃષ્ટિની શરૂઆતમાં પ્રજાપતિરૂપે થઈને, લોકોને—પદાર્થોને ઉત્પન્ન કરે છે. જે સ્થિતિ તે વખતે બાંધવામાં આવી છે, તે આજ સુધી જેવી ને તેવી ચાલ્યા જ કરે છે. (ઈશ્વરના આ સંકલ્પને નિયતિ પણ કહેવામાં આવે છે.) સ્થાવર અને જંગમ બંનેમાં ચૈતન્ય રહેલું છે; વાયુને લીધે કોઈમાં હલનચલન થાય છે, કોઈમાં નથી થતું. ભ્રાંતિરૂપ જગત સૃષ્ટિની આદિથી જ જે પ્રમાણે પદાર્થોની સ્થિતિ કરેલ છે તે જ પ્રમાણે વર્ત્યા કરે છે. આ પ્રમાણે વિશ્વના પદાર્થોનું સ્વભાવથી થયેલું સત્યપણું તથા અસત્યપણું મેં તને કહ્યું; હવે તું મરણ પામેલા વિદૂરથ રાજાને જાતે પુષ્પોથી આચ્છાદિત થયેલા શબરૂપ પદ્મરાજમાં પ્રવેશ

કરવાની ઇચ્છાથી જાય છે. જ્ઞાની લીલાએ કહ્યું: તે કયે રસ્તે શબમંડપમાં જાય છે તે જોતાં જોતાં આપણે પણ જઈશું.

સરસ્વતી દેવી અને જ્ઞાની લીલા આ પ્રમાણે વાર્તાલાપ કરતાં હતાં, તેટલામાં વિદૂરથ રાજા મરણની મૂર્છાથી જડ થઈ ગયો. દિવ્ય દૃષ્ટિવાળાં સરસ્વતીદેવી તથા જ્ઞાની લીલાએ આકાશમાં રહેલા રાજાના જીવને જોયો. આ રાજાના જીવને થોડીવાર પછી મરણની મૂર્છા વળી, એટલે પોતાના વાસનારૂપ દેહ વડે યમદૂતોને જોયા. તે યમપુરીમાં ગયો. યમરાજાએ તેનાં શુભ કર્મો જોઈ, તથા સરસ્વતીનું વરદાન વિચારી તેને પુષ્પથી ટંકાયેલા પ્રથમ દેહમાં જવા માટે છોડી મૂક્યો. પછી તે જીવ, લેખા તથા બંને દેવીઓ પદ્મપુરમાં આવ્યાં. વસિષ્ઠ કહે છે કે, હે રામ, દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યની સંપત્તિથી ભાવના ઉત્પન્ન થાય છે; શુભ અને અશુભ, બંને વાસનાઓમાંથી જેમનું સામર્થ્ય અધિક હોય છે, તેનો વિજય થાય છે. માટે નિત્ય શુભ આચરણ કરવાનો અભ્યાસ કરવો.

હે રામ, સરસ્વતી તથા જ્ઞાની લીલાએ પદ્મરાજાનું મંદિર જોયું અને તેમાં પહેલેથી આવેલ લીલાને શબની એક બાજુ ઉપર બેઠેલી જોઈ. તેનો વેશ, આકાર વગેરે પ્રથમ જેવાં જ હતાં. જ્ઞાની લીલાએ પૂછ્યું: હે દેવી, આ રાજા શબરૂપે રહ્યા અને હું સમાધિમાં રહી તેને કેટલો વખત થયો? સરસ્વતીએ કહ્યું: એક મહિનો સમાધિમાં પ્રવેશ કર્યા બાદ તારું શરીર ધીમે ધીમે નિર્જીવ થવા માંડ્યું, છેવટે પૃથ્વી ઉપર ગબડી પડ્યું. તારા અમાત્યોએ તેને ચેતનહીન જોઈને ચંદનકાષ્ઠની ચિતામાં અગ્નિદાહ આપ્યો, તારી ઉત્તરક્રિયા કરી, હવે તું પાછી આવી છે એવું તેઓ જુએ તો તેઓને ઘણું જ આશ્ચર્ય થાય. અત્યારે તો તને આતિવાહિક શરીર પ્રાપ્ત થયેલું છે. આપણે એકત્રીસમે દિવસે અહીં આવ્યાં છીએ. હવે આપણે સત્યસંકલ્પથી આ નવી લીલાને પ્રત્યક્ષ જોઈએ.

બંને દેવીઓને પ્રત્યક્ષ જોતાં જ નવી લીલા તેમના પગમાં નમી પડી. સરસ્વતીદેવીના પૂછવાથી નવીન લીલાએ પોતે ત્યાં કેવી રીતે આવી

પહોંચી તેનું વર્ણન કર્યું, ત્યાર બાદ સરસ્વતીએ રાજાના રોકી રાખેલા જીવને મુકત કર્યો. એટલે તરત જ તે રાજાના (પદ્મરાજાના) દેહમાં પેઠો. વૃષ્ટિ થવાથી કરમાયેલું કમળ જેમ પાછું પ્રફુલ્લિત થાય છે, તેમ રાજાનું મુખારવિંદ પ્રફુલ્લિત થવા માંડયું. તેણે નેત્રો ઉઘાડયાં, બેઠો થયો, બોલ્યો: અહીં કોણ છે? ત્યારબાદ પાસે ઊભેલી બંને લીલાઓને જોઈને પૂછયું: 'તું કોણ છે? આ કોણ છે?' તે સાંભળી જ્ઞાની લીલા બોલી: હું તમને અનુસરનારી, તમારી પૂર્વસહધર્મચારિણી છું. આ બીજી લીલા તમારા ઉપભોગ માટે, મારા પ્રતિબિંબરૂપે પ્રગટ થઈ છે; અને આ ત્રણે લોકનાં માતા પવિત્ર સરસ્વતી દેવી છે. એ જ અમને બીજા બ્રહ્માંડોમાંથી લાવ્યાં છે.

આ સાંભળી રાજાએ સરસ્વતીદેવીને પ્રણામ કર્યા. દેવીએ પણ તેના માથા ઉપર હાથ મૂકયો અને આશીર્વાદ આપ્યા કે, 'આ લોકમાં સુખ આપનાર દીર્ઘાયુષ્ય, સુદૃઢ અને નીરોગી શરીર અને આવશ્યક ધનસંપત્તિ તને પ્રાપ્ત થાઓ તથા ઉભય લોકમાં સુખ આપનાર પરમાર્થબુદ્ધિ (વિવેકબુદ્ધિનો તારામાં ઉદય થાઓ. સર્વ પ્રાણીઓનો સમૂહ નિરંતર આનંદ પામો અને લક્ષ્મી નિરંતર વિલાસ પામો.'

દેવી સરસ્વતી આ પ્રમાણે વરદાન આપી અંતર્ધાન થઈ ગયાં. પદ્મરાજાના પુનર્જીવનથી શહેરમાં મહોત્સવ જેવું વાતાવરણ ઉત્પન્ન થયું. જયજયકારી તથા મંગલકારી શબ્દો ગાજી રહ્યા અને રાજાના દર્શનની અભિલાષાથી આનંદિત થયેલા મનુષ્યોથી રાજમહેલનું પ્રાંગણ ઊભરાઈ ગયું. હજારો સિદ્ધો તથા વિદ્યાધરોએ પુષ્પવૃષ્ટિ કરી, રાજમંદિરની શોભા આ પ્રમાણે થઈ રહી. તે સમયે લોકો એવી વાતો કરવા લાગ્યા કે પ્રથમની લીલા બીજી લીલાદેવીને તથા રાજાને પરલોકમાંથી લઈ આવી છે, પોતાનું મૃત્યુ થયું અને પાછો પોતે સજીવન થયો એ વિષે પદ્મરાજે ટૂંકમાં વૃત્તાંત સાંભળ્યો. પછી કારભારીઓએ અને બ્રાહ્મણોએ રાજાને અભિષેક કર્યો, સરસ્વતીદેવીના ઉપદેશથી આત્મતત્ત્વને જાણનાર તે રાજાએ એંશી હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું. પ્રજા સુખી હોવાથી તેનું રાજ્ય નિર્દોષ હતું, વિદ્વાનોનો સમાગમ ત્યાં કાયમ રહેતો હતો, સર્વ રીતે રાજ્ય મનોહર અને સંતોષકારક હતું.

વસિષ્ઠે કહ્યું : હે રામ, દૃશ્ય દોષની નિવૃત્તિ માટે તથા સંસારના સર્વ પદાર્થો અનિત્ય અને કલ્પનાજન્ય છે, એ સત્ય તમારા મનમાં ઠસાવવા માટે મેં લીલાદેવીનું વ્યાખ્યાન તમને સંભળાવ્યું છે.

જગતના પદાર્થોમાં સત્યબુદ્ધિનો ત્યાગ કરી તત્ત્વજ્ઞાની આકાશની પેઠે નિર્લેપ રહે છે. જ્યાં સુધી મનોવૃત્તિ ઉપર કાબૂ આવ્યો નથી, ત્યાં સુધી માનવનું મન જેવા જેવા યત્નો કરે છે તેવા તેવા પદાર્થો ઉત્પન્ન થયા કરે છે શુદ્ધ ચૈતન્યરૂપી આકાશમાં ચિદાકાશનો જે આભાસ થાય છે તેને જગત કહેવામાં આવે છે આ જગત માયારૂપ જ છે. તેને આધીન થઈને વર્તન ન કરો. માયાધીશ થાઓ અને સંસારમાં પ્રકૃતિના દાસ તરીકે નહિ પણ સ્વામી તરીકે વિહાર કરો.

રામચંદ્રે કહ્યું : 'હે કૃપાનિધિ, સંસારતાપથી તપતા માણસને શાંતિ આપવા આપે મારા ઉપર કૃપાદૃષ્ટિ કરી છે આ લીલાનું આખ્યાન શ્રવણ કરવાથી સત્—અસત્નો વિવેક થાય છે આપે કહ્યું : લીલાદેવીના પતિને ત્રણ સર્ગનો અનુભવ થયો, તેમાં વસિષ્ઠ બ્રાહ્મણ તરીકે એક અહોરાત્ર ગયો, પદ્મરાજના જન્મમાં એક માસ થયો અને વિદૂરથ રાજા તરીકે ઘણાં વર્ષો થયાં આવી રીતે તેને કોઈ ઠેકાણે ઘણા તો કોઈ ઠેકાણે થોડા કાળનો અનુભવ થયો તેનું શું કારણ? વસિષ્ઠે કહ્યું : માણસને બુદ્ધિ પ્રમાણે, નિશ્ચય પ્રમાણે પ્રતીતિ થાય છે મિત્રમાં શત્રુબુદ્ધિ થાય તો તે દુશ્મન થઈ જાય છે. ઝેરમાં અમૃત-બુદ્ધિ થાય તો તે અમૃત થઈ જાય છે. એક ક્ષણમાં એક કલ્પનું સંવેદન થાય છે તો તે પ્રમાણે અનુભવાય છે કોઈ દુ:ખી માણસને એક રાત્રી કલ્પ સમાન થઈ પડે છે સ્વપ્નમાં હું સો વર્ષ જીવ્યો એવો અનુભવ થોડા વખતમાં જ થાય છે જે માણસનું ચિત્ત નિરંતર ધ્યાનસ્થ રહે છે, તેને દિવસ પણ નથી ને રાત્રિ પણ નથી, કારણ કે તે નિર્વિકલ્પ સમાધિમાં જ હોય છે નાવમાં બેસીને જનારને તથા કૂદડી ફરનારને આખી પૃથ્વી ફરતી હોય તેમ જણાય છે દોષદૃષ્ટિવાળા માણસને સર્વત્ર દોષો જ જોવામાં આવે છે મનની સ્ફુરણાથી જગત દેખાય છે પણ

વસ્તુતઃ તે છે જ નહિ. રામચંદ્રે પૂછયું : વિદૂરથ રાજાના ગામનાં માણસોએ તથા સર્વ કારભારીઓએ તેના કુળનો ક્રમ એક જ જાણ્યો તેનું શું કારણ?

વસિષ્ઠે કહ્યું કે, પ્રત્યેક મનુષ્યનું સામાન્ય જ્ઞાન મુખ્ય સંવિત્‌ને—મુખ્ય જ્ઞાનને અનુસરે છે. તેથી તે રાજા, પ્રજા, નગરજનો, કારભારીઓને એકબીજાનો અનુભવ થયો. ચિંતામણિમાંથી રશ્મિઓ પ્રગટ થવાં અને તેમાંથી મનુષ્યોના મનોરથ અનુસાર વિચિત્ર રૂપ ધારણ કરનારા પદાર્થો ઉત્પન્ન થવા એ ચિંતામણિનો સ્વભાવ જ છે. કોઈ ઠેકાણે સર્વત્ર અરીસાઓ હોય તો તેમાં એકબીજાનું પ્રતિબિંબ પડે છે, તેવી રીતે આ સૃષ્ટિમાં જેટલાં જંતુઓ છે, તેટલાં ચિત્તો છે. (અરીસાઓ છે) તેમાં ચૈતન્યરૂપી અરીસો સામાન્ય છે તેથી એકબીજાનું પ્રતિબિંબ એકબીજામાં પડે છે. ચૈતન્ય સામાન્ય હોવાથી સર્વ એકબીજાને જાણી શકે કોઈ વિવેકી પંડિત ઈશ્વર સંબંધી મુખ્ય જ્ઞાનના સંવેગથી સાંસારિક જ્ઞાનને જીતે છે ને તેને ઈશ્વરમાં મેળવી દે છે તેમ બીજા અજ્ઞાની માણસોમાં પણ તે જ્ઞાનનાં બીજે વાવે છે. વૃક્ષને આપણે તેના ફળ-પત્ર-પુષ્પથી જાણી શકીએ છીએ, તેવી રીતે, અનંત શકિતથી ભરપૂર અને સર્વ કાર્ય કરવાને સમર્થ એવા પરમાત્મા આપણને અનેક રૂપોથી જણાય છે પરમાત્મા સર્વની પર છે, સર્વની અંદર છે, સર્વત્ર છે, સર્વરૂપે છે એ જ્ઞાન થયા પછી તેનો લોપ થતો નથી દેશ, કાળ અને ક્રિયારૂપે તથા દ્રવ્યરૂપે દેખાતું આ જગત શુદ્ધ જળના તરંગોની માફક શુદ્ધ ચૈતન્યરૂપ જ છે. તેમાં ઉદયઅસ્ત નથી, તે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે. આકાશમાં જેવી રીતે શૂન્યતા જણાય છે, તેવી રીતે સંકલ્પ-વિકલ્પરૂપી મન વડે, શુદ્ધ પરમાત્માનો પ્રકાશ, અહંતા, મમતા, રાગ, દ્વેષ દ્રષ્ટા, દૃશ્ય, દર્શન, પ્રમાતા, પ્રમાણ, પ્રમેયરૂપે ભાસમાન થાય છે. સુવર્ણથી અલંકારો જુદા નથી, જળથી પ્રમાણ તરંગો ભિન્ન નથી. તેવી રીતે આત્માથી બ્રહ્મથી જગત જુદું નથી બ્રહ્મ જ પોતાના સામર્થ્યથી જગતરૂપે ભાસે છે બ્રહ્મ જગતરૂપ છે અને જગત બ્રહ્મરૂપ છે. પરબ્રહ્મ વિષે—પોતાના અસલ સ્વરૂપ વિષે, પ્રાણીઓના મનમાં જે અજ્ઞાન રહેલું છે, તે જ જગત અને અહંતારૂપે જણાય છે. જ્ઞાની જગતને આકાશરૂપ, નિત્યશુદ્ધ, પરિપૂર્ણ અનુભવે છે અને અજ્ઞાની જગતને, જે વિનાશી

અને પરાધીન હોવાથી ખોટું છે, તેને સાચું જાણે છે આત્મા સર્વશક્તિમાન છે. જેવા જેવા આકારો ધારણ કરવાની ઈચ્છા કરે છે તેવા તેવા આકારો પોતાની અચિંત્ય માયાશક્તિથી (સત્યસંકલ્પ હોવાથી) ધારણ કરે છે આ દૃશ્યમાન જગત ચૈતન્યનો વિલાસ છે જેવી રીતે વાયુ વિષે સ્ફુરણ રહેલું છે, તેવી રીતે પરબ્રહ્મ વિષે સૃષ્ટિ રહેલ છે. બ્રહ્મથી જુદું ગણીએ તો જગત અસત્ય છે, પણ જુદું ન ગણીએ તો તે સત્ય છે, આ જગત આત્મારૂપ જ છે અને જ્ઞાનયોગના દૃઢ અભ્યાસથી તેની અનુભૂતિ થાય છે આમાં સ્વપ્રયત્ન પુરુષાર્થ જ મુખ્ય વસ્તુ છે. આ સંસારમાં અનેક પ્રકારના સારા માઠા અનુભવો મેળવી જ્યારે ચિત્તમાં વિષયો પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, ત્યારે પરમ પદને પમાય છે, વિષય પ્રત્યે આસક્તિ અને બ્રહ્મજ્ઞાન—સ્વસ્વરૂપાનુસંધાન એક સાથે શક્ય નથી

ચિતિ બે પ્રકારની હોય છે: ઈશ્વરચિતિને પર કહેવાય છે અને જીવચિતિને અપરની સંજ્ઞા આપવામાં આવે છે

પરચિતિ નામરૂપથી રહિત છે, અપરચિતિ જગતરૂપે છે એવો જે વિવેકીને અનુભવ થાય છે તે મનુષ્ય જ સંસારસાગરને તરીને મુક્તિનું પદ મેળવે છે. પરચિતિ સ્વયંપ્રકાશ છે એ નિરાકાર છે, નિર્વિકાર છે, સર્વ પ્રકારના ભેદોથી રહિત છે જેમ જળમાં ચકરીઓ ભાસે છે, તેવી રીતે આ પરચિતિમાં જગત ભાસે છે. જગતને ચિતિથી ભિન્ન માનીએ તો તે અસત્ છે, પણ અભિન્ન માનીએ તો તે સત્ છે

*

# ૯ : કર્કટી રાક્ષસીના પ્રશ્નો

કર્કટી રાક્ષસીએ ચેતનરૂપી સંવિત્‌નો પોતાની મેળે જ વિચાર કર્યો. સ્વપુરુષાર્થથી તેને આત્માનુભૂતિ થઈ. એ પ્રમાણે જ્ઞાન થયા પછી એક હજાર વર્ષે બ્રહ્મા કર્કટી પાસે આવ્યા અને કહ્યું કે, 'હે પુત્રી, તું વરદાન માગ.' રાક્ષસીએ વિચાર કર્યો કે મારા સર્વ સંશયો છેદાઈ ગયા છે. મારા હૃદયની ગ્રંથિઓ તૂટી ગઈ છે. હું સંદેહરહિત છું. આત્મારામ છું, આત્મક્રીડ છું, મેં સર્વ જ્ઞેય વસ્તુ જાણી લીધી છે, તેથી મારે વરદાનનું શું પ્રયોજન છે? પારમાર્થિક સત્યનો ત્યાગ કરીને મિથ્યા નાશવંત પદાર્થો સંપાદન કરવામાં શું ફળ છે? આટલા કાળ પર્યંત હું અવિવેકની સાથે જોડાયેલી હતી. હવે વિચાર કરવાથી તે અવિવેક શાંત થયો છે. તેથી મને હવે કોઈ પણ વિનાશી વસ્તુ મેળવવાની ઈચ્છા નથી.

બ્રહ્માએ ફરીથી કહ્યું, હે પુત્રી, તું વરદાન માગ, તું ભૂતકાળમાં કેટલાએક કાળ સુધી ભોગ ભોગવ્યા પછી પરમ પદને પામીશ એવો નિયતિનો નિશ્ચય છે. તે મટાડવાને અમે સમર્થ નથી તારા શરીરની પાછી અભિવૃદ્ધિ થાઓ, તું ફરીથી હિમાલયના વનમાં રાક્ષસી થા. તને તારા પૂર્વના શરીરનો ફરીથી સંયોગ થશે. તારું અંતઃકરણ વિમળ થયું છે તેથી લોકોને હવે પીડા કરીશ નહિ. ધ્યાનમાં તારી પ્રીતિ રહેશે, અને તારું મન બહિર્મુખ થશે ત્યારે પણ તને સર્વત્ર આત્મસ્વરૂપની દૃષ્ટિ રહેશે. જીવન્મુક્તપણાથી વિવેકનું પાલન કરીશ, ન્યાયવૃત્તિથી અન્યાયનો બાધ કરીશ. ક્ષુધાની તૃપ્તિ કરવા સારુ, ન્યાયથી લોકોની હિંસા કરીશ, તારા જાતિસ્વભાવ(રાક્ષસી સ્વભાવ)ને (ઉચિત, અશાસ્રીય) હિંસાની વિરોધિની થઈશ

આ પ્રમાણે વરદાન આપી બ્રહ્મા ચાલ્યા ગયા. રાક્ષસીએ વિચાર કર્યો, બ્રહ્માના કહેવા પ્રમાણે થવામાં મારે કાંઈ વાંધો નથી. તે પૂર્વશરીરના આકાર જેવી થવા લાગી. એક પલકારામાં તે મહાકાયવાળી રાક્ષસી થઈ ગઈ. સુચિ ફરીથી કર્કટી રાક્ષસી થઈ ગઈ. પરબ્રહ્મનું ધ્યાન ત્યાં જ કરવા લાગી. સમાધિ કર્યા પછી છઠ્ઠે માસે તે સમાધિમાંથી જાગૃત થઈ. સમાધિમાંથી

વ્યુત્થાન થયા પછી તેને ક્ષુધા ઉત્પન્ન થઈ મનમાં તેણે વિચાર કર્યો કે ન્યાયથી મેળવેલો આહાર જ મારે ગ્રહણ કરવો જોઈએ. અન્યાયથી મેળવેલા અર્થનો ઉપયોગ કરવાથી તે અર્થ અનર્થરૂપ થઈ પડે છે દેહાદિ માત્ર ભ્રમથી જ ભૂષણરૂપ છે અને તે ભ્રમ જ્ઞાનથી નાશ પામે છે જન્મ, મૃત્યુ દેહને છે, આત્માને નહિ રાક્ષસી હોવા છતા પણ રાક્ષસી સ્વભાવનો ત્યાગ કર્યો તેથી વાયુદેવે પ્રસન્ન થઈને તેને કહ્યુ કે, 'હે કર્કટી, તુ અજ્ઞાની લોકોને ઉપદેશ કર તારો ઉપદેશ સાંભળવા છતા પણ જેને જ્ઞાન ન થાય તેનો તુ નાશ કર અને તે પ્રમાણ ક્ષુધાની શાતિ કર ' વાયુદેવનાં આ વચનો સાભળી રાક્ષસી બોલી, આપે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો

પછી તેણે નીચે ઊતરી પર્વતની સમીપમા રહેલા ભીલના દેશમા પ્રવેશ કર્યો ભીલના દેશમા ગાઢ રાત્રીમા બધા માણસો સૂઈ ગયા હતા તે વખતે તે દેશનો ધૈર્યવાન અને કર્તવ્યનિષ્ઠ રાજા વિક્રમ અને તેનો મંત્રી નીર ચર્યા માટે શહેરમાથી બહાર નીકળ્યા હતા આ બનેને કર્કટી રાક્ષસીએ જોયા એ બનેને જોઈને રાક્ષસી મનમાં ખુશ થઈ અને વિચાર કર્યો કે હવે મને યોગ્ય ભક્ષ્ય મળ્યું એ બને મૂઢ, આત્મજ્ઞાનહીન લાગે છે, તેમનો દેહ પૃથ્વીને ભારરૂપ છે મૂઢ અજ્ઞાનગ્રસ્ત મનુષ્યો આ લોક અને પરલોકમાં નાશ થવા માટે જ જીવે છે હિંસા કરનાર પ્રાણીના આહાર માટે જ, મૂઢ જ્ઞાનહીન આત્માઓ સર્જાયેલા છે, આત્મજ્ઞાની નહિ નિર્દોષપણાથી પ્રાપ્ત થયેલા પદાર્થની જે અવગણના કરે છે, તે માણસ દુર્ભાગ્યવાળો છે આ બંને માણસો જ્ઞાનવાન છે કે મૂર્ખ છે તેની મારે પરીક્ષા કરવી જોઈએ. કારણ કે ગુણવાનની હિંસા કરવી ન જોઈએ ગુણવાન, જ્ઞાનચારિત્ર્યસંપન્ન માણસનું પોતાના જીવિતનુ દાન આપીને પણ રક્ષણ કરવું જોઈએ. આવા મહાન આત્માઓ પોતાના જીવનથી અને ઉપદેશથી લોકોને ઉન્નત કરે છે, ચન્દ્રમાની માફક શીતળ કરે છે, શાતિ આપે છે, ઊર્ધ્વગામી જીવન ગાળવાની પ્રેરણા આપે છે આ પ્રમાણે વિચાર કરી તે રાક્ષસીએ અભ્રલેખાની માફક અંધકારમાં ગંભીર નાદ કર્યો અને પૂછયુ, 'તમે કોણ છો, તમે આત્મજ્ઞાની હોવાથી પૂજ્ય છો કે અજ્ઞાની અને દુર્બુદ્ધિવાળા છો ?'

રાજા બોલ્યો, 'અરે ભૂત, તું કોણ છે, તારો દેહ પ્રત્યક્ષ કર. તારા શબ્દોથી હું ડરતો નથી. તારી શી ઇચ્છા છે તે જણાવ. અમારી સન્મુખ આવીને ઊભો રહે.' રાક્ષસીએ આવાં વચનો સાંભળી પોતાના ભયંકર, શ્યામ, તમોમય શરીરને પ્રગટ કર્યું. રાજા અને કારભારી બંનેને આ દૃશ્યથી ક્ષોભ થયો નહિ. મંત્રીએ કહ્યું : 'હે રાક્ષસી, ઈપ્સિત વસ્તુ પ્રાપ્ત કરવા માટે તારે ક્રોધ કરવાની આવશ્યકતા નહોતી, ક્રોધનો ત્યાગ કર. બુદ્ધિમાન માણસ પોતાનો સ્વાર્થ સાધવામાં યુક્તિનો ઉપયોગ કરે છે. હે અબળા, તારા જેવાં હજારો મગતરાંને અમે ધીરજરૂપી વાયુથી ઉડાડી મૂકયાં છે. હે અર્થિની, તું અમને જણાવ, તારી શી ઇચ્છા છે? યાચના કરનાર માણસ અમારી પાસેથી નિરાશ થઈને કદી ગયો નથી.' રાક્ષસીને આ વચનોથી આનંદ થયો. મનમાં વિચાર્યું કે, આ કોઈ સામાન્ય કોટિના સંસારી મનુષ્યો નથી. તેમનાં વચન, મુખ અને નેત્રથી તેમનામાં ધૈર્ય, બુદ્ધિબળ અને ચારિત્ર્યબળ છે એવું જણાય છે. આ બંને આત્મજ્ઞાની છે એવું મારું અનુમાન છે. તેથી તેઓ સન્માનને યોગ્ય છે, વિનાશના અધિકારી નથી. તેઓ અભયરૂપ અને અમૃતરૂપ છે. આત્મજ્ઞાન વિના આ અવસ્થા શક્ય નથી. વિદ્વાન માણસનો સમાગમ થયા છતાં પણ જે માણસ પોતાના સંદેહ વિષે પૂછે નહિ તેને અધમ સમજવો. આ પ્રમાણે વિચાર કરી રાક્ષસીએ પૂછયું, 'હે નિષ્પાપ મહાનુભાવો, તમે બંને કોણ છો તે જણાવો. વિશુદ્ધ ચિત્તવાળા માણસોને એક જ વાર મળવાથી તેમને માટે મનમાં પ્રેમ ઉત્પન્ન થાય છે.' મંત્રી બોલ્યો : 'આ કિરાત દેશના રાજા છે, હું તેમનો મંત્રી છું. અને અમે દુષ્ટોનો નાશ કરવાના હેતુથી જ રાત્રિચર્યા કરીએ છીએ. દુષ્ટને શિક્ષા કરવી એ રાજાનો ધર્મ છે. જે માણસ સ્વધર્મનું પાલન કરતો નથી તે તિરસ્કારને તથા શિક્ષાને પાત્ર છે.' રાક્ષસી બોલી, હે રાજન્, જેનો કારભારી દુષ્ટ હોય તે રાજા ન કહેવાય. જેનો કારભારી સારો હોય તે જ રાજા કહેવાય. સારો કારભારી રાજાને વિવેકમાં જોડે છે. જેવો રાજા તેવી પ્રજા હોય છે. અધ્યાત્મજ્ઞાન એ ઉત્તમ ગુણ છે અને જેનામાં એ ગુણ હોય તે જ મહાન ગણાય છે. આત્મવિદ્યાથી પ્રભુપણું અને સમદૃષ્ટિપણું મળે છે, જેને આત્મજ્ઞાન ન હોય તે રાજા પણ ન કહેવાય તેમ

કારભારી પણ ન કહેવાય. જો તમને બંનેને આત્મજ્ઞાન હોય તો તમે પૂજ્ય છો, જો ન હોય તેતો તમે પ્રજાનું અનર્થ કરનારા છો. માટે હું તમારું ભક્ષણ કરીશ. હું તમને અમુક પ્રશ્નો પૂછીશ. મને સંતોષકારક ઉત્તર આપશો તો તમે મારા પ્રીતિપાત્ર થશો. આ પ્રમાણે કહીને રાક્ષસીએ બોત્તેર પ્રશ્નો પૂછ્યા, તેમનો સાર નીચે પ્રમાણે છે :

હોવા છતાં આખા જગતને ઢાંકે છે, જેની સત્તા વડે નાશ પામેલા જગતની ફરીથી ઉત્પત્તિ થાય છે, જે અવયવરહિત છે, છતાં હજારો હાથ અને નેત્ર વાળો છે? એવો કયો નિમેષ છે જેમાં કરોડો કલ્પ રહેલા છે? એવી કઈ વસ્તુ છે કે જેમાં બીજ ઉત્પન્ન નથી થતાં તોપણ સ્ફુટ દેખાય છે? એવો કોણ છે કે જેમાં કાર્યનું પ્રયોજન તથા કાર્યના કર્તાપણાનો આશ્રય કર્યા વિના કાર્ય કરે છે? એવો કયો દ્રષ્ટા છે કે જે પોતાને નેત્ર નથી છતાં પોતાના આત્માને જ ભોગાર્થ દૃશ્યપણાને પમાડે છે, તથા બહારની દૃષ્ટિથી દૃશ્ય પદાર્થ જોતો છતાં પોતાના આત્માને જોયા જ કરે છે? આત્મા, દર્શન અને દૃશ્ય, એ ત્રણેને અપગેક્ષપણાથી કોણ પ્રકાશ કરે છે, કોની વિક્ષેપશક્તિથી સુવર્ણમા કડાની માફક, દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય ત્રણે પ્રકટ થાય છે? કયા પદાર્થથી કોઈ પણ પદાર્થ અલગ નથી? કોની ઇચ્છાથી જડમાં જુદાપણું જેવામાં આવે છ? બીજ જેમ વૃક્ષને ધારણ કરે છે તેની પેઠે કોણ દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રણને તથા સત્_અસત્_રૂપ જગતને અદ્ભુત અવસ્થામાં તથા નિરોહિત અવસ્થામાં પોતાને વિષે નિરંતર રાખીને રહે છે? આ ભ્રમરૂપી મોટું જગત કોને વિષે રહેલું છે? પોતાના સ્વરૂપનો ત્યાગ કર્યા વિના કોણ ઉદય વિના પણ ઉદય-પામે છે? એવો કયો દૃઢ તંતુ છે, જેની અંદર કરોડો મેરુ તથા મંદર પર્વતો રહેલ છે? તમે કોના આધારથી જગતના વ્યવહાર કરો છો? કોના આધારથી તમે જેનો વધ કરવો જોઈએ, તેનો વધ કરો છો? કોના આધારથી તમે જગતનું પાલન કરો છો? એવું શું છે કે જેના દર્શનથી તમારો અભાવ છે? એવું શું છે જેના દર્શનથી તમે સદા તદ્રૂપ જ થાઓ છો? રાક્ષસીએ કહ્યું: આ પ્રશ્નોનો ઉત્તર આપો અને મારા સંશયને દૂર કરો પંડિતનું એ જ મુખ્ય કર્તવ્ય છે. જો આ મારા સંશયને તમે મટાડવાને અસમર્થ થશો તો તમારો હું વિનાશ કરીશ

રાજાના મંત્રીએ જવાબ આપ્યો, 'હે રાક્ષસી, આ સઘળા પ્રશ્નો પરમાત્મલક્ષી છે. જે પરમાત્મા આ દૃશ્યમાન જગતનું અધિષ્ઠાન છે, અને જેનો સંકલ્પ જ આ જગતરૂપે પ્રતીત થાય છે તે વિષે તું જાણવા માગે છે. (ઉત્તરો સંક્ષેપમાં આ પ્રમાણે છે:)

આણુ શબ્દ ઘણા પ્રશ્નોમાં આવેલો છે. તેનો અભિપ્રાય એવો છે કે જે અવર્ણનીય છે, અગમ્ય છે, આકાશથી પણ સૂક્ષ્મ છે, તે ચૈતન્યરૂપી આણુમાં હજારો સત્ અને અસત્ બ્રહ્માંડો રહેલાં છે, સર્વ વસ્તુઓની સત્તા અનુભવની સત્તાને આધીન છે, તે સ્વતસિદ્ધ છે. આનો સ્વીકાર કરવામાં ન આવે તો અનવસ્થા થાય. પરમાત્મા બહારથી શૂન્ય છે, માટે તે આકાશરૂપ છે. આકાશ જડ છે, પરમાત્મા ચૈતન્યરૂપ છે, માટે અનાકાશ પણ પરમાત્મા જ છે. બ્રહ્મ જે સર્વાત્મા છે, તથા પોતાની મેળે જ જગતનો સાક્ષાત્કાર કરે છે, તે બ્રહ્મ જ્યારે જગતને પોતાને વિશે લય કરે છે ત્યારે કિંચિત્ રૂપે રહેલું જગત નકિંચિત્ થાય છે. પરમાત્મા અતીન્દ્રિય છે, માટે તે કાંઈ નથી અને તે પરમાત્મા અનંત આણુરૂપ છે માટે કાંઈક છે, ચૈતન્યરૂપી આણુને અનેકતા દેખાવ પૂરતી જ છે, વસ્તુતાથી નથી સુવર્ણમાંથી બનાવેલા દાગીના જુદા દેખાય છે, પણ સુવર્ણરૂપ જ છે, તેવી રીતે ચૈતન્યરૂપી આણુમાંથી દ્રષ્ટા, દર્શન અને દૃશ્યરૂપ વિચિત્ર જગતનો વિસ્તાર થયો છે. આણુ શબ્દનો ઉપયોગ ઘણીવાર કરવામાં આવ્યો છે. તેનો સારાંશ એ છે કે ચૈતન્યરૂપી આણુ પરમ આકાશરૂપ છે, સૂક્ષ્મ છે, સર્વાત્મક છે, મન અને બુદ્ધિ અને ઇન્દ્રિયોનો તે અવિષય છે, કારણ કે તે નિરાકાર, નિર્વિકાર છે, છે અને નથી' આ બંને શબ્દોનો ઉપયોગ કરનાર પુરુષ છે, આત્મા છે. ચૈતન્યરૂપી આણુની અંદર જગત રહેલું છે, જગત ચૈતન્યરૂપ જ છે, તે તેનાથી જુદું નથી. જેમ જળમાં દ્રવપણાથી ઘૂમરી પડે છે અને જુદી દેખાય છે. તેમ ચિત્તના વિકલ્પથી જ જુદાપણું દેખાય છે. ચૈતન્યરૂપી આણુ મન ઇન્દ્રિયોથી અતીત છે તેથી શૂન્ય છે, તેમ સ્વયંપ્રકાશ છે, માટે અશૂન્ય છે. અદ્વૈતપણાથી ત્વંપદમાં અહંપદનો અને અહંપદમાં ત્વંપદનો સમાવેશ થાય છે આ પણ વ્યવહાર દૃષ્ટિએ જ. આત્માને વિષે સર્વની એકતા છે. તેમાં ત્વંપણું કે અહંપણું નથી. ચૈતન્યરૂપી પુરુષ સર્વ ઠેકાણે જાય છે તોપણ જતો નથી, ઘડાને એક દેશમાંથી બીજા દેશમાં લઈ જવામાં આવે તોપણ ઘડો જાય છે, આકાશ નહિ.

પારમાર્થિક આત્માનું સ્વરૂપ ચૈતન્યઘન છે. આદિ અને અંતથી રહિત

પરમ આકાશમાં ચૈતન્યરૂપી પરમાત્માએ વિચિત્ર ત્રણ જગતરૂપી ચિત્ર રચેલ છે. આત્માની સત્તા સર્વત્ર રહેલી છે, ચૈતન્યરૂપી આત્માનો આકાર ઝળહળતા અગ્નિ જેવો છે, તે આકાશથી પણ નિર્મળ છે, આત્માનો પ્રકાશ જ અગ્નિ, સૂર્ય, ચંદ્ર, તારાઓને પ્રકાશ આપે છે. આત્મા સ્વયંપ્રકાશ છે અને માણસ માત્રને અહંતાનો પ્રકાશ આત્માથી જ થાય છે

વ્યવહારદૃષ્ટિથી વિચાર કરતાં કાળ, આકાશ, ક્રિયા, સત્તા, જગત, એ બધું ચિત્તઅણુના સંવેદન વિષે રહેલ છે; તથા તેના સ્વામી, કર્તા, ભોક્તા પણ તે જ છે. પરમાર્થદૃષ્ટિથી તે કર્તા પણ નથી, ભોક્તા પણ નથી. અણુપણાનો ત્યાગ ન કરનાર ચિત્ત અણુ જગતરૂપી રત્નનો સંપુટ ઉપન્ન કરે છે, ચિત આણુની ઈન્દ્રિયોથી પ્રાપ્તિ થતી નથી માટે તે દૂર છે તથા ચૈતન્યરૂપ છે, તેથી સમીપ પણ છે જે કાળમાં એક નિમેષનો ( પલકારાનો ) અનુભવ થાય છે તેને નિમેષ માનવો તથા જેમાં કલ્પનો અનુભવ થાય તેને કલ્પ માનવો. અનેક યોજનોમાં વિસ્તાર પામેલું નગર જેમ એક નાના દર્પણમાં જોવામાં આવે છે તે પ્રમાણે એક નિમેષમાં પણ કલ્પનો અનુભવ થાય છે! વાસ્તવિક રીતે જોતાં નિમેષ પણ નથી, કલ્પ પણ નથી, દૂર પણ નથી, અદૂર પણ નથી અન્ય વસ્તુની પેઠે ચિત્ આણુની પ્રતિભા રહેલી છે, સર્વ ચૈતન્યરૂપ ભેદરહિત છે. જે પ્રમાણે ઘાટો તડકો મૃગતૃષ્ણાની નદીરૂપે જણાય છે તેમ એક અદ્વૈત ચેતન ચૈતન્યના પ્રતિભાસથી જગતરૂપે જણાય છે સ્વપ્નમાં નગરનો તથા જાગૃતમાં ગંધર્વ નગરનો આકાર નથી તે છતાં તે જોવામાં આવે છે તે સત્ નથી તેમ અસત્ પણ નથી તે પ્રમાણે દીર્ઘકાળના ભ્રમથી આ જગત જણાય છે જ્ઞાનવાન માણસોને જ્ઞાન સુદૃઢ થાય છે, તેઓ સંસારમાં જન્મમરણ થતાં નથી, ભ્રાંતિમાં રહેલું આકાશ અને આકાશમય આકાશમાં દેખાતા માત્ર ભેદ છે; વસ્તુતઃ ભેદ નથી રેતીના કણથી માંડીને બ્રહ્મલોક સુધી જે એક વસ્તુ સત્ય છે તે જ સત્ય છે. આત્મપ્રકાશ સર્વાત્મક છે. જેમ બીજમાં વૃક્ષ રહેલું છે, તેમ બ્રહ્મને વિષે, આકાશકોષની પેઠે નિરંતર જગત રહેલું છે સર્વ ઠેકાણે બ્રહ્મની જ સત્તા રહેલી છે, બીજી કોઈ પણ કળા નથી. બ્રહ્મસત્તા શાંત છે. એક છે, અદ્વિતીય છે, માયા

સંબંધથી રહિત છે, ચૈતન્યરૂપ છે, સર્વત્ર વ્યાપક છે, પરમાર્થસ્વરૂપે કરીને રહે છે.

રાક્ષસીને આ ઉત્તરોથી સંતોષ થયો. એણે કહ્યું, તમારી વાણી પવિત્ર છે, સત્યસ્વરૂપ છે. હવે બાકી રહેલા પ્રશ્નોના ઉત્તર રાજા આપે એવી મારી ઇચ્છા છે.

રાજા બોલ્યો હે રાક્ષસી, જ્યારે જગતની પ્રતીતિનો અભાવ થાય છે ત્યારે જ આત્મપ્રતીતિ થાય છે આ ચર અને અચર, સમસ્ત જગત આત્માની લીલા છે. તે છે અને નથી, એવી રીતે બે કોટીરૂપ છે તેમ જ બે કોટીની વચ્ચે રહેલું છે, તેથી તેને અનિર્વચનીય કહેવામાં આવે છે. પરમાત્મા વિશ્વરૂપ ધારણ કરે છે તોપણ તેનું અખંડિતપણું ખંડિત થતું નથી. હે રાક્ષસી, તમારા બધા પ્રશ્નો બ્રહ્મ જે સત્તામાત્ર છે, નિરાકાર છે, નિર્વિકાર છે, સત્ ચિત્ આનંદસ્વરૂપ છે, નિત્ય શુદ્ધ છે, નિત્યમુક્ત છે તે વિષે જ છે બ્રહ્મરૂપી અણુમાં શબ્દનું સંવેદન થવાથી તે શબ્દરૂપ છે, પણ શબ્દપણું તેમાં ભ્રાંતિ માત્ર છે, માટે તે શબ્દરૂપ નથી, બ્રહ્મરૂપી અણુ સર્વરૂપ છે અને અદૃશ્ય હોવાથી તે કાંઈ પણ નથી. પરમાત્માની સત્તાથી જ અહંકારનો ઉદય થાય છે અને અહંકારનો નાશ થવાથી અહંતા મટી જાય છે. ઘણા જન્મો સુધી પ્રયત્ન કરવાથી આત્મા પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી અજ્ઞાન જે સંસારનું મૂળ છે, તેનો નાશ થાય નહિ, ત્યાં સુધી આત્મતત્ત્વની સંપૂર્ણ પ્રાપ્તિ થતી નથી. અતિ સૂક્ષ્મ ચૈતન્યરૂપી પરમાણુથી આખું વિશ્વ પુરાઈ રહ્યું છે. ચિત્ત-અણુ દિશા કાળ વગેરે સર્વ પદાર્થોમાં વ્યાપક હોવાથી પર્વતથી પણ મોટું છે તેમ તે વાળના અગ્રભાગના સોમાભાગ રૂપ છે. તેથી તે સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. ચૈતન્યરૂપી સૂર્ય રાત્રિ અને દિવસ, બહાર અને અંદર, સર્વ ઠેકાણે અસ્ત અને ઉદયથી રહિત પ્રકાશી રહેલો છે ચિત્ પ્રકાશ જ સત્ અને અસત્ જગરૂપે તથા દેહરૂપે પોતાના સ્વરૂપને પ્રકાશે છે. ભ્રમરે ગ્રહણ કરેલા સઘળા રસો મધમાં રહેલ છે, તેવી રીતે ચિત્ અણુના ઉદરમાં અખિલ અનુભવના અણુ રહેલા છે, અને ચિત્ અણુથી જ ઉત્પન્ન થાય છે. ચિત્ અણુ પોતાના અસત્ રૂપથી સર્વનો ત્યાગ કરે છે અને સત્ રૂપથી સર્વનો આશ્રય કરે છે. વસંતઋતુમાં વનસમૂહની વિચિત્રતાની પેઠે જગતનો વિચિત્ર આકાર સૃષ્ટિકાળમાં દેખાય છે. જેમ વૃક્ષમાં વિશેષ

ાકારોથી દેખાય છે તે વસંત ઋતુનો જ રસ છે, તેમ જગતની વિચિત્રતા
ણ બ્રહ્મરસનું જ પરિણામ છે. જગત અને બ્રહ્મ એ બે જુદાં નથી.
ીજમાં જેમ વૃક્ષ રહેલું છે તેમ ભૂત, ભવિષ્ય, વર્તમાનમાં થતાં પ્રાણીમાત્ર
ૌતન્યમાં રહેલ છે. આત્મા સર્વ જગતનો કર્તા છે, ભોકતા પણ છે, તોપણ
ઉદાસીનપણે રહેલો છે. જગત શબ્દથી આપણે જેને ઓળખીએ છીએ
ે આકાશની પેઠે સમસ્ત, અનાદિ અને બ્રહ્મસ્વરૂપ જ છે.

દૃશ્ય વિના દ્રષ્ટાપણું નથી, ઘરેણાં ઉત્પન્ન કરવાની શકિત જેમ સોનામાં રહેલી છે તેમ દ્રષ્ટા અને દૃશ્યના નિર્માણમાં ચૈતન્યપણાની શકિત રહેલી છે. દૃશ્ય જડ હોવાથી તે દ્રષ્ટાને ઉત્પન્ન કરી શકતું નથી. માણસને જ્ઞાન થાય છે ત્યારે સર્વ ઠેકાણે દ્રષ્ટાની સત્તા જ જોવામાં આવે છે. જળથી જેમ તરંગો જુદા નથી, તેમ ચૈતન્યની ઇચ્છાથી જગત પૃથક્ નથી. આત્મા વસ્તુ, દેશ, કાળના પરિચ્છેદથી રહિત છે. તે સર્વના આત્મા અને સર્વના અનુભવરૂપ છે. જેમ બીજ પોતાની અંદર વૃક્ષને ધારણ કરે છે, તેમ પરમાત્મા અનેક પ્રકારના આરંભથી પ્રકાશ પામતું આ જગત પોતાની અંદર નિરંતર ધારણ કરી રહેલ છે. એક ચૈતન્યરૂપી પરમાણુથી જ આ જગત વ્યાપી રહેલ છે અને તેનાથી જ તે વિસ્તાર પામેલું છે. ચૈતન્યરૂપી પરમાણુએ જ આ જગત રચેલું છે. તેણે જ દેવતાઓ, મનુષ્યો વગેરે ઉત્પન્ન કરેલાં છે અને તેમને ભોગવવાના પદાર્થો પણ ઉત્પન્ન કર્યા છે. પરબ્રહ્મમાં પ્રત્યક્ષ દેખાતો પ્રપંચ પરબ્રહ્મરૂપ જ છે.

રાજાએ કહ્યું : હે રાક્ષસી આ સમસ્ત વિશ્વ બ્રહ્મસ્વરૂપ જ છે. અમે પણ વિશ્વમાં હોવાથી તેની સત્તાથી જ વ્યવહાર કરીએ છીએ, સ્વધર્મનું પાલન કરીએ છીએ. વધ કરવા યોગ્યનો વધ કરીએ છીએ અને જગતનું પાલન કરીએ છીએ. આત્મસ્વરૂપનો ત્યાગ ન કરનારને જ્યારે ઉત્પત્તિ-સ્થિતિ—લયથી રહિત એવું તત્ત્વ જાણવામાં આવે ત્યારે આ તુચ્છ જગત બ્રહ્મથી અભિન્ન હોય એમ ભાસે છે.

આ પ્રમાણે રાજાનાં વચનો સાંભળીને કર્કટી રાક્ષસીને બ્રહ્મજ્ઞાન થયું અને તેણે પોતાની જાતિની ચપળતાનો ત્યાગ કર્યો. રાજાનાં વચનો સાંભળી

રાક્ષસીને આનંદ થયો અને તે બોલી, જ્ઞાનરૂપી સૂર્યથી તમારી બંનેની બુદ્ધિ નિર્મળ છે, તીક્ષ્ણ છે, શીતળ છે, સ્થિર છે, સમરસ છે. તમારી વાણી દ્વારા પ્રકટ થયેલાં બોધવચનોથી મને અત્યંત આનંદ થયો છે. તમે બંને પૂજવા લાયક છો, સેવવા યોગ્ય છો, તમારા સંપર્કથી હું વિકાસ પામી છું. સત્પુરુષોના સમાગમથી માનવને શાંતિ મળે છે. તમારી ઇચ્છા હોય તે મને કહો. રાજાએ કહ્યું, આખી જનતા વિષૂચિકાથી તપી રહી છે, ઔષધિથી હૃદયના શૂળ વગેરે રોગની શાંતિ થતી નથી માટે મારી ઇચ્છા તમારા જેવા પાસેથી મંત્રનો ઉપદેશ લેવાની છે. હે શુભ, તમારે હવે કોઈની હિંસા કરવી નહિ. રાક્ષસીએ આ વચનનો અંગીકાર કર્યો અને જવાબ આપ્યો, હું તમારા કહેવા પ્રમાણે વર્તન કરીશ અને હવે કોઈ પણ પ્રાણીની હિંસા કરીશ નહિ. રાજાએ કહ્યું, તમે હિંસા કર્યા વિના તમારા શરીરનો નિર્વાહ કેવી રીતે ચલાવશો?

રાક્ષસીએ કહ્યું: ઉત્તર દિશામાં હિમવાન નામે પર્વત છે. તેની એક ગુફામાં મારો નિવાસ છે માણસમાત્રનો સંહાર કરવાની ઇચ્છાથી હું સુચિરૂપ આત્માવાળી પ્રાણહારી વિષૂચિકા થાઉં એવી ધારણાથી મેં બ્રહ્માની ઉપાસના કરી. તેમની પાસેથી વરદાન મેળવી હું વિષૂચિકાપણું પામી હતી અને મેં ઘણા માણસોની હિંસા કરી છે. ત્યાર પછી બ્રહ્માએ મને કહ્યું: 'તારે ગુણવાન માણસની હિંસા કરવી નહિ. અને મર્યાદાને માટે મને મહામંત્રનો ઉપદેશ કર્યો. હું તે મંત્રને આધીન છું. જે માનવ તે મંત્રથી પોતાની રક્ષા કરે છે તેને હું બાધ કરતી નથી બ્રહ્માનો બતાવેલો તે મંત્ર હું તમને આપું છું. તમે તેને ગ્રહણ કરો. રાજા અને મંત્રી બંનેએ તે મંત્ર સ્નેહપૂર્વક ગ્રહણ કર્યો. રાજાએ કહ્યું: હે રાક્ષસી તમારી પાસેથી મંત્રોપદેશ લીધો છે માટે તમે અમારા ગુરુ છો. અમે તમને પ્રેમપૂર્વક ભોજનનું નિમંત્રણ આપીએ છીએ. આપ સુંદર અલંકારવાળા અને મનોહર એવા અલ્પ દેહનો અંગીકાર કરીને અમારે ઘેર ચાલો. રાક્ષસીએ જવાબ આપ્યો. હું તો રાક્ષસી છું. તેથી તમે મને કેવા ભોજનથી તૃપ્ત કરશો? મારો રાક્ષસી સ્વભાવ જ્યાં સુધી આ દેહ છે, ત્યાં સુધી નિવૃત્ત થશે નહિ. રાજાએ કહ્યું: હે અનિંદિતા, સુવર્ણની માળાથી યુક્ત એવી મનોહર સ્ત્રીનું રૂપ ધારણ

કરીને તમે કેટલાક દિવસ મારે ઘેર ખુશીથી રહો. મારા રાજ્યમાંથી દુષ્ટ આચરણવાળા અને વધ કરવા યોગ્ય હજારો ચોરોને લાવીને હું તમને ભોજન માટે આપીશ ત્યારે તમે સુંદર રૂપનો ત્યાગ કરીને અને રાક્ષસીરૂપ લઈને, હિમાલયના શિખર ઉપર જઈને એકાંતમાં ભોજન કરજો. પછી સમાધિ કરજો, વ્યુત્થાન થઈ, અહીં આવીને પાછાં એવા દુષ્ટ લોકોને લઈ જઈને ભોજન કરજો. દુષ્ટ લોકોની હિંસા એ હિંસા ગણાતી નથી, સ્વધર્મથી કરવામાં આવતી હિંસા પણ કરુણાની બરોબર છે રાક્ષસીએ આ પ્રમાણે વર્તન કરવાનું વચન આપ્યું આ પ્રમાણે વારવાર તે રાક્ષસીએ કરવા માંડયું એવી રીતે જીવન્મુકતપણાથી ઘણા દિવસ સુધી તે રાક્ષસીએ પર્વત ઉપર સ્થિતિ કરી. આ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી ભીલ દેશના રાજાને પણ વિદેહમુકિત થઈ અને તે રાજાની મુકિત થયા પછી તે દેશમાં જે બીજો રાજા થયો તેણે પણ તે રાક્ષસીની સાથે તેવો જ સ્નેહસંબંધ રાખ્યો

વસિષ્ઠે કહ્યું: હે રામચંદ્ર, રાક્ષસોનાં અનેક કુળો હોય છે. તેમાંના કૃષ્ણરાક્ષસના કુળમાં કર્કટ ( કરચલા ) પ્રાણીના જેવો કર્કટ નામનો એક રાક્ષસ હતો, તેની તે પુત્રી હતી તેથી તેનુ નામ કર્કટી હતું સંસારના તત્ત્વનું નિરૂપણ કરતાં, અધ્યાત્મયોગની ચર્ચા કરતી વખતે મે તમને આ રાક્ષસીનું આખ્યાન કહ્યુ છે હે રામચંદ્ર, આ સંસારની સત્યતાની ભ્રાંતિ જે કારણ વિના અજ્ઞાનતાથી જ ઉત્પન્ન થઈ છે, તેનો ત્યાગ કરો આત્મામાંથી જ સર્વની ઉત્પત્તિ છે, આત્મામાં જ સર્વનો લય છે વાસ્તવિક દૃષ્ટિએ ભેદ નથી તમે આત્મા છો, સત્_ચિત્_ આનંદસ્વરૂપ છો, સર્વ રીતે પરિપૂર્ણ છો એ સત્યનો સ્વીકાર કરો, એમાં શ્રદ્ધા રાખો, તેનો અનુભવ કરવાનો પુરુષાર્થ કરો અને સર્વાત્મભાવ રાખી, સર્વે પરમાત્માનાં જ સ્વરૂપો છે, એ સત્ય મનમાં ઠસાવી તે પ્રમાણે આચરણ કરો વિચાર ન કરવાથી જગતમાં ભેદ જોવામાં આવે છે. વિચાર કરવાથી વિવેકનો ઉદય થાય છે અને વિવેકથી ભેદબુદ્ધિ નષ્ટ થાય છે જળના તરંગો જેમ જળથી અન્ય નથી તે છતાં અન્ય જેવા જણાય છે તેમ પરમાત્માના વિષે આ જગતની સ્થિતિ રહેલી છે.

*

## ૧૦ : સમસ્ત વિશ્વની મનોમાત્રતા

'ઉત્પત્તિપ્રકરણ'ના પંચાશીમા સર્ગમાં વસિષ્ઠ રામચંદ્રને જણાવે છે કે જગતના અસલ સ્વરૂપ વિષે માગી અને બ્રહ્મા વચ્ચે જે વાર્તાલાપ થયો હતો તેનો સાર હું તમને કહું છું, તે સાંભળો. જળાશયોમાં, સમુદ્રોમાં, નદીઓમાં અનેક પ્રકારના તરંગો, ધૂમરીઓ, જોવામાં આવે છે, તે જ પ્રમાણે આ સંસારનું અસ્તિત્વ પણ મનથી જ ઉત્પન્ન થયું છે. મનઃકલ્પિત છે. બ્રહ્માએ કહ્યું : પહેલા કલ્પમાં દિવસના આદિમાં મને સૃષ્ટિ રચવાની ઇચ્છા થઈ. આ ઇચ્છાની તૃપ્તિને માટે સામગ્રી માટે મેં સૂક્ષ્મ ચિત્તથી નિરીક્ષણ કરવા માંડયું. અતિ વિસ્તારવાળા આકાશમાં દસ જુદાં જુદાં બ્રહ્માંડો મારા જોવામાં આવ્યાં પ્રત્યેક બ્રહ્માંડમાં ભિન્ન ભિન્ન પ્રાણીઓના સમુદાયો હતા તેમાં આકાશમાં (સ્વર્ગમાં) દેવતાઓ ક્રીડા કરતા હતા અને પૃથ્વી ઉપર મનુષ્યો, ભોગ, મોક્ષ વગેરે ફળની ઇચ્છાવાળા પ્રાણીઓ પોત પોતાની શક્તિ અને યોગ્યતાનુસાર, પ્રયત્ન કરી રહ્યાં હતાં. ઉંબરાના ફળ ઉપર જેમ મચ્છરોનો ગણગણાટ થયા કરે છે, તેમ તે બ્રહ્માંડના મધ્ય ભાગમાં દેવતાઓ, અસુરો, મનુષ્યો તથા ઉરગગણ રહ્યા હતા. સર્વ સંહારક કાળ ત્યાં પણ પોતાનું કાર્ય કર્યા કરતો હતો આ પ્રમાણે મેં (બ્રહ્માએ) નિર્મળ ચિત્તથી દશ બ્રહ્માંડો જોયાં. મને (બ્રહ્માને) વિચાર આવ્યો કે બહારનાં ચક્ષુઓથી આ સૃષ્ટિઓ જોવામાં આવતી નથી, પણ વિમળ અંતઃકરણમાં પ્રતિબિંબિત થાય છે એનું શું કારણ? આ પ્રમાણે વિચાર આવવાથી તથા સત્ય વસ્તુ જાણવાની આકાંક્ષાથી મેં તે બ્રહ્માંડોમાંના એક સૂર્યને મારી પાસે બોલાવ્યો અને પ્રશ્ન કર્યો કે, 'હે પ્રભાકર, હે મહાપ્રકાશમાન દેવદેવેશ, આ જગત કેવી રીતે ઉત્પન્ન થયું છે તે આપ મને કૃપા કરીને જણાવો.' સૂર્યદેવતાએ મને ઉત્તર આપ્યો ને કહ્યું કે આ વિદ્યમાન પ્રપંચનું નિત્ય કારણ તમે જ છો, છતાં મને કેમ પૂછો છો? મારા ધારવા પ્રમાણે મારું વચન સાંભળવાની આપને (બ્રહ્માને) કુતૂહલતા ઉત્પન્ન થઈ છે. તેથી જે આપને કહું છું તે સાંભળો. આ જગતની સત્ અને અસત્ કળા વડે વૃદ્ધિ થઈ

છે અને વિધવિધ પ્રકારની રચનાઓ વડે વિલસે છે. આ સર્વ પ્રપંચ મનોવિલાસ જ છે. આ વિષયમાં એક કથાનક આપને કહું છું તે સાંભળો. કૈલાસ પર્વતની તળેટીમાં 'સુવર્ણજટા' નામના દેશમાં તમારા પુત્રોએ પ્રજાના નિવાસ માટે એક સુખદાયક મંડળની કલ્પના કરી. તે દેશમાં પ્રસન્ન ચિત્તવાળા, બ્રહ્મને જાણનારા કશ્યપ કુળમાં ઉત્પન્ન થયેલા, અતિપવિત્ર જીવન ગાળવાવાળા એક મહાત્મા નિવાસ કરતા હતા તે જાતે બ્રાહ્મણ હતા. તેમનું નામ ઈન્દુ હતું. તેમને પોતાની પત્ની ઉપર પ્રાણ સમાન પ્રેમ હતો. તેમને સંતાન ન હોવાથી તેમનું ચિત્ત ખિન્ન અવસ્થામાં રહેતું હતું. તે દંપતીએ કૈલાસ પર્વત ઉપર જઈને તપ કરવાનો નિશ્ચય કર્યો. એક શૂન્ય કુંજમાં બંને પતિ પત્નીએ એક ઝાડની પૂઠે ઊભાં રહીને ઉગ્ર તપ કરવા માંડ્યું. મહાદેવે તપથી પ્રભાવિત તથા પ્રસન્ન થઈને તેમને દર્શન આપ્યાં. બંનેએ દેદીપ્યમાન કાંતિવાળા મહેશ્વરને પ્રણામ કર્યા. મહાદેવે કહ્યું: હું તમારી ભક્તિથી તમારા ઉપર પ્રસન્ન થયો છું માટે તમારી ઇચ્છા પ્રમાણે વરદાન માગો. ઈન્દુ બ્રાહ્મણે કહ્યું, હે ભગવન્, મને શુભાચારવાળા, બુદ્ધિમાન, સર્વગુણસંપન્ન તેજસ્વી દશ પુત્રો થાય એવો અનુગ્રહ આપ મારા ઉપર કરો. મહાદેવ 'તથાસ્તુ' કહીને આકાશમાં અંતર્ધાન થઈ ગયા. વરદાન મેળવીને દંપતી પોતાને ઘેર ગયાં યોગ્ય સમયે બ્રાહ્મણીને દશ પુત્રો થયા. પુત્રો બ્રહ્મસંસ્કાર પામેલા હોવાથી પ્રભાવશાળી અને મેધાવી હતા સાત વર્ષની અવસ્થામાં તો તેમણે સર્વ શાસ્ત્રોનું અધ્યયન પરિપૂર્ણ કરી લીધું કેટલાક કાળ પછી તેમનાં માતાપિતાનું શરીર પડી ગયું. તેઓ વિદેહમુક્ત થયાં. દશે ભાઈઓ પોતાના ઘરનો ત્યાગ કરીને કૈલાસ પર્વતના શિખર ઉપર ગયા અને ત્યાં શાંત ચિત્તથી વિચાર કરવા લાગ્યા: 'આ જગતમાં પરમ કલ્યાણ શું છે? પરમ ઉચિત શું છે? જેથી દુ:ખ મુદ્દલ થાય જ નહિ તેવી સ્થિતિ કઈ છે? મહત્ત્વ શું છે? ઐશ્વર્ય શું છે? મહાન વૈભવ શું છે? જેનો નાશ થતો જ નથી એવી સુખરૂપ વસ્તુ કઈ છે?' આ પ્રમાણે સર્વ ભાઈઓ વિચાર કરતા હતા ત્યારે તેમના મોટાભાઈએ આ પ્રમાણે કહ્યું: 'હે ભાઈઓ, સર્વ પ્રકારના ઐશ્વર્યમાં જેનો કલ્પ સુધી પણ

નાશ નથી એવું બ્રહ્મદેવપણું મને પ્રિય છે, બીજું પ્રિય નથી.' આવાં વચનો સાંભળીને બીજા ભાઈઓએ ' 'બહુ સરસ બહુ સરસ ' આવાં વચનોથી તેમના અભિપ્રાયનો સત્કાર કર્યો. આ બ્રહ્મદેવ કેવી રીતે મળે તે પ્રમાણે સર્વ ભાઈઓ ચિંતન કરતા હતા. મોટાભાઈએ કહ્યું: 'અત્યંત તેજવાળા તમે બધા મારાં વચનોનું પાલન કરો. તે પ્રમાણે કરશો તો ઇષ્ટસિદ્ધિ તમને અવશ્ય પ્રાપ્ત થશે. જ્યાં સુધી બ્રહ્મદેવપણું ન મળે ત્યાં સુધી હું કમળના આસન પર બેસનાર બ્રહ્મા છું અને મારા તેજે કરી જગતનું સર્જન, રક્ષણ અને વિસર્જન કરું છું. એ ભાવના ઉપર ચિત્તને સ્થિર કરો.' દશે ભાઈઓએ આ પ્રમાણે ધ્યાન કરવા માંડયું. ધ્યાનમાં એટલા બધા નિમગ્ન થઈ ગયા કે ચિત્રમાં આલેખેલી પ્રતિમાઓ હોય તેવા દેખાવા લાગ્યા. છેવટે દશે ભાઈઓની બ્રહ્માકારવૃત્તિ થઈ ગઈ. જ્યાં સુધી કાળને અધીન થઈને તેમના દેહો પડી ગયા નહિ, ત્યાં સુધી તેઓ આદરથી અને સ્થિર સંકલ્પથી તેમ ને તેમ ઊભા રહ્યા. ત્યાર બાદ વનચર પશુઓ અને પક્ષીઓ તેમનાં શરીરોનું ભક્ષણ કરી ગયાં તમને આજે સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ છે પણ તે બ્રાહ્મણો તો બ્રહ્મભાવની ઉચ્ચ ભાવનામાં જ તેમના તેમ રહ્યા છે. હે બ્રહ્મદેવ, તેમાં દશ બ્રહ્મા છે તથા મનરૂપી આકાશમાં રહેલાં તે જ આ આ દશ બ્રહ્માંડો છે અને તેમાંથી બ્રહ્માંડનો હું સૂર્ય છું. વિવિધવિધ કલ્પનાઓ વડે આકાશથી વ્યાપ્ત થયેલું આ જે જગત પેદા થયું છે, તે બહારની તથા અંદરની ઇન્દ્રિયોને બંધનકારક છે પણ ચિત્તમાં તો કલ્પનામાત્ર છે, એવો નિશ્ચય રાખો. હે બ્રહ્મન્, દશ બ્રહ્માંડોમાં જે બ્રહ્માઓ જોવામાં આવે છે, તે ઇન્દુ બ્રાહ્મણના દશ પુત્રો છે.

વસિષ્ઠ કહે છે, વિચાર કર્યા બાદ મેં સૂર્યદેવને કહ્યું: ભાસ્કર, આ દશ બ્રહ્માંડો છે ત્યારે મારે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું શું પ્રયોજન છે? સૂર્યદેવે ઉત્તર આપ્યો, હે ભગવન્ તમે ચેષ્ટારહિત છો, વાસનારહિત છો, તમારા આનંદને માટે તમને અન્ય કોઈ પદાર્થની આવશ્યકતા નથી, તમે સર્વ રીતે પરિપૂર્ણ છો, આપ્તકામ છો, આનંદસ્વરૂપ છો, શરીરોની પ્રાપ્તિમાં કે અપ્રાપ્તિમાં તમને આસક્તિ નથી. સૃષ્ટિ તો તમારે વિનોદ માત્ર છે, તમારે

કીધ છે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની સર્વ ક્રિયાઓ આપ વિનોદ ખાતર જ કરો છો, આ સર્વમાં આપ એકસરખો આનંદ અનુભવો છો. (જેવી રીતે સમુદ્રતીરે બાળકો રેતીમાં મકાનો બનાવે છે, ગ્યકડાં બનાવે છે, અને પાછાં તોડી નાખે છે, અને આ ક્રિયાઓ આનંદ માટે જ કરે છે, તેવી જ રીતે) આપ પણ અસંખ્ય બ્રહ્માંડોનું સર્જન અને વિસર્જન કલ્પના-માત્રથી, આપના અનુપમ સંકલ્પ બળથી, કરો છો, આપ આ સર્વ ચેષ્ટા-ઓથી નિર્લેપ છો, (અજ્ઞાનગ્રસ્ત પ્રાણીઓ, શરીરો અને પદાર્થોમાં આસ-ક્તિને લીધે સુખ—દુઃખનાં દ્વન્દ્વોને આધીન થાય છે, પરમાત્માના પ્રેમસ્વરૂપને પસંદ કરે છે પણ તેમના રૌદ્ર સ્વરૂપને સ્થિર બુદ્ધિથી જોઈ શકતા નથી. મહા લક્ષ્મીની ઉપાસના કરે છે અને ઘણા થોડા માણસો મહાસરસ્વતીની પણ ઉપાસના કરે છે, પણ મહાકાળના સ્વરૂપમાં તેમને અનુરાગ થતો નથી.) સૂર્યદેવ બ્રહ્માને કહે છે, સૃષ્ટિ કરવી તે તમારું નિત્યકર્મ છે, સત્પુરુષોએ આસક્ત થયા વિના પોતાનું કર્તવ્યકર્મ કરવું જ જોઈએ. સૃષ્ટિના રક્ષણ માટે એની પરમ આવશ્યકતા છે, બુદ્ધિમાન મનુષ્યને સ્વાભાવિક રીતે જ સ્વધર્મા નુસાર કર્મ કરવામાં તેમ કર્મનો ત્યાગ કરવામાં પણ આસક્તિ હોતી નથી માટે પારમાર્થિક દૃષ્ટિથી અકર્તા રહીને નિષ્કામ બુદ્ધિથી યથાપ્રાપ્ત કર્મ કરો. ચક્ષુથી જોઈ શકાય તેવી સૃષ્ટિ આપ ઉત્પન્ન કરો જે માણસે પોતાના મનથી સૃષ્ટિ ઉત્પન્ન કરી હોય તે માણસ જ તેને જોઈ શકે છે, બીજો નહિ કારણ કે તે કાલ્પનિક છે કર્મેન્દ્રિયો વડે કરેલા પદાર્થોનો નાશ થઈ શકે છે પણ મનકલ્પિતનો નાશ કોઈથી થઈ શકતો નથી. પ્રત્યેક માણસનો દૃઢ નિશ્ચય પોતે જ ફેરવી શકે, અન્ય નહિ પુરુષ નિશ્ચયરૂપ છે, શબ્દરૂપ છે, તેની માન્યતા પ્રમાણે તેના વિત્તનું ઘડતર થાય છે મનુષ્યને અભયદાન આપવા માટે એક જ ઉપાય છે તેને જ્ઞાન આપવું, તેનામાં સત્—અસત્નો વિવેક કરવાની શક્તિનો વિકાસ કરવો, આત્મસ્વરૂપમાં તેના મનને પરોવવું મન જ જગતનો કર્તા છે, મન જ પરમ પુરુષ છે, જે કાર્ય મનથી કર્યું હોય તે જ કરેલું જણાય છે ઈન્દુ બ્રાહ્મણના દશ પુત્રો મનની ભાવનાથી ઉચ્ચતમ પદવીને પામ્યા. સંકલ્પ થાય તો મન દેહપણાને પામે છે

દેહનો ધર્મ તેને બાધ કરતો નથી. દેહાધ્યાસવાળા અજ્ઞજનોને સુખદુઃખ વગેરે દ્વન્દ્વો વિવશ બનાવે છે, પણ અંતર્મુખી વૃત્તિવાળા યોગીને પ્રિય, અપ્રિય, સુખદુઃખ વગેરે વિજાતીય અનુભવો થતા નથી.

આ સત્યનું પ્રતિપાદન કરવા માટે સૂર્યદેવ ઇન્દ્રનું અહલ્યા સાથેનું વૃત્તાંત બ્રહ્માને કહે છે.

સૂર્યદેવ કહે છે, હે દેવ, પૂર્વકાળમાં મગધ દેશમાં એક અતિ શૂરવીર પરાક્રમી રાજા હતો. તેને અહલ્યા નામની એક સ્ત્રી હતી. તે અતિ સુંદર હતી, લાવણ્યમયી હતી. તેનું મુખ ચંદ્રબિંબ જેવું હતું. તેનાં નેત્રો કમળ જેવાં હતાં. આ રાજાના એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે કુશાગ્ર બુદ્ધિવાળો હતો, પણ વ્યભિચારી હતો. રાજરાણી અહલ્યાએ કથાપ્રસંગમાં એવી વાત સાંભળી કે ગૌતમ ઋષિને અહલ્યા નામની સ્ત્રી હતી ને તેને ઇન્દ્ર દેવતાની સાથે પ્રેમ હતો. આ સાંભળીને રાજાની સ્ત્રીને પણ આ ઇન્દ્રના ઉપર અનુરાગ ઉત્પન્ન થયો. આવા વિચારથી તે રાણી કામજ્વરથી તપવા લાગી. રાજાની અકળક સંપત્તિમાં પણ તેનું મન ખેદને આધીન થવા માંડ્યું. આવી રાણીની માનસિક સ્થિતિ જોઈને તેની એક સખીએ કહ્યું કે, 'હે પ્રિયે, હું ઇન્દ્રને તારી પાસે તેડી લાવીશ. કહ્યા પ્રમાણે તે સખી ઇન્દ્ર નામના બ્રાહ્મણને ઘેર ગઈ. યુક્તિથી સમજાવીને તેને અહલ્યાની પાસે તેડી લાવી. રાણી આ બ્રાહ્મણમાં આસક્ત થવાથી તેને આખું જગત બ્રાહ્મણમય દેખાવા લાગ્યું. પોતાનો પતિ સર્વગુણસંપન્ન હતો, તોપણ તે તેનો અનાદર કરવા લાગી. ઇન્દ્રિયોથી આકુળ થયેલો બ્રાહ્મણ (ઇન્દ્ર બ્રાહ્મણ) પણ અહલ્યામાં આસક્ત હતો. રાજાને આની ખબર પડી ત્યારે રાજાએ બંનેને શિક્ષા કરી. શિક્ષાથી ખેદ ન પામતાં બંને આનંદ પામ્યાં. રાજાને આથી આશ્ચર્ય થયું ને પૂછ્યું કે, તમે શિક્ષાથી ખેદ કેમ પામતાં નથી? તેમણે રાજાને જવાબ આપ્યો કે અમારો બંનેનો એકબીજા પ્રત્યે રાગ એટલો સુદૃઢ છે કે, એકબીજાનું સ્મરણ કરતાં અમને દેહનું ભાન રહેતું નથી. હે મહીપતિ, સ્નેહને લીધે અંગ ચિરાઈ જાય તોપણ અમને મોહ થાય તેમ નથી. પછી બંનેને અગ્નિની ભઠ્ઠીમાં નાખવામાં આવ્યાં. હાથીના પગે બાંધવામાં આવ્યાં. ચાબખા

મારવામાં આવ્યા, તોપણ તેમને દુઃખનો લેશમાત્ર સ્પર્શ થયો નહિ. રાજાના પ્રશ્નનો ઉત્તર આપતાં બ્રાહ્મણે જણાવ્યું કે, હે રાજન્, મન તે જ મનુષ્ય છે. આ સમસ્ત પ્રપંચ મનનો વિસ્તાર છે. વિલાસ છે, દંડ વગેરે શારીરિક ક્રિયાઓથી મનનું ભેદન થઈ શકતું નથી, ગમે તો દેહ વૃદ્ધિ પામો કે ગમે તો દેહ વીંખાઈ જાઓ, પણ પ્રિય વસ્તુમાં અનુરાગવાળું મન એની એ જ સ્થિતિમાં રહે છે. જે પદાર્થમાં મન પરોવાયેલું હોય છે, તેનો જ સ્થિરપણે અનુભવ કરે છે. શરીરની ચેષ્ટાને જોતું નથી. વરદાન અને શાપની ક્રિયાઓ પણ મનને ચલાયમાન કરતી નથી. અહલ્યા નામની તમારી પત્નીની સાથે આ ઇન્દ્રનું મન બંધાયું છે તે હવે તેમાંથી ડગે તેમ નથી. વરદાન તથા શાપની વખતે દેહની સ્થિતિ બદલાય પણ ધૈર્યસંપન્ન મન તો એક જ સ્થિતિમાં રહે છે. મન જ પોતાની ઇચ્છા પ્રમાણે દેહ વગેરે અવયવો ઉત્પન્ન કરે છે, દેહનું કારણ મન છે. આ જગતમાં આદ્ય શરીર મન છે, બીજા સમૂહો મને જ કલ્પેલા છે, દેહરૂપી વૃક્ષનો મન જ મુખ્ય અંકુર છે. સ્થૂળ દેહ નાશ પામ્યા પછી મનરૂપી અંકુર રહેવાથી તેમાંથી શાખાઓ ઉત્પન્ન થયા કરે છે. મનરૂપી અંકુરનો નાશ આત્મજ્ઞાનથી જ થાય છે. જ્યાં જ્યાં મારી નજર જાય છે, ત્યાં ત્યાં હું અહલ્યાને જ જોઉં છું અને નિત્ય આનંદમાં જ રહું છું. તમે અને તમારા અમલદારો જે જે કષ્ટો આ શરીરને આપો છો તે મને બિલકુલ સ્પર્શ કરતાં નથી. સૂર્યદેવ બોલ્યા, આ પ્રમાણે ઇન્દ્ર બ્રાહ્મણે રાજાને કહ્યું એટલે રાજાએ પોતાની પાસે બેઠેલા ભરત નામના મુનિને કહ્યું: 'હે ધર્મજ્ઞ, હે મહાત્મા મારી સ્ત્રીનું હરણ કરનાર આ દુષ્ટ બ્રાહ્મણના મુખમાં નિર્લજ્જપણું છે. આપ એણે કરેલા પાપને યોગ્ય શાપ આપો. દુરાચારીઓને શિક્ષા કરવી જ જોઈએ. નહિ તો સમાજમાં અનિષ્ટ તત્ત્વોને ઉત્તેજન મળે છે અને સમાજવ્યવસ્થા શીર્ણવિશીર્ણ થઈ જાય છે. ભરત મુનિએ તે દુરાત્માના પાપનો યથાર્થ વિચાર કરીને બંનેને શાપ આપ્યો. કારણ કે સ્ત્રી પણ પતિનો દ્રોહ કરનારી હતી. મુનિએ કહ્યું: 'બંનેનો નાશ થાઓ.' આ સાંભળીને બંનેએ રાજાને તથા ભરત મુનિને કહ્યું કે, તમે અમને શાપ દીધો છે તેથી તમારા તપનો ક્ષય થયો છે, તમારા શાપની

અસર અમારા ઉપર જરા પણ થવાની નથી. દેહનો નાશ થાય તોપણ અમારા મનરૂપી દેહને કાંઈ અસર થશે નહિ. મન અતિ સૂક્ષ્મ છે તથા અદૃશ્ય છે. તેથી તેનો નાશ કરવાને કોઈ પણ માણસ સમર્થ નથી. દૃઢ સ્નેહથી બંધાયેલો બંનેનો દેહ શાપના પ્રભાવથી પૃથ્વી ઉપર પડી ગયો, પણ તેમના મનનો નિગ્રહ કરવાને મુનિનો શાપ પણ શક્તિમાન થયો નહિ. આજ સુધી, પૂર્વ સંસ્કારને લીધે મોહથી જ્યાં જ્યાં બંનેનો જન્મ થાય છે ત્યાં ત્યાં સ્ત્રી–પુરુષરૂપે જ થાય છે.

સૂર્યદેવે કહ્યું: 'હે બ્રહ્મન્, એ પ્રમાણે ભરત મુનિનો શાપ પણ બંનેનો ચિત્તોનો નિગ્રહ કરવાને સમર્થ ન થયો નથી. હે મહારાજ, આપ નિશ્ચય રાખો કે મન એ જ જગતનો કર્તા છે, તે જ મનુષ્ય છે, મન એ જ બંધ અને મોક્ષનું કારણ છે. માટે તમે પણ બીજી સૃષ્ટિ ઉત્પન્ન કરો. ઇન્દ્ર બ્રાહ્મણના પુત્રોની મનોમય સૃષ્ટિ ભલે રહે. બુદ્ધિરૂપી આકાશ અનંત છે, ચિત્તાકાશ, ચિદાકાશ, મહાકાશ એમ ત્રણ પ્રકારનાં આકાશ અનંત છે. માટે તમે તમારી ઈચ્છામાં આવે તેટલા સર્ગ કરો.

બ્રહ્મા બોલ્યા, સૂર્યદેવે આ પ્રમાણે મને કહ્યું એટલે મેં શાંત ચિત્તથી વિચાર કરીને આ પ્રમાણે જવાબ આપ્યો, આપે ઠીક કહ્યું. આકાશ અતિ વિસ્તારવાળું છે, મન અને ચિદાકાશ પણ વિસ્તારવાળાં છે. માટે સર્ગરૂપી ઇષ્ટ કર્મમાં હું તત્પર રહું છું. હે ભગવન્, મારે સર્ગની ઉત્પત્તિ કરવી છે તો આપ જ પ્રથમ સ્વાયંભુવ મનુ થાઓ તથા મારી પ્રેરણાથી સર્ગ કરો.

સૂર્યદેવે મારાં વચનોનો સ્વીકાર કર્યો. પોતાના દેહને બે વિભાગોમાં વહેંચી નાંખ્યો, તેમાંના એક શરીરથી તે સૂર્યરૂપી પોતાના બ્રહ્માંડમાં જઈને પ્રકાશ આપવા લાગ્યા અને બીજા શરીરથી સ્વાયંભુવ મનુરૂપે તે તે બ્રહ્માની સૃષ્ટિ કરવા લાગ્યા. મનમાં અકલ્પ્ય સામર્થ્ય છે તે બતાવવા માટે જ મેં આ કથાનકો કહ્યાં છે, જેમ મરચામાં સ્વભાવથી જ તીખાશ છે, જેમ અગ્નિમાં સ્વભાવથી જ ઉષ્ણતા અને પ્રકાશ છે, જેમ લીંબડામાં સ્વભાવથી જ કડવાશ છે, જેમ બરફમાં સ્વભાવથી જ શીતળતા છે, તેમ ચિત્ત પણ સ્વભાવથી જ—પોતાની મેળે ચમત્કાર ઉત્પન્ન કરે છે. ચિત્તને જ્યારે આ ભ્રમ

થાય છે ત્યારે તે દેહ કહેવાય છે, જ્યારે તેનામાં સૂક્ષ્મ વાસનાનો ઉદય થાય છે ત્યારે તે જીવ કહેવાય છે

એક જ ચિત્તનાં ક્રિયાઓના પ્રકારો અનુસાર ભિન્ન ભિન્ન નામો પડે છે : બુદ્ધિ, અહંકાર, મન, ચિત્ત, સૂક્ષ્મ શરીર વગેરે વાસ્તવિક દૃષ્ટિથી જોતાં પરમાત્મા પોતે જ આ બધાં સ્વરૂપો ધારણ કરે છે અહંકારનુ રૂપ સત્ પણ નથી તેમ અસત્ પણ નથી સત્તા અને અસત્તા બંને તેના જ સ્વરૂપો છે જ્યાં સુધી મન જડ પદાર્થોનો અનુભવ કરે છે ત્યા સુધી તે જડ છે અને જ્યારે તે બ્રહ્મનો અનુભવ કરે છે ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે ખરી રીતે જોતાં તો બ્રહ્મ જ સર્વનુ અધિષ્ઠાન છે, સર્વનું નિમિત્ત અને ઉપાદાનકારણ છે, સર્વની પર છે, સર્વની અંદર છે, સર્વરૂપે છે, આ સર્વ બ્રહ્મ જ છે, એ જ પરમ અને શાશ્વત સત્ય છે, પરમપદના અનિર્દેશ્ય પદમા, જડ ચેતન ભાવ, શબ્દ, અર્થ વગેરે નથી, ચૈતન્ય પોતે, પોતાની અંદર સ્વયંભૂ કલ્પનાથી પોતાનાં વિધવિધ રૂપો જુએ છે આદિ અને અંતમાં અહંતા રહેતી નથી જે અજ્ઞાની માણસો પોતાના અજ્ઞાનને લીધે જે પદાર્થ છે જ નહિ તેનો ઉપદેશ કર છે તેમને નરપશુ સમજવા માણસ પોતાના મનથી જેવો નિશ્ચય કરે છે તે પ્રમાણે તેને ફળની પ્રાપ્તિ થાય છે બાળકને જેમ અમુક સ્થળે પક્ષી છે તેવી ભ્રમણા થવાથી ભય ઉત્પન્ન થાય છે, અને યથાર્થ જ્ઞાનથી જ આ વિકાર નષ્ટ થાય છે તેવી રીતે આત્મા પોતાની કલ્પનાના સ્વભાવથી આ દેહ છે, આ દેહને માટે ભોગ્ય પદાર્થો છે, એવો અનુભવ કરે છે, અને સુખ અને દુ ખના દ્વન્દ્વોમા આમતેમ ભ્રમણ કરે છે દેહબુદ્ધિનો નાશ થવાથી આ અજ્ઞાનતાજન્ય ભ્રમણા કાયમને માટે દૂર થઈ જાય છે

વસિષ્ઠ બોલ્યા, હે રઘુવર, કમળમાંથી પ્રકટેલા બ્રહ્મદેવે મને આ પ્રમાણે કહ્યું ત્યારે તેમનાં વચનોમાં શંકા કરીને મે પૂછ્યું, હે ભગવન્, આપે મને કહ્યુ છે કે, શાપ અને મન્ત્રની શકિત અમોઘ છે અને વળી પાછા આપ કહો છો કે તેમની શકિત નિષ્ફળ છે સર્વત્ર જોવામાં આવે છે કે શાપ અને મંત્રથી મન, બુદ્ધિ, ઇન્દ્રિયો મૂઢ બની જાય છે પવન અને તેનું

સ્ફુરણ એ બે જેમ જુદાં નથી, તેમ મન અને દેહ પણ જુદાં નથી. મન જ દેહરૂપે જોવામાં આવે છે તો એકનો નાશ થતાં બંનેનો નાશ થવો જોઈએ. શાપ વગેરેથી મનનો કેવી રીતે પરાભવ થતો નથી અને કેવી રીતે થાય છે તે મને આપ કહો.

બ્રહ્માએ ઉત્તર આપ્યો, આ જગતમાં એવી કોઈ વસ્તુ નથી કે જે પુરુષાર્થથી ન મળે; બ્રહ્મલોકથી માંડી, ઘાસના તણખલા સુધીના સર્વ પદાર્થોને બે શરીરો હોય છે. એક શરીર મનરૂપી હોય છે, તે ચંચળ હોય છે. બીજું માંસનિર્મિત સ્થૂળ શરીર હોય છે. તે મન વિના કાંઈ કરવાને શક્તિમાન હોતું નથી. આ બંનેમાંથી માંસરૂપી શરીરનો શાપ, અભિચાર, શસ્ત્ર વગેરેથી પરાભવ થાય છે.

મનમાં સર્વ ક્ષણે પવિત્ર, ઉદાર, ઊર્ધ્વગામી વિચારો અને ભાવનાઓનું સેવન કરવામાં આવે તો બહારની પરિસ્થિતિ તેના ઉપર લેશમાત્ર અસર કરી શકતી નથી. ( ગીતામાં, પ્રત્યેક અવસ્થામાં ચિત્તમાં સમતા રાખવી એ જ માર્ગ છે). મન જે વસ્તુનું અનુસંધાન કરે તે તેને એક ક્ષણમાં મળે છે. માંડવ્ય ઋષિને શૂળીમાં પરોવ્યા તોપણ પુરુષાર્થથી સર્વ ક્લેશને જીતી ગયા દીર્ઘતમા નામના ઋષિએ અંધારા કૂવામાં પડ્યા છતાં માનસિક યજ્ઞ કર્યો અને દેવનું પદ મેળવ્યું. પથ્થરની શિલા ઉપર કમળપુષ્પ પછાડવાથી શિલા ખંડિત થતી નથી, તે પ્રમાણે ધ્યાનસ્થ ચિત્તવાળા મનુષ્યનો આધિ, વ્યાધિ વગેરે પરાભવ કરી શકતાં નથી. (પ્રત્યેક મનુષ્યે એ વાત મનમાં સ્થિર કરવાની છે કે મન જ બંધ અને મોક્ષનું કારણ છે, પોતાની નબળાઈનું બીજા ઉપર દોષારોપણ કરવાથી, તે દૂર થતી નથી. સ્વપુરુષાર્થથી જ ચિત્તને ઉચ્ચ વિચારોથી ભરપૂર રાખવું જોઈએ.) આપણે આત્મા છીએ, નિરાકાર છીએ, નિર્વિકાર છીએ, સચ્ચિદાનંદસ્વરૂપ છીએ, અજર, અમર છીએ, એ પરમ, શાશ્વત સત્યને વળગી રહેવું જોઈએ. સતત ચિંતન દ્વારા આ સત્યને મનમાં સ્થાપિત કરવું જોઈએ. આ સંસારમાં સર્વ કલેશોનું આદિકરણ આ સત્યની અવહેલના છે.) માણસ પોતાના મનથી જેવું જુએ છે તેવું તેને કૃતીભૂત થાય છે.

વસિષ્ઠે કહ્યું: હે રામચંદ્રજી, બ્રહ્માએ જે મને પૂર્વે કહ્યું હતું તે મેં તમને કહી સંભળાવ્યું. પરબ્રહ્મ (આત્મા) અનિર્વચનીય છે. તે પોતે જ સ્વેચ્છાથી ઘનપણાને પ્રાપ્ત થાય છે હે રામ, જે બ્રહ્મા છે તે મન છે, તે (સમષ્ટિ) છે એમ તમે સમજો. મનસ્તત્ત્વના આકારવાળા, સર્વ સામર્થ્યવાન, બ્રહ્મા સંકલ્પમય જ છે, જેવો સંકલ્પ કરે છે તેવું તે જુએ છે જેમ તરંગોની ઉત્પત્તિ સમુદ્રમાંથી જ છે, તેમ ત્રૈલોક્યની અને તેની અંદર રહેનાર સર્વ પદાર્થોની ઉત્પત્તિ પરબ્રહ્મમાંથી જ છે. સમસ્ત જગત બ્રહ્મમય જ છે, આવી અનુભૂતિ એ જ યથાર્થ જ્ઞાન છે, સમ્યક્ જ્ઞાન છે જગત બ્રહ્મનો વિવર્ત છે ( કારણ કે આ ક્રિયાથી બ્રહ્મના સ્વરૂપમાં જરા પણ પરિવર્તન થતું નથી. સૂર્યો, તારાઓ નક્ષત્રો અને વાદળાંઓના અસ્તિત્વથી આકાશને બિલકુલ અસર થતી નથી. તે તો હમેશ નિર્લેપ જ રહે છે. જેમ કવિને તેણે કરેલી કલ્પનાઓની ( કૃતિઓની ) અસર થતી નથી, તે જ પ્રમાણે આ સંસારની હયાતીથી બ્રહ્મની તટસ્થતામાં બાધ આવતો નથી ) પરમાર્થ દૃષ્ટિએ જગત ઉત્પન્ન થયું નથી એમ જે કહેવામાં આવે છે તેનું આ જ કારણ છે બ્રહ્મ સર્વ ક્રિયાઓ કરે છે તોપણ તે અકર્તા છે. ( ગીતામાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે જે કર્મમાં અકર્મ જુએ છે અને અકર્મમાં કર્મ જુએ છે, તે જ ખરો જ્ઞાની છે. આ જ સર્વગ્રાહી જ્ઞાન છે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ બંનેનું જ્ઞાન હોવું જોઈએ. હાલના જમાનાની પરિભાષામાં, ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય થવો જોઈએ ). જ્યારે જગતનો વિસ્તાર થાય છે, ત્યારે બ્રહ્મની અચિંત્ય શક્તિ પિતામહ ( બ્રહ્મારૂપે ) થઈને સમષ્ટિ મનોભાવથી ઉલ્લાસ પામે છે અને જીવો તથા પદાર્થોરૂપે તેનો પ્રાદુર્ભાવ થાય છે. જીવ પ્રથમ ચૈતન્ય આકાશમા ઉત્પન્ન થાય છે, પછી માયાકાશમાં તન્માત્રાઓથી વીંટાય છે, પછી પ્રાણશક્તિ દ્વારા તે સ્થાવર અને જંગમ શરીરમાં પ્રવેશ કરે છે. અને વાસનાના પ્રવાહોમાં અજ્ઞાન અવસ્થામાં આમતેમ ભટકયા કરે છે સારાં-નરસાં કર્મોથી બંધાઈને જીવો ઉચ્ચનીચ લોકોમાં ભમ્યા કરે છે. અજ્ઞાનરૂપી મોહમાં ફસાયેલા જીવોના ઘણા કલ્પ સુધી પૃથ્વીમાં જન્મમરણ થયા કરે છે જેમ તરંગો તેમના મૂળમાં જ અંતે લય પામે છે, તેમ આત્મજ્ઞાનને પામેલા જીવો પ્રકૃતિના બંધનમાંથી

મુકત થાય છે. પ્રાદુર્ભાવ અને તિરોભાવથી યુકત એવા સર્વ જીવોની ઉત્પતિ બ્રહ્મમાંથી જ થયેલ છે હે રામચંદ્ર, આ જગત મોહથી ઉત્પન્ન થયેલ એક જૂની વેલ છે. ચંચળ, વ્યગ્રતાથી ભરપૂર મન જ તેને ટકાવી રાખે છે. આ પ્રમાણે સારી રીતે શાંત ચિત્તથી વિચાર કરીને સ્વરૂપની તલવારથી આ વેલને કાપી નાખો. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને તેમાં નિષ્ઠા રાખો, તો પછી આ વેલ પાછી ઊગશે નહિ

અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા એ મનની સ્વાભાવિક શકિત છે તેને જ લીધે ભિન્ન ભિન્ન વાદીઓએ ભિન્ન ભિન્ન તર્કો કરેલા છે અને અનેક મતોની સ્થાપના કરી છે. સર્વના તર્કમાં વિચિત્રતા જોવામાં આવે છે. ચૈતન્યરૂપ કરોળિયામાંથી જેમ જડ તંતુની ઉત્પત્તિ થાય છે તેમ જ્ઞાન ચૈતન્યસ્વરૂપ પરમાત્મામાંથી આ પ્રકૃતિની ઉત્પત્તિ થઈ છે. પરમ પુરુષ સર્વશકિતમાન છે, જેવો જેવો સંકલ્પ કરે તે પ્રમાણે સિદ્ધિ પ્રાપ્ત થાય છે. પરમાત્મા સત્ય સંકલ્પ છે. આ સર્વ જગત તેનો સંકલ્પમાત્ર જ છે, હું જડ છું, હું જડ નથી એવા નિશ્ચય મલિન ચિત્તને થાય છે. એ જ મન છે. મન જ આકાશાદિ ઉત્પન્ન કરે છે. દ્વૈત અને અદ્વૈતના આ ભેદવાળાં વાકયોના ગર્ભિત સંદર્ભમાંથી અજ્ઞાનીને ઉપદેશ આપવામાં આવે છે. જ્ઞાનીને ઉપદેશની જરૂર નથી. કારણ કે તે તો પોતાના અસલ પરિપૂર્ણ સ્વરૂપમાં સદાને માટે સ્થિત છે, ગુણાતીત છે, માયાતીત છે, મન-પ્રાણ શરીરનાં બંધનોથી પર છે. નિત્યમુકત છે. માયાધીશ છે. રાજાધિરાજ છે, સ્વસત્તાક છે, સમ્રાટ છે.

# ૧૧ : જીવોની અનેક જાતિઓ

ઉત્પત્તિપ્રકરણના ૯૪ મા સર્ગમાં ઉપાધિઓના વૈવિધ્યપણાને લીધે ઘણી જાતિના જીવોનું વર્ણન કરવામાં આવ્યું છે. સત્ત્વગુણ, તમોગુણ, રજોગુણના ભેદથી જીવોની ઉપાધિઓમાં ભેદ થાય છે.

(૧) પૂર્વકલ્પમાં આખરના જન્મમાં શમ, દમ વગેરે સાધનસંપત્તિ હોય, છતાં પણ કોઈ પ્રકારના અવરોધને લીધે જ્ઞાન ન થયું હોય તેને આ કલ્પમાં જન્મ થયા પછી પહેલા જ જન્મમાં અધિકાર પ્રાપ્ત કરીને જ્ઞાનની યોગ્યતા થાય છે, તેને 'ઇદપ્રથમતા' કહે છે. આવી જીવજાતિનો એક જ જન્મમાં મોક્ષ થાય છે.

(૨) જે જીવજાતિ પૂર્વકલ્પમાં મંદ વૈરાગ્યને લીધે વિચિત્ર સંસારની વાસના વડે ભોગની ઈચ્છાવાળી હોય અને ભોગથી વાસનાઓનો ક્ષય થતાં દશ કે પંદર જન્મે મોક્ષ પામવાની હોય તે 'ગુણપીવરી' કહેવાય છે. આ જાતિમાં શાંતિ અને રાગ બંને પ્રકારના ગુણો વૃદ્ધિંગત થયેલા હોવાથી તેનું નામ 'ગુણપીવરી' રાખવામાં આવ્યું છે.

(૩) પૂર્વજન્મમાં કરેલાં પાપ પુણ્યને કારણે આ જન્મમાં જે જીવજાતિ સુખ અને દુઃખ ભોગવે છે તે સસત્ત્વા કહેવાય છે. સત્ત્વગુણની વૃદ્ધિ થતાં તે સો જન્મ સુધીમાં મુકિત પામે છે

(૪) અધમસત્ત્વા: વિવિત્ર સંસારની વાસના વડે વ્યવહાર કરવાવાળી, પૂર્વકલ્પનાં કુકર્મોને કારણે દુર્વાસનાવાળી, જેનો હજારો જન્મે મોક્ષ થાય છે તે 'અધમસત્ત્વા' કહેવાય છે.

(૫) અત્યંત તામસી: ઉપર જણાવેલ જાતિ જ્યારે અધ્યાત્મશાસ્ત્રથી વિમુખ હોવાને લીધે તેનો મોક્ષ સંદેહગ્રસ્ત હોય ત્યારે તે અત્યંત તામસી કહેવાય છે.

(૬) જે જીવજાતિ પૂર્વકલ્પની વાસના અનુસાર તે તે પ્રકારનાં આચરણ કરતી હોય, કર્મ અનુસાર સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ થાય અને મોક્ષમાં સંદેહ રહે એવાં કર્મો કરે તેને રાજસી કહેવામાં આવે છે.

(૭) રાજસ દુઃખનો અનુભવ થયા પછી વૈરાગ્યને લીધે જેને જ્ઞાન થાય છે અને મરણ માત્રથી મોક્ષને યોગ્ય થાય છે તેને રાજસ સાત્ત્વિકી કહે છે.

(૮) મનુષ્યથી અતિરિક્ત એવા પક્ષી અને ગંધર્વના જન્મો મળે છે અને ક્રમશઃ તે જ્ઞાનપ્રાપ્તિનો અધિકારી થાય ત્યારે તેને રાજસરાજસી કહે છે.

(૯) રાજસરાજસીને સેંકડો જન્મો થયા પછી મુક્તિની યોગ્યતા પ્રાપ્ત થાય. રાજસ અને તામસ કર્મનાં ફળ ભોગવવાં પડે એવો જે આરંભ કરે છે તેને રાજસતામસી કહે છે.

(૧૦) રાજસતામસી એવાં કર્મોનો આરંભ કરે છે કે જેથી હજારો જન્મો સુધી મોક્ષમાં સંદેહ રહે ત્યારે તેને રાજસાત્યંત તામસી કહે છે.

(૧૧) એક કલ્પમાં હજારો જન્મો ભોગવ્યા પછી કલ્પાંતરમાં જેનો મોક્ષ થાય છે તે જાતિને તામસી કહે છે.

(૧૨) તામસી એવાં કર્મોનો આરંભ કરે છે કે જેથી તેને એક જ જન્મમાં મોક્ષ થાય ત્યારે તેને તામસસત્ત્વા કહે છે.

(૧૩) રજોગુણ અને તમોગુણના ફળથી મુક્ત જેને ઘણા જન્મો પછી મોક્ષની પ્રાપ્તિ થાય છે તેને તમોરાજસી કહે છે.

(૧૪) હજારો જન્મ થયા હોય તોપણ જે જાતિને શતાવધિ જન્મ થયા પછી મોક્ષની યોગ્યતા થાય છે તેને તામસતામસી કહે છે.

(૧૫) લાખો જન્મ થયા હોય તોપણ લાખો જન્મ થતાં સુધી પણ જેને મોક્ષમાં સંદેહ રહે તેને અત્યંત તામસી કહે છે.

આ સર્વ જાતિઓનું ઉત્પત્તિસ્થાન બ્રહ્મ જ છે. પવનથી ચલાયમાન સમુદ્રમાંથી જેવી રીતે મોજાંઓ ઉત્પન્ન થાય છે તેવી રીતે સર્વ જીવરાશિનું પ્રભવસ્થાન બ્રહ્મ જ છે. જેમ સૂર્યમાંથી કિરણો ઉત્પન્ન થાય છે, જેમ એક શાખામાંથી અનેક શાખાઓની શોભા ઉત્પન્ન થાય છે. જેમ સુવર્ણમાંથી અનેક પ્રકારનાં ઘરેણાંઓ ઉત્પન્ન થાય છે, જેમ વહેતા જળના ઝરણામાંથી

પરપોટાઓ ઉત્પન્ન થાય છે, તેમ પ્રાણીમાત્ર ચરાચર સર્વ જગત પરમાત્મામાંથી ઉત્પન્ન થાય છે.

વસિષ્ઠ કહે છે: 'હે રામચંદ્ર, કર્મ અને કર્તા બંનેનું રૂપ અભિન્ન છે. વૃક્ષોમાંથી પુષ્પ અને સુગંધ સાથે જ ઉત્પન્ન થાય છે. તેમ કર્મ અને કર્તા પોતપોતાના સ્વભાવથી એક જ સમયે પરમાત્માના પદથી પ્રકટ થાય છે. હે રામ, અજ્ઞાનીઓને સમજાવવા માટે બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થાય છે, એવું કહેવામાં આવે છે. જ્ઞાનવાનના આચારમાં આવાં કથનો શોભતાં નથી. પારમાર્થિક દૃષ્ટિએ કાંઈ ઉત્પન્ન થયું જ નથી. કારણ કે બ્રહ્મ તો નિર્વિકાર છે, નિરાકાર છે. વ્યવહારમાં જ દ્વૈતદૃષ્ટિનો અંગીકાર કરવામાં આવે છે. પરબ્રહ્મ તો અસંગ અને અદ્વિતીય છે. દૈત્યો, અસુરો, મનુષ્યો, દેવતાઓ વસ્તુતઃ ઉત્પન્ન થયા નથી. આત્માના વિસ્મરણથી આવી ભ્રમણા થાય છે.

રામચંદ્રે કહ્યું: જેઓ સત્ત્વગુણસંપન્ન હોય છે, ધીરજવાન હોય છે, સંયમી, નિ:સ્વાર્થી, સમદૃષ્ટિવાળા હોય છે, અનિર્વચનીય બ્રહ્મની સાક્ષાત્કાર કળાથી યુક્ત હોય છે તે સાધુપુરુષ કહેવાય છે. જેમને જ્ઞાન થયું નથી તેમને માટે (ધર્મ અને અધર્મનો નિર્ણય કરવા માટે) શાસ્ત્ર અને સત્પુરુષનો આચાર એ બંને નેત્રો છે, માર્ગદર્શન કરાવવા માટે સીમાચિહ્નો છે, પ્રકાશ આપવા માટે દીપકો છે. કર્મ કરી કર્તા થાય છે અને કર્તા કર્મને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે. છતાં તમે કર્મરૂપી બીજ વિના કેવળ બ્રહ્મમાંથી જ ભૂત પ્રાણીઓની ઉત્પત્તિ કહી છે તેનું કારણ શું? જો બ્રહ્મપદથી જ ઉત્પત્તિ થતી હોય તો ઉપર પ્રમાણે જગતમાં પરસ્પર એકબીજામાંથી એકબીજાની ઉત્પત્તિ થાય છે એવી પ્રસિદ્ધિનો તમે તિરસ્કાર કર્યો કહેવાય. માટે કરેલ કર્મ ફળરૂપ થાય છે કે નહિ તે તમે યથાર્થ રીતે કહો. મારા મનમાં આ સંશય પેદા થયો છે તે આપ મટાડો.

વસિષ્ઠે કહ્યું, હે રામ, તમે આ ઘણો સારો પ્રશ્ન કર્યો છે. તમારામાં જ્ઞાનરૂપી પ્રભાકરનો ઉદય થાય એવો હું ઉત્તર તમને આપું છું. તેનું એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો સૃષ્ટિની શરૂઆતમાં પરમાત્માના પદથી જ્યારે મન ઉત્પન્ન થયું ત્યારે જીવનું કર્મ પણ ઉત્પન્ન થયું અને જીવ વાસનાનુ-

સાર દેહભાવે રહ્યો. કર્મ અને મનમાં ભેદ નથી એવું કોઈ સ્થળ આ સંસારમાં નથી કે જ્યાં કર્મફળ નથી. પૌરુષયત્ન કોઈ દિવસ નકામો જતો નથી. કર્મનો નાશ થવાથી મનનો નાશ થાય છે અને મનોનાશ એ જ અકર્મતા છે. અકર્મપણુ મુકતને થાય છે, અમુકતને નહિ. અગ્નિ અને ઉષ્ણતા જેમ સાથે જ રહે છે તેમ મન અને કર્મ સાથે જ રહે છે. મુકત દશા પ્રાપ્ત થવા માટે વાસનાક્ષય અને મનોનાશની અતિવાર્ય આવશ્યકતા છે.

વસિષ્ઠ કહે છે કે, મન ભાવના માત્ર છે, ભાવના સ્ફુરણ ધર્મવાળી છે, ને સ્ફુરણ ક્રિયારૂપ છે.

રામચંદ્રે પૂછયું, હે બ્રહ્મન્, મન કે જે જડ છતાં અજડ આકૃતિ વાળું છે, તેનું રૂઢ સંકલ્પવાળું સ્વરૂપ આપ મને વિસ્તારપૂર્વક સમજાવો.

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, સર્વ શકિતમાન આત્મતત્ત્વનું સંકલ્પ વડે રચેલું જે રૂપ તે મન કહેવાય છે. સંકલ્પવિકલ્પ કરવાની આ મનમાં સ્વાભાવિક શકિત છે. આત્મા જ મનનું અધિષ્ઠાન છે, આદિ કારણ છે. સર્વદા પ્રકાશમાન છે, તોપણ એને હું જાણતો નથી. પોતાની મેળે કર્મ કરવાની શકિત ન હોવા છતાં પણ જે અભિમાન કરે છે કે, હું કરું છું એવો જેને નિશ્ચય થાય છે તે મન છે. એનું શરીર સંકલ્પમય છે. અનેક પ્રકારની કલ્પનાઓ કરી પોતાનો વિસ્તાર કરે છે. સમસ્ત જગત મન વડે વ્યાપ્ત છે, માયામય છે, અજ્ઞાન અવસ્થામાં આ મન જ વિવિધવિધતા અને દ્વૈતભાવ ઉત્પન્ન કરે છે વાસનારૂપી વૃક્ષનું કર્મરૂપી બીજ છે શરીર પણ મનનું જ સ્પંદન છે. મનની આજ્ઞાનુસાર કર્મેન્દ્રિયો ક્રિયામાં પ્રવૃત્ત થાય છે. મનની ભિન્નભિન્ન ક્રિયાઓને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, કલ્પના, વાસના, વિદ્યા, પ્રયત્ન, સ્મૃતિ, પ્રકૃતિ, માયા વગેરે સંજ્ઞાઓ આપવામાં આવે છે. પરમ સંવિતનો સંકલ્પવિકલ્પરૂપે આવિર્ભાવ થાય છે ત્યારે તેને મન કહેવામાં આવે છે એક નિર્ણય કરી જ્યારે તે સ્થિર થાય છે, ત્યારે તેને બુદ્ધિ કહેવામાં આવે છે. બુદ્ધિનું કામ અનુમાન કરી નિશ્ચય કરવાનું છે. જ્યારે દેહ વગેરે મિથ્યા પદાર્થોમાં આસકત થઈ, અભિમાન કરે છે અને પોતાની સત્તાની કલ્પના કરે છે ત્યારે તે અહંકાર કહેવાય છે. આ જ બંધનનું—પ્રકૃતિના

દાસત્વનું કારણ છે, જ્યારે બધા સંસ્કારોનો સંગ્રહ કરી રાખે છે, એક વિષયનો ત્યાગ કરી બીજા વિષયનું સ્મરણ કરે છે ત્યારે તે ચિત્ત કહેવાય છે. સ્ફુરણ થવાના સંવિત્‌ના ધર્મને કર્મ કહે છે. ઉપનિષદોમાં વિશ્વને નામ, રૂપ અને કર્મની સંજ્ઞા આપવામાં આવે છે. સ્પંદનની સાથે જ નામ (ધ્વનિ)-રૂપ (પ્રકાશ અને આકૃતિ) હોવાં જ જોઈએ. સ્પંદનની ક્રિયા એ જ કર્મ. ઘનરૂપ પરમાત્માના નિરાકાર, નિર્વિકાર, સ્વરૂપનો ત્યાગ કરીને સંવિત્‌ અન્ય વસ્તુની કલ્પના કરે છે, ત્યારે તેને કલ્પના કહેવામાં આવે છે. અમુક પદાર્થ મેં પ્રથમ જોયેલો છે કે નહિ, એ પ્રમાણે સ્મરણથી નિશ્ચય કરી, ચેષ્ટા કરે છે, ત્યારે તેને સંસૃતિ કહે છે. અનુભવેલા પદાર્થોની શક્તિ (સંસ્કારો) ચેષ્ટા, કર્યા વિના સૂક્ષ્મ રૂપે મનમાં રહે તેને વાસના કહેવામાં આવે છે. આત્મતત્ત્વ જ સત્ય છે, બીજું બધું પરિવર્તનશીલ છે, આ વિદ્યમાન પ્રપંચની પ્રતિભા શાશ્વત નથી, પારમાર્થિક દૃષ્ટિએ ત્રણે કાલમાં નથી રહેવું જે જ્ઞાન તેને વિદ્યા કહેવામાં આવે છે. આ જ્ઞાનની અનુભૂતિ માટે જે પુરુષાર્થ કરવામાં આવે છે તેને પ્રયત્ન કહેવામાં આવે છે અનુભવેલા (આનુભાવિક) અને અનુશ્રાવિક પદાર્થોનું સ્મરણ થવું તેને સ્મૃતિ કહે છે. જે શક્તિઓ દ્વારા કર્મમાં પ્રવૃત્તિ કરવામાં આવે છે, અને જે આપણાં શરીરોની અંદર રહેલી, સ્વામીને આનંદ આપે છે તેને ઇન્દ્રિય કહેવામાં આવે છે. આ દૃશ્યસમૂહના ઉપાદાનકારણને પ્રકૃતિ કહેવામાં આવે છે (ત્રણ ગુણો—સત્ત્વ, રજસ્, તમસની સામ્ય અવસ્થા તે પ્રકૃતિ ગુણોમાં ક્ષોભ થવાથી વિશ્વ ઉત્પન્ન થાય છે.) આ પ્રમાણે ચૈત્યને અનુસારનારુ, ચૈતન્યનું જેવું રૂપ સ્ફુરે છે તે પ્રમાણે તેનાં ભિન્ન ભિન્ન નામો આપવામાં આવે છે. એક જ અંતઃકરણને ચિત્ત પણ કહેવામાં આવે છે અને મન પણ કહેવામાં આવે છે. બુદ્ધિ, અહંકાર વગેરે પણ તેનાં જ નામો છે. આ બધા પર્યાય શબ્દો છે.

રામચંદ્ર કહે છે: હે ભગવન્, મન જડ છે કે ચેતનરૂપ છે તે મને આપ સમજાવો. કારણ કે આ વિષયમાં મારા મનમાં સંદેહ છે. વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, મન જડ નથી તેમ ચેતન્ય પણ નથી મન સત્‌—અસત્‌થી વિલક્ષણ છે. પ્રત્યેક પ્રાણીમાં ભિન્ન ભિન્ન રૂપે રહેલ છે. જગતના કારણરૂપ

છે. આત્મા જ શાશ્વત છે, તે જ્ઞાનસ્વરૂપ છે, શક્તિસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, સર્વ રીતે પરિપૂર્ણ છે. તેની સત્તાથી જ મન, ચિત્ત, વગેરેનો પ્રાદુર્ભાવ થાય છે. આ નિત્યઅધિષ્ઠાન વિના કોઈ પણ પ્રકારના દૃશ્યનું અસ્તિત્વ શક્ય નથી. નટ જેમ જુદા જુદા વેશો ધારણ કરે છે, જુદાં જુદાં નામો ધારણ કરે છે, એક માણસને જુદાં જુદાં કાર્યો અનુસાર નામો અપાય છે, રસોઈયો, માળી, નોકર, કોઠારી વગેરે તેવી જ રીતે મનનાં કાર્યોની વિભિન્નતાને લીધે તેને અનેક નામો અપાય છે. (આ વિશ્વની ઉત્પત્તિ ચૈતન્યસ્વરૂપ આત્માથી છે તેથી સર્વ પદાર્થો જેને આપણે જડ કહીએ છીએ તે પણ ચૈતન્યસ્વરૂપ જ છે. પણ આ શાશ્વત ચૈતન્યના આ આવિર્ભાવોના પ્રમાણમાં ભેદ હોવાથી, (વધારે ઓછા પ્રમાણમાં) આપણે પદાર્થોના જડ અને અજડ એવા ભેદો પાડીએ છીએ. યથાર્થ રીતે સર્વ જગત બ્રહ્મમય જ છે.)

રામચંદ્ર બોલ્યા, હે દેવ, આ આડંબર મનથી જ ઉત્પન્ન થયેલો છે માટે જગત એ જ મનનો વિસ્તાર છે, એવું મારું માનવું છે.

વસિષ્ઠ કહે, હે રામચંદ્ર, પ્રચંડ તાપ જેમ ઝાંઝવાનાં જળનો અંગીકાર કરે છે, તેવી રીતે દૃઢ ભાવથી ચોંટેલું મન, આત્માના આવરણરૂપ, અજ્ઞાન વડે, આ જગતનો અંગીકાર કરે છે. કોઈવાર આ મન મનુષ્યદેહરૂપે પ્રકટ થાય છે, કોઈવાર દેવરૂપે, અસુરરૂપે, પશુરૂપે, પક્ષીરૂપે, કોઈ સમયે પક્ષીનું રૂપ ધારણ કરે છે, કોઈ સમયે યક્ષનું રૂપ ધારણ કરે છે, કોઈ સમયે ગંધર્વનું. શરીરનો સમૂહ તૃણ કાષ્ઠ જેવો છે, તેનો વિચાર કરવાની જરૂર નથી. (મુક્તિનો આધાર મનની અવસ્થા ઉપર છે, શરીર ઉપર નહિ. માણસની મહત્તાનો આધાર પણ મનના વિકાસ ઉપર છે. શરીરને આરસપહાણના બંગલાઓમાં રાખવામાં આવે, પણ મનમાં અધમ સ્વાર્થવૃત્તિ હોય, પામરતા હોય, અજ્ઞાનતા હોય તો તે મનુષ્ય પશુતુલ્ય જ છે.)

મન વડે જ આકુળ થયેલું આ જગત વિસ્તાર પામેલું છે. તે વિના આત્મા, પરમાત્મા જ એક અવશેષ રહે છે. આત્મા ગુણાતીત છે. નામરૂપાતીત છે, સર્વ પદોની પર છે. તે છતાં સર્વના આશ્રયરૂપ છે. તેના પ્રસાદથી જ, તેની શક્તિથી જ મન આ સંસારમાં આમતેમ નાચ્યા કરે છે. આત્માનું

અનુસંધાન કરવાથી મન લય પામે છે અને મનનો લય એ જ મુકિત છે. મુકિત મેળવ્યા પછી જીવને કર્મના નિયમને આધીન થઈને, માયાના દાસ તરીકે સંસારમાં આવવું પડતું નથી.

હે રામચંદ્ર, ચિત્તાકાશ, ચિદાકાશ તથા ભૂતાકાશ એવી રીતે ત્રણ જાતનાં આકાશો છે. આ ત્રણ આકાશો સર્વસામાન્ય છે, સર્વત્ર તેમની વ્યવસ્થા છે. સકળ જગતની સત્તા અને અસત્તામાં જે સાક્ષી અને વ્યાપક છે તેને ચિદાકાશ કહેવામાં આવે છે. જેણે પોતાની કલ્પનાથી આ જગતને વિસ્તાર્યું છે અને જે કાર્યકારણના નિયંતાપણાથી શ્રેષ્ઠ છે તેને ચિત્તાકાશ કહે છે. મેઘ વગેરેના જે આશ્રયભૂત છે અને જેનું અવિચ્છિન્ન શરીર છે તે ભૂતાકાશ છે. ભૂતાકાશ અને ચિત્તાકાશ, બંને ચિદાકાશમાંથી તેની શકિતથી જ ઉત્પન્ન થયેલ છે. કારણ કે ચૈતન્ય જ સર્વનું કારણ છે. આ આકાશોની કલ્પના અજ્ઞાનઅવસ્થામાં બોધને માટે છે. જ્ઞાનીને તેની આવશ્યકતા નથી. વાસ્તવિક રીતે એક પરબ્રહ્મરૂપ જ તત્ત્વ છે, તે સર્વરૂપ છે, નિત્ય છે, પરિપૂર્ણ છે, સર્વ કલ્પનાઓથી પર છે.

વસિષ્ઠ કહે છે, હે અનઘ, ચિત્ત ગમે તેમ ઉત્પન્ન થયું હોય, મોક્ષને માટે તો તેને નિરંતર આત્માને વિષે જોડવું જોઈએ. પરમાત્માના સતત અનુસંધાનથી ચિત્ત નિર્મળ થાય છે, વિશાળ થાય છે. સર્વ પ્રકારના વિકારોથી, ભય, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરેથી, સર્વ પ્રકારની વાસનાઓથી રહિત થાય છે. કારણ કે બ્રહ્માનંદ ભાવાનંદ અને વિષયાનંદથી ઉચ્ચ કોટિનો છે. અજ્ઞાનતાને લીધે, ચિત્તને આધીન થવાથી આ સંસારમાં સર્વ પ્રાણીઓ ભ્રમણ કર્યા કરે છે, સુખદુઃખનાં દ્વન્દ્વોને આધીન થઈને વર્તન કરે છે.

વસિષ્ઠ કહે છે, આ વિષયમાં બ્રહ્માએ મને કહેલું ચિત્તાખ્યાન હું તમને કહું છું તે એકાગ્ર ચિત્તથી સાંભળો.

હે રામચંદ્ર, શાંત, શૂન્ય અને ભયાનક એવું એક વન હતું. તેમાં હજાર હાથવાળો અને હજાર નેત્રવાળો એક પુરુષ હતો. તેની બુદ્ધિ વ્યગ્ર થયેલ્ હતી. તેની આકૃતિ ભયંકર હતી. તે વિશાળકાય હતો. તે પોતાના

હજાર હાથમાં ( એક પરિઘ નામનું ) હથિયાર લઈને પોતાના શરીરના પાછળના ભાગ ઉપર પ્રહાર કર્યા કરતો હતો, અને પોતાની મેળે જ પલાયન પણ થતો હતો આ પ્રમાણે કેટલાએક યોજનો સુધી દોડવા માંડયું.

આ પ્રમાણે બૂમો પાડતાં પાડતાં, આમતેમ, ચારે તરફ દોડાદોડ કરવાથી તેનું શરીર પરવશ થઈ ગયું, તેના હાથપગ ઢીલા પડી ગયા, વીંખાઈ ગયા. પરવશપણાથી તે એક અંધારા કૂપમાં પડયો. ત્યાર પછી કેટલેક કાળે તે બહાર નીકળ્યા. પછી ફરીવાર તેણે તેની નિત્યચર્યા પોતાના શરીર ઉપર પ્રહારો કરવાની અને દોડાદોડ કરવાની શરૂ કરી. પતંગિયું જેમ અગ્નિમાં પડે, તેમ તેણે કાંટાથી વ્યાપ્ત એવા કરંજના વનમાં પ્રવેશ કર્યો ત્યાર પછી એક ક્ષણમાં આ વનમાંથી બહાર નીકળીને, પાછું પોતાનું રોજિંદું કાર્ય શરૂ કર્યું. કેટલેક દૂર ગયા પછી તેણે ચંદ્રમાનાં કિરણથી શીતળ અને મનોહર એવા એક કેળના વનમાં પ્રવેશ કર્યો. તેમાંથી બહાર નીકળીને પોતાની દિનચર્યા કરતાં કરતાં તે પાછો ફરીથી તે જ અંધારા કૂવામાં પડયો આમાંથી બહાર નીકળી તે કેળના વનમાં ગયો. ત્યાંથી પાછો કરંજના વનમાં અને વળી પાછો કૂવામાં. તે માણસનો આચાર આવા પ્રકારનો ઘણીવાર જોયા પછી મેં તેને બળાત્કારથી માર્ગ ઉપર રોકયો અને પૂછયુ, ' તું કોણ છે, આ તું શું કર્યા કરે છે, એવી રીતે પ્રહારો કરવામાં અને દોડાદોડ કરવામાં તારો શો ઉદ્દેશ છે? શા માટે તું વૃથા ખેદ પામે છે? તેણે મને ઉત્તર આપ્યો, હે મુનિજી, હું કાંઈ પણ નથી, હું કાંઈ કરતો પણ નથી. તમે મારા કાર્યમાં અંતરાય નાંખ્યો છે માટે તમે મારા શત્રુ છો. એમ કહીને પોતાના પીડાયેલા અંગ તરફ દૃષ્ટિ કરી અને પૃથ્વી ઉપર મેઘ પડતો હોય તેમ અસંતોષથી તેણે દીન થઈને રુદન કરવા માંડયું, પછી પોતાના

નીકળવાની વગેરે. આને પણ મેં ઊભો રાખી, પ્રથમ જોયેલા માણસની માફક તે જ પ્રશ્ન કર્યો. આ માણસ પણ પોતાનાં અંગોનો ત્યાગ કરી અદૃશ્ય થઈ ગયો. થોડીવાર પછી આવા પ્રકારના ત્રીજા માણસને જોયો. તેની ક્રિયા પણ આ જ પ્રકારની હતી. મેં તેને પણ આવો જ પ્રશ્ન પૂછયો, તે મારું કહેવું સમજ્યો નહિ. અવિવેકી હોવાથી મને કહેવા લાગ્યો કે, 'હે પાપી, હે ભૂંડા બ્રાહ્મણ, તું કાંઈ જાણતો નથી. પછી પોતાના વ્યાપારમાં નિમગ્ન થયેલો તે માણસ ત્યાંથી ચાલ્યો ગયો. આવા બીજા ઘણા માણસોનેયે જોયા, તેમાંના કેટલાએક મારો પ્રશ્ન સાંભળી, સ્વપ્નના સંભ્રમની પેઠે, શાંતિ પામ્યા. કેટલાએક મારા વચનની ઉપેક્ષા કરી નિંદા કરવા લાગ્યા, કેટલાએક કામ્ય કર્મોમાં પરાયણ હતા તેથી શાંતિ ન પામ્યા.

હે રામચંદ્ર, આ પ્રમાણે તે મહાટવી વિસ્તાર પામેલ છે, તે આજ સુધી છે. તેમાં જ એવા પ્રકારના પુરુષો છે. આ જંગલ તમે જોયું છે પણ તમારી બુદ્ધિ અપ્રૌઢ હોવાથી તમને સ્મરણ નથી. આ જંગલ ભયંકર છે, તેમાં વિધવિધ પ્રકારના કાંટાઓ છે તેથી કષ્ટદાયક છે, ઘોર છે, ગાઢ અંધકારને લીધે અતિ ગહન છે. અજ્ઞાની માણસ આત્મજ્ઞાન ન હોવાથી, આ ઘોર જંગલમાં, નિવાસ કરવાનું તેમ જ ભટકયા કરવાનું પસંદ કરે છે.

રામચંદ્રે પૂછયું, હે બ્રહ્મન્, તમે કહેલું મોટું જંગલ કયાં છે, તે કયારે અને કેવી રીતે જોયેલું છે, ત્યાં પુરુષો હતા તે કોણ હતા, તેઓ શું કરતા હતા?

વસિષ્ઠે કહ્યું, હે રઘુનાથ, મેં તમને કહેલ મહાટવી દૂર નથી. તે પુરુષો પણ દૂર નથી, અપાર પોલાણવાળી, શૂન્ય, વિકારથી મુક્ત આ સંસારપદવી છે. તે જ મહાટવી છે. જ્યારે તે એક અદ્વિતીય વસ્તુથી પૂર્ણ છે એવો નિશ્ચય થાય છે ત્યારે તે શૂન્ય જણાય છે. મોટા આકારવાળા, આંધળાઓની માફક આચરણ કરવાવાળા પુરુષો છે તે માણસોનાં મનો છે. આ મનો દુઃખમાં ડૂબેલાં છે. વિવેક મનરૂપી પુરુષોનો દ્રષ્ટા છે. વિવેક વડે જ મેં આ પુરુષોને જોયા છે. વિવેકથી જ હું મનને બોધ કરું છું. મારા બોધનો આદરપૂર્વક સ્વીકાર કરીને કેટલાએક પરમ શાંતિને પામ્યા છે. મોહને લીધે જે મારું અભિનંદન કરતા

નથી, મારાં વચનોનો અનાદર કરે છે, તેઓ અંધારા કૂવામાં પડે છે. અંધારો કૂવો એટલે નરક. નરક એટલે યાતના ભોગવવાનું સ્થાન. કેળનાં વનો એટલે સ્વર્ગના રસવાળાં સ્થાનો, બહુરૂપવાળાં અનેક મનો એક યોનિમાંથી બીજી યોનિમાં પ્રવેશ કરીને નરક અને સ્વર્ગમાં આવાગમન કર્યા કરે છે. કેટલાંએક મનો પુણ્ય કરવાથી તપ તથા ધારણા વડે શરીરને ધારણ કરી રહેલ છે. તમે મને જોયો છે અને મારો નાશ થયો છે, તથા તમે મારા શત્રુ છો એવું કહેનાર પુરુષ, બોધ થવાથી નાશ થવા સમયે ચિત્તે પ્રલાપ કર્યો એમ સમજવું. અર્ધવિવેક પ્રાપ્ત થયો હોય, નિર્બીજ પદની પ્રાપ્તિ થઈ ન હોય ત્યાં સુધી સંસારના સુખનો ત્યાગ કરવામાં ચિત્તને પરિતાપ થાય છે, કારણ કે આ પ્રત્યક્ષ છે અને આત્માનો આનંદ અજ્ઞાનાવસ્થામાં અપ્રત્યક્ષ છે. વિવેકની પ્રાપ્તિ થયા પછી જેણે સંસારની સ્થિતિનો ત્યાગ કરેલ છે. એવા ચિત્તને પોતાના રૂપનો ત્યાગ કરતી વખતે આનંદની અભિવૃદ્ધિ થાય છે. જે પુરુષોએ પોતાનાં અંગો તરફ દૃષ્ટિ કરીને હાસ્ય કર્યું તેમણે પોતાના મનથી એવો નિશ્ચય કર્યો કે આ અંગો એ જ છેતરાવાનું સ્થાન છે. તેથી તેમણે અટ્ટહાસ્ય કરી તેમના તરફ દૃષ્ટિ કરી.

પુરુષને હજારો હાથો અને નેત્રો હતાં તે ઉપરથી એમ સમજવાનું કે, મનને અસંખ્ય આકૃતિઓ છે, પોતાના શરીર ઉપર પ્રહાર કર્યા કરે છે અને આમતેમ દોડયા કરે છે, એ ઉપરથી એમ સમજવું કે મન પોતાની કલ્પનાઓ અનુસાર પોતાના ઉપર અને શરીરો ઉપર પ્રહારો કર્યા કરે છે અને વાસનાઓથી આમતેમ ઘસડાઈને પાગલ માણસની માફક વર્તન કરે છે. આ સંસારમાં દુઃખનો વિસ્તાર કરનાર મન છે, મન જ સ્વકલ્પિત હર્ષ-શોકને આધીન થાય છે, બુદ્ધિશાળી માનવને પણ આમતેમ નચાવે છે, પોતાને વિવશ રાખીને દીન બનાવે છે. એમ બનાવનાર કીડો (કોશેટો) પોતાની લાળરૂપી જાળથી જ બંધાય છે, તેમ મન પોતે કલ્પેલી સૃષ્ટિથી બંધાય છે, ભવિષ્યમાં આવનારા દુઃખનો વિચાર કર્યા વિના બાળકની માફક ચેષ્ટાઓ કરે છે, માટે મનને હમેશ આધીન રાખો. હે રામચંદ્ર, મન જ માણસ-ને બંધનમાં નાંખે છે, દ્વન્દ્વોને આધીન કરે છે, માટે આત્માનો વિચાર કરી

અને યોગાભ્યાસથી મનને વશ કરવું મનના તરંગોમાં આમતેમ ઘસડાવામાં પુરુષાર્થ નથી. પરમ પુરુષાર્થ મન ઉપર આધિપત્ય પ્રાપ્ત કરવામાં છે આ કાર્ય પોતાના અસલ સ્વરૂપનો વિચાર કરવાથી જ થાય છે. આપણે આત્મા છીએ, સચ્ચિદાનંદસ્વરૂપ છીએ, નામરૂપાતીત છીએ, અજર છીએ, અમર છીએ, સર્વ પ્રવૃત્તિના સ્વામી છીએ. ગુલામ નહિ, જ્ઞાનસ્વરૂપ છીએ, શકિતસ્વરૂપ છીએ, આનંદસ્વરૂપ છીએ, સમગ્ર પ્રકૃતિ આપણા સંકલ્પથી ઉત્પન્ન થયેલ આપણી જ શકિત છે. કારણ કે શકિત સિવાય કોઈ પણ ક્રિયા શક્ય નથી. આ ઉચ્ચતમ વિચારને કાયમને માટે મનમાં સ્થાન આપવું, એમાં જ મનને રમણ કરવા દેવું, સંસારમાં એક દીન પામર જંતુ તરીકે નહિ પણ માયાધીશ તરીકે વર્તન કરવું હોય તો તે માટે આ જ શ્રેષ્ઠત્તમ ઉપાય છે. સંસારમાં સર્વ પરિતાપ આ આપણા અસલ સ્વરૂપના વિસ્મરણને લીધે જ છે અને જ્યાં સુધી માનવમનમાં અજ્ઞાનતા રહેવાની, જ્યાં સુધી માનવમન સત્યવિમુખ રહેવાનું, ત્યાં સુધી કષ્ટો ભિન્ન ભિન્ન પ્રકારનાં આધિભૌતિક, આધિદૈહિક, આધ્યાત્મિક આવવાનાં જ, એનું નિવારણ કરવાનો બીજો ઈલાજ જ નથી. સ્વસ્વરૂપમાં નિષ્ઠા એ જ ઉપાય છે. જ્ઞાનીને આત્મા થી—બ્રહ્મથી કોઈ પણ વસ્તુ અતિરિકત નથી અપ્રબુદ્ધ માણસને જ ભેદ જોવામાં આવે છે. આત્મા સર્વશકિતમાન છે, નિત્ય છે, પૂર્ણ છે, અવ્યય છે, આ દૃશ્યમાન વિશ્વ આત્માએ જ પોતાની અંદર કરેલી ચમત્કૃતિ છે, આત્મા એથી નિર્લેપ છે, સંસારની સર્વ ક્રિયાઓમાં આત્મા એકસરખો આનંદ લે છે,(ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં)ને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ,મહાસરસ્વતી, મહાલક્ષ્મી, મહાકાલી, આ બધી આત્માની જ શકિતઓ છે. તેનાથી અભિન્ન છે. વાસ્તવિક દૃષ્ટિથી આવિર્ભાવની ક્રિયા કરતી વખતે આ શકિત અનેક રૂપો ધારણ કરે છે, આ શકિતઓ એકબીજાની પૂરક છે, વિરોધી નથી. આત્માના રૌદ્ર સ્વરૂપ પ્રત્યે આપણને ઘૃણા થાય છે, આપણામાં ભય ઉત્પન્ન થાય છે તેનું કારણ નાશવંત શરીરો અને પદાર્થો પ્રત્યે અજ્ઞાનજન્ય આસકિત છે. આ સત્ય મનમાં સ્થિર કરવું. દુનિયામાં જ્ઞાની પુરુષ તરીકે વ્યવહાર કરવાનો આ જ રસ્તો છે. મનનું રૂપાંતર કર્યા વિના, રાજકીય, આર્થિક સામાજિક ક્ષેત્રોમાં પરિવર્તનો કરવાથી અશાંતિ નષ્ટ થતી નથી,

## ૧૨ : મનને વશ કરવાનો ઉપાય

શ્રી વસિષ્ઠ ૧૧૧ મા સર્ગમાં ( ઉત્પત્તિપ્રકરણમાં ) જણાવે છે કે હે રામચંદ્ર, જેવી રીતે પરદાનશીન સ્ત્રી અંતઃપુરના આંગણામાં વિહાર કરે છે તેવી રીતે મન, દેહમાં રહીને, અનેક પ્રકારની કલ્પનાઓ કરીને રમણ કરે છે, સુજ્ઞ માનવ પોતાના મનને વિષયના અનુસંધાનમાં જરા પણ તક આપતો નથી. પોતાના મનને સ્વસ્થ, સ્થિર રાખે છે, ચલાયમાન થવા દેતો નથી. આવો મનુષ્ય જ ખરેખર પુરુષ છે, બાકીના કાદવના કીડા છે એમ સમજો. આ ચિત્તરૂપી વ્યાધિનું નિવારણ કરવાનું એક જ સર્વોત્તમ ઔષધ છે : બાહ્ય વસ્તુઓમાં આસક્તિનો ત્યાગ કરવો. આત્મા સિવાય અન્ય સર્વ પદાર્થો વિનાશી છે, એ પરમ સત્યને ચિત્તમાં સ્થિર કરવું, સતત આત્માનું અનુસંધાન રાખવું, હું દેહ છું, મન છું, એ અજ્ઞાનજન્ય ભ્રમણાને તિલાંજલિ આપવી, પુરુષાર્થથી પ્રયત્ન કરવો, આમ કરતાં કરતાં ધીમે ધીમે ચિત્ત જીતી શકાય છે. આ ક્રિયામાં શાસ્ત્રો અને સત્સંગ ( જ્ઞાની અનુભવી અથવા સાત્ત્વિક મનુષ્યોનો સંગ ) સહાયક થઈ પડે છે. મહાત્માઓના વર્તનની માનવ મન ઉપર સચોટ અસર પડે છે. ચિત્તરૂપી બાળકને પણ ધીરજથી લાલન, ભય વગેરે ઉપાયોથી જીતી શકાય છે. વિષયોમાં અનુરક્તિને લીધે, આમતેમ ભટકતા મનને બ્રહ્મની ભાવના કરવાથી, ખાસ પરિશ્રમ વિના જીતી શકાય છે. ચિત્ત ઉપર કાબૂ પ્રાપ્ત કર્યા પછી, તેને વિશુદ્ધ અને વિશાળ બનાવ્યા પછી આત્મજ્ઞાન, બ્રહ્મપ્રાપ્તિ અતિ સરળ થાય છે. પછી તો સાત્ત્વિક થયેલા અહંકારનો જ ત્યાગ કરવાનો રહે છે મન ઉપર વિજય પ્રાપ્ત કર્યા વિના શાંતિ સંપાદન કરવાની આશા રાખવી એ ફોકટ ફાંફાં છે, આવી ઇચ્છાનું સેવન કરવાનું કાર્ય એ બતાવી આપે છે કે આપણામાં ગહન વિચાર કરવાની શક્તિ નથી. જીવન્મુક્તને જ શાશ્વત સ્વરાજ્યના આનંદની પ્રાપ્તિ થાય છે. મુખ્યત્વે સ્વપ્રયત્ન ઉપર જ આધાર રાખવો; આ કાર્ય આપણે માટે બીજા કરશે

એવી ભ્રમણા સેવવી નહિ. બીજા મદદગાર થઈ શકે, પ્રોત્સાહન આપી શકે, પણ કલ્પનામય ચિત્તને અચિત્તપણાને પમાડવાનું કાર્ય તો માનવે પોતે જ કરવાનું છે, દૈવની અવગણના કરવી. મૂઢ અને પ્રમાદી લોકોએ દૈવની કલ્પના કલ્પી કાઢેલી છે. પરમ ચૈતન્યના અસલ સચ્ચિદાનંદસ્વરૂપની ભાવના કરવી, પછી બુદ્ધિને તેમાં જોડવી, આવી રીતે અચળ પદની મહા પદવીને પ્રાપ્ત કરવાનો કાયમ પ્રયાસ કરવો. જેમ વ્યવહારમાં સફળ થવા માટે ધૈર્ય, ઉત્સાહ અને પરિશ્રમની જરૂર છે, તેમ મનને વિવશ કરવામાં પણ આ સદ્ગુણોની અનિવાર્ય આવશ્યકતા છે. યુદ્ધ કરવામાં શરીરને કષ્ટ આપવું પડે છે, મનરૂપી રિપુને સ્વાધીન કરવામાં આવું કષ્ટ સહન કરવું પડતું નથી. તેમાં તો સંકલ્પબળની જ જરૂરિયાત રહે છે. હું જીવું છું મારું મરણ થયું, મારો જન્મ થયો, આ બધી ભ્રાંતિ અજ્ઞાનતાને લીધે જ છે. ચિત્તમાં પેદા થયેલી અસદ્વૃત્તિ જ તેનું મૂળ કારણ છે. વાસ્તવિક દૃષ્ટિએ જન્મ–મૃત્યુ જેવી કોઈ ચીજ છે જ નહિ. આત્મા અજર છે, અમર છે, નિરાકાર છે, નિર્વિકાર છે, શાશ્વત છે, સર્વની અંદર છે, સર્વથી પર છે, સર્વરૂપે છે, સમગ્ર વિશ્વના અસ્તિત્વનો આધાર તેની કલ્પના છે. તે સિવાય અન્ય કોઈ વસ્તુ નથી. મૃત્યુનો ભય પેદા થાય તે બતાવે છે કે હજી આપણામાં પશુત્વનું, સ્થૂળ દેહાધ્યાસનું પ્રાધાન્ય છે. ( ગીતામાં શ્રીભગવાન જણાવે છે કે પદાર્થો કે શરીરોના આવાગમનથી પંડિતોને દુઃખ સુખ થતું નથી. ) માણસનું મન આ લોકમાં આ લોકરૂપે અને પરલોકમાં પરલોકરૂપે રહે છે. ચિત્ત સિવાય બીજી કોઈ વસ્તુ મોક્ષ થતાં સુધી નથી. આત્માને વિષે ચિત્તને શાંત કર્યા વિના મુક્તિનો અન્ય કોઈ ઉપાય નથી. હૃદયાકાશમાં પરમ ચૈતન્યને ધારણ કરો એટલે આધિ વ્યાધિમાંથી તમને મુક્તિ મળશે. 'આ હું' અને 'આ મારું' આવી ક્ષુદ્ર બુદ્ધિ પામર મનુષ્યોને જ થાય છે જે પરમાત્માએ સર્જ્યું છે તે સર્વ માટે છે, એ વિચારને મનમાં સ્થિર કરવો. આ સંસારમાં દુઃખ ઉત્પન્ન કરનાર, માણસને દુર્બળ બનાવનાર, ચિત્તરૂપી સિંહને જે મારે છે તેને જ પ્રકૃતિના બંધનમાંથી મુક્તિ મળે છે. તે જ પુરુષની સંજ્ઞાને યોગ્ય છે. દમે કરીને નષ્ટ થયેલું મન ઉત્તમ આનંદને આપે છે. મન અનર્થ

કરે છે તેમ અર્થને પણ સિદ્ધ કરે છે, માટે તેના ઉપર આધિપત્ય પ્રાપ્ત કરી સર્વોત્કૃષ્ટ પદવીને પામો, જીવન્મુક્ત થઈને વિહાર કરો, તે સિવાય સંસારના બંધનમાંથી મુક્તિ શક્ય નથી.

વસિષ્ઠ કહે છે : હે સૌમ્ય, જળમાં જેમ પરપોટાઓ ઉત્પન્ન થાય છે અને પાછા તેમાં જ લીન થઈ જાય છે તેમ આત્મામાંથી ચિત્તો ઉત્પન્ન થઈને તેમાં જ લીન થાય છે, જેમ આકાશમાં શૂન્યતા છે, કાજળમાં કાળાશ છે, જળમાં દ્રવપણું છે, અગ્નિમાં ઉષ્ણતા, પ્રકાશ છે, વાયુમાં ચલનશક્તિ છે, પૃથ્વીમાં સ્થિરતા છે તેમ મનમાં ચપળતા છે.

રામચંદ્રે પૂછ્યું : હે ભગવન્, મન અતિ ચંચળ છે, તેના વેગનું કેમ નિવારણ થઈ શકે? વસિષ્ઠ કહે છે કે હે રામ, ચંચળતા વિનાનું મન ક્યાંય જોવામાં આવતું નથી. ચપળતા એ મનનો ધર્મ છે. જે મન ચંચળતા-વિહોણું હોય, તે મન મરેલું કહેવાય છે. તેને જ તપ અને મોક્ષ કહેવામાં આવે છે. મનની ચંચળતા વાસનાઓને લીધે છે અને વાસનાઓ અવિદ્યાને લીધે છે. જ્ઞાની, અનુભવી, આત્મનિષ્ઠ પુરુષમાં વાસનાનું અસ્તિત્વ હોઈ શકે જ નહિ, કારણ કે આત્મા પરિપૂર્ણ છે, આપ્તકામ છે, સચ્ચિદાનંદસ્વરૂપ છે, હે રામ, સત્ અને અસત્ ચૈતન્ય અને જડપણાને જોડનારી સાંકળને મન કહે છે. આ મન જડપણાના દૃઢ અભ્યાસને લીધે જડપણાને પામે છે અને ચૈતન્યપણાના અભ્યાસને લીધે ચૈતન્યપણાને પામે છે. અભ્યાસથી જ મનનું ઘડતર થાય છે, માટે મનને પરમપદમાં લગાડો. આના સિવાય મનને જીતવાનો બીજો ઉપાય નથી, માટે ભોગ્ય પદાર્થોના સમૂહ પ્રત્યે આકર્ષણનો સદંતર ત્યાગ કરો. પછી અહંતાનો ત્યાગ કરો, ભેદની વાસનાનો ત્યાગ કરો. ભાવનામાત્રનું અભાવન એ જ વાસનાનો ક્ષય છે. હે રામ, તમારા મનનું અન્વેષણ કરીને, તેમાં જે રાગદ્વેષ રહેલા હોય, તે સર્વ દુઃખદાયક છે, અનર્થના કારણરૂપ છે એવું જાણી તેના બીજનો પણ ત્યાગ કરો. આત્માના સતત અનુભવથી તમે નિત્યતૃપ્ત થશો અને સર્વ પ્રકારનાં દ્વન્દ્વોથી પર થશો—ગુણાતીત થશો, નામરૂપાતીત થશો.

હે રાઘવ, જ્ઞાની માણસમાં તુચ્છ, વિનાશી આગમાપાયી પદાર્થો માટે અનુરક્તિ હોય જ નહિ, તેથી તેમનામાં ભય, શોક વગેરે વિકારો પણ હોય જ નહિ. તમે જ્ઞાની તરીકે વર્તન કરો, અપ્રબુદ્ધ માનવ તરીકે નહિ. મોજાંઓથી ભરપૂર જળમાં જેમ જળ સિવાય બીજું કાંઈ નથી. તેમ ખરી રીતે પરમ તત્ત્વ સિવાય, આત્મા સિવાય વસ્તુ તથા અવસ્તુ કાંઈ પણ નથી. નિત્યમુક્ત નિત્યશુદ્ધ આત્મા વિષે સ્થિત થાઓ, તેમાં કોઈ પણ પ્રકારની નબળાઈનું આરોપણ કરો નહિ. હે પ્રાજ્ઞ, તમે કર્તાપણાના અભિમાનનો ત્યાગ કરો તેમ અકર્તાના પણ અભિમાની થાઓ નહિ. કર્મ ને અકર્મ, બંનેમાં આસક્તિનો ત્યાગ કરો. અવિદ્યા, જે સંસારના બીજની કણિકા છે તે મિથ્યા છે, છતાં વૃદ્ધિગત થયેલી દેખાય છે. આ અવિદ્યા બ્રહ્માંડ પર્યંત, સર્વત્ર પ્રસરેલ છે અને તે જ અજ્ઞાન માણસને આમતેમ નચાવે છે, દીનતાને આધીન કરે છે, ચિત્તને મોહગ્રસ્ત કરે છે. અવિદ્યાએ જ લવણ રાજાને એક મુહૂર્તમાં ઘણાં વર્ષનો અનુભવ કરાવ્યો તથા રાજા હરિશ્ચન્દ્રને એક જ રાત્રિમાં બાર વર્ષનો અનુભવ કરાવ્યો. વહાણમાં બેઠેલા આદમીને કિનારાનાં વૃક્ષો તથા અન્ય પદાર્થો ચાલતાં દેખાય છે તેવી રીતે અવિદ્યા મોહથી ઉત્પન્ન થાય છે અને માનવમનમાં ભ્રમ ઉત્પન્ન કરે છે જ્યાં સુધી આત્માનું આચ્છાદન કરનારી અવિદ્યા અંતઃકરણમાં રહેલી છે ત્યાં સુધી સંસારની કલ્પના રહ્યા કરે છે. હે રામચંદ્ર, એવી એક પણ વસ્તુ નથી કે જે અવિદ્યાથી બની શકે નહિ. તે વાસ્તવિક રીતે શક્તિ વિનાની છે પણ વ્યવહારમાં તેની શક્તિ અમાપ છે.-રામચંદ્ર કહે છે : હે ભગવન્ ! આપનું કહેવું યથાર્થ છે. અવિદ્યા તુચ્છ છે, છતાં તેણે જગતને આંધળું કર્યું છે. તે ઘુવડની આંખો જેવી છે. પ્રકાશમાં નાશ પામે છે, અને અંધકારમાં જ સ્ફુરે છે. હે પ્રભુ, અનંત દુષ્ટ ભ્રમોનો વિલાસ કરનારી અને જન્મમરણનાં કષ્ટો આપનારી આ અવિદ્યા કેવી રીતે નષ્ટ થાય છે તે જણાવવા કૃપા કરો. વસિષ્ઠ કહે છે : હે રામચંદ્ર, સૂર્યનાં કિરણોથી જેવી રીતે અંધકારનો નાશ કરી શકાય છે, તેવી જ રીતે આત્મતત્ત્વના ચિંતનથી અવિદ્યા દૂર કરી શકાય છે. હે રામચંદ્ર, વાસના ( ઇચ્છા ) છે તે જ અવિદ્યા છે, અને તેનો ત્યાગ એ જ મુક્તિ છે. વાસનાઓનો

ત્યાગ કરવાથી જ્યારે ચિત્ત વિમળ થાય છે ત્યારે આત્મારૂપી પ્રભાકરનો તેમાં ઉદય થાય છે ચિત્તને દૃઢ વાસના જ બંધનમાં નાખે છે. હે રામચંદ્ર, બ્રહ્માથી માંડીને સ્તંભ સુધી, તૃણ વગેરે જે જે પદાર્થો જગતમાં છે, તે આત્મારૂપ જ છે, આ સર્વ જગત બ્રહ્મરૂપ જ છે. તેમાં અન્ય કલ્પના ઘટતી જ નથી. પરમાત્મા નિત્ય છે, શાંત છે, એક છે, સર્વ સ્થળ વિસ્તાર પામેલ છે, તેમને વિષે આ સંસૃતિ, જન્મ, મૃત્યુ, ઉત્પત્તિ, સ્થિતિ, વિસર્જન વગેરે છે જ નહિ. આ સંસાર સંકલ્પનું જ કાર્ય છે, કાલ્પનિક છે, તેથી તેનો વિધ્વંસ પણ સંકલ્પથી જ થાય છે, હું શરીર છું, મન છું, બ્રહ્મ નથી એવો દૃઢ સંકલ્પ થવાથી બંધન થાય છે અને હું નિત્ય શુદ્ધ છું, નિત્યમુકત છું નિરાકાર છું. એવો સંકલ્પ કરવાથી મુકત થવાય છે હું માંસરૂપ નથી, હાડકાંરૂપ પણ નથી, બુદ્ધિ નથી, મન નથી, ઇન્દ્રિયો નથી, તેમનો સાક્ષી છું, તેમનો નિયંતા છું, તેમનો અનુભંતા છું, આવી ભાવના સતત રાખવાથી અવિદ્યા ક્ષીણ થતી જાય છે ને છેવટે અદૃશ્ય થઈ જાય છે અવિદ્યાનું સ્મરણ કરવાથી તેનો ઉદય થાય છે અને વિસ્મરણથી કરવાથી તેનો ક્ષય થાય છે, પરમ પુરુષાર્થનો સહારો લઈને હે રામ, તમે ચિત્તમાંથી ભોગવૃત્તિને તથા આશાઓને જડમૂળમાં થી ઊખેડી નાખો. આ હું ને આ મારું, આવી ઇન્દ્રજાળની રચના જ માણસ ને દીન બનાવે છે, અહંતા અને મમતા જ તેને કેદખાનામાં નાખે છે, અવિદ્યાને પરવશ થવાથી રાજપ્રાસાદમાં રહેનાર માણસને પણ ચાંડાલ દશા પ્રાપ્ત થાય છે, માટે હે રામચંદ્ર તમે સર્વ પ્રકારની ક્ષુદ્ર વાસનાઓનો ત્યાગ કરી, સ્ફટિક-મણિની પેઠે, સ્વચ્છ થઈને રહો. સ્વધર્માનુસાર સર્વ કાર્યોમાં નિમગ્ન રહેવા છતાં રાગથી વિરકત રહો. બ્રહ્મસ્વરૂપને જાણનારા તત્ત્વવેત્તાઓના સમાજમાં જવું, વારંવાર સ્વસ્વરૂપનો વિચાર કરવો, આમ કરીને બુદ્ધિને નિર્મળ બનાવવી અને પરમાત્મામાં સ્થિર કરવી અને પછી આવી બુદ્ધિનો આશ્રય કરીને વ્યવહાર કરવો. આ પ્રમાણે વર્તન કરશો તો તમે જન્મ મરણરૂપ વિભ્રમમાંથી મુકત થશો અને અચ્યુત, અનુપમ પદ પામશો.

રામચંદ્ર કહે છે હે બ્રહ્મન્, કમળમાંથી પેદા થયેલા એક તંતુ વડે પર્વતનું બંધન થાય છે, કરોળિયો પોતે જ ઉત્પન્ન કરેલી જાળમાં ફસાય

છે. આ સંસારમાં દુ:ખ પોતે તૃણ સમાન છે, પણ વજના જેવું ગણાય છે, માટે આપ મને બોધ આપવા માટે માયાનું સ્વરૂપ ફરીથી સમજાવો તથા ચાંડાળ અવસ્થાનું દુ:ખ શા કારણથી (લવણરાજાને) પડયું તે પણ કૃપા કરીને જણાવો. તે ઈન્દ્રજાળ કરનાર માણસ કોણ હતો.

વસિષ્ઠે કહ્યું: અનેક પ્રકારના આકારથી શરીરને ધારણ કરનાર દેહધારી કર્મફળને ભોગવનાગે છે, અને તેને અહકાર, મન, જીવ એવાં નામો આપવામાં આવે છે. અજ્ઞાની જીવને જ સંસારમાં અનંત સુખદુ:ખ ભોગવવાં પડે છે, જ્ઞાનીને નહિ; કારણ કે તે તો પોતાના અસલ સ્વરૂપમાં સ્થિત છે, સત્યનિષ્ઠ છે. દેહ તો જડ છે. તે દુ:ખ ભોગવવાને યોગ્ય નથી પણ અવિવેકી દેહધારી જ અવિચારીપણાથી દુ:ખોથી આધીન થાય છે સર્વ પ્રકારની કલ્પનાઓમાં મન છે. તે જ કર્તા છે. મન જ ભોક્તા છે લવણરાજાને મનમાં ભ્રમથી ચાંડાળપણું કેવી રીતે પ્રાપ્ત થયું તે સાભળો મન શુભ અને અશુભ કર્મ ભોગવનાર છે.) લવણરાજા હરિશ્ચન્દ્રના કુળમા ઉત્પન્ન થયા હતા. એક દિવસ એકાંતમાં બેઠા હતા ત્યારે તેમણે વિચાર કર્યો કે મારા દાદાએ રાજસૂય યજ્ઞ કર્યો હતો: માટે હું પણ માનસિક યજ્ઞ કરુ આ પ્રમાણે નિશ્ચય કરીને તે રાજાએ આદરપૂર્વક યજ્ઞની સામગ્રી એકઠી કરી અને યજ્ઞદીક્ષામાં પ્રવેશ કર્યો, ઋત્વિજોને બોલાવ્યા સારા સારા મુનિઓની પૂજા કરી, દેવતાઓને આમંત્રણ આપ્યાં, અગ્નિમાં હોમ કર્યો આ પ્રમાણે મનથી યજ્ઞ કરતાં કરતાં એક વર્ષ ચાલ્યું ગયું. ત્યાર બાદ વિધિ પ્રમાણે બ્રાહ્મણોને સર્વસ્વ દક્ષિણા આપીને, રાજા સૂર્યાસ્ત સમયે, પોતાના તે જ ઉપવનમાં જાગ્રત થયો. આવી રીતે યજ્ઞ કર્યાનું ફળ તેને મળ્યું મન જ સુખદુ:ખ ભોગવનાર છે મનમાં હમેશ પરમ સત્યનું અનુસંધાન રાખો, હું દેહ છું, એવા મિથ્યા જ્ઞાનનો ત્યાગ કરો. વિવેકયુક્ત ચિત્ત જ જ્ઞાનને યોગ્ય છે. હે રામચંદ્ર, લવણરાજાની સભામાંથી ઈન્દ્રજાળ કરનાર માણસ ચાલ્યો ગયો ત્યાર બાદ મને લવણરાજાએ અને સભાસદોએ પૂછયુ: આ ઈન્દ્રજાળ કરનાર માણસ ચાલ્યો ગયો અને મારે ચાંડાળદશાનું દુ:ખ ભોગવવું પડયું તેનું શુ કારણ? વસિષ્ઠ કહે છે કે મેં

વિચાર કરી, ચિત્તને એકાગ્ર કરી, યોગબળથી સઘળું નજરે જોઈને ઉત્તર આપ્યો તે તમે સાંભળો. રાજસૂય યજ્ઞ કરનારને બાર વર્ષ સુધી આપત્તિ ભોગવવી પડે છે. એટલા માટે હે રામ, આકાશમાંથી ઈન્દ્રદેવે એક દેવદૂતને લવણરાજાને દુઃખ આપવા સારુ સભામાં મોકલ્યો હતો. આપત્તિનો અનુભવ કરાવી તે માણસ (ઈન્દ્રજાળ કરનાર) અંતર્ધાન થઈ ગયો. આ મેં મારી નજરે જોયું છે તેથી તેમાં કાંઈ સંદેહ નથી. મન જ માનવને સુખદુઃખના અનુભવો કરાવે છે. મનને આત્મામાં જોડો. આ અનુસંધાન કાયમ રાખો. અહંતારૂપી દોષનો નાશ થયા પછી, એવું કાંઈ પણ નહિ રહે કે જે ન દેખાય, એવું કાંઈ પણ નહિ રહે જે પોતાનું ન થાય. ઐક્યની અનુભૂતિ પછી સર્વ વસ્તુ સર્વદા સર્વરૂપ થાય છે. સર્વ વિદ્યમાન પદાર્થો બ્રહ્મરસપણાને પામી જાય છે.

રામચંદ્ર પૂછે છે: હે બ્રહ્મન્, ચંચળ વૃત્તિવાળા મનની અસત્તા કેવી રીતે થાય તે આપ મને ફરીથી સમજાવો. વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર, સર્વ પ્રાણીઓની ત્રણ પ્રકારની જાતિઓ હોય છે: સાત્ત્વિક, રાજસિક, તામસિક. પ્રથમ મનની કલ્પના વડે, 'હું ચતુર્મુખ બ્રહ્મસ્વરૂપ છું' એવી ભાવના બ્રહ્માને થઈ. બ્રહ્મા સત્યસંકલ્પ હોવાથી, એમના સંકલ્પો એકદમ સિદ્ધ થાય છે. બ્રહ્માની કલ્પના અનુસાર, આ ભુવનાડંબર દેખાય છે. આ આડંબર ઉત્પત્તિ, સ્થિતિ અને લયની ક્રિયાઓને આધીન છે. આ કલ્પનામાં ઈશ્વરની પાસેથી આવેલો જીવ કેવી રીતે જીવે છે અને કેવી રીતે મુક્ત થાય છે તે તમે સાંભળો. પ્રથમ ઉત્પન્ન થયેલો જીવ, બ્રહ્માની મનઃશકિત પાસે રહેલા આકાશની શકિતનો આધાર લે છે. ત્યાર બાદ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ તન્માત્રા સહિત પાંચ મહાભૂતોને પામે છે. અને પછી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ઇત્યાદિ નામો ધારણ કરી સ્થૂળ પ્રકૃતિરૂપ થાય છે. ત્યાર બાદ તે પ્રાણીઓમાં ગર્ભરૂપે પ્રવેશ કરે છે. માનવશરીર ધારણ કર્યા પછી ઘણે કાળે તેનામાં વિવેકનો ઉદય થાય છે, અને વૈરાગ્યાદિ સાધનસંપત્તિ ક્રમપૂર્વક પ્રાપ્ત થાય છે. આવા સુયોગ્ય અધિકારીને જ્ઞાનની સાત ભૂમિકાઓનો અનુભવ થાય છે.

રામચંદ્રે સાત ભૂમિકાઓ વિષે પ્રશ્ન પૂછ્યો તેના જવાબમાં, વસિષ્ઠ જણાવે છે કે હે રામ, અજ્ઞાનભૂમિકા સાત છે, તેમ જ્ઞાનભૂમિકા પણ સાત છે. સામાન્ય રીતે અપરિપક્વ બુદ્ધિવાળા માણસોનું જીવન બહિર્મુખ હોય છે, તેમને સ્વસ્વરૂપની અજ્ઞાનતાને લીધે વિષયો તરફ આકર્ષણ હોય છે. તેથી તેમનું ચિત્ત બાહ્ય વિષયો તરફ આમતેમ દોડાદોડ કરે છે. અજ્ઞાન ભૂમિકાઓનું આ જ મૂળ કારણ છે. સ્વસ્વરૂપમાં (આત્માના સ્વરૂપમાં) અવસ્થિતિ અને મુક્તિ એ ટૂંકામાં જ્ઞાનનું લક્ષણ છે. સ્વસ્વરૂપમાંથી ભ્રષ્ટતા તથા અહંકારપણું એ અજ્ઞાનનું લક્ષણ છે. અનાત્મ પદાર્થોમાં આત્માનો તાદાત્મ્યસંબંધ એને જ મોહ કહેવામાં આવે છે. અજ્ઞાનાવસ્થાની સાત ભૂમિકાઓ તમે સાંભળો: (૧) બીજજાગ્રત, (૨) જાગ્રત, (૩) મહાજાગ્રત, (૪) જાગ્રતસ્વપ્ન, (૫) સ્વપ્ન, (૬) સ્વપ્નજાગ્રત અને (૭) સુષુપ્તિ. ભવિષ્યમાં ચિત્ત, જીવ વગેરે શબ્દ અને અર્થને ધારણ કરનારું, બીજરૂપે રહેલું, ચૈતન્યનું પ્રથમ સ્ફુરણ તેને બીજજાગ્રત કહે છે. બીજજાગ્રત થયા પછી આ હું અને આ મારું એવી જે પ્રતીતિ થાય છે તેને જાગ્રત કહે છે. જાગ્રત થયેલી પ્રતીતિ દૃઢ થાય ત્યારે તેને મહાજાગ્રત કહેવામાં આવે છે. જાગ્રત અવસ્થાના મનોરાજ્યને જાગ્રત-સ્વપ્ન કહે છે. નિદ્રાના કાળમાં અનુભવ કરેલ અર્થનો, નિદ્રા મટયા પછી જે વિચાર કરવો તેને સ્વપ્ન કહે છે. જાગ્રત દશાની માફક સ્વપ્નમાં દૃઢ નિશ્ચય થાય ત્યારે તેને સ્વપ્નજાગ્રત કહે છે. આ છ દશાનો ત્યાગ થયા પછી, ભાવિ દુઃખના બોધથી યુક્ત જીવની જે જડ સ્થિતિ તેને સુષુપ્તિ કહે છે. મહાજાગ્રત દશામાં માનવ એક જાતના મોહમાંથી બીજી જાતના મોહમાં ભટકયા કરે છે, કેટલીક સંસૃતિ સ્વપ્નની પેઠે રહેલ છે, તેમ કેટલીક જાગ્રતપણે રહેલી છે. કેટલીક જાગ્રત સ્વપ્નરૂપે રહેલી છે. આ સાતેય અજ્ઞાનની ભૂમિકાઓ ત્યાગ કરવા યોગ્ય છે. આ કાર્ય આત્માની અનુભૂતિથી જ સિદ્ધ થઈ શકે તેમ છે.

વસિષ્ઠ કહે છે હવે હું તમને જ્ઞાનની સાત ભૂમિકાઓ કહું છું. તે શાંત ચિત્તથી સાંભળો. આનું જ્ઞાન થયા પછી તમે આ સંસારના પદાર્થોમાં આસક્તિનો ત્યાગ કરશો અને મોહરૂપી કીચડમાં ફસાશો નહિ. શ્રેયની પ્રાપ્તિ

હોય છે, તેઓને આ સસારનાં દ્વંદ્વો સ્પર્શ કરતાં નથી તેઓ કોઈ સમયે સ્વધર્માનુસાર કર્મો કરે છે, કોઈ સમયે કર્મનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં નિમગ્ન રહે છે આવા મહાનુભાવોને કોઈ પ્રકારનુ બંધન હોતું નથી તેમને કર્મમાં કે અકર્મમાં આસકિત હોતી નથી તેઓની ક્રિયાઓ સર્વ પ્રકારનાં બંધનોથી મુકત હોય છે આધિ અને વ્યાધિ તેમને સ્પર્શ કરી શકતાં નથી આવું જ્ઞાન વિદ્વાન માણસોને જ થાય છે પણ પશુઓને, સ્થાવરને અથવા મલિન ચિત્તવાળા માણસોને થતું નથી જીવન્મુકત દશા, પ્રયત્ન કરનાર સર્વે મનુષ્યો ને પ્રાપ્ત થઈ શકે છે વસિષ્ઠ કહે છે. અન્ય ધર્મીઓ તથા મ્લેચ્છોને પણ આ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે દેહ સહિત હોય તો તે જીવન્મુકત કહેવાય છે, દેહરહિત હોય તો તે વિદેહમુકત કહેવાય છે કેટલાક, એકબે ભૂમિકામાં છે, કેટલાક છઠ્ઠી ભૂમિકા સુધી પહોચેલ હોય છે, કેટલાક ચોથી વિવેકી જ્ઞાની બ્રહ્માકારવૃત્તિ વડે, લોકમા ઉપરની સાત ભૂમિકામાં ફર્યા કરે છે જે મહાત્મા સર્વથી શ્રેષ્ઠ દશામાં રહે છે તે રાજા જેવો ગણાય છે કારણ કે સાત દ્વીપનું રાજ્ય પણ મન ઉપર આધિપત્ય ધરાવનાર માણસને મન તૃણ સમાન છે જેણે ઈન્દ્રિયો ઉપર વિજય પ્રાપ્ત કર્યો હોય છે તેવો મહાત્મા વંદનીય છે કારણ કે સમસ્ત પ્રકૃતિને તે પોતાની ક્રિયાશકિત તરીકે અનુભવે છે અને તેના ઉપર આધિપત્ય ભોગવે છે

વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર, સુવર્ણ સદાને માટે સુવર્ણ જ છે, વીંટીનું ભાન થવાથી તે સુવર્ણ પોતાનુ મૂળ સ્વરૂપ ભૂલી જવાથી હુ સુવર્ણ નથી પણ વીંટી છું એવો ખેદ કરે છે, તેવી જ રીતે સર્વજ્ઞ સર્વશકિતમાન આત્મા, પોતાના અસલ સ્વરૂપનું વિસ્મરણ થવાથી, પરિમિત અહંતાને આધીન થાય છે અને શોક, ભય વગેરે વિકારોને વિવશ થઈને વર્તન કરે છે

રામચંદ્ર પૂછે છે: હે મહાત્મન્, આત્મામાં અહંતાનો ઉદય કેવી રીતે થયો તે મને આપ કહો વસિષ્ઠ જણાવે છે કે સાચી વસ્તુના ઉદય તથા નાશ વિષે પ્રશ્ન પૂછી શકાય, પણ ખોટી વસ્તુના ઉદય તથા અસ્ત વિષે નહિ. હે રામચંદ્ર, જે વસ્તુ ખોટી છે તેને રૂપ નથી, નામ નથી, અહંતા એ ખોટી

ભ્રાંતિ જ છે, વાસ્તવમાં નથી. છીપમાં રૂપું જોવામાં આવે છે. મૃગજળમાં જળપાણું જોવામાં આવે છે, તે કેવળ ભ્રમણા જ છે, અસત્ છે, છતાં સત્-રૂપે જણાય છે. વિચાર કરવાથી અસત્ વસ્તુનું નાસ્તિપણું જણાઈ આવે છે. સાચી વસ્તુથી જ વ્યવહાર થાય અને ખોટી વસ્તુથી નહિ, એવો કાંઈ નિયમ નથી. સ્વપ્નાવસ્થામાં માનવના મનમાં ભય, દ્વેષ, રાગ વગેરે વિકારો ઉત્પન્ન થાય છે. ભૂતની ભ્રાંતિથી બાળકના ચિત્તમાં ગભરાટ ઉત્પન્ન થાય છે. કોઈ વાર અસત્ વસ્તુ પણ અર્થવાળી ક્રિયા કરે છે. સ્વચ્છ અને શાંત નિરાકાર પરમ આત્મામાં અહંકારનું અસ્તિત્વ ખરી રીતે હોઈ શકે જ નહિ. સત્ય વિચાર કરતાં પરમાત્મા સિવાય કોઈનું સનાતનપણું નથી. તેના વિના અહંપણું, ત્વંપણું, સત્તાપણું, અસત્તાપણું નથી. સર્વ જગતનું પારમાર્થિક, રૂપ અધિષ્ઠાનની સત્તાથી અનામય છે, સ્વયંપ્રકાશ છે, ઉત્પત્તિ, નાશ વગેરે વિકારોથી રહિત છે. મન અને વાણીથી અગ્રાહ્ય છે

રામચંદ્ર કહે છે, હે ભગવન્ બ્રહ્મનું સર્વગ્રાહી અસલ સ્વરૂપ મારી સમજમાં આવ્યું છે, તોપણ આ દૃશ્ય જગત જોવામાં આવે છે તેનું શું કારણ? વસિષ્ઠ કહે છે: હે રામ, મહાસાગરમાં જેમ તરંગો, પરપોટાઓ રહેલ છે, તેવી રીતે પરબ્રહ્મમાં આ સર્ગ રહેલો છે. ફેર એટલો જ છે કે, જળમાં દ્રવપણું હોવાથી તેમાં સ્પંદનધર્મ છે, પણ આત્માનું સ્વરૂપ તો સ્પંદનરહિત છે, સૂર્યાદિનો, તારાઓનો, અગ્નિનો પ્રકાશ પરમ પદને લીધે જ છે. જેમ સમુદ્રમાં જળ સ્ફુરે છે, તેવી રીતે પરમાત્મામાં તત્પરાયણ આ જગત અનેક રીતે સ્ફુરે છે. જ્યાં સુધી જ્ઞાન પરિપક્વ થયું ના હોય, ત્યાં સુધી સર્ગ જોવામાં આવે છે, અને સમ્યક્ જ્ઞાન થયા પછી બ્રહ્મસ્વરૂપે દેખાય છે. કારીગરની દૃષ્ટિએ ક્રિયાવાળી માટીની સેના માટીરૂપ જ છે, તેવી રીતે જ્ઞાનની દૃષ્ટિએ અનેક પ્રકારે જણાતો આ સર્ગ આત્મારૂપ જ છે. અરીસામાં નગરોનું અને પર્વતોનું પ્રતિબિંબ પડે તેમાં કંઈ દૂર અથવા અદૂર-પણું નથી. અભેદદૃષ્ટિએ જોવાથી આ વિશ્વ સત્રૂપ અને ભેદદૃષ્ટિએ જોવાથી અસતરૂપ જણાય છે. મોટા અરીસામાં પ્રતિબિંબિત નગરી જેવું આ વિશ્વ છે. આ જગત ચિત્તમાં જ પ્રકાશ પામે છે.

અવિદ્યામાં સર્વ વસ્તુઓનો સંભવ છે, કારણ કે, સર્વ ઘટનાઓ કાલ્પનિક છે. સર્વ શકિતમાન, સર્વજ્ઞ, પરમાત્મા સ્વૈરવિહારી છે, ઇચ્છામાં આવે તેવી કલ્પનાઓ કરી શકે છે. તેને કોઈ પણ પ્રકારનું બંધન નથી. સ્વપ્નાવસ્થામાં માનવ પોતાનું મૃત્યુ કલ્પી શકે છે, તેવી રીતે અવિદ્યામાં અસંભવિત વસ્તુ પણ સંભવિત બને છે ચિત્ત જેવી ભાવના કરે છે તેવો તેને અનુભવ થાય છે. તેને સાચો પણ ન કહેવાય તેમ ખોટો પણ ન કહેવાય, કારણ કે તે વખતે આપણા ઉપર તેની અસર થાય છે. અવિદ્યા હોય ત્યાં સુધી આત્મતત્ત્વ સાથે સંબંધ થતો નથી, કારણ કે અવિદ્યા અને આત્મતત્ત્વ, જે જ્ઞાનસ્વરૂપ છે, તેમની વચ્ચે સમાનપણું નથી સમાન વસ્તુઓ વચ્ચે જ સંબંધ બંધાય છે

હે રામચંદ્ર, જ્યારે મન એક દેશમાંથી બીજા દેશમાં જાય છે ત્યારે વચમાં જડતા વિનાનું જે ચિત્તરૂપ સ્વરૂપ છે, તેમાં તમે કાયમને માટે વિશ્રાંતિ કરો. વાસ્તવિક દૃષ્ટિએ કોઈ પણ વસ્તુનો ઉદય થતો નથી, તેમ અસ્ત પણ થતો નથી. માટે તમે સમાધિદશામાં અને વ્યવહારદશામાં સ્વસ્થ થઈને રહો. તમે સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છો એમાં નિષ્ઠા રાખો; આ અવસ્થામાંથી ચ્યુત થવું એ જ પાપ છે, એ જ અજ્ઞાનતા છે, એ જ સર્વ અનર્થનું આદિકારણ છે

## ૧૩ : સત્ય સ્વરૂપની સ્થિતિનું મંડન

વસિષ્ઠ કહે છે (ઉત્પત્તિપ્રકરણના અંતમાં) હે રામચંદ્ર, મેં તમને, જ્ઞાનની સાત ભૂમિકા વિષે કહ્યું છે (શુભેચ્છા, શુભવિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુર્યગા) આ ભૂમિકાઓનો કેવી રીતે ચિત્તમાં વિકાસ થાય તે વિષે કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળો આ સંસારમાં જન્મ લેતાંની સાથે જ માણસે સત્સંગનો આશ્રય લેવો જોઈએ, જ્ઞાનિ અને ચારિત્ર્યવાન માનવોનો સંપર્ક સાધવો જોઈએ, તેમના સાન્નિધ્યનો લાભ ઉઠાવવો જોઈએ, કારણ કે માયાના પ્રવાહમાં તણાતો માણસ,

આર્યગ્રંથો અને સંતપુરુષોના સમાગમ વિના આ દુસ્તર માયાને જીતી શકતો નથી. સત્સંગથી માનવમાં વિવેક ઉત્પન્ન થાય છે, પોતે કોણ છે, પોતાનું શું કર્તવ્ય છે, જીવનનું શું ધ્યેય છે તે વિષે સ્પષ્ટ જ્ઞાનનો મનમાં ઉદય થાય છે. ટૂંકામાં એના ચિત્તમાં શુભેચ્છાનો ઉદય થાય છે. ત્યાર પછી વિવેકને લીધે વિચારણા નામની બીજી ભૂમિકામાં પ્રવેશ કરે છે. શુભ વિચારો કરતાં કરતાં, અધોગામી ભાવનાઓનો ત્યાગ કરતાં કરતાં તેના મનમાંથી દુન્યવી વાસનાઓ ક્ષીણ થતી જાય છે, ચિત્ત સાત્ત્વિક થતું જાય છે. આ મનની સ્થિતિને તનુમાનસા કહેવામાં આવે છે. જ્યારે સાધકમાં સારા પ્રમાણમાં જ્ઞાનનો ઉદય થાય છે ત્યારે, સત્ત્વાપત્તિ નામની ભૂમિકા પ્રાપ્ત થાય છે, આ બધી ચિત્તની ભૂમિકા છે. ક્રમે ક્રમે તે તરફ પ્રગતિ થાય છે. આમાં તીવ્રસંવેગની અને ઉત્સાહની જ જરૂર છે. જ્યારે વાસનાઓમાં ન્યૂનતા થાય એટલે વાસનાઓ એટલી બળહીન થાય છે કે તેમાંથી અંકુર ફૂટી શકે જ નહિ, ત્યારે તે માનવ અસંગસક્ત ભૂમિકાને પ્રાપ્ત થયો છે એમ કહી શકાય.

આવો માનવ સંસારની વસ્તુઓ માટે રુચિ રાખતો નથી, તેમનું સ્મરણ પણ કરતો નથી. આવા માનવોની બુદ્ધિ એકનિશ્ચયી હોય છે. ક્રમેક્રમે આ અવસ્થા સુદૃઢ થતાં થતાં તેનું ચિત્ત બ્રહ્મૈકરસમાં હોવાથી, છઠ્ઠી ભૂમિકામાં તે પ્રવેશ કરે છે. આને પદાર્થાભાવિની કહે છે. અને આખરે તે તુર્યગા નામની સાતમી ભૂમિકામાં આવે છે. આવા મહાત્માને જીવન્મુક્ત કહેવાય છે. એટલે શરીર હોવા છતાં પણ તે માયાતીત હોય છે. દેહ અને મનની પરની ભૂમિકામાં રહે છે. ગુણાતીત અવસ્થામાં વિશ્રાંતિ લે છે. હર્ષશોકથી પર હોય છે, હમેશ સમત્વ ધારણ કરે છે, પ્રાપ્ત થયેલી વસ્તુઓ તેના મનમાં આનંદ ઉત્પન્ન કરી શકતી નથી અને અપ્રાપ્ત વસ્તુઓને માટે શોક કરતો નથી. હે રામચંદ્ર તમે જાણવાની વસ્તુ જાણી લીધી છે તેથી તમારામાં તુચ્છ વાસનાઓનું અસ્તિત્વ નથી, તમે શરીરમાં રહો (વ્યવહાર કરો) અથવા સમાધિમાં રહો, તોપણ હર્ષ, શોક, સુખદુઃખથી પર રહો, કારણ કે તમારું નિર્મળ સ્વરૂપ (આત્માનું) સતત એક અવિચળ અવસ્થામાં જ રહે છે. હે રામચંદ્ર તમે વિમળ છો, સ્વયંપ્રકાશ છો, વિભુ છો, સર્વ સ્થળે

રહેનારા છો, અચ્યુત છો, જન્મ મરણ વગેરે વિકારો તમને સ્પર્શ કરી શકે જ નહિ. આત્માને ઉદય પણ નથી તેમ લય પણ નથી, તમે અવિનાશી છો. 'હું નાશ પામીશ' એવા અસત્ય વિચારને મનમાં સ્થાન આપવું જ નહિ ઘડાનો નાશ થવાથી ઘટકાશનો નાશ થતો નથી, તેવી રીતે શરીરનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી તમે અદ્વિતીય છો. એવી કોઈ વસ્તુ નથી કે જે તમારાથી અતિરિક્ત હોય, તેથી તમારામાં વાસનાના ઉદયની શક્યતા જ નથી. આકાશમાં શૂન્યતા રહેલ છે. તેવી રીતે સર્વ શકિતઓના સર્વ પદાર્થોના ઉત્પત્તિસ્થાનરૂપ આત્મામાં આ જગતની સર્વ શકિતઓ રહેલ છે આ સંસારરૂપી રેંટને ચલાવવા માટે વાસનારૂપી દોરડી છે તેને સ્વપ્રયત્નથી કાપી નાંખો. નિરામય, પવિત્ર પદમાંથી સર્વપ્રાણીઓ ઉત્પન્ન થયેલાં છે બ્રહ્મનું જ્ઞાન થવાથી સમગ્ર સંસારનું જ્ઞાન થાય છે ચિત્ત, બ્રહ્મ, આત્મા વગેરે નામો એક જ બ્રહ્મનાં છે

હે રામચંદ્ર, અવિવાની માનવીની પડે, દુર્બુદ્ધિના વિકલ્પથી તમારે પણ ભવ પામવો જોઈએ નહિ ચિત્ત છે એ જ પુરુષ છે, શરીર પુરુષ નથી. જેમ ભ્રમર કમળમાંથી ઊડીને આકાશમાં જાય છે, તેવી રીતે આ દેહપિંજરનો નાશ થયા પછી, દેહમાં રહેનારો આત્મા દેહાભિમાનનો ત્યાગ કરીને પોતાના અસલ સ્થાન પરમાત્મામાં જ સમાઈ જાય છે સત્ય એવા બ્રહ્મનુ જ સતત ચિંતન કરો, અસત્ દેહના અધ્યાસને તિલાંજલિ આપો, સ્ફટિકમણિમાં જેવી રીતે પ્રતિબિંબ દેખાય છે, તેવી રીતે સમાન, સ્વચ્છ, નિર્વિકલ્પ ચિદાત્મામાં આ જગત દેખાય છે ચૈતન્યની સત્તાથી જ આ જગત અસ્તિત્વમાં આવે છે દીવાની સત્તાથી પ્રકાશ થવો એ સ્વાભાવિક છે, તેવી રીતે જગતની સ્થિતિ (માયાશકિત દ્વારા જગતરૂપી લીલા કરવાની ઇચ્છા) એ ચૈતન્ય તત્ત્વનો સ્વભાવ છે મહાસાગરમાં તેની જ સત્તા જળના તરંગની પંકિત દેખાય છે, તેમ અસત્‌રૂપ મન પોતે, પોતાના અધિષ્ઠાનરૂપ ચૈતન્યમાં ચૈતન્યની સત્તાથી જ શરીર ધારણ કરે છે, વિધવિધ રીતે તે સ્ફુરે છે, અસત્ છે, છતાં સત્ હોય તેમ દેખાય છે, વારવાર પેદા થાય છે અને પાછું લય પામે છે

યોગવાસિષ્ઠમાં છ પ્રકરણો છે પ્રથમ વૈરાગ્ય, દ્વિતીય મુમુક્ષુપ્રકરણ,

તૃતીય ઉત્પત્તિપ્રકરણ, ચતુર્થ સ્થિતિપ્રકરણ, પાંચમું ઉપશમપ્રકરણ અને છઠ્ઠું નિર્વાણપ્રકરણ. તૃતીય ઉત્પત્તિપ્રકરણ સમાપ્ત કરીને હવે વસિષ્ઠ ચતુર્થ સ્થિતિપ્રકરણનો આરંભ કરે છે. આમાં એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે જગતની સ્થિતિ પણ ભાવનાત્મક જ છે. જેમ ઉત્પત્તિ સંકલ્પમય છે તેમ સ્થિતિ પણ સંકલ્પમય છે, માટે સંકલ્પનો ત્યાગ કરી સ્વસ્વરૂપ આત્મામાં જ વિહાર કરવો જોઈએ. હું આ નથી અથવા 'હું જ સર્વત્ર છું. હું કાંઈ કરતો નથી અથવા હું જ સર્વ કાંઈ કરું છું.' આવી જ્ઞાનમય દૃષ્ટિનો સ્વીકાર કરી મનુષ્ય સંસારનાં બંધનમાંથી છૂટી જાય છે. દેહાદિમાં અહંબુદ્ધિ જ માણસને પ્રકૃતિનો દાસ બનાવે છે—દીન બનાવે છે. 'પરમાત્મા હું જ છું' મારાથી અન્ય કાંઈ છે જ નહિ, અથવા 'હું સર્વથી પૃથક્ છું અને સૂક્ષ્મતમ છું' આ બે પ્રકારના અહંકારો બંધનકારક નથી. (પ્રથમ અહંકાર આત્મા અને બ્રહ્મની એકતાનું પ્રતિપાદન કરે છે અને બીજામાં જીવાત્મા પરમાત્માનો અંશ છે, એવી ભાવનાનું સમર્થન કરવામાં આવે છે).

સ્થિતિપ્રકરણની શરૂઆત કરતાં વસિષ્ઠ જણાવે છે કે હે રામચંદ્ર, મેં તમને ઉત્પત્તિપ્રકરણ કહ્યું. હવે મોક્ષ આપનાર સ્થિતિપ્રકરણનું વિવરણ કરું છું, તે એકાગ્ર ચિત્તથી સાંભળો. મારા મત પ્રમાણે આ જગત અહંતાયુક્ત આકારવિનાનું, ભ્રાંતિમાત્ર, અસત્ છે. બ્રહ્મથી તે જુદું નથી. તે છતાં પણ અલગ પ્રતીત થાય છે. તેની કોઈ ઠેકાણે સ્થિતિ ન હોવાથી અસ્થિત છે. નિઃસાર છતાં અતિદૃઢ દેખાય છે. સ્વપ્નમાં દેખાતા પર્વતો જેવું છે, પરમાત્માના સ્વરૂપ(અધિષ્ઠાન)નો વિચાર કરવામાં આવે તો આ જગત સ્તંભ જેવું અસાર જણાય છે, કેવળ આભાસ જ છે, વિવર્ત જ છે એવો નિશ્ચય બુદ્ધિને કરવો જ પડે છે. રામચંદ્ર કહે છે, હે ભગવન્, બીજમાં અંકુર રહે છે, તેવી રીતે પ્રલયકાળના સમયમાં, આ જગત પરમાત્મામાં રહે છે, તથા તેમાંથી જ પાછું ઉદય થાય છે, એવી માન્યતા ધરાવનારાઓ જ્ઞાની છે કે અજ્ઞાની તે જણાવો.

વસિષ્ઠ કહે છે, આવા મતનું સમર્થન કરનાર (પ્રલયકાળમાં જગત પરમાત્મામાં રહે છે તે મત) માણસમાં અજ્ઞાનપણું અને બાળબુદ્ધિપણું

છે. પરમાત્મા મન, બુદ્ધિ, ઈન્દ્રિયોથી પર છે, નિરાકાર છે, નિર્વિકાર છે, અણુરૂપ છે, સ્વયંભૂ છે. તેમાં જગતનું બીજપણું કેવી રીતે ઘટે? પરમાત્માનું સ્વરૂપ યથાર્થ દૃષ્ટિએ સત્ય છે, નિત્ય છે, તોપણ તે અતિ સૂક્ષ્મ હોવાથી અસત્ રૂપ અજ્ઞાનીને જણાય છે. તેને વિષે યથાર્થ પારમાર્થિક દૃષ્ટિએ બીજપણું નથી તો પછી અંકુરપણું કેવી રીતે ઘટે? તડકામાં છાયા રહી શકે નહિ, પ્રકાશમાં અંધકાર રહી શકે નહિ, તો પછી નિત્યશુદ્ધ નિત્યમુક્ત પરમાત્મામાં જડ જગત કેવી રીતે રહી શકે? નિરાકારમાં સાકાર કેવી રીતે રહી શકે? અનંત સાંત કેવી રીતે થઈ શકે? આ જગત જે જોવામાં આવે છે, તે વાસ્તવિક રીતે છે જ નહિ. આદિ, અંત અને મધ્યથી રહિત જે બ્રહ્મ છે, તે જ આ જગતરૂપે રહ્યું છે તેની પ્રતીતિ માત્ર છે.

હે રામચંદ્ર, સમસ્ત કલ્પનાઓથી અતીત, અને અત્યંત નિર્મળ એવા પરમાત્મામાં આ જગતની ઉત્પત્તિ વિષે કહું છું તે સાંભળો. નિરાકાર બ્રહ્મમાં જન્ય અને જનક(ઉત્પન્ન થવાને યોગ્ય અને ઉત્પન્ન કરનાર)નો ક્રમ ઘટી શકે નહિ, બ્રહ્મ નિર્વિકાર છે. માટે હે રામચંદ્ર, વાસ્તવિક દૃષ્ટિથી જોતાં (પારમાર્થિક દૃષ્ટિથી) આ જગત પ્રથમ હતું જ નહિ, વર્તમાન છે જ નહિ અને ભવિષ્યમાં થશે નહિ. અખિલ જગત બ્રહ્મનું જ સ્વરૂપ છે અને બ્રહ્મથી અભિન્ન છે. એક બ્રહ્મ જ અનેક રીતે ભાસે છે. આકાશમાં વિસ્તાર પામેલા સૂર્યના પ્રકાશ વડે પરમાણુના ભેદો જણાય છે, તેવી રીતે ચૈતન્ય પોતે, પોતાની અંદર પોતાના સ્વરૂપથી અભિન્ન જે ચમત્કૃતિ કરે છે તે સર્ગરૂપે જણાય છે. વિમળ, નિત્યમુક્ત આત્મામાં પોતાની મેળે આ જગત સ્ફુરે છે. આ જગત વિજ્ઞાનઘન, શાંત, બ્રહ્મરૂપે જ વિસ્તાર પામેલું છે. હે રામચંદ્ર, હવે તમે જાગ્રત થયા છો, તેથી રાજા જેવી રીતે પોતાના સ્થાનને શોભાવે, તેમ તમે પણ બ્રહ્મમાં સ્થિર થઈ, અભય, નિરામય પદવીને પામી બ્રહ્મવેત્તાઓની સભાને શોભાવો.

હે રામચંદ્ર, આદિ અને અંત વિના પ્રકાશ પામતી, ચૈતન્યપ્રભા એ જ જગત છે. બ્રહ્મ પોતે જ સ્થૂળ, સૂક્ષ્મ, ભાવનાના આરોપના ક્રમ વડે જગતરૂપે જણાય છે. હે નિષ્પાપ રામચંદ્ર, જ્ઞાનીને સત્ય દૃષ્ટિનો અંત નથી

કારણ કે આત્મા અનંત છે, તેવી રીતે અજ્ઞાનીને અસત્ દૃષ્ટિનો પણ અંત નથી, કારણ કે અસંખ્ય બ્રહ્માંડો, અજ્ઞાનદૃષ્ટિમાં રહેલ છે. સૂર્યનાં કિરણોમાં રહેલા લઘુ આણુની સંખ્યાની ગણતરી થઈ શકે નહિ, તેમ ત્રૈલોક્યરૂપી પરમાણુઓની સંખ્યાની ગણતરી થઈ શકે નહિ. સર્ગને સર્ગરૂપે જ જાણવાથી અજ્ઞાનતામાં, અંધકારમાં જ રહેવું પડે છે, પણ એને બ્રહ્મરૂપે જાણવાથી તે કલ્યાણકારક થઈ પડે છે.

હે રામચંદ્ર, આ જગતનું મૂળ મન છે. 'શાસ્ત્ર, સંત પુરુષના સમાગમથી જેણે મન અને ઇન્દ્રિયો ઉપર કાબૂ મેળવ્યો છે. તે માણસ જ આ દૃશ્ય આડંબરનું અસલ સ્વરૂપ જાણી શકે છે. મન એ જ કર્મરૂપી વૃક્ષનો અંકુર છે. તેનું છેદન કરવાથી જ સંસારરૂપી વૃક્ષનું છેદન થાય છે. મનરૂપી વ્યાધિને નાબૂદ કરવા માટે આ દૃશ્ય જગતનો ( પારમાર્થિક દૃષ્ટિએ ) અત્યંત અસંભવ એ જ ઉત્તમ ઔષધ છે. મન જ અજ્ઞાન માણસમાં મોહ ઉત્પન્ન કરે છે. મનને લીધે જ માણસ દીનત્વ અનુભવે છે, જન્મમરણના ભયને આધીન થાય છે. આ મનને જો યથાર્થ બોધ આપવામાં આવે તો તે માણસને મુક્ત કરે છે, માયાધીશ બનાવે છે. મન છે તે જ સંસાર છે અને જગત છે તે મન છે. પરસ્પર બંને અન્યોન્યાશ્રયી છે, જ્યારે મનો નાશ થાય છે ત્યારે જગત બ્રહ્મરૂપ છે એવી અનુભૂતિ થાય છે, અને તે કાયમ રહે છે.

રામચંદ્ર કહે છે હે ભગવન્, અપાપ, બહાર વૃદ્ધિ પામેલો આ સંસાર, મનમાં કેવી રીતે સ્ફુરે છે તે આપ દૃષ્ટાંત આપીને સમજાવો. વસિષ્ઠ કહે છે: લવણરાજાને જેવી રીતે ચંડાળપણું પ્રાપ્ત થયું હતું, શુક્રાચાર્યને ભોગ ભોગવવાની ઇચ્છાથી જેવી રીતે ભોગાધિનાથપણું, સંસારીપણું તથા ભોગેશ્વરપણું પ્રાપ્ત થયું હતું તેવી રીતે આ જગત મનમાં રહેલું છે.

રામચંદ્રે પૂછયુ, હે ભગવન્, શુક્રાચાર્યને આ અવસ્થા કેવી રીતે પ્રાપ્ત થઈ તે આપ મને કહો. વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર, મંદર પર્વતના શિખર પર ભૃગુ અને કાળનો જે સંવાદ થયો હતો તે તમે સાંભળો. મંદરગિરિના એક શૃંગ ઉપર ભગવાન ભૃગુ ઋષિએ ઘોર તપશ્ચર્યા કરવાનું શરૂ કર્યું ત્યારે તેમની સમીપમાં શુક્ર નામના એક મેધાવી બાળપુત્ર હતા. ભૃગુ-

ઋષિ તે સર્વોત્તમ વનમાં સર્વ સમય સમાધિમાં જ રહેતા હતા અને શુક્ર તે અરણ્યમાં રમણલીલાથી ક્રીડા કરતા હતા. શુક્રાચાર્ય ત્રિશંકુ નામના રાજાની માફક વિદ્યા અને અવિદ્યાની વચ્ચે રહેવાથી આપત્તિ પામ્યા હતા. એક દિવસ પોતાના પિતા નિર્વિકલ્પ સમાધિમાં હતા, ત્યારે શુક્રાચાર્ય પણ અવ્યગ્ર ચિત્તથી બેઠા હતા. તે વખતે આકાશમાર્ગમાં એક અપ્સરા ચાલી જતી હતી તે તેમના જોવામાં આવી. સુગંધથી તે આકાશ અને પવનને સુગંધ યુક્ત કરતી હતી. તે લાવણ્યમયી હતી. આ અપ્સરાને જોઈને શુક્રાચાર્યના મનમાં ક્ષોભ થયો શુક્રાચાર્યે પોતાના મનને બોધ આપવા માંડયો પણ તેની ખાસ અસર થઈ નહિ, અને તે અપ્સરાનું જ ચિંતન કરવાથી પોતે અપ્સરા મય થયા અપ્સરાનું ધ્યાન કરતા શુક્રાચાર્ય પોતાનાં નેત્રો મીંચીને મનોરાજ્ય કરવાનો પ્રારભ કર્યો. 'આ મારી પાસે રહેલી અપ્સરા આકાશ દ્વારા ઈન્દ્રના ભુવનમાં ચાલી જાય છે. તેની પાછળ ચાલતો ચાલતો હું પણ દેવોના વિહાર-સ્થાનમાં આવ્યો છું અહીં યમ, ચંદ્ર, સૂર્ય, ઈન્દ્ર, વરુણ વગેરે દેવો પોતાના શરીરની કાંતિથી આ પવિત્ર અને અતિ સુંદર ભૂમિને શોભા આપી રહ્યા છે. લોચનના ઉલ્લાસથી અને મુગ્ધ હાસ્યથી, શોભતી, મૃગના જેવાં નેત્રોવાળી સુંદર અપ્સરાઓ અહીં છે. અહીં પુણ્ય કરનાર માણસો, ઘણાક ઘરેણાંથી શણગારેલા છે અને વિમાનમાં બેસીને આકાશમાં ઊડે છે આ પ્રમાણે શુક્રાચાર્ય, પોતાના મને કરેલા તરંગોમાં ગરકાવ થઈ ગયા હતા અને તેમણે ઈન્દ્રને અભિવંદન કર્યું. ઈન્દ્રદેવે આદરપૂર્વક ઊભા થઈને શુક્રાચાર્યની પૂજા કરી, હાથ પકડીને પોતાની પાસે આસન ઉપર બેસાડયા

ઈન્દ્રદેવ બોલ્યા : હે શુક્રાચાર્ય, આપના આગમનથી, આ સ્વર્ગલોક પવિત્ર થયો છે, ધન્યવાદને પાત્ર થયો છે. માટે હે નાથ, આપ અહીં ઘણા કાળ સુધી રહો. દેવતાઓના સમૂહે પણ તેમને અભિવંદન કર્યાં. શુક્રાચાર્ય આ પ્રમાણે મૃત્યુના દુ:ખનો અનુભવ કર્યા વિના સ્વર્ગલોકમાં પોતાના પ્રભા-વથી આવ્યા અને તેમને પોતાના પૂર્વભવનું વિસ્મરણ થઈ ગયું થોડો સમય ઈન્દ્ર પાસે આરામ લઈને આ સ્વર્ગમાં વિહાર કરવા માટે શુક્રાચાર્ય ઊભા થયા. તેમાં સ્ત્રીસમૂહને જોતાં જોતાં એમણે જે અપ્સરાને આકાશમાં જોઈ હતી,

તેને જોઈ હે રામચંદ્ર, તે અપ્સરા પણ શુક્રાચાર્યને જોઈને પરવશપણાને પામી ગઈ. બંને એકબીજામા આસક્ત થઈ ગયાં. એકબીજાની અનુરક્તિથી પોતાની મેળે ઉત્પન્ન થયેલા પ્રેમ અત્યંત પ્રેમ ઉપજાવે છે.

હે રામ, આ પ્રમાણે પોતાના ચિત્તવિલાસથી ઘણોક કાળ કલ્પિત સ્નેહ કરીને બંને આનંદ પામ્યા પછી પુણ્યનો ક્ષય થવાથી શુક્રાચાર્યનું દિવ્ય શરીર અપ્સરા સાથે જ પૃથ્વી ઉપર પડયુ પૃથ્વી ઉપર પડેલા તે શુક્રાચાર્યનું શરીર દીર્ઘ ચિંતા સહિત સો પ્રકારનુ થયું એ ભૃગુનંદન શુક્રાચાર્ય પોતાના મનની વિધવિધ પ્રકારની વાસનાઓને લીધે, તે તે વાસના પ્રમાણે, વિવિધ જન્મદશા પામ્યા અનેક પ્રકારનાં શરીરો સાથે સંબંધ બાંધીને અંતે તે સમંગા નામની નદીને કિનારે સુખપૂર્વક નિશ્ચલ મનથી તપ કરતા હતા હે રામચંદ્ર, આ પ્રમાણે પોતાના પિતાની પાસે રહીને વિચાર કરતાં, લાંબો કાળ ચાલ્યો ગયો ત્યાર પછી પવનથી શિથિલ થઈ ગયેલો તેમનો દેહ પૃથ્વી ઉપર પડી ગયો આ પ્રમાણે શુક્રાચાર્યને પોતાના દેહની અપેક્ષા વિના, અનંત અનુભવો થયા તે બુદ્ધિમાનનો મદરાચળના શિખર ઉપર જે દેહ હતો તેમાં માત્ર, ચામડી તથા હાડકાં જ બાકી રહ્યાં હતાં યમ અને નિયમ વડે પોતાનું કલ્પિત શરીર શુક્રાચાર્યે દુર્બળ કરી નાંખ્યુ હતું અને એમનું ચિત્ત સમંગાને કાંઠે તપ કરતું હતું તેમનું પૂર્વનું શરીર તો રાતુ થઈ ગયું હતું અને તે પર્વતની મોટી શિલામાં લોટતું હતું ત્યાર બાદ હે રામ, ભૃગુઋષિ હજાર દિવ્ય વર્ષે સમાધિમાથી વિરામ પામ્યા તેમણે પોતાના પ્રિય પુત્રને ત્યાં જોયો નહિ. પણ તેની

કોટી રુદ્રોને હું ગળી ગયો છું. અમે ભોકતા છીએ તમે અને બીજાઓ અમારુ ભોજન છો. સૃષ્ટિ અને તેમાં ઉત્પન્ન થયેલા સર્વ પદાર્થો અંત કરનાર કાળ પાસે પોતાની મેળે જ જાય છે, આ સમગ્ર જગત મારા ભોજનરૂપે જ કલ્પેલું છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં, કોઈ ઉત્પન્ન થતું નથી. ને કોઈ મરતું પણ નથી, જેને તત્ત્વનો સાક્ષાત્કાર થયો નથી તેને જ કર્તાપણુ અને અકર્તાપણું દેખાય છે, હું આપની પાસે આવ્યો છુ તે એટલા માટે કે આપ તપસ્વી છો ને માન્ય છો આપ તમોગુણનો આશ્રય કરીને તપનો નાશ કરો નહિ. આપ સર્વસ્વ છો છતાં એક મૂર્ખ માણસની માફક મને વૃથા શાપ દેવાની કેમ ઈચ્છા કરો છો? હે મહામુનિ, તમારો પુત્ર શુક્ર એક કલ્પ સુધી વિદ્યાધરપણું ભોગવીને બ્રાહ્મણની યોનિમાં જન્મ્યો છે અને હમણાં તે સમંગા નદીને કાંઠે તપશ્ચર્યા કરે છે તેણે જટા વધારી છે, સર્વ ઈંદ્રિયોનો ભ્રમ જીત્યો છે, તેને સ્થિર તપમાં આઠસો વર્ષ થયાં છે, હે મુનિ, જો તમારા પુત્રને જોવાની ઈચ્છા હોય તો જ્ઞાન-દૃષ્ટિથી, સમાધિથી તેને જુઓ

મુનિએ પોતાના પુત્રનું વૃત્તાંત જ્ઞાનદૃષ્ટિથી જોયુ સઘળું વૃત્તાંત એક મુહુર્તમાં તેમના જોવામાં આવ્યુ. સમંગા નદીને કાંઠે પોતાનો પુત્ર તપ કરે છે, ત્યાં સુધીની ખબર તેમને પડી પછી પુત્રની ચિંતાનો ત્યાગ કરી મંદર પર્વતમાં કાળની પાસે રહેલા પોતાના શરીરમાં પાછુ અનુસંધાન કર્યું પછી ભૃગુઋષિએ વીતરાગ એવા કાળને કહ્યું, હે દેવ, અમારું ચિત્ત રાગદ્વેષથી મલિન થયેલું છે. માટે અમે અજ્ઞાની છીએ આપ તો ત્રણે કાળને જાણો છો. માયા માનવમાં મોહ ઉત્પન્ન કરે છે અને વિદ્વાન માણસને પણ ભમાવે છે. હે ભગવન્, આ મારા પુત્રનું કલ્પ સુધી મૃત્યુ થાય જ નહિ એમ હું જાણતો હતો, તે છતાં તેને મરેલો જોવાથી મારા મનમાં સંભ્રમ ઉત્પન્ન થયો. હે પ્રભુ, અમે સંસારની ગતિને જાણીએ છીએ, તે છતાં, સંપત્તિ અને આપત્તિને લીધે, હર્ષ અને શોક થાય છે. આપ નિયતિનું પાલન કરનાર છો, એ વિષે વિચાર કર્યા વિના, મેં આપના ઉપર ક્રોધ કર્યો તે બદલ હું આપની ક્ષમા યાચું છું. આપે મારા પુત્રના ચેષ્ટિતનું મને સ્મરણ કરાવ્યું તેથી મેં સમંગા નદીને કાંઠે, મારા પુત્રને જોયો. માણસને ભૌતિક અને

બીજું મનરૂપી એવાં બે શરીરો છે. મન ભૌતિક શરીરની કલ્પના કરે છે. મન રૂપી શરીર વડે આ જગતની ભાવના થાય છે. કાળ બોલ્યો : હે ભગવન્, આપે સાચું જ કહ્યું છે. મન એ જ શરીર છે. મન સંકલ્પથી દેહ ઉત્પન્ન કરે છે. આ ત્રણે જગતનું મનના મનન માત્રથી નિર્માણ થયું છે. તે સત્ પણ નથી અને અસત્ પણ નથી, અનિર્વચનીય છે. મન સર્વ પદાર્થોમાં ભિન્નત્વ જુએ છે. હું સુખી છું, હું દુઃખી છું, આ બધી મનની જ કલ્પનાઓ છે. સમુદ્રમાં તરંગો રહેલા નથી, તેમ નથી રહેલ એમ પણ નથી વારંવાર તરંગોનો નાશ થાય છે અને ઉત્પન્ન પણ થાય છે. વાસ્તવિક રીતે તેમાં જુદાપણું નથી. સમુદ્રનું સામાન્ય જળ આ પ્રમાણે વિસ્તાર પામે છે. સમુદ્ર વિના તરંગોની કલ્પના થઈ શકે નહિ, તે પ્રમાણે બ્રહ્મ વિના જગતના નામની કલ્પના છે જ નહિ. આ સંપૂર્ણ જગત બ્રહ્મસ્વરૂપ જ છે, એવો નિશ્ચય કરો, અન્ય ભ્રમણાઓનો ત્યાગ કરો. જેવી રીતે બીજમાં શાખાઓ, પુષ્પ, લતા, ફળ વગેરે રહેલ છે તેવી રીતે આ સત્ અસત્રૂપ વિચિત્ર જગત આત્મામાં રહેલું છે. કોશેટો કરનાર કીડો પોતાની ઇચ્છાથી જ પોતાનું બંધન થાય તેવી ક્રીડા કરે છે, તેમ આત્મા પણ વાસનાઓના વિસ્તારથી બંધાય છે. બંધ અને મોક્ષની કલ્પનાઓ અજ્ઞાનદૃષ્ટિથી છે, જ્ઞાનદૃષ્ટિથી નથી. અવિદ્યારૂપી વાસનાએ કરીને ઢંકાયેલો હોવાથી આત્મા આ સંસારમાં માયાધીશ છે તોપણ આમતેમ ભટકયા કરે છે. આ સ્પંદનમય, અતિ વિસ્તારવાળા આત્મારૂપી સમુદ્રમાં કેટલાક તરંગો, સ્થિર, બ્રહ્મા—વિષ્ણુરૂપે રહે છે. કેટલાક દેવોદેવીઓરૂપે રહે છે. કેટલાક મનુષ્યો, પુરુષો, સ્ત્રીઓ તરીકે રહે છે. કેટલાક કૃમિ, કીટ, પતંગ, પશુ—પક્ષીઓનું રૂપ ધારણ કરી રહે છે. કેટલાક દીર્ઘકાળ પર્યંત શરીરો રાખે છે (નામરૂપાત્મક).કેટલાક અલ્પજીવી હોય છે. આ સંસારના આડંબરમાં કેટલાંક મોજાં ચિરસ્થાયી છે, કેટલાંક અનેક પ્રકારના વિકલ્પથી મોહ પામેલાં છે. કેટલાંક સ્થાવરપણાને પામેલાં હોય છે અને કેટલાંક જંગમપણાને. આત્મરૂપી સમુદ્રમાંથી મનન એવી સંજ્ઞાવાળા અસંખ્ય તરંગો ઉત્પન્ન થાય છે. તેમાં જ અમુક કાળ સુધી સ્થિત રહે છે, તેમાં જ લય પામે છે. અજ્ઞાની મનુષ્યો આ ક્રિયા( સતત ચાલતી )ને આધીન થઈને સુખ-

દુઃખને આધીન થાય છે. જ્ઞાનીઓ આ રમતને—લીલાને તટસ્થ વૃત્તિથી, સાક્ષીભાવથી જુએ છે, અને તેમાં (બધી ક્રિયાઓમાં, ઉત્પત્તિ, સ્થિતિ અને વિસર્જનમાં) એકસરખો આનંદ અનુભવે છે. હે મુનિ, આ સમગ્ર વિશ્વ બ્રહ્મરૂપી સમુદ્રથી અભિન્ન છે, એ જ પરમ સત્ય છે. મૂઢ મનુષ્ય જ હું આત્મા નથી એવો નિશ્ચય મનમાં કરે છે અને પરવશ જીવન ગાળે છે. દેહાત્મભાવનું વારંવાર અનુસંધાન કરવાથી આત્મા સંબંધી જ્ઞાન કલંકિત થાય છે, અને ત્યારે માનવમાં પામરતા આવે છે. સુખ અને દુઃખની અક્ષય ખાણરૂપ આ જીવપણું પરમપદનું—સ્વસ્વરૂપનું વિસ્મરણ થવાથી પ્રાપ્ત થાય છે. આ જીવપણાની શાંતિનો એક જ ઉપાય છે, સતત સ્વસ્વરૂપનું ચિંતન હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું, નિત્ય છુ, અજર છું, અમર છું, એ સત્યમાં જ ચિત્તને પરોવી રાખવું. વિરોધી વિચારનો પરિત્યાગ કરવો. જેમણે મોહને જીત્યો છે જેમને પર અને અપરનું જ્ઞાન થયું છે, જેઓ મન અને શરીરના બંધનમાંથી મુક્ત થાય છે, એવા જીવન્મુક્તો જ કૃતાર્થ છે. મનને અધીન થવું એ જ દુઃખરૂપ છે. હે ભગવન્, તમે ઊભા થાઓ અને જ્યાં તમારો પુત્ર છે ત્યાં આપણે જઈએ.

હે રામ, ત્યાર પછી કાળદેવ અને ભૃગુઋષિ, મંદરપર્વતની ગુફામાંથી પૃથ્વીમાં ઊતર્યા અને સમંગા નદીના તટ ઉપર જવાની પ્રવૃત્તિ કરી. એક ક્ષણમાં, તેઓ તે નદીને કાંઠે આવ્યા. ભૃગુઋષિએ પોતાના પુત્રને જોયો, કાળ ભગવાને શુકને કહ્યું, જાગ્રત થાઓ, એટલે સમાધિમાંથી શુકાચાર્ય વિરામ પામ્યા તેમની સમક્ષ તેમણે (શુકાચાર્યે) કાળ ભગવાન અને ભૃગુઋષિને જોયા. દંડવત્ પ્રણામ કર્યા. પરસ્પર યોગ્ય સત્કાર કરીને ત્રણે જણા શિલા ઉપર બેઠા. શુકાચાર્યે કહ્યું, આપના દર્શનથી મને આનંદ થયો છે. મનનો મોહ શાસ્ત્રથી, તપથી, જ્ઞાનથી, વિદ્યાથી, પણ નાશ થતો નથી. તે તમારા દર્શનથી નાશ થયો છે. પોતાના પુત્રનાં આવાં વચનો સાંભળીને ભૃગુઋષિ એ કહ્યું: તમે તમારા આત્માનું સ્મરણ કરો, તમે જ્ઞાની છો. શુકાચાર્યે મંદ વચનો વડે કહ્યું, પરમાત્માની માયાશક્તિનો આરંભ કોઈના જાણવામાં આવતો નથી તે સર્વથી ઉત્કર્ષપણે રહે છે, આ જગતનું ચક્ર તેને આધીન

છે. મારા અનંત જન્મો થઈ ગયા છે. એવું કાંઈ પણ નથી કે જે મે અનુકૂળ કે પ્રતિકૂળ દશામાં ભોગવ્યું ન હોય. જાણવાની વસ્તુ મેં જાણી લીધી છે. મારો ભ્રમ મરી ગયો છે, નિયતિની રચના જોઈને આનંદ માણવા ખાતર જ હું વિહાર કરુ છું. સત્ય આત્મા એક જ છે, એવા દૃઢ નિશ્ચયથી હું જીવન ગાળું છું. માટે હવે મારી બુદ્ધિ, પૂર્વદેહના જીવનરૂપ ભલે થાય. તેમાં કાંઈ પણ ક્ષતિ થવાની નથી. પૂર્વદેહ વડે જે શેષ પ્રારબ્ધ રહેલું છે તેના ભોગને અનુકૂળ વ્યવહાર હું આચરીશ.

વસિષ્ઠ કહે : હે રામ, એ ત્રણે તત્ત્વવેત્તાઓ સમંગા નદીના તટ ઉપરથી એક ક્ષણમાં મંદર પર્વતની ગુફા પ્રત્યે આવ્યા ત્યાં શુક્રાચાર્યે પર્વતની ઉપલી ભૂમિમાં, સુકાઈ ગયેલું અને પાંદડાંથી ઢંકાયેલું પોતાના પૂર્વજન્મનું શરીર જોયું શુક્રાચાર્યે કહ્યું : હે તાત, આ મારો તે દેહ છે જેનું આપે લાલન કર્યું છે. સર્વ દુઃખની દશાથી મુકત થયેલા, તાપ વગરના મનથી રહિત થયેલા આ મારા દેહને હું વનમાં જોઉં છું તે બહુ સારું થયું. વસિષ્ઠ કહે, હે રામચંદ્ર, જ્ઞાની હોય કે અજ્ઞાની હોય, જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી એવો ક્રમ છે કે આસક્તિથી કે અનાસક્તિથી લોકની પેઠે વ્યવહાર કરવો. વ્યવહારમાં જેવી રીતે અજ્ઞાની રહે છે, તેવી જ રીતે પંડિત પણ રહે છે. બંધ કે મોક્ષ આપવામાં વાસના માત્રનો ભેદ છે બંધ અને મોક્ષમાં બુદ્ધિ જ મૂળ કારણ છે. હે રામચંદ્ર તમે સકળ ઇચ્છાની શાંતિ કરીને, બહારથી લોકને ઉચિત એવો વ્યવહાર કરો. અંદરથી અનાસકત રહો, શાંત રહો, સમતાનો ત્યાગ કરો નહિ. પરમાત્મામાં સ્થિતિ રાખો. સ્થિતપ્રજ્ઞ થાઓ, મન વડે કર્મ કરો. વિનાશી પદાર્થોમાં મમતારૂપી ઉગ્ર અંધારા કૂવામાં પડશો નહિ. આ અખિલ વિશ્વ શાંત અને અજ છે, એવો વિચારપૂર્વક અનુભવ કરીને, તમે નિત્યાનંદ પ્રાપ્ત કરો. વસિષ્ઠ કહે : હે રામ, શુક્રાચાર્યને પછી કાળે નીચે પ્રમાણે કહ્યું. કાળ બોલ્યો, હે ભૃગુઋષિના પુત્ર, રાજા જેવી રીતે નગરીમાં પ્રવેશ કરે, તેવી રીતે તમે સમંગા નદીના કાંઠાના તપસ્વી દેહનો ત્યાગ કરીને આ દેહમાં પ્રવેશ કરો. તે દેહ વડે તપ કરીને, તમારે દૈત્યોનું ગુરુપણું પ્રાપ્ત કરવું હજાર યુગનો બ્રહ્માનો દિવસ જ્યારે સંપૂર્ણ થાય ત્યારે તમારે તે દેહનો

ત્યાગ કરવો. હે મહાબુદ્ધિમાન, તમારા પૂર્વના દેહથી તમે જીવન્મુકત થયા છો. તેથી તમે મહાન દૈત્યોના ગુરુ થઈને રહો. હવે હું મારી ગમતી દિશામાં પ્રયાણ કરું છું.

કાળ આ પ્રમાણે કહીને ખેદયુકત થયેલા ભૃગુઋષિ અને શુક્રાચાર્ય પાસેથી અંતર્ધાન થયો. કાળના અદૃશ્ય થયા પછી શુક્રાચાર્યે પોતાના સુકાઈ ગયેલા અસલ દેહમાં પ્રવેશ કર્યો. તે સમયે સમંગા નદીને કાંઠે રહેનાર દેહનાં વર્ણ, અંગ બદલાઈ ગયાં અને તે દેહ પૃથ્વી ઉપર પડયો. શુક્રાચાર્યે પોતાના અસલ દેહમાં પ્રવેશ કર્યો, એટલે તેમાં ચૈતન્ય આવ્યું અને ભૃગુ ઋષિએ પોતાના પુત્રના તે દેહ ઉપર જળ વડે મંત્રથી સિંચન કર્યું. એટલે તેની સર્વ નાડીઓ શોભવા લાગી. શુક્રાચાર્ય ઊભા થયા અને પાસે રહેલા પવિત્ર આકૃતિવાળા પોતાના પિતાને પ્રણામ કર્યા. બંને બુદ્ધિમાનો, પિતા અને પુત્ર એક મુહૂર્ત સુધી ત્યાં રહ્યા. પછી ત્યાંથી સમંગા નદીને કાંઠે રહેનાર બ્રાહ્મણના દેહને અગ્નિસંસ્કાર કર્યા પછી તે અત્યંત પવિત્ર વનમાં તપસ્વી અને પ્રકાશયુકત એવા ભૃગુઋષિ અને શુક્રાચાર્ય રહેવા લાગ્યા. તેઓ બંને આત્મસ્વરૂપમાં સ્થિર ભાવવાળા હતા. ત્યાર બાદ કેટલેક કાળે શુક્રાચાર્યને દૈત્યનું ગુરુપણું પ્રાપ્ત થયું અને ભૃગુઋષિ પણ પોતાને યોગ્ય પ્રજાપતિના અધિકારપણાને પામ્યા. ઉદાર ચારિત્ર્યવાળા એ શુક્રાચાર્યનો પ્રથમ જન્મ થયો. પછી અપ્સરા વગેરેનું વારંવાર સ્મરણ આવવારૂપી ચિત્તભ્રમને લીધે તેમને ભિન્નભિન્ન દશાઓમાં આમતેમ ભટકવાનું થયું.

વસિષ્ઠ કહે છે કે હે રામચંદ્ર સર્વ પ્રકારની તૃષ્ણાઓ શાંત થયા પછી ચિત્ત નિર્મળ થાય છે. આ નિર્મળ થયેલું ચિત્ત જેવી ભાવના કરે છે, તેવા પ્રકારનું થઈ જાય છે. જેમ જળ વમળરૂપ થાય છે તેમ અશુદ્ધ ચિત્તવાળાઓને પણ મરણના સમયમાં જે કર્મો અને વાસનાઓ ઉદય પામે છે તે કર્મો પ્રમાણે અને વાસનાઓ પ્રમાણે તેમને બીજા જન્મમાં જગતનો પ્રતિભાસ થાય છે. યથાર્થ દૃષ્ટિએ જોતાં, કોઈ જગત ઉદય પામતું નથી, અસ્ત પણ પામતું નથી—ઉદય અને અસ્ત ભ્રાંતિમાત્ર છે. (કારણ કે આત્મા બ્રહ્મના સ્વરૂપમાં કલ્પિત જગતથી કાંઈ પરિવર્તન થતું નથી. તે તો હમેશ નિરાકાર—નિર્વિકાર રહે છે.)

હે રામચંદ્ર, મલિન મન સામર્થ્ય વિનાનું હોવાથી શુદ્ધ મનની સાથે એકતા પામી શકતું નથી. શુદ્ધ મન શુદ્ધ મનની સાથે એકતા સાધી શકે છે, અશુદ્ધ મનવાળાઓના સંસારો પરસ્પર મળતા નથી. અશુભ ચિત્તો મેલા જળની પેઠે પરસ્પર મળતાં નથી. ચિત્તની શુદ્ધિ સાધારણ પ્રકારની પણ હોય, પણ પરમ શુદ્ધિ તો સર્વ વાસનાઓથી રહિતપણું અનુભવાય અને વિશાળ થવાથી સર્વાત્મભાવ અનુભવાય, ત્યારે જ સંપાદન કરી છે એમ કહી શકાય. આવી વિમળતા ચિત્ત (પરિપૂર્ણ નિર્મળતા) પ્રાપ્ત કરે કે તુરત જ પરમ બોધની અનુભૂતિ થાય છે અને પ્રકૃતિના બંધનમાંથી સદાને માટે મુક્તિ મળે છે.

* * *

## ૧૪ : વાસનાઓને નિર્મૂળ કરવાનો ઉપાય–બોધ

વસિષ્ઠ કહે છે, (સર્ગ ૧૯ મો) હે રામચંદ્ર, પરબ્રહ્મ, પરમાત્મા સર્વ જીવોનું તથા સર્વ પદાર્થોનું શાશ્વત અધિષ્ઠાન છે, સર્વવ્યાપક છે, તેથી જીવોની અંદરના ભાગમાં જે જગત છે, તેમાં પણ અનેક જીવો રહેલ છે. ચૈતન્યસ્વરૂપ, આનંદસ્વરૂપ, શક્તિસ્વરૂપ પરબ્રહ્મથી કોઈ પણ પ્રદેશ ખાલી નથી. પૃથ્વીના ઉદરમાં કીડાઓની પેઠે એક એક જીવની અંદર અનેક જીવો રહેલ છે. જ્યાં જ્યાં દૃશ્યપણું રહેલું છે ત્યાં ત્યાં તેના ભોક્તા જીવો પણ રહેલા હોય છે. દેવતાઓની ઉપાસના કરનાર જીવો દેવતાઓને પ્રાપ્ત થાય છે, યક્ષોનું યજન કરનાર યક્ષોને, બ્રહ્માની આરાધના કરનાર બ્રહ્માને અને પરબ્રહ્મની ભક્તિ કરનાર પરબ્રહ્મને મેળવે છે. એટલા માટે સુજ્ઞ અને વિચારશીલ માનવે, પરબ્રહ્મનો જ આશ્રય કરવો જોઈએ. જગતમાં બાળચિત્તવાળા માનવોની જ્ઞાનશક્તિ અપરિપક્વ હોય છે તેની સાથે કૂણી પણ હોય છે તેથી શરૂઆતમાં તેને સુયોગ્ય વલણ આપી શકાય છે પણ સંસારની વાસના એ દૃઢ થયા પછી તેને અન્ય દિશામાં વાળવાનું કામ કઠિન પડે છે, એટલે શરૂઆતથી જ, બચપણથી જ બ્રહ્મભાવ માનવમનમાં સ્થિર કરવો જોઈએ

રામચંદ્રે પૂછ્યું, હે ભગવન્, જાગ્રત અને સ્વપ્ન અવસ્થામાં શો ભેદ છે, તે આપ મને સમજાવો. જાગ્રત અને સ્વપ્ન, બંને અનુભવવામાં આવે છે અને બંને, માણસમાં સુખદુઃખનાં દ્વન્દ્વો ઉત્પન્ન કરે છે. વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, જેના પદાર્થોમાં સ્થિરતાની અનુભૂતિ થાય તે જાગ્રત અને અસ્થિરતાની પ્રતીતિ થાય તે સ્વપ્ન. સ્વપ્ન પણ જો તે કાળાંતરમાં રહે તો તે જાગ્રત કહેવાય, અને જાગ્રત જો કાળાંતરમાં ન રહે તો તે સ્વપ્ન કહેવાય. આ બંને અવસ્થાઓના અન્ય સઘળા અનુભવો, સમાન કક્ષાના છે. સંસારને આત્માના સાક્ષાત્કાર પછી, ક્ષણભંગુર, નાશવંત, સમજવામાં આવે તો તે પણ સ્વપ્નરૂપ થઈ જાય છે. સામાન્ય રીતે જેના અનુભવમાં સ્થિરપણાની કલ્પના કરી લેવામાં આવે છે, તેને જાગ્રત કહેવામાં આવે છે અને અસ્થિરતાથી યુક્ત અવસ્થાને સ્વપ્ન કહેવામાં આવે છે. હવે સુષુપ્તિ કોને કહેવાય તે સાંભળો. કાયિક, વાચિક, માનસિક, ત્રણે જાતના વિક્ષેપવાળી દશાને જાગ્રત, કેવળ માનસિક વિક્ષેપવાળીને સ્વપ્ન (કારણ કે સ્વપ્નાવસ્થામાં સ્થૂલ દેહની સાથે સંબંધ હોતો નથી. તેથી તે કરણજન્ય સુખદુઃખ જીવાત્માને સ્પર્શ કરતાં નથી.) કહેવાય છે અને માનસિક વિક્ષેપ પણ ન રહે અને જીવનતત્ત્વ શાંત અને સ્થિરપણાથી રહે ત્યારે તે દશાને સુષુપ્તિ કહેવામાં આવે છે. આ અવસ્થામાં (સુષુપ્તિમાં) જીવનતત્ત્વનો પ્રસાર નાડીઓમાં થતો નથી. તેથી તે સમયે સ્વપ્નનો ઉદય થતો નથી, તેમ સ્થૂલ શરીરનાં ગોલકોમાં (નેત્ર આદિ છિદ્રોમાં) પણ તેનો સંચાર થતો નથી, તેથી જાગ્રત દશા પણ હોતી નથી. સુષુપ્તિમાં જીવનો અને બ્રહ્મનો અભેદ થતો નથી. અજ્ઞાનનું આવરણ રહે છે. પણ જીવ નામનો બ્રહ્મનો અંશ, બીજી ઉપાધિઓનો લય થવાને લીધે, વાયુ વિનાના પ્રદેશમાં દીવાની માફક પ્રકાશ કરવારૂપ અવસ્થામાં રહે છે. જ્યારે જીવ, પોતાના અસલ સચ્ચિદાનંદ સ્વરૂપની અનુભૂતિ કરે છે, પોતે જાણે છે કે તે નિરાકાર, નિર્વિકાર, શાશ્વત, અજર, અમર છે, ત્યારે તે અવસ્થાને તુરીયાવસ્થા કહેવામાં આવે છે. વ્યવહાર કરવા છતાં પણ આ સ્થિતિમાં નિષ્ઠા રાખી શકાય છે. સુષુપ્તિમાં પ્રાણવાયુઓ સૌમ્યપણું પ્રાપ્ત કરે છે, જ્યારે પૂર્વજન્મનાં કર્મોનો પરિપાક થવાથી, જીવનતત્ત્વ ચલાયમાન થાય છે,

ત્યારે તે ચિત્તરૂપે ઉદય થાય છે. ઉદય પામીને, જીવ પોતે જે જે વાસનાઓનું સેવન કરતો હોય છે તે તે વાસનાઓને, ઇન્દ્રિયો આદિથી, જાણે બહાર જોતો હોય, તેમ અંદર જ જુએ છે. આને સ્વપ્ન કહેવામાં આવે છે. જીવ જ્યારે ક્ષોભ પામીને, સ્થૂલ ગોલકોનાં છિદ્રોમાં પ્રસરીને વિષયોનો બહાર અનુભવ કરે છે, ત્યારે તે જાગ્રત અવસ્થાવાળો કહેવાય છે. જગતના સર્વ પદાર્થો પરિવર્તનશીલ છે. પરાધીન છે, કેવળ કાલ્પનિક છે, એવું તમે હવે સમજ્યા છો. માટે હે રામચંદ્ર, હવે આ સંસારના ક્ષણભંગુર પદાર્થોમાં આસ્થા રાખશો નહિ, તેમને માટે અનુરક્તિનો ત્યાગ કરી, સ્થિર શાશ્વત આત્મતત્ત્વમાં જ વિશ્રાંતિ લેજો. જગતના પદાર્થોમાં આસક્તિ રાખવાથી, પોતાનામાં જન્મ અને મરણની ભ્રમણા ઉત્પન્ન થાય છે અને ત્રણ પ્રકારના (આધિભૌતિક, આધિદૈવિક, આધ્યાત્મિક) ક્લેશોમાંથી મુક્ત થઈ શકાતું નથી. દીન, પામર મનુષ્યો આવી અવસ્થામાં સેંકડો જન્મો ગાળે છે.

વસિષ્ઠ કહે છે કે, હે રામચંદ્ર, મનનું સ્વરૂપ કેવું છે, તે સમજાવવા માટે, મેં આ ત્રણ (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ) અવસ્થાઓનું નિરૂપણ કર્યું છે. માનવચિત્તનો એ સ્વભાવ છે કે જે જે પદાર્થની તે ભાવના કરે છે, તે તે પદાર્થરૂપપણાને પ્રાપ્ત થાય છે. આત્મજ્ઞાન થયા પછી, ચિત્ત અને જગત આત્મા જ છે. આત્માથી અતિરિક્ત કોઈ વસ્તુ છે જ નહિ એવી અનુભૂતિ થાય છે. અજ્ઞાનતાને લીધે, મનની ચપળતાથી થયેલ, સઘળી કલ્પનાઓ સત્ય પણ નથી. (કારણ કે શાશ્વત નથી) અને અસત્ય પણ નથી, પણ અનિર્વચનીય છે. માનવમનમાં મોહ ઉત્પન્ન કરનાર વસ્તુ મલિનતા જ (વાસનાઓ, રાગ, દ્વેષ, આસક્તિથી ભરપૂર) છે. મન જ જગતને બનાવે છે. મનને જો શુભ માર્ગમાં જોડવામાં આવે, તેમાંથી અશુદ્ધિને કાઢી નાખવામાં આવે તો જગતની સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. સ્થૂલ શરીર તો મનને લીધે જ ચેતના પામે છે. મનમાં દૃઢ ભાવનાથી સર્વ પ્રકારના આકારોની પ્રાપ્તિ થઈ શકે છે. માટે હમેશ ઉપાધિ વિનાનું નિર્મળ, શાશ્વત, નિરાકાર, નિર્વિકાર, જે બ્રહ્મપદ છે, તેનું કાયમ અનુસંધાન મન વડે રાખો. સંકુચિત અને દુર્બળ કરનારા વિચારોને તિલાંજલિ આપો. સતત યાદ રાખો કે તમે અજર છો, અમર છો,

સચ્ચિદાનંદ સ્વરૂપ છો, તમને સુખદુઃખનાં દ્વન્દ્વો સ્પર્શ કરી શકે જ નહિ. પરમ સત્યની પ્રાપ્તિ માટે જ યત્ન કરો. જીવન્મુક્ત થઈને વિહાર કરવો એ જ વિવેકસંપન્ન માણસનું કર્તવ્ય છે. સ્થૂળ શરીર મનને આધીન હોવાથી મને ધારેલા પ્રદેશમાં તે જાય છે. પણ જ્યાં શરીર હોય ત્યાં મને જવું જ જોઈએ એવો નિયમ નથી.

રામચંદ્ર પૂછે છે કે હે મુનિ, બ્રહ્મ દેશકાળના પરિચ્છેદથી રહિત છે, વ્યાપક છે, નિરાકાર છે. તેની અંદર મન નામની મલિન વાસનાનો ઉદય કેવી રીતે થયો તે મને આપ સમજાવો. વસિષ્ઠે કહ્યું, હે રામ, તમે આ પ્રશ્ન, પૂછયો તે સારું કર્યું. તમારી બુદ્ધિ હવે કુશાગ્ર થવા માંડી છે. અને મોક્ષના વિષયમાં ઠીક ચોંટી છે. તેથી તમે સર્વોત્તમ પદની પ્રાપ્તિના અધિકારી થયા છો. પણ હે રામ, આ પ્રશ્ન અતિ ગહન છે. તેથી આ પૂછવાનો તમારો હાલમાં સમય નથી. શુદ્ધ, નિર્મળ, આત્મામાં મનરૂપી કલંક ઘટતું નથી. એ પૂછવું તે શુદ્ધ આત્માનો અનુભવ થયા પછી ઘટે છે. આત્મામાં મલિનતા, સાંતતા છે જ નહિ. તમને આત્માનો અનુભવ થશે, ત્યારે જ આ પ્રશ્નનું નિરાકરણ થશે. નિર્વાણ પ્રકરણમાં આ પ્રશ્ન તમે મને પૂછજો એટલે તેનું સંતોષકારક સમાધાન તમને મળી રહેશે. હમણાં આ પ્રશ્ન પૂછવાનો અવસર જ નથી. શુદ્ધ બ્રહ્મમાં માયાનો સંબંધ કેમ ઘટે તે વિષયને હમણાં પાછળ રાખી, હમણાં તો બ્રહ્મમાં અજ્ઞાનતાનું અસ્તિત્વ સ્વીકારીને જ (માયાનો સંબંધ સ્વીકારીને જ) ઉપદેશ આપું છું. હે રામ, બ્રહ્મ જ્યારે અહંકાર, બુદ્ધિરૂપે વિકાર પામે છે, ત્યારે પ્રકૃતિરૂપ થાય છે. મનન કરે છે ત્યારે મનરૂપ થાય છે. જુએ છે ત્યારે ચક્ષુરૂપ થાય છે. અન્ય વ્યાપારો કરે છે, ત્યારે વાણી આદિ કર્મેન્દ્રિયોરૂપ થાય છે. મનનો એવો સ્વભાવ છે કે જે વિષયમાં તેને રુચિ હોય તેમાં જ તેને આનંદ આવે છે. મન વાસનામાં આરૂઢ થાય કે તરત જ તેને આધીન રહેનારો દેહ તેને અનુસરે છે. સુગંધવાળા પદાર્થની અંદર પડેલો પવન જેમ ગંધમય થઈ જાય છે, તેમ દેહ પણ વાસનામય જ થઈ જાય છે, (મનની પાછળ) મનનું બીજ કર્મ છે અને કર્મનું બીજ મન છે. પુષ્પ અને પુષ્પની ગંધ એક જ છે તે

પ્રમાણે મન અને કર્મ એક જ છે. મન જે વાસનાઓમાં લંપટ થયું હોય તે વાસનાને લગતી ક્રિયાઓને કરે છે અને તેને અનુસરતાં ફળો તે ભોગવે છે. મનુષ્યો પોતપોતાના નિશ્ચયો પ્રમાણે, સર્વદા જુદા જુદા યત્નો કરે છે (ધર્મ, અર્થ, કામ, મોક્ષ વગેરે). આ જગત બ્રહ્મ જ છે. તેનાથી અલગ કાંઈ નથી, એવું મંતવ્ય ધરાવનારા વેદાંતીઓએ બ્રહ્મજ્ઞાન, પરમાનંદની પ્રાપ્તિ એ જ મોક્ષ છે, એવો નિર્ણય કરેલો છે. વેદાંતી લોકોએ મોક્ષના સ્વરૂપનો નિર્ણય કરવામાં કાંઈ ભૂલ કરી નથી. તેમનો નિશ્ચય યથાર્થ છે પણ આ મોક્ષ જેનાથી પ્રાપ્ત થાય તે સાધનાનો નિર્ણય કરવામાં તથા ઉપદેશ કરવાની પ્રક્રિયાઓમાં તે લોકોએ પોતપોતાના મનનાં વલણો પ્રમાણે ગોથાં ખાધાં છે. સઘળા મણિઓનું પ્રભવસ્થાન ઉદધિ છે. તેમ સંપ્રદાયો અને પંથોનું ઉત્પત્તિ સ્થાન મન છે. ધર્મવિષયક મતમતાંતરો સિવાય પણ સર્વ પ્રકારની વિલક્ષણતાનું મૂળ મન છે. જે વસ્તુ ઉપર જેવી કલ્પનાનો લાંબો અભ્યાસ કરવામાં આવે છે, તે વસ્તુ તેવા પ્રકારની અનુભવાય છે. મોક્ષનો આનંદ અનુપમ છે. બુદ્ધિશાળી મનુષ્યોએ, તે માટે ખંતપૂર્વક પ્રયાસ કરવો જોઈએ. હે રામ, દૃશ્ય પદાર્થોમાં આસક્તિ છોડી દો. દૃશ્યરૂપ વિસ્તીર્ણ બંધન મોહ ઉપજાવે છે. દૃશ્ય છે એ જ માયા છે. અવિદ્યા છે. જેમ અંધ મનુષ્ય સૂર્યના પ્રકાશને જોઈ શકતો નથી, તેમ દૃશ્યમયપણારૂપ અજ્ઞાનથી હણાયેલો જીવ, પરમકલ્યાણ પ્રાપ્ત કરી શકતો નથી. આવી મિથ્યા ભાવનાનો ત્યાગ સંકલ્પથી જ સિદ્ધ થઈ શકે છે. દ્વૈતની ભાવના ક્ષીણ થાય એટલે પોતાની મેળે જ અસત્ય વિચાર નાશ પામે છે ને નિર્વિકલ્પ ચૈતન્યની પ્રાપ્તિ થાય છે. આત્માની અંદર જગત સુખદુઃખ વગરે કાંઈ પણ જોવામાં આવતું નથી કારણ કે આત્મા અનંત છે. નિરાકાર છે, નિર્વિકાર છે, વિભુ છે, અત્યંત નિર્મળ છે. આકાશ સૂર્ય, ચંદ્ર, તારાઓ, નક્ષત્રોથી તેમ વાદળાંઓની પંક્તિથી પણ નિસ્સંગ છે, તેમ આત્મા પણ આ પ્રતીત થતા વિશ્વરૂપી આડંબરથી નિર્લેપ છે. આત્માએ પોતાની અંદર પોતાના સંકલ્પથી ઉત્પન્ન કરેલી કલ્પનાઓમાં અજ્ઞાનતાથી બંધાય છે. આ બંધનની કલ્પનાનો ત્યાગ કરવામાં આવે તો જે પદ અતુચ્છ છે, સર્વ ઉપાધિઓથી રહિત છે, ભ્રમથી રહિત છે, કલ્પનાઓના સંબંધથી રહિત છે તે

પદ નિત્યાનંદ આપવાને સમર્થ થાય છે. ચિત્ત જે પદાર્થની, જેટલા કાળ સુધી, જે પ્રકારે ભાવના કરે છે, તેવા પ્રકારનું ફળ તેને મળે છે. હે રામચંદ્ર, તમે સઘળા પદાર્થોરૂપ થનારા સંકલ્પને જ છોડી દો અને સ્વસ્વરૂપમાં વિશ્રાંતિ લો. હે રામ, તમારા ચિત્તમાં જે જગત પ્રતિબિંબત થાય છે તે મિથ્યા છે, કાલ્પનિક છે, એવો નિશ્ચય રાખી તમે જગતથી રંગાઓ નહિ. જે જગત છે તે જ બ્રહ્મ છે, અથવા બ્રહ્મથી અભિન્ન છે એમ માનીને અંતરહિત પોતાના અસલ સ્વરૂપની ભાવના કરો. સ્ફટિકમણિમાં પદાર્થોનાં પ્રતિબિંબો પડે છે તો પણ તે મણિ તેનું અનુસંધાન કરતો નથી. તેમના રંગોથી રંગાતો નથી, આભાસો જ ઉત્પન્ન કરે છે, તે પ્રમાણે તમે તત્ત્વબોધમાં સ્થિર રહી, તેમાંથી ચલિત થશો નહિ, પદાર્થોની વાસનાઓથી બંધાશો નહિ. એમ કરવાથી તમે સંસારમાં રમણ કરશો તો પણ તેના પંજામાં ફસાશો નહિ.

હે રામચંદ્ર, જે સમજુ છે, વિવેકી છે, જેમણે સત્યાસત્યનો વિવેક કર્યો છે તેઓ આત્માકારપણાથી સ્થિર મનવાળા હોય છે. તેઓમાં વ્યગ્રતા જોવામાં આવતી નથી જ્ઞાનની ભૂમિકાઓમાં ધીમે ધીમે આગળ વધતા જાય છે. કોઈ પણ પદાર્થને ચૈતન્યથી જુદો જોતા નથી. આ લોકના કે પરલોકના નીરસ ભોગોમાં શ્રદ્ધા રાખતા નથી. તડકાથી જેમ બરફ ઓગળી જાય છે, તેમ અધિકારી પુરુષનું અજ્ઞાન, જ્ઞાનરૂપી સૂર્યથી ઓગળી જાય છે. વૈરાગ્યના વેગથી દેહાભિમાન ઢીલું થઈ જાય છે, અને મન વિજ્ઞાનને પામીને સ્વચ્છ થઈ જાય છે. કામના વિનાનું, આસકિત વિનાનું મન મોહપાશમાંથી છૂટી જાય છે, આત્માનંદથી પૂર્ણ થતું જાય છે અને પૂર્ણિમાના ચંદ્રની પેઠે શોભે છે. વાસનાઓના ત્યાગથી જ્ઞાનીના મનમાં ઉચ્ચતમ પ્રકારની સુંદરતા પ્રાપ્ત થાય છે અને આવા માનવમાં સમત્વ પણ સ્થિર થાય છે. જાણવાની વસ્તુને જાણી ચૂકેલો મુક્ત પુરુષ, નિર્મળ આકાશના મંડળની પેઠે ઉદય પામતો નથી તેમ અસ્ત પણ પામતો નથી આવા મહાત્માને અવિદ્યાગ્રસ્ત દેવો પણ દયા-પાત્ર જણાય છે. માનવો પોતપોતાના ચિત્તની વાસનાઓને લીધે પરપોટા-ઓની માફક ઉત્પન્ન થાય છે. અને પાછા નાશ પામે છે. જન્મ અને મૃત્યુ વાસનાવાળાઓ માટે જ છે તત્ત્વવેત્તાઓ, ઉત્પત્તિ અને વિનાશરૂપ

ક્રિયાઓને આધીન થતા નથી. ઘટાકાશ જન્મતું નથી તેમ મરતું પણ નથી; તેમ દેહધારી જ્ઞાનીનો આત્મા જન્મતો નથી અને મરતો પણ નથી. 'હું કોણ છું.' 'મારું અસલ સ્વરૂપ શું છે,' આવો વિચાર ગંભીરપણે કરવામાં ના આવે ત્યાં સુધી આ માયા સ્થિર જણાય છે અને સુખદુઃખનાં સંવેદનો ઉત્પન્ન કરે છે. દેખતો પુરુષ જ તેને કહેવાય. જે તત્ત્વબોધથી મુકત થયેલો છે. બીજા બધા ચક્ષુ દ્વારા જોઈ શકતા હોય તોપણ વાસ્તવિક રીતે આંધળા જ છે. વિચક્ષણ મનુષ્ય જાણે છે કે તે મનથી અને શરીરથી ભિન્ન છે, તે અજર છે. અમર છે. આ સર્વ સંસાર તેની અંદર તેણે સ્વેચ્છાથી કરેલ કલ્પના જ છે. આનાથી તે નિર્લેપ છે, તેનો અનુમંતા છે, નિયંતા છે. આવો માનવ વ્યવહારને અનુસરતો હોય તોપણ, સ્વસ્વરૂપથી ભ્રષ્ટ થતો નથી. આવા મહાનુભાવની દિવ્ય અજ્ઞાનરહિત દૃષ્ટિમાં સઘળું જગત બ્રહ્મસ્વરૂપ જ છે. આવો મહાત્મા સાક્ષાત્ મહેશ્વર જ છે; મૃત્યુનો પણ તે આત્મા છે. આવા મહાત્માઓ પૂજ્ય છે, વંદનીય છે, નમસ્કારને યોગ્ય છે. જેને સદૈવ અપરિચ્છિન્ન બ્રહ્માકાર વૃત્તિ રહે છે તે મહાત્મા જીવન્મુકત છે અને આ અવસ્થાની પ્રાપ્તિ એ સર્વ પ્રવૃત્તિઓનું લક્ષ્ય છે. પરમાત્માની શકિત પ્રકૃતિનો પણ આ જ ઉદ્દેશ છે.

વસિષ્ઠ કહે છે, હે રામ, કુંભારનો ચાકડો કુંભાર ફેરવવો છોડી દે તોપણ જ્યાં સુધી વેગનું બળ હોય ત્યાં સુધી ફર્યા કરે છે, તેમ જીવન્મુકતનો દેહ પ્રારબ્ધના સંસ્કારને લીધે ક્રિયા કરતો રહે છે, શરીરાદિનો ઉપયોગ કરતાં છતાં પણ તે શરીરાદિકના સાચાપણાથી અજ્ઞાનજન્ય ભાવનાથી તે મુકત હોય છે. આ શરીરરૂપી નગરી ક્રીડાનો આનંદ આપનારી હોવાને લીધે જીવન્મુકત પુરુષને ભોગ આપે છે અને મુકિત પણ આપે છે.

રામચંદ્ર પૂછે છે, હે ભગવન્ ! શરીરરૂપી નગરીમાં નિવાસ કરતો યોગી સુખને જ કેમ ભોગવે છે? રાજાઓને પણ સમયાનુસાર કોઈ વાર દુઃખ ભોગવવું પડે છે. જીવન્મુકત સુખ જ ભોગવે છે એનેે શું કારણ?

વસિષ્ઠ કહે છે કે હે રામચંદ્ર, આત્મજ્ઞાનીને આ શરીરરૂપી નગરી અતિ રમણીય અને પ્રિય લાગે છે. આ નગરીમાં જ્ઞાનીને અનુરકિત હોતી

નથી, તેથી તે નાશ પામે છે તોપણ તેના મનમાં ક્ષોભ થતો નથી. દુઃખનું કારણ આસક્તિ છે. જ્ઞાની આ નગરીમાં પ્રવેશ કરીને સર્વ પ્રકારના ભોગો ભોગવે છે, અને વિનોદ કરે છે. આ નગરી જ્ઞાની પુરુષોનો રથ છે. તેમાં તે સ્વસ્થપણાથી રહે છે, બ્રહ્માકાર વૃત્તિમાં આરૂઢ થયેલો જ્ઞાની પુરુષ અંદર અને બહાર પરમાત્માનું જ દર્શન કરે છે, અને ધ્યાન નામના અંતઃપુરમાં આનંદપૂર્વક રહે છે. અલિપ્ત થઈને જ્ઞાની પુરુષ વ્યાવહારિક દૃષ્ટિએ સઘળાં કાર્યો કરે છે, છતાં પણ પરમાર્થદૃષ્ટિએ કાંઈ પણ કરતો નથી. બહારની દૃષ્ટિએ તે મોજશોખમાં પડ્યો છે એમ દેખાય પણ ખરી રીતે તો બ્રહ્માનંદનો સતત અનુભવ કરે છે. ભોગ પણ જો ભોગનું સ્વરૂપ સમજવામાં આવે તો સંતોષ આપે છે, જેમ એક પર્યટન કરનાર પંથી પોતાના માર્ગમાં આવેલાં ગામોને, દૃશ્યોને, વનોને, નદીઓને અનાસક્ત થઈને જુએ છે અને તેમાં આનંદ અનુભવે છે, તેમ જ્ઞાની પુરુષો અનાયાસે પ્રાપ્ત થયેલ સઘળી, વ્યાવહારિક ક્રિયાઓને આસક્ત થયા વિના કરે છે. જેમ ડાહ્યો માણસ ઘેલા અને અજ્ઞ મનુષ્યોની ચેષ્ટાઓ જોઈને હસે છે, અને તેમની અલ્પબુદ્ધિ માટે દિલગીર થાય છે, તેમ શાંત અને સ્થિર ચિત્તવાળો ધીર પુરુષ ભોગની લાલસાથી કંગાળપણું કરતા દીન માણસો તરફ દયાની દૃષ્ટિથી જુએ છે. હે રામચંદ્ર, ઇન્દ્રિયોરૂપી શત્રુઓને જીતો, મન ઉપર કાબૂ રાખો. મન અને શરીર (લીલા કરવાના) તમારાં કરણો છે. તે યાદ રાખો, તેમને આધીન થાઓ નહિ. આ પૃથ્વીતળમાં તે જ પુરુષો ભાગ્યશાળી છે, બુદ્ધિસંપન્ન છે, જ્ઞાની છે, જેઓ પોતાના ચિત્તને આધીન નથી, પણ ચિત્ત ઉપર આધિપત્ય ભોગવે છે. (સામાન્ય રીતે મનુષ્યો એવો દાવો કરે છે કે પોતે કર્મ કરે છે, તે ખરી રીતે ચિત્તના પ્રવાહમાં આમતેમ ઘસડાય છે.) જેનો મનરૂપી મહાન બળવાન હાથી નિગ્રહથી અત્યંત નિર્બળ થઈ ગયો હોય છે, ઉપશાંત થયો હોય છે તેવો માનવ સન્માનનીય છે, વંદનીય છે.

હે રામચંદ્ર, ઇન્દ્રિયોરૂપી રિપુઓને જીતવાનું કાર્ય દુસ્તર છે, સહેલું નથી. સમસ્ત જગતમાં સ્વર્ગ અને નરકમાં, તેમનું સામ્રાજ્ય છે. ઉપલક દૃષ્ટિથી જોતાં વિષયો સારા લાગે છે, આકર્ષક લાગે છે, પણ પરિણામમાં

અત્યંત ભયંકર છે, દુ:ખદાયક છે. જે પુરુષ વિવેકરૂપી મંત્રીની સલાહથી જ કામ કરે છે તે કદી પણ પરતંત્ર થતો નથી, ઈન્દ્રિયોરૂપી શત્રુઓથી પરાભવ પામતો નથી આવા પુરુષના શુભ વિચારોમાં સતત વૃદ્ધિ થયા કરે છે તેથી તેની ભોગવાસનાઓ દિનપ્રતિદિન ક્ષીણ થતી જાય છે. જ્યાં સુધી આત્મતત્ત્વના દૃઢ અભ્યાસથી મન જિતાયું ન હોય ત્યાં સુધી જ વાસનારૂપી પિશાચણીઓ હૃદયમાં નાચ્યા કરે છે. હે રામચંદ્ર! મનરૂપી ઉત્તમ હીરો, વાસનારૂપી કાદવથી ખરડાયેલો છે, કારણ કે તેને ઘણા કાળ સુધી કાદવમાં રમણ કરવાની છૂટ આપવામાં આવી છે. આને તમે વિવેકરૂપી જળથી ધોઈ નાખો, આત્મદર્શનના અજવાળાની સહાય લો. વિવેકહીન, વાસનાયુકત માનવ જેમ ઘણા ઉત્પાતોથી ભરપૂર સંસાર સંબંધી ભયંકર ભૂમિકાઓમાં ગોથાં ખાધા કરે છે તેમ તમે તેમાં પડશો નહિ. માયાનું વિસર્જન જેમ બને તેમ જલદીથી કરો. સંસારરૂપી સમુદ્રને તરી જાઓ. જેમને સંસારમાં દૃઢ વાસના બંધાઈ જાય છે, તેમને દામ, વ્યાલ અને કટ, એ ત્રણ દૈત્યોની પેઠે અનર્થમાં પડવું પડે છે. તમે આ ત્રણ દૈત્યોની પદ્ધતિ ગ્રહણ કરશો નહિ, પણ ભીમ, ભાસ અને દૃઢ, એ ત્રણ દૈત્યોની સ્થિતિમાં રહેજો. એટલે તમારે કોઈ દિવસ શોકને આધીન થવાનો પ્રસંગ આવશે જ નહિ. હે મહાબુદ્ધિમાન રામચંદ્ર, 'આ દેહાદિક હું છું' એ જ અક્ષમ્ય અજ્ઞાન છે. તત્ત્વના નિશ્ચયથી આનો પરિત્યાગ કરો. જે પરમપદ છે, ચૈતન્યૈકરસ છે, તેનો જ આશ્રય કરો, આમ આસકિત વિના માયાધીશ થઈને તમે (સ્વધર્માનુસાર) સર્વ વ્યવહાર કરશો, તોપણ તે તમને બંધનકારક નીવડશે નહિ.

રામચંદ્ર પૂછે છે, હે ભગવન્, આપે ત્રણ દૈત્યોની વાત કરી તો તે વિષે મને વિસ્તારપૂર્વક કહો. આ વિષયના વર્ણનવાળી વાણીથી મને જાગ્રત કરો જેથી મને સત્ય બોધ થાય.

વસિષ્ઠ કહે છે કે હે રામ, મનનું આકર્ષણ કરનાર પાતાળમાં શંબર નામનો એક દૈત્યરાજ રહેતો હતો તેણે આકાશમાં કેટલાંએક નગરો કર્યા હતાં. અને તેના ઉદ્યાનોમાં દૈત્યોનાં નિવાસસ્થાનો બનાવ્યાં હતાં. તેના રાજ્યમાં પથ્થરોને બદલે માણિક્ય વગેરે મણિઓ હાથમાં આવતા હતા. દાનવોને

વિધવિધ પ્રકારના ભોગનાં સાધનો આપીને સંતોષ આપ્યો હતો. તેણે પોતાની શક્તિથી ઈન્દ્રને જીતી લીધો હતો. એણે પોતાના અંતઃપુરમાં ત્રૈલોક્યની લક્ષ્મીનો ઉત્કર્ષ ભરી દીધો હતો. ઐશ્વર્યને લીધે સર્વ લોકો એને માન આપતા હતા. જ્યારે તક મળે ત્યારે દેવો તુરત તેના સૈન્યનો સંહાર કરતા હતા, તેથી શંબરાસુરે રક્ષણને માટે પોતાની સેનામાં મુંડી, ક્રોધ અને દ્રુમ, આદિ સામંતોને સેનાપતિ તરીકે રાખ્યા, પણ આકાશચારી દેવો, લાગ જોઈને તે સેનાપતિઓને મારી નાખવા લાગ્યા. સેનાપતિઓ મરણને શરણ થયા છે એવું જાણી શંબરાસુરે, ક્રોધાન્વિત થઈ, બીજા સેનાપતિઓ ઉત્પન્ન કર્યા. આમને પણ દેવતાઓએ તુરત મારી નાખ્યા એટલે અતિ ક્રોધથી વ્યાપ્ત થયેલો શંબરાસુર દેવતાઓનો વિનાશ કરવા સ્વર્ગમાં ગયો. સ્વર્ગલોકમાં સારી પેઠે, ચોતરફ વિચર્યો, લૂંટ મળી તે લઈ લીધી અને સ્વર્ગને બાળીને પાછો પોતાના નગરમાં આવ્યો. દેવતાઓ અને દૈત્યો વચ્ચે દૃઢ વૈમનસ્ય ઉત્પન્ન થયું, તેથી દેવતાઓ સ્વર્ગનો ત્યાગ કરીને અન્ય દિશાઓમાં સંતાઈ ગયા. અને શંબરાસુર જેને જેને સેનાપતિ નીમતો તેમને બધાને દેવતાઓ યત્ન કરી મારી નાખવા લાગ્યા. ક્રોધાવેશમાં આવી જઈને શબરાસુરે આખા ત્રૈલોક્યમાં દેવતાઓની તપાસ કરવા માંડી, પણ તે કાર્યમા તે ફતેહમંદ થયો નહિ. આમ છતાં શંબરાસુરે, પોતાના સૈન્યની રક્ષા માટે પોતાની માયાશક્તિથી ત્રણ વિકરાળ દૈત્યોને પેદા કર્યા. એકનું નામ દામ, બીજાનું નામ વ્યાલ, અને ત્રીજાનું નામ કટ રાખવામાં આવ્યું. તેઓ સ્વતંત્ર જીવો ન હોવાથી જે કામ પ્રાપ્ત થાય તે કામને જ કરનારા હતા. તેઓમાં કેવળ ચેતના જ હતી પણ વાસનાઓ નહિ એમનાં કર્મો ધર્મ કે અધર્મ રૂપે નહોતાં. શત્રુઓની સેનાઓ માગવાને સજજ થઈને મોઢાં આગળ ઊભેલા જોવામાં આવે તેમનો સામનો કરવાનું જ જાણતા. પર્વતોને પણ તોડી નાખે એવા તેમના પ્રહારો હતા. શંબરાસુરે વિચાર કર્યો કે, હવે મારી માયાની શક્તિથી ઉત્પન્ન થયેલા આ દૈત્યો મારી સેનાનું રક્ષણ સારી રીતે કરી શકશે. હે રામચંદ્ર, આ પ્રમાણે મનમાં નિશ્ચય કરી, દેવોનો નાશ કરવા માટે દૈત્યોની સેનાને, આ ત્રણ સેનાપતિની સાથે પૃથ્વીમાં મોકલી. દેવ અને દૈત્યોની સેનાઓ વચ્ચે દારુણ યુદ્ધ ચાલવા લાગ્યું. દેવતાઓની હાર થઈ. પરાજિત થયેલા અને તેથી ખેદ પામેલા દેવતાઓ થોડીવાર વિશ્રાંતિ લઈને જીતનો ઉપાય પૂછવા માટે અમાપ શક્તિવાળા બ્રહ્માની પાસે ગયા.

તે દેવતાઓની પાસે બ્રહ્માજી પ્રકટ થયા. શંબરાસુરે ઉત્પન્ન કરેલા દામ, વ્યાલ અને કટની સંપૂર્ણ હકીકત દેવતાઓએ બ્રહ્માને કહી સંભળાવી. બ્રહ્માએ વિચાર કરીને દેવતાઓના સમૂહને ધૈર્ય આપનારાં વચનો કહ્યાં.

બ્રહ્મા બોલ્યા, વિષ્ણુના હાથથી એક લાખ વર્ષ પછી શંબરાસુરનું મૃત્યુ નિર્માણ થયું છે. માટે ત્યાં સુધી તે સમયની રાહ જેયા કરો. હમણાં તો આ ત્રણ દૈત્યોની સાથે માયાનું યુદ્ધ કર્યા કરો, અને યુદ્ધ કરીને નાસી જાઓ. યુદ્ધના અભ્યાસને લીધે તેઓના અંતઃકરણમાં અહંકારનો ઉદય થશે. પછી હે દેવો, વાસનાની જાળમાં ફસાઈને એ ત્રણ દૈત્યોનો પરાજય સહજમાં થઈ જશે. હમણાં તો તેઓ વાસના, અહંકારરહિત છે. તેથી જીતવા અશક્ય થઈ પડયા છે. આ સંસારમાં જેઓ વાસનારૂપી પાશોથી બંધાયેલા છે, તેઓ જ જાળમાં માછલાંઓની માફક વશ થઈ જાય છે. સર્વત્ર આસકિતરહિત જે ધીરગંભીર મનુષ્યો, વાસનાઓના અભાવને લીધે સ્થિતપ્રજ્ઞની માફક આચરણ કરે છે, તેઓ કોઈથી જિતાતા નથી. ક્ષુદ્ર વાસનાયુકત માનવ ભલે વિદ્વાન હોય તોપણ સહેલાઈથી જિતાઈ જાય છે. 'આ હું છું અને આ મારું છે' આવી મિથ્યા કલ્પનાઓ કરનાર અજ્ઞ મનુષ્ય જ અનેક પ્રકારની આપદાઓના પાત્રપણાને પામે છે. હે દેવતાઓ, જે મનુષ્ય આત્માને દેહાદિક રૂપ માને છે, તે સર્વજ્ઞ હોય તોપણ કંગાળપણું પામે છે. આત્મા અનંત છે, અપરિચ્છિન્ન છે, તે છતાં જે મનુષ્ય આત્માને દેહ ગણે છે, તે પોતાના હાથથી જ પોતાને પરવશ કરે છે અને એક દીન ભિક્ષુક તરીકે વર્તન કરે છે. આત્માથી આ વિશ્વમાં કોઈ પણ વસ્તુ ભિન્ન નથી. આત્મા જ સર્વનું પ્રભવસ્થાન છે, આત્મામાં જ સર્વની સ્થિતિ છે, અને આત્મામાં જ સર્વનો લય છે. આત્મા જ સર્વનું અભિન્ન નિમિત્ત અને ઉપદાનકારણ છે. આત્મા પોતાની અંદર કલ્પી કાઢેલી આ સર્વ ક્રિયાઓથી અલિપ્ત રહે છે. તેથી પોતાના અસલ સચ્ચિદાનંદ સ્વરૂપથી તે કદી પણ ચલાયમાન થતો નથી. હે ઈન્દ્ર, તમે એવું કરો કે જેથી આ દામ આદિ દૈત્યોને મનમાં અમે દેહાદિક છીએ. જય-પરાજય, જીવન-મૃત્યુ અમારાં છે, એવી ભાવના ઉત્પન્ન થાય. લોકો વાસનારૂપી તંતુઓથી બંધાઈને જ ગોથાં ખાધા કરે છે. તેથી વાસના વગરનો મનુષ્ય જ આ સંસારમાં સુખપૂર્વક જીવન ગાળે છે. બળવાન સિંહ પણ

પાંજરામાં પુરાય છે, હાથી પણ સાંકળથી બંધાય છે. તેમ મહાપંડિત પણ વાસનાઓને આધીન થઈને વર્તન કરે છે. આવા વાસનાઓથી રાંક થયેલા લોકોનો કાળ ગ્રાસ કરી જાય છે. દામ, વ્યાલ અને કટને જીતવાને યુકિતનો ઉપયોગ કરો. તેમનું અભિમાન વધે તેમ કરો, આ ત્રણ દૈત્યો, જ્યારે વાસનાઓમાં બંધાશે ત્યારે તમે તેમને હાર આપી શકશો. તેઓ જ્યાં સુધી દૃઢ વાસનાઓને આધીન ન થાય ત્યાં સુધી તમે યુકિતપૂર્વક યુદ્ધ જગાવીને તેમને તમારી સાથે લડાવ્યા કરો. અંતઃકરણમાં તૃષ્ણાનો ઉદય ન થાય ત્યાં સુધી કોઈ પણ લોકો નરમ થતા નથી. સંસારમાં વાસનાનું જ ઓસડ કરવાની જરૂર છે. તે સિવાય પરમપદની પ્રાપ્તિ પરમ શકિત કરવાનું કાર્ય અશકય છે. બ્રહ્માજીનાં આ વચનો સાંભળી દેવોએ ફરીવાર સમય વિતાવનારું યુદ્ધ શરૂ કર્યું. ત્રણ દૈત્યોના, દામ, વ્યાલ, કટના મનમાં પ્રબળ વાસના કરવાના હેતુથી આ યુદ્ધ ખેડવામાં આવ્યું હતું. તે લાંબા કાળ સુધી ચાલ્યું. એટલા સમયથી અહંકારનો દૃઢ અભ્યાસ થવાથી દામ આદિ સેનાપતિઓનાં ચિત્તોને વાસનાઓએ ઘેરી લીધાં. શરીરોમાં હુંપણાનો વિશ્વાસ પ્રકટયો. દેહાત્મભાવ થવાથી, આ દૈત્યોમાં 'અમે જીવીએ તો ઠીક, અમને ધનની પ્રાપ્તિ થાય તો સારું' એવી વાસનાઓ ઉત્પન્ન થવા માંડી. આશારૂપી પાશથી બંધાવા માંડયા. તૃષ્ણાથી કંગાલિયતને આધીન થયા, તેમની શકિત ક્ષીણ થવા માંડી. તેમનામાં પરવશતા આવવા માંડી. વિષયોમાં સારાપણાનો અભિનિવેશ થયો. મૃત્યુના ભયે તેમના મનમાં પ્રવેશ કર્યો. યુદ્ધમાં દૈત્યનું બળ ઘટી ગયું. તેથી દેવોએ તેમને દબાવી દીધા. આ ત્રણ સેનાપતિઓ રણભૂમિમાંથી પલાયમાન થઈ ગયા. તેમની પાછળ તેમનું સૈન્ય પણ આમતેમ ચાલી ગયું. નાસતાં નાસતાં પણ જેઓ આયુધોવાળા હતા તેમનાં આયુધોને, કવચોને દેવતાઓએ બળથી અને બાણોથી કાપી નાખ્યાં. મોટા મોટા દૈત્યો અનેક દિશાઓમાં ગુમ થઈ ગયા. આ પ્રમાણે દાનવોનો પરાજય થયો એટલે દેવતાઓ અત્યંત આનંદમાં આવી ગયા. શંબરાસુરનું સૈન્ય નાશ પામ્યું એટલે તે ક્રોધાયમાન થયો અને ગુસ્સાથી પ્રજ્વલિત થઈને તેણે દામ, વ્યાલ અને કટને પૂછ્યું, 'મારું સૈન્ય કયાં છે? એટલે આ ત્રણે સેનાપતિઓ' પોતાના દેશને છોડી સાતમા પાતાળમાં જઈને રહેવા લાગ્યા.

# ૧૫ : અનર્થ પ્રતિનું મૂળ કારણ અહંકાર

'સ્થિતિપ્રકરણ'ના સર્ગ ૩૧ માં વસિષ્ઠ કહે છે કે, હે રામચંદ્ર, તમને સાવધાન કરવા સારુ મે તમને કહ્યું છે કે, દામ, વ્યાલ અને કટ દાનવોનું જે થયુ તે તમારું ન થવુ જોઈએ. સત્ય અને અસત્યનો વિવેક મનમાં સ્થિર ન થવાથી સ્વસ્વરૂપાનુસંધાનનો ભંગ થાય છે, અને ચિત્તઅભિમાનરૂપ અજ્ઞાનતાને આધીન થાય છે અને સહજમાં જ ત્રિવિધ તાપને વશ થાય છે સંસારરૂપી ફેલાયેલો આ ઝેરી વેલો, અહંકારના અંકુરમાંથી ઉત્પન્ન થાય છે હે રામ, તમે સતત પુરુષાર્થથી આ માનવના મહાન રિપુનો વિનાશ કરો. હમેશ તમારા અસલ સચ્ચિદાનંદ સ્વરૂપનું સ્મરણ રાખો, શરીર અને મનથી તમે સદાને માટે ભિન્ન છો. તે વિચાર મનમાં સુદઢ કરો, આની અનુભૂતિ કરો અને આત્મનિષ્ઠ થઈને સંસારમાં રમણ કરો હે રામચંદ્ર, સર્વ પ્રકારના અનિષ્ટોની નિવૃત્તિનો આ જ એક રામબાણ ઈલાજ છે. તે સિવાય પરમાનંદની પ્રાપ્તિ શકય નથી. એ દામ, વ્યાલ અને કટ નામના ત્રણ માયિક દૈત્યો, અહંકારના વળગાડને લીધે હાલ કાશ્મીર દેશના મોટા અરણ્યની અંદર, એક નાના તળાવમાં માછલાં થઈને રહ્યા છે અને શેવાળના ટુકડાઓ માટે આમતેમ વલખાં માર્યા કરે છે

વસિષ્ઠ કહે છે: હે રામચન્દ્ર, દામ આદિ દૈત્યો, માયામય હોવાને લીધે ખોટા જ હતા, તેમ સુર, અસુર તથા દાનવો સહિત આપણે પણ ખોટા જ છીએ (આપણું અસ્તિત્વ શાશ્વત નથી, પરાધીન છે, વિનાશી છે. માટે) રામપણું પણ ખોટું છે, વસિષ્ઠપણું પણ ખોટું જ છે. (ત્રણે કાળમાં એક જ સ્થિતિમાં રહે તે સત્, જેમાં પરિવર્તન થયા કરે તે અસત્.) સ્વપ્નમાં માનવને ઘણા અનુભવો થાય છે, અને તેથી તેના મનમાં સુખદુઃખનાં સંવેદનો પણ થાય છે, પણ વાસ્તવિક દૃષ્ટિથી તે કાલ્પનિક છે, ખોટાં છે, કારણ કે જાગ્યા પછી આ સ્વપ્ન માનવમન ઉપર કાંઈ અસર કરતું નથી આ જગત અજ્ઞાનકાળમાં માણસને સાચું ભાસે છે. પણ જ્ઞાન થાય ત્યારે પૂર્ણબ્રહ્મસ્વરૂપ ધારણ કરે છે પછી એ સંસારનાં દ્વંદ્વોની પર થાય છે, ગુણાતીત થાય છે,

આત્માની લીલામાં ગમે તે શરીર ધારણ કરીને આનંદપૂર્વક ભાગ લઈ શકે છે, અત્યંત મૂઢ પુરુષને, જેની બુદ્ધિ અતિસ્થૂલ હોય છે, જેનું મન વિષયાસકત હોય છે, જેનામાં ગહન વિચાર કરવાની શકિતનો સદંતર અભાવ હોય છે. તેને જો એમ કહેવામાં આવે કે આ જગત ખોટું છે, તો તે કદી પણ આનો સ્વીકાર કરવા તત્પર થશે નહિ તત્ત્વવિચારનો અભ્યાસ કર્યા વિના, જગતના અસત્યપણાનો વિચાર મનમાં પ્રવેશ કરી શકે જ નહિ. જ્ઞાનીની વાતને અજ્ઞાની માનતો નથી અને અજ્ઞાનીની વાતને જ્ઞાની માનતો નથી

(શ્રીગીતામાં તેથી જ પ્રતિપાદન કરેલું છે કે જે આત્મજ્ઞાન સઘળાં પ્રાણીઓ માટે ધાત્રીરૂપ છે, તેમાં સંયમી, યોગી પુરુષ જાગે છે, નિમગ્ન રહે છે અને સંસારનાં સઘળાં પ્રાણીઓ તેમાં રચ્યાં પચ્યાં રહે છે, તે તત્ત્વ જાણનારને રાત્રિરૂપ છે.) અંધકાર અને પ્રકાશ સરખાં ગણી શકાય નહિ. તેમ જ્ઞાની અને અજ્ઞાનીને સમાન કક્ષામાં મૂકી શકાય નહિ, એકમાં બ્રહ્મદૃષ્ટિ હોય છે, બીજામાં ચર્મદૃષ્ટિ હોય છે. હે રામચંદ્ર, મૂર્ખ માણસને કહેવું કે આ સર્વ બ્રહ્મસ્વરૂપ જ છે, સર્વથા પરિપૂર્ણ છે તે બંધબેસતું નથી કારણ કે તેનામાં તપના અને વિદ્યાના સંસ્કાર ન હોવાથી તે જગતનો જ અનુભવ કરે છે. હે રામ, જે માનવ અત્યંત અજ્ઞાની ન હોય, જેનામાં સંસારમાં ઘણા જન્મોના અનુભવ પછી, થોડીઘણી પણ જિજ્ઞાસા ઉત્પન્ન થઈ હોય, તેને જ જગતની અસત્યતાની અને બ્રહ્મથી અભિન્નપણાની વાત કરવી શોભે છે. જે જ્ઞાની છે, જેને અનુભવ થયો છે કે પોતે નિરાકાર નિર્વિકાર આત્મા છે, તેને જ્ઞાનની જરૂર નથી. આવો મહાનુભાવ પોતાના અસલ સ્વરૂપમાં મસ્ત રહે છે આ જે દૃશ્યમાન જગત છે તે કેવળ શાંત પરબ્રહ્મ જ છે, એવો અનુભવ કાયમ કર્યા કરે છે. અવિદ્યાગ્રસ્ત માનવ અહંકારમય જ હોય છે. પોતાના દેહો સાથે તાદાત્મ્ય સંબંધ બાંધીને રહે છે, અને સર્વને દેહમય જ સમજે છે. શુદ્ધ નિરંજન, જ્ઞાનસ્વરૂપ, શકિતસ્વરૂપ, આનંદસ્વરૂપ આત્મા છે. બ્રહ્મ છે, સર્વવ્યાપક છે, શાંત છે, શાશ્વત છે. તેનામાં ઉદય કે અસ્ત હોઈ શકે નહિ. તે નામરૂપોથી પર છે. પૂર્ણ બ્રહ્મમાં આ સર્વ સૃષ્ટિઓ વિવર્તરૂપે રહેલી છે, પરિણામરૂપે નહિ. પૂર્ણ બ્રહ્મસ્વરૂપ જ આ સૃષ્ટિઓરૂપે પ્રતીત થાય

છે ચૈતન્યનો આવો જ સ્વભાવ છે, આ તેની લીલા છે, રમત છે ચૈતન્યમય પોતાના સ્વરૂપને જેવા પ્રકારનું ધારે તેવા પ્રકારનું બનાવી શકે છે જગત મા કાંઈ પણ પદાર્થ સત્ય નથી કારણ કે ચૈતન્યનુ જ તે સ્ફુરણ છે, તેમ તદ્દન અસત્ય પણ નથી તેથી જ માયાને અનિર્વચનીય કહેવામા આવે છે સત્ અસત્ થી વિલક્ષણ તે અનિર્વચનીય હે રામચંદ્ર, આરોપની દૃષ્ટિથી શાશ્વત મહાચૈતન્યમા સર્વ પ્રકારના આરોપનો સંભવ છે, કારણ કે મહા ચૈતન્ય શકિત સ્વરૂપ છે અપવાદની દૃષ્ટિથી જોતાં તેમા કાંઈ પણ નથી, કારણ કે તેનુ નિરાકાર, નિર્વિકાર સ્વરૂપ આ સસારરૂપી સ્પ ના છતા તેનાથી નિર્લેપ રહે છે આકાશ જેમ વાદળાઓથી અલિપ્ત જ રહે છે, તે જ પ્રમાણે બ્રહ્મ પણ તટસ્થ રહીને જગતોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપી ક્રીડાઓ કર્યા કરે છે રામચંદ્રે પૂછ્યુ, 'હે મુનિ, દામ, વ્યાલ અને કટ અજ્ઞાનીઓની દૃષ્ટિમા છે, તેમનો અત કયાર આવશે? વસિષ્ઠ કહે છે કે હે રામ, જે યમદૂતો દામ વગેરેના સગા હતા, તેમણે યમરાજને પ્રાર્થના કરી યમરાજએ કહ્યુ 'જયારે આ દામ આદિ ત્રણ જીવો, પરસ્પરથી જુદા પડશે અને પોતાની જૂની સ્થિતિની વાત સાભળશે ત્યારે તેઓ પાતાના અસલ સ્વરૂપને પ્રાપ્ત કરશે. વાસના-ઓથી ચોતરફ ઘેરાયેલા પામર મનુષ્યો, દામ, વ્યાલ અને કટની પેઠે, સસાર ચક્રમા આમતેમ ભ્રમણ કર્યા કરે છે જેઓને શાસ્ત્રો તરફ આદરભાવ હોય છે, શ્રદ્ધાપૂર્વક તેમનું અધ્યયન કરે છે, તેમાથી સાર ગ્રહણ કરીને, તે પ્રમાણે આચરણ કરવાનો જેઓ ખરા દિલથી પ્રયાસ કરે છે, તેઓ જ, પરમાત્મામા નિરતર લાગેલી બુદ્ધિ વડે સસારસાગર તરી જાય છે હે રામ ચદ્ર! જે મનુષ્ય દ્રવ્ય મળે તો સારુ, સત્તા મળે તો સારુ, અમુક વિષયસુખ મળે તો સારુ, અમુક પરલોક મળે તો સારુ એવી ક્ષુદ્ર તૃષ્ણાઓ રાખ્યા કરે છે, અને આને સતોષવાના ઉપાયાનુ જ ચિંતન કર્યા કરે છે, તે પોતાના દુર્ભાગ્યથી થયેલી દીનતાને લીધે, સસારમા માયાના દાસ તરીકે આમતેમ અથડાયા કરે છે જે બુદ્ધિશાળી, ઉદાર મનવાળો, વીર પુરુષ, સર્વદા નિઃસ્પૃહપણાથી ત્રૈલોકયને પણ તરણા જેવુ સમજે છે તે પુરુષને જેમ સર્પ પોતાની જૂની કાચળી ત્યજી દે છે, તેમ સઘળી આપત્તિઓ ત્યજી દે છે

આવા મહાન આત્માઓને લોકપાળ, દેવતાઓ સર્વદા પાળે છે. ગમે તેવી આપદા આવી પડે તોપણ ધીર પુરુષે કુમાર્ગનું ગ્રહણ ન કરવું જોઈએ. આર્યગ્રંથો અને સંતસમાગમ આત્મા તરફ લઈ જવાનાં ઉત્તમ સાધનો છે. વેદાંતનું શ્રવણ કરવામાં જેમને આનંદ આવે છે, જેમને પોતાનું જીવન ઊર્ધ્વગામી બનાવવામાં જ રાગ હોય છે, જેમને પ્રકૃતિનું દાસત્વ સાલે છે, તેમને મુકિત માટે તમન્ના હોય છે, બ્રહ્મનુ અનુસંધાન કરવાનું વ્યસન હોય છે તેઓ જ ખરા અર્થમાં મનુષ્ય છે, બીજાઓ તો પશુ જેવા જ છે. જે બુદ્ધિનો ઉપયોગ કરીને તે પ્રમાણે વર્તન કરે તે મનુષ્ય. જે શાસ્ત્ર આપદાઓનું કાયમ માટે નિવારણ કરે તેનો જ આશ્રય લેવો જોઈએ વસિષ્ઠ કહે છે, હે આર્યલોકો, ધનની પાછળ, સત્તાની પાછળ, બુદ્ધિહીન માણસની પેઠ, આંધતુર થવાને બદલે શાસ્ત્રનો વિચાર કરો, સ્વતંત્ર થવાનો વિચાર કરો, પરમ પુરુષાર્થની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરો ક્ષુદ્ર તૃષ્ણાઓ છોડી દો. સર્વ પદાર્થોમાં આ બ્રહ્મ છે, આ બ્રહ્મ છે—એવી ભાવના કરો. ધન આદિની તૃષ્ણારૂપ બેડી કંગાળપણું આપનારી છે, પરિણામે તે દુર્ભાગ્ય ઉત્પન્ન કરનારી છે જેમ સુકાતા જતા ખાબોચિયામાં, વૃદ્ધ કાચબો અશકિતને લીધે, આળસુ થઈને પડયો રહે છે, તેમ આ સંસારમાં પ્રમાદી જીવન ગાળીને સમય નષ્ટ ન કરો. અર્થના (ધનના) સંચયથી અનર્થ થાય છે, દીનતા મનમાં આવે છે, માટે સંસારના સર્વ વિનાશી નામરૂપાત્મક પદાર્થો પ્રત્યે અનાસકિત કેળવવી એ જ પરમ શાંતિ પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ ઉપાય છે જે પુરુષ સદાચારથી શુદ્ધ વર્તન કરે છે, પોતાની વૃત્તિઓને નિર્મળ રાખે છે, મનમાંથી સ્વાર્થ, કામ, ક્રોધ, રાગ, દ્વેષ વગેરે વિકારોને કાઢી નાખે છે. તેનાં આયુષ્ય, યશ, લક્ષ્મી વસંત ઋતુની લતાઓની માફક સારાં ફળોને જ આપે છે. વસિષ્ઠ કહે છે, હે રામ, યોગ્ય સાધનોનો વિચાર કરી, તે પ્રમાણે આચાર કરવામાં આવે તો તે હમેશ સફળ થાય છે જ. એમાં સંદેહ રાખવાનું કાંઈ પણ કારણ નથી. માટે મોક્ષની પ્રાપ્તિ માટે શુભ ઉદ્યોગને કદી પણ છોડવો નહિ. પુરુષ પ્રયત્નથી, ખંતથી શુભ કાર્યમાં મંડયા રહેવાથી અશકય કાર્યો પણ સિદ્ધ થાય છે ખરી રીતે માનવને માટે દુનિયામાં કોઈ પણ વસ્તુ અશકય નથી. સાધુઓને આનંદ

આપનાર નંદીએ તળાવમા તપ કરીને, મહાદેવના આરાધનરૂપ ઉદ્યોગ કરીને મૃત્યુને પણ જીતી લીધું છે. મહર્ષિ શ્રવર્તે તપના પ્રભાવથી દેવતાઓ અને દૈત્યો સહિત નવી સૃષ્ટિ કરી હતી વિશ્વામિત્રે, વારંવાર તપ કરીને, બ્રહ્મર્ષિપણું મેળવ્યું હતું. સાવિત્રી રાજકુમારની (સત્યવાનની) પત્ની હતી યમ રાજ તેના પતિને લઈ જતા હતા ત્યારે તે પતિની પાછળ ગઈ અને સ્તુતિ અને યુકિત ભરેલાં વચનોથી યમરાજને વશ કરી પોતાના પતિને છોડાવ્યો હતો પુરુષપ્રયત્નથી માનવ નરમાંથી નારાયણ થઈ શકે છે. આત્મજ્ઞાન જ એવી વસ્તુ છે, જે સઘળી અજ્ઞાનજન્ય ભ્રાંતિઓને મનમાંથી જડમૂળથી કાપી નાખે છે. આત્મજ્ઞાનને માટે સબળ પ્રયત્ન કરો વિષયોમાં દોષ દૃષ્ટિ કેળવો. વિષયોનો ત્યાગ કરવાથી શરૂઆતમાં દુઃખ થાય છે, કારણ કે વિષયભોગમાં જ ખરો આનંદ છે એવી ખોટી ભ્રમણા મનમાં સામાન્ય રીતે દૃઢ થયેલ હોય છે. જેમ જેમ વૃત્તિ અંતર્મુખ થાય છે, અને જેમ જેમ આત્મચિંતનમાં આનંદ પડતો જાય છે, તેમ તેમ વિષયો તરફથી ચિત્ત ઉપરામ થતું જાય છે. જેમનામાં દિવસે દિવસે, લોભ, મોહ, ક્રોધ, ઈર્ષા, ભય ઓછાં થતાં હોય તેમને સજ્જન જાણવા. બ્રહ્મજ્ઞાનીના સંગથી દૃશ્યરૂપ પ્રપંચનો અભાવ થઈ જાય છે. બ્રહ્માંડના સર્વ અનુભવોનું અધિષ્ઠાન પણ બ્રહ્મ છે તેને મહાચૈતન્ય પણ કહેવામાં આવે છે ને નિર્મળ છે, શાંત છે, નિર્વિકાર છે, નિરાકાર છે, તેથી તેમાંથી કોઈ પણ વસ્તુ ખરી રીતે ઉત્પન્ન થવાનો સવાલ જ ઉપસ્થિત થતો નથી. બ્રહ્મ (વ્યકિતના અધિષ્ઠાનને આત્મા અને સમષ્ટિના અધિષ્ઠાનને બ્રહ્મ કહેવામાં આવે છે.) છિદ્રોથી રહિત છે. કૂટસ્થ છે, નિત્ય છે. અવળ સ્વરૂપ મહાચૈતન્ય પોતાનામાં સદાને માટે રહેલી અચિંત્ય માયાશકિત વડે આ જગતરૂપી ચમત્કારને કલ્પે છે. આ કલ્પનાથી ચૈતન્યમાં ભેદ થતો નથી. મહાચૈતન્ય પોતાની અંદર, પોતાના સ્વરૂપથી ચલિત થયા વિના, આ કલ્પનાઓ કરે છે, પોતે તેનાથી નિર્લેપ રહે છે, મહાચૈતન્યરૂપી પ્રભાકર તો નિર્વિકલ્પ જ રહે છે. આ મહાચૈતન્યનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે જગતરૂપી અનુભવની ભ્રમણાનો અસ્ત થાય છે અને આ અનુભૂતિના અભાવથી સંસારરૂપી કલ્પનાનો ઉદય થાય છે. જ્યાં સુધી અહંકારનું

અસલ સ્વરૂપ જાણવામાં ન આવે ત્યાં સુધી તે મેલરૂપ છે, તેનું વાસ્તવિક સ્વરૂપ જાણવામાં આવે ત્યારે તે પરમાત્માની સાથે એક થઈ જાય છે, જ્યાં સુધી આત્મા અહંકારથી આચ્છાદિત થયેલો હોય છે, ત્યાં સુધી તેને પોતાના સ્વરૂપનો બોધ નથી. જ્યાં સુધી અંતઃકરણમાં હું અને મારાપણાની અજ્ઞાનજન્ય ભાવના રહે છે, ત્યાં સુધી તેમાંથી તૃષ્ણા, રાગ, દ્વેષ, અભિનિવેશ વગેરે અંકુરો ફૂટ્યા જ કરે છે. હું સ્થૂલ કે સૂક્ષ્મદેહ છું એ સંકલ્પને જ્યાં સુધી વળગી રહે છે, ત્યાં સુધી માનવ, આ સંસારરૂપી ચકડોળમાં ચોતરફ ફર્યા કરે છે, નિત્ય સુખને માટે આમતેમ ફાંફા માર્યા કરે છે, જે અહંકાર છે તે જ અનંત જન્મરૂપી વૃક્ષોનું બીજ છે તે હોય ત્યાં સુધી માનવ અનેક પ્રકારની ચિંતાઓથી ઘેરાયેલો રહે છે, તેનું સમસ્ત જીવન ભયગ્રસ્ત હોય છે. તેને મૃત્યુનો ભય રહે છે, રોગનો ભય રહે છે, આસપાસ એકઠા કરેલા પદાર્થો જતા રહેશે એવી બીક તેના મનમાં કાયમ માટે રહે છે વૈરાગ્ય એટલે નાશવંત પદાર્થો માટે અનુરક્તિનો ત્યાગ—એનાથી જ અભય અને શાંતિ મળે છે. આ પરમપદની પ્રાપ્તિ માટે બીજો રસ્તો છે જ નહિ જે મૂર્ખ માણસને અહંકારરૂપી ભુત વળગ્યું હોય અને તેમાં જ તેને આનંદ આવતો હોય, તેવા માણસને શાસ્ત્રોની, સંતસમાગમની કાંઈ પણ અસર થતી નથી. આવા લોકો સ્વાનુભવથી જ શીખે છે.

રામચંદ્રજી પૂછે છે, હે બ્રહ્મન્, બુદ્ધિશાળી માનવોને પણ આમતેમ નચાવે છે તે અહંકાર કયા ઉપાયથી નષ્ટ થાય તે મને આપ કૃપા કરીને કહો. વસિષ્ઠ કહે છે, આત્માના વાસ્તવિક સ્વરૂપ(સચ્ચિદાનંદસ્વરૂપ)નું કાયમ સ્મરણ રાખવું જ્યારે દેહાત્મભાવનો ઉદય થાય ત્યારે તેને પરમ સત્યના વિચારથી મનમાંથી કાઢી નાખવો. અહંકારના બંધનમાંથી મુક્તિ માટે આ જ સરલ, સર્વોત્તમ ઉપાય છે. આ દૃશ્યમાન ઇન્દ્રજાળ એ તો આત્માનો વિવર્ત જ છે. આત્મા જ પોતાના આનંદને માટે આ લીલા કરે છે—એ વિચારનું અનુસંધાન કાયમ રાખવામાં આવે તો અહંકાર ધીમે ધીમે ક્ષીણ થતો જાય છે, મન ઉપરનું તેનું વર્ચસ્વ ઓછું થતું જાય છે. માનવમાં શાંતિ, અભય, સર્વાત્મભાવ, સંયમ વગેરે સદ્‌ગુણોની વૃદ્ધિ થતી જાય છે. આ જગત

છે, આ હું છું, આ મારું છે—આવા અજ્ઞાનજન્ય વિચારો જ શત્રુ મિત્ર આદિને ઉત્પન્ન કરે છે, માણસને દ્વંદ્વના વિકારોને આધીન કરે છે. સમતા કેળવવી જોઈએ અને સર્વત્ર સમદૃષ્ટિ (બ્રહ્મદૃષ્ટિ) કેળવવી જોઈએ. આ જગતમાં ત્રણ પ્રકારના છે, તેઓમાં બે શ્રેષ્ઠ છે અને એકનો સમૂળગો ત્યાગ કરવો જોઈએ. 'આ જે સઘળું જગત છે તે હું છું. અને અવિનાશી પરમાત્મા પણ હું જ છું.' આવો અહંકાર સર્વોત્તમ છે. આ અહંકાર મોક્ષ માટે છે, બંધન માટે નહિ. હું સર્વ કરતાં અત્યંત ન્યારો છું, અત્યંત સૂક્ષ્મ છું. આવો અહંકાર પણ શુભ કોટિનો છે. આ પણ મુક્તિ માટે છે, બંધન માટે નહિ. હાથપગ અવયવવાળો દેહ હું છું. એવો ત્રીજા પ્રકારનો અહંકાર લૌકિક છે, તે સર્વત્ર જોવામાં આવે છે, તેમાંથી ઘણા થોડા માણસો જ મુક્ત હોય છે, તે તુચ્છ જ છે, તે જ માનવનો મોટામાં મોટો શત્રુ છે, તેનો તો સર્વતર ત્યાગ કરવો જોઈએ. આ ત્રીજા દેહાધ્યાસરૂપી અહંકારે જેમની બુદ્ધિને મલિન કરી છે, તેવા લોકો આ દુનિયામાં સંકટોમાં જ ડૂબ્યા કરે છે. પહેલા બેમાંથી ગમે તે અહંકારવાળો જીવ મહાત્મા કહેવાય છે અને તે મુક્તિ પામે છે પ્રકૃતિ ઉપર આધિપત્ય ભોગવે છે. દામ, વ્યાલ અને કટ એ ત્રણે દૈત્યો એવી દશાને પામ્યા હતા કે તે દશાની વાતો કરતાં પણ મનમાં ગ્લાનિ ઉત્પન્ન થાય છે. હે રામચંદ્ર, પરમાનંદના બોધને માટે લૌકિક અહંકારનો ત્યાગ અનિવાર્ય છે. આત્માનો વિચાર મનમાં સ્થિર કરી માણસ વ્યવહાર કરે તોપણ તેનું અધઃપતન થતું નથી. વ્યવહાર, કર્મ બંધનકારક નથી. દેહાધ્યાસ, ચર્મબુદ્ધિ બંધનકારક છે. જેનો અહંકાર ગળી ગયો હોય છે, તેને વિષયો તરફ આકર્ષણ હોય જ નહિ; એને તો વિષયાનંદ કે ભાવાનંદ તરફ રુચિ હોતી જ નથી. એવો મહાનુભાવ સ્વસ્વરૂપમાં જ નિમગ્ન રહે છે. આત્મા આનંદસ્વરૂપ હોવાથી તેને આનંદને માટે અન્ય કોઈ વસ્તુની અપેક્ષા હોતી નથી. એ નિત્યસિદ્ધ, નિત્યમુક્ત હોય છે. આ અખિલ જગત છે તે આત્મા જ છે, માટે કોણ, ક્યાં અને કોની ભાવના કરે? જે પરમપદમાં વાસનાઓ, વિષયો, ચિત્ત, અહંકારબુદ્ધિ, મન, સમગ્ર પ્રકૃતિ લીન થાય છે, તે પરમપદ જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. અન્ય સર્વ વસ્તુઓ નાશવંત છે. તમે અત્યંત બુદ્ધિમાન છો, તમારા-

માં વિવેકનો આપોઆપ જ ઉદય થયો છે, તમારામાં મુક્તિ માટે પૂરેપૂરી યોગ્યતા છે, તેથી તમે તમારું ચિત્ત અવિચળ બ્રહ્મભાવમાં જ સ્થિર કરો. આમ કરવાથી વ્યવહાર કરશો તોપણ તમે અનાસકત બુદ્ધિથી વર્તન કરશો તો તત્ત્વબોધરૂપ ઐશ્વર્યની પ્રાપ્તિ થશે અને અજ્ઞાનનો સમૂળ નાશ થઈ જશે.

વસિષ્ઠ કહે છે: હે રામ, જે સંયમી પુરુષોએ સ્વપુરુષાર્થથી વિષયો તરફ ઉન્મુખ થનારા પોતાના મનને વશ કર્યું છે, તેઓ જ ખરા અર્થમાં શૂરવીર છે, ધીરજવાળા છે. કારણ કે મનનો નિગ્રહ કરવો એ જ પરમ પુરુષાર્થ છે. મનનો નિગ્રહ ત્યારે જ થાય જ્યારે માનવ તેનાથી (મનથી) પોતાની ભિન્નતાનો અનુભવ કરે. જ્યાં સુધી મન સાથે તાદાત્મ્યસંબંધ રહે ત્યાં સુધી મન ઉપર સંપૂર્ણ કાબૂ શક્ય નથી. હે રામ, હું તમને જ્ઞાનનું સર્વસ્વ કહું છું. જ્ઞાનનું યથાર્થ સ્વરૂપ સમજાવું છું. તે સાંભળો, મનમાં તેને સુસ્થિર કરો. તે પ્રમાણે આચરણ કરો. આચાર એ જ ધર્મ છે. ધર્મના રહસ્યનો આચરણ દ્વારા આવિર્ભાવ કરવો જોઈએ. વિષયોના, સર્વ દૃશ્ય પદાર્થોના ભોગોની ઈચ્છા, એ જ બંધ છે, એ જ મનનું દાસત્વ છે. સર્વ પ્રકારની વાસનાઓનો ત્યાગ એ જ મોક્ષ છે. વિષયોનો ત્યાગ કરવાનું કાર્ય કઠિન છે. એકવાર આસક્તિનો અને વાસનાઓનો ત્યાગ કર્યા પછી, ધર્માનુસાર તેનું ગ્રહણ કરવામાં આવે તો તેથી હાનિ થતી નથી. બુદ્ધિને શુદ્ધ બનાવવી જોઈએ. સારી મતિ શાંતિ, અભય, સંયમ આદિ સારા ગુણોને ઉત્પન્ન કરે છે, મનુષ્યનું જીવન ઊર્ધ્વગામી બનાવે છે. જ્યારે મનમાંથી સુખદુઃખ, કામક્રોધાદિ દ્વંદ્વો ટળી જાય છે, વાસનાઓ જતી રહે છે, ત્યારે સર્વ ઉપદ્રવો નાશ પામે છે. શાસ્ત્રોના ઉપદેશ સંબંધી સંશયો પણ ક્ષીણ થઈ જાય છે, વિનાશો અદૃશ્ય થઈ જાય છે, મનની આધીનતા તે જીવની પડતી દશાનું ચિહ્ન છે અને મન ઉપર આધિપત્ય એ જીવની ચડતી દશાનું ચિહ્ન છે. વાસનાના પ્રવેશથી મલિન થયેલ ચૈતન્યની એક જાતની સ્થિતિને જીવ કહેવાય છે. આત્મા વાસ્તવિક રીતે સંસારી નથી, પુરુષ નથી, સ્ત્રી પણ નથી, શરીરરૂપ નથી, ઈન્દ્રિયરૂપ પણ નથી, મન પણ નથી, આત્મા આકાશની પેઠે નિર્લેપ છે. તે નિત્યશુદ્ધ છે. નિત્યમુક્ત છે. સરોવરમાં અતિ નિર્મળતા હોય તો તેમાં

મલિનપણું સ્થિતિ પામતું નથી, તેમ અત્યંત મલિનતા હોય તો તેમાં સ્વચ્છતા રહી શકતી નથી. તેમ મનમાં પણ વિમળતા હોય તો મલિન સંસ્કારો તેમાં પ્રવેશ કરી શકતા નથી. અને મન જો અત્યત મલિન હોય, વિકારોથી ભરપૂર હોય તો તેમાં નિર્મળતા પ્રવેશ કરતી નથી. આ સઘળી બ્રહ્મની જ સત્તા છે, તેમાં બંધ કે મોક્ષની દશા છે જ નહિ. બંધન હોય જ નહિ તો મોક્ષનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી, તેમ તેમાં એકપણાની કે બેપણાની ભાવના પણ ઉત્પન્ન થતી નથી.

હું સર્વવ્યાપક નથી પણ ક્ષુદ્ર છું. એવો નિશ્ચય મનમાં થાય છે, ત્યારે સંસારભ્રમ ઉત્પન્ન થાય છે. હું સર્વવ્યાપક છું, એવા નિશ્ચયથી સંસાર લય પામે છે. સતત આત્માના ચિંતનથી અને ધ્યાનના અભ્યાસથી શુદ્ધ થયેલું મન સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ જ ગ્રહણ કરે છે. એને, સર્વ દૃશ્ય મારું જ સ્વરૂપ છે એવો અનુભવ થાય છે. આત્મદર્શન થતાંવેંત જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. કલ્પિત પદાર્થો સાથે ભેળસેળ થવાથી મનમાં જે વ્યગ્રપણું ઉત્પન્ન થાય છે તે જ દ્વૈતદૃષ્ટિ છે. આ જ સર્વ અનર્થોનું મૂળ કારણ છે. સમુદ્ર અન્ય છે. અને તરંગો અન્ય છે—એવું જાણવું એ મૂર્ખતા છે. જે જળ છે, તે જ તરંગ છે. તરંગો જળનું જ વિનાશી સ્વરૂપ છે, જળની સત્તાથી જ તરંગો ઉત્પન્ન થાય છે, તેની સત્તાથી જ શમી જાય છે, તરંગો થવાપણું, જળના અધિષ્ઠાનને આધીન છે. આવું જ્ઞાન તે જ યથાર્થ જ્ઞાન છે. વાસ્તવિક જ્ઞાન બંને વચ્ચે અભેદ જુએ છે. રજોગુણ અને તમોગુણનું મનમાંથી વિસર્જન કરવામાં આવે તો તે મન અનુપમ શોભા ધારણ કરે છે. સ્ફટિક જેવું શુદ્ધ થઈ જાય છે અને છેવટે દેહાભિમાનરૂપી મલિન ભ્રમર તેનાથી દૂર જતો રહે છે. આવો જ્ઞાની પુરુષ સર્વવ્યાપક, સર્વનો નિયંતા બને છે. આધિ-વ્યાધિમાંથી સદાને માટે મુક્ત થાય છે, સઘળા સંતાપોથી રહિત થાય છે. સમ્રાટ થાય છે. સ્વરાજ્યની અને સામ્રાજ્યની પ્રાપ્તિ કરે છે, અને દેહરૂપી નગરમાં રહીને વિલાસ કરે છે. સંસાર તેના (ભ્રમણસ્થાનને બદલે) રમણસ્થાન બને છે.

રામચંદ્ર પૂછે છે, હે સર્વશ્રેષ્ઠ સર્વજ્ઞ મુનિ, પરમાત્મા ખરી રીતે સર્વ દૃશ્યોથી રહિત છે, તોપણ તેમાં આવું જગત કેવા પ્રકારથી રહ્યું છે તે

ફરી મને સમજાવો. વસિષ્ઠ કહે છે કે, હે રામચંદ્ર, જેમ જળમાં પરપોટાઓ, મોજાંઓ વગેરે અસ્ફુટ રીતે રહ્યાં છે, તેમ આત્મામાં આ સૃષ્ટિઓ રહેલી છે, અને પોતાની અલગ સત્તા ન હોવાને લીધે નથી પણ રહી એમ પણ કહી શકાય. સ્ફટિકમાં પડેલું પ્રતિબિંબ જેમ સત્ય પણ ના કહેવાય તેમ અસત્ય પણ ના કહેવાય, તેમ આત્મામાં રહેલ આ બ્રહ્માંડો સત્ય પણ ના કહેવાય તેમ અસત્ય પણ ના કહેવાય. વાદળાંઓનો આધાર વ્યોમ છે પણ આકાશને તે સ્પર્શ કરી શકતાં નથી, તેમ ચૈતન્યમાં રહેલ સૃષ્ટિઓનો આશ્રય ચૈતન્ય છે, પણ ચૈતન્ય તેમનાથી અલિપ્ત છે.

મહાચૈતન્ય સત્તા-સામાન્ય, આત્મા, પરબ્રહ્મ, સઘળાં નામોથી રહિત છે, ગુણાતીત છે, અવિનાશી છે. જીવ, જગત, ઈન્દ્રિયો વગેરે નામો તેમાં જ કલ્પેલાં છે. જગત ચૈતન્યથી જુદું જ છે, એવી માન્યતા અજ્ઞાનજન્ય છે. ચૈતન્ય એકરૂપ, અખંડ છે જગત તેનો વિવર્ત છે

મહાચૈતન્ય, પોતાથી અભિન્ન સૃષ્ટિના વિભ્રમોથી ચલન પામતું હોય એમ જણાય છે, ચૈતન્ય સર્વમાં વ્યાપક છે, પ્રકાશસ્વરૂપ જ છે, પણ અજ્ઞાન-ને લીધે તેનો અનુભવ માનવોને થતો નથી. જેમ ઉદધિમાં તરંગો ઉત્પન્ન થયા કરે છે, જેમ સૂર્યમાંથી કિરણોનો પ્રસાર થયા કરે છે, તેમ પરમ નિશ્ચલ ચૈતન્યમાં પાતાળ આદિ ચૌદ લોકો, અનેક પ્રકારનાં આહારવિહાર કરનારાં પ્રાણીઓ દેવો—અસુરો વારંવાર જન્મે છે, અદૃશ્ય થાય છે. જળનો અભાવ થવાથી પરપોટા પોતાની મેળે જ જતા રહે છે, તેમ અજ્ઞાનનું આવરણ મનમાંથી દૂર થાય તો જન્મ મરણના પ્રવાહો મટી જાય છે, સર્વત્ર બ્રહ્મદર્શન થાય છે. સદા, સર્વદા, સર્વથા, સર્વ વસ્તુઓ પરિપૂર્ણ છે એવી અનુભૂતિ થાય છે. આને જ સમ્યક્ જ્ઞાન કહેવામાં આવે છે અને આ જ માનવ-જીવનનું અંતિમ લક્ષ્ય છે.

પૂર્વજન્મોના અનેક સંસ્કારોને લીધે, જેમના મનમાં વાસનાઓ ઉત્પન્ન થયા કરે છે. મૂઢતાને લીધે સ્વરૂપનો વિચાર જેમના મનમાં પ્રવેશ પણ કરી શકતો નથી, તે કાળના પંજામાં સપડાયેલા તુચ્છ લોકો, ઉન્મત્તોની માફક આ લોકમાં આવે છે, પરલોકમાં જાય છે, પાછા આવે છે, જન્મ-મરણોથી સંસારમાં ઝોલાં ખાધા કરે છે.

વસિષ્ઠ કહે છે, હે રામ, અજ્ઞાનની સ્થિતિ પર્યંત, ચોતરફ અત્યંત સ્થિર દેખાતી સંસારની સઘળી પંક્તિઓ પોતાના સ્વરૂપભૂત બ્રહ્મમાં જ લય પામે છે, ઉદય પામે છે, થોડા વખત સ્થિર રહે છે. આ ઉત્પત્તિ, સ્થિતિ અને લયની ક્રિયાઓ પરબ્રહ્મની અંદર ચાલ્યા જ કરે છે. બ્રહ્મ કૂટસ્થ નિત્ય છે, સંસાર પરિણામી નિત્ય છે, આત્માથી અલગ કાંઈ વસ્તુ છે જ નહિ. આત્મા પરિપૂર્ણ હોવાથી તેનામાં ઇચ્છાનો સંભવ નથી. આત્મા પૂર્ણકામ છે, જ્ઞાનસ્વરૂપ છે, શક્તિસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, સૌંદર્યસ્વરૂપ છે માટે આ સંસાર આત્માની લીલા જ છે. આ સંસારમાં પૂર્ણત્વ પ્રાપ્ત કરાવે એવું સાધન (આત્મજ્ઞાન) આમતેમ ફાંફા મારવાથી, દિશાઓના છેડાઓ સુધી ભ્રમણ કરવાથી મળતું નથી. માત્ર પોતાના વિચારથી જ મળે છે. હે રામચંદ્ર, સ્વસ્વરૂપનું કાયમ અનુસંધાન રાખો, એક ક્ષણ માટે પણ આ સત્યનું વિસ્મરણ થવા ન દો, મનના તરંગોને, આવેગોને આધીન ન થાઓ. તમે મનના નિયંતા છો, અનુમંતા છો, સાક્ષી છો—એવો અનુભવ કાયમ રાખવાનો પ્રયત્ન કરો. આ જ પરમ પુરુષાર્થ છે.

*

## ૧૬ : જ્ઞાનીમાં કર્તા–ભોક્તાપણાનો અભાવ

સ્થિતિ પ્રકરણના સર્ગ ૩૮માં વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, જ્ઞાની (જેણે પોતે આત્મા છે, નિરાકાર છે, નિર્વિકાર છે, શાશ્વત છે, માયાતીત છે, ગુણાતીત છે, નામરૂપાતીત છે, એવો અનુભવ કરેલો છે અને જેની નિષ્ઠા પરમ તત્ત્વમાં બંધાયેલી છે) કર્મની—અકર્મની પર હોવાથી, તેનામાં કર્તાપણું નથી, તેમ ભોક્તાપણું પણ નથી. કારણ કે તે પોતે પોતાના નિરંજન સ્વરૂપમાં સદાને માટે સ્થિત છે. અહંભાવની સાથે કર્તાપણું આવે છે. સામાન્ય રીતે મનુષ્ય પોતાની વાસના પ્રમાણે કર્મ કરે છે, અને તેવા વાસનાયુક્ત કર્મનું ફળ પણ અવશ્ય ભોગવે છે. માનવ શરીરથી ક્રિયા કરતો

હોય કે ન હોય, તોપણ મનની વાસના પ્રમાણે તેને આ લોકમાં કે પરલોકમાં ફળ ભોગવવુ પડે છે. જેઓએ આત્મતત્ત્વની અનુભૂતિ કરી ન હોય એવા માનવો શારીર દૃષ્ટિથી ક્રિયા કરે કે ન કરે તોપણ વાસનાઓનું અસ્તિત્વ હોવાથી કર્તાપણુ છે. તત્ત્વવેત્તા તો વાસના વિનાના હોય છે, આપ્તકામ હોય છે, પૂર્ણકામ હોય છે તેથી તેમનામાં અભિમાન ન હોવાથી કર્તાપણું નથી. (ગીતામા પ્રતિપાદન કર્યું છે કે જે કર્મમા અકર્મ જુએ છે, જે શરીર અને મનથી કર્મો કરતાં છતાં પોતે અકર્તા છે એવો અનુભવ કરે છે, અને જે અકર્મમા કર્મ જુએ છે, એટલે આત્માની દૃષ્ટિએ અકર્તા હોવા છતાં મન અને શરીરરૂપી કરણો દ્વારા સ્વધર્માનુસાર કર્મો કર્યા કરે છે, તે જ જ્ઞાની છે ) મન જે કામ કરે તે જ કામ કર્યું કહેવાય. અને મન જે કામ ન કરે તે ન કર્યું કહેવાય મન જ વાસ્તવિક રીતે કર્તા છે, દેહ નહિ સ્થૂળ દેહ તો મનની આજ્ઞાનું પાલન કરે છે સંસારની ઉત્પત્તિ ચિત્તની સાથે છે તે ચિત્તમય છે, ચિત્તમા જ રહેલો છે તત્ત્વવેત્તાનુ અંત કરણ વિષયો ને વાસનાઓ બંનેથી ઉપરામ થયેલુ હોય છે બ્રહ્મમાં જ લીન થયેલુ હોય છે તે બ્રહ્મપણાથી રહે છે જ્ઞાનીનું મન જડ હોતુ નથી તેમ વિષયાનંદ અને ભાવાનદમાં જ રમણ કરનારુ પણ હોતું નથી નાના ખાબોચિયામાં હાથી જેવું મહાકાય પ્રાણી ડૂબીને મૃત્યુને શરણ થતું નથી, તેમ જ્ઞાનીનુ પ્રબુદ્ધ મન, આ સંસારના તુચ્છ, નાશવત પદાર્થોમા આસકત થતું નથી માણસ મનોમન પ્રાણી છે, જેવો તેના મનનો નિશ્ચય તેવો તે થઈ જાય છે જો માણસ પોતે દીન છે, પામર છે, આસક્ત છે, એવો નિર્માલ્ય વિચાર કર્યા કરે તો તે તેવો જ થાય છે જે માણસ કાયમ એવા વિચાર કર્યા કરે કે પોતે સ શક્તિમાન છે, જ્ઞાનસ્વરૂપ છે, અભયસ્વરૂપ છે, તેનામા આ સદ્-ગુણોનો આવિર્ભાવ સ્વાભાવિક રીતે જ થાય છે મનને હમેશ ઉદાર, ઉમદા વિચારોથી ભરપૂર રાખવુ જોઈએ ક્ષુદ્ર વિષયવાસનાઓને આધીન થઈને વર્તન કરતા તેને રોકવુ જોઈએ હે રામચંદ્ર, તમે તમારા મનને વ્યવહાર કરતાં છતા પણ હમેશ અનાસકત જ રાખજો, તો જ પરમ શાંતિ મળશે. સર્વ દુઃખોનું મૂળ કારણ અનુરક્તિજન્ય વાસના જ છે વાસનાઓ ઉપર જેણે કાબૂ મેળવ્યો

છે એ જ પુરુષ છે, બીજા બધા પશુતુલ્ય છે. હે રામચંદ્ર, એવો નિશ્ચય મનમાં દૃઢ રાખજો કે, આ જે કાંઈ દૃશ્ય છે તે સઘળું હું જ છું; મારી જ કલ્પના છે, હું તેનાથી ન્યારો છું, હું સુખદુઃખનાં દ્વન્દ્વોની પર છું. ત્યારે તમે લીલાથી જ વ્યવહારમાં રહેશો અને સમતા પ્રાપ્ત કરશો, સર્વ સ્થિતિમાં, સર્વ ઘટનાઓમાં તમે એકસરખો આનંદ ભોગવશો, તમારું મન ખેદરહિત અવસ્થામાં કાયમને માટે રહેશે. આત્મામાં કર્તાપણું આરોપિત છે. જેમનું મન સંસારના પદાર્થોમાં આસક્ત નથી. તેમને બંધન છે જ નહિ, અને બંધન ન હોય તો મોક્ષનો સવાલ જ ઉપસ્થિત થતો નથી. આત્મતત્ત્વ શકિતસ્વરૂપ છે. તેથી તે પ્રવૃત્તિ અને નિવૃત્તિ આદિ આભાસો ઉત્પન્ન કરે છે. આત્મા તો પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંનેથી પર છે. હે રામચંદ્ર, તમે સર્વ અજ્ઞાનજન્ય કલ્પનાઓનો ત્યાગ કરો, વીરત્વ, ધૈર્ય સંપાદન કરો, વ્યવહારનો ત્યાગ ન કરો, પણ પ્રજ્ઞાને આત્મામાં સ્થિર કરો.

રામચંદ્ર પૂછે છે, હે વંદનીય મહાનુભાવ, નિર્વિકાર બ્રહ્મમાં આ સૃષ્ટિરૂપી ચમત્કૃતિ કેવી રીતે ઉત્પન્ન થઈ તે મને આપ ફરીથી સમજાવો. વસિષ્ઠ કહે છે, હે રાજકુમાર બ્રહ્મતત્ત્વ અને સંસારમાં કાંઈ ભેદ નથી. બ્રહ્મ જ સંસારનું નિમિત્ત અને ઉપાદાનકારણ છે. બ્રહ્મ જ પોતે પોતાની અંદર આ જગતની કલ્પના કરે છે, પોતે તેનાથી નિર્લેપ રહે છે. આ કલ્પનાને ભિન્નભિન્ન નામો આપવામાં આવે છે; વિવર્ત, આભાસ, ચમત્કૃતિ, સ્ફુરણ, સ્પંદન, લીલા વગેરે. બ્રહ્મ શકિતસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, શકિતનું મૂળ જ્ઞાન છે, ક્રિયાનું મૂળ શકિત છે, જ્ઞાન વિના શકિતનું અસ્તિત્વ શકય નથી. શકિત વિના જ્ઞાનનું આવિષ્કરણ શકય નથી. પરમાત્મા પોતાના ચૈતન્યપણાને લીધે પ્રેરકબ્રહ્મ, અને પ્રેરાય છે તે પ્રેર્યબ્રહ્મ, ભોકતૃવર્ગ વગેરે દૃશ્યો ઉત્પન્ન કરે છે, અને ઇચ્છા થાય ત્યારે પાછાં તિરોહિત કરી દે છે. સમુદ્રમાં પરપોટાઓ, તરંગો, તેમાંથી જ ઉત્પન્ન થાય છે. અને પાછા તેમાં જ લીન થઈ જાય છે, તેમ સઘળા પદાર્થોનું પ્રભવ સ્થાન અને વિસર્જન સ્થાન પણ બ્રહ્મ જ છે.

રામચંદ્ર કહે છે હે ભગવન્, આપનાં વાક્યો મને પરસ્પર વિરોધી જણાય છે. ચૈતન્યાત્મક બ્રહ્મ, જે મન, બુદ્ધિ, અહંકારથી પર છે તે ક્યાં અને જડરૂપ આ વિદ્યમાન પ્રપંચ ક્યાં? ચૈતન્યમાંથી જડ કેવી રીતે ઉત્પન્ન થાય તે મને સમજાતું નથી. આ પ્રપંચ જો બ્રહ્મમાંથી ઉત્પન્ન થયો હોય તો બ્રહ્મસ્વરૂપ જ હોવો જોઈએ. નિર્વિકાર હોવો જોઈએ, જડ ન હોવો જોઈએ.

વસિષ્ઠ કહે છે, હે રાજકુમાર, આ સર્વ દૃશ્ય બ્રહ્મ જ છે, સમુદ્રમાં તરંગોના સમૂહોરૂપે જળ જ સ્ફુરે છે, ધૂળ નહિ. તેમ આ પ્રપંચરૂપે બ્રહ્મ જ સ્ફુરે છે. રામચંદ્રજી પૂછે છે: બ્રહ્મ તો આનંદસ્વરૂપ છે અને આ જગતમાં આપણે બધું દુઃખમય જ જોઈએ છીએ, તેનું કારણ શું? આ પ્રમાણે શંકા કરી ત્યારે મુનિએ મનમાં વિચાર કર્યો કે હજી રામની બુદ્ધિ અપરિપક્વ છે, અત્યંત પ્રફુલ્લિત થઈ નથી. જે માનવ બ્રહ્મવિચારમાં પ્રવીણ થયો હોય, જાણવાનું સઘળું જાણી ચૂક્યો હોય તેની દૃષ્ટિમાં તો બ્રહ્મમાં કોઈ પણ પ્રકારનો દોષ જણાય જ નહિ. તેને તો સર્વત્ર પરિપૂર્ણતાનો જ અનુભવ થાય છે. પણ રામની બુદ્ધિ હજી સર્વ રીતે નિર્મળ થઈ નથી, કંઈક વિમળ થયેલી છે, માટે રામની પાસે ચોખ્ખે ચોખ્ખી વાત કહી દેવામાં આવશે તો તે ગ્રહણ કરી શકશે નહિ. તેની બુદ્ધિ અર્ધવ્યુત્પન્ન થઈ છે. રામ હજી ભોગ્ય પદાર્થોની ભાવના કરે છે. જ્યારે ભોગની ઈચ્છા થાય જ નહિ ત્યારે માનવનો પરમ બોધમાં પ્રવેશ થાય છે. પ્રથમ તો ગુરુએ શમ, દમ, ઉપરતિ, વિવેક, વૈરાગ્ય આદિ ગુણો સંપાદન કરવા શિષ્યને ઉપદેશ કરવો જોઈએ. ત્યારે જ બ્રહ્મજ્ઞાનના અધિકારી થવાય છે. બુદ્ધિ સંપૂર્ણપણે શુદ્ધ થઈ હોય ત્યારે જ આ સઘળું બ્રહ્મ જ છે, બ્રહ્મમાં અવિદ્યા છે જ નહિ, એવો બોધ કરવો જોઈએ, શિષ્યની બુદ્ધિની પરીક્ષા કર્યા વિના તે કેવા જ્ઞાનનો અધિકારી છે, તે જાણ્યા વિના, જે ગુરુ તેને સર્વોત્કૃષ્ટ બોધ આપે છે, તે ગુરુ મૂઢ બુદ્ધિવાળો છે એમ સમજવું. વસિષ્ઠે આ પ્રમાણે મનમાં વિચાર કરીને કહ્યું, હે રામચંદ્રજી, હે રઘુકુળદીપક, બ્રહ્મમાં પ્રપંચનો કલંક છે જ નહિ તે વાત તમે પોતાની મેળે જ સમજશો. અને નહિ સમજો તો સિદ્ધાંતના સમયમાં—નિર્વાણ પ્રકરણમાં કહેવામાં આવશે; હમણાં

નહિ કારણ કે આ વિચાર ગ્રહણ કરવાની તમારી અત્યારે તૈયારી નથી હમણા તો તમે એટલુ જ સમજો તો બસ છે કે બ્રહ્મ સર્વશકિતમાન છે જેમ ઈન્દ્રજાળ કરનાર જાદુગર વિચિત્ર ક્રિયાઓ કરી ખોટાને સાચું કરી દે છે અને સાચાને ખોટુ કરી દે છે તેમ આત્મા પણ માયાથી રહિત હોવા છતાં માયાવી જેવો છે, ખોટી ઈન્દ્રજાળ કરનારો છે, પથ્થરમાથી લતાઓ ઉત્પન્ન કરે છે, પથ્થરમાથી હીરા, માણેક ઉત્પન્ન કરે છે, માયા પરમાત્માની શકિત નો ખેલ વિચિત્ર છે, અનિર્વચનીય છે. પરમાત્માની શકિતને કોઈ પણ પ્રકારની મર્યાદા નથી, ગમે તેવાં રૂપો ધારણ કરી શકે છે, પણ પોતે પોતાના સ્વરૂપમાથી ચલિત થતા નથી જેમ રાજા નાટકમા ભિક્ષુકનો વેશ પણ લે છે અને ડાહ્યો માણસ ગાંડા તરીકે વર્તન કરે છે, તેવી રીતે પરમાત્મા સ્વૈરવિહારી હોવાથી, ગમે તેવાં રૂપો ધારણ કરી શકે છે તેની શકિત અકલ્પ્ય છે, અગાધ છે એટલા માટે હે રામ, સર્વ સ્થળોમા સર્વ પ્રકારોથી સઘળુ જગત સપૂર્ણ રીતે રાંભવે છે વાસ્તવિક દૃષ્ટિથી એક જ વસ્તુ છે એમાં આશ્ચર્યનો, હર્ષ કે શોકનો અવ કાશ જ નથી. ધૈર્યવાન પુરુષે સર્વત્ર સમત્વ ધારણ કરવુ જોઈએ (ગીતામાં કહ્યું છે કે સમત્વ એ જ યોગ છે ) જે માનવે સમતા નામનો ગુણ ધારણ કરેલો હોય છે, તે કદી પણ હર્ષ, શોક, મોહ, વિસ્મયને આધીન થતો નથી. તે જાણે છે કે આત્મામાં અનંત શકિત છે અને તે ગમે તેવાં રૂપો સ્વેચ્છા નુસાર ધારણ કરી શકે છે જ્ઞાની સર્વ ઘટનાઓમાં, સર્વ સંજોગોમાં, સર્વ પદાર્થોમાં, બ્રહ્મદર્શન જ કરે છે ( નરસિંહ મહેતાની પરિભાષામા બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.) આત્મા ખાસ પરિશ્રમ વિના જ, સંકલ્પમાત્રથી જ બ્રહ્માંડોની રચના કરે છે અસંખ્યરૂપે પ્રતીત થાય છે અને પોતે ઉત્પન્ન કરેલી રચના ઓનો તિરસ્કાર કરતો નથી. જેમ દૂધમાં ઘી છે, બીજમાં વૃક્ષ છે, ગર્ભમાં મનુષ્ય છે, તંતુમા વસ્ત્ર છે, લાકડામાં સર્વ પ્રકારના આકારો છે, તેમ આત્મા માં જ સર્વ પ્રકારનુ સામર્થ્ય રહેલું છે આત્મતત્ત્વ નિષ્કલંક છે, સમતાને લીધે સર્વત્ર સર્વદા પોતાના સ્વરૂપમા જ રહેલું છે હીરામાંથી પ્રકાશનાં કિરણો પોતાની મેળે જ પ્રસરે છે, અગ્નિમાંથી ઉષ્ણતા અને પ્રકાશ પોતાની મેળે જ બહાર આવે છે, જેમ સૂર્યોદય થતાંવેંત દિવસ પોતાની મેળે જ બહાર

આવે છે, જેમ પુષ્પમાંથી સુગંધ પોતાની મેળે જ બહાર આવે છે, તેમ આત્માની સત્તાથી, સ્વાભાવિક રીતે, બ્રહ્માંડોરૂપી તરંગો તેમાંથી પેદા થાય છે અને પાછાં તેમાં જ લીન થાય છે. જેમ અગ્નિના સાન્નિધ્યમાં ઘી એની મેળે જ પીગળે છે, તેમ આત્માના સામીપ્યમાત્રથી જ જગતો પ્રગટ થાય છે. આત્માને વાસ્તવિક રીતે કાંઈ પણ લેપ નથી. આત્માની સત્તાથી જુદી સત્તાવાળો કોઈ પદાર્થ છે જ નહિ. આત્માને બીજી કોઈ સામગ્રીની જરૂર નથી. પોતાનો સંકલ્પ જ પોતાની માયાશકિત જ બસ છે. આત્માનું બંધન યથાર્થ રીતે શકય જ નથી. તેથી તેને વિવેકરૂપી તલવારથી કાપી નાખવામા વાર લાગે જ નહિ. દૃઢ વિશ્વાસ અને મનોબળની જ આવશ્યકતા છે. માટે હે રામચંદ્ર, તમારા અસલ પરિપૂર્ણ સ્વરૂપમાં સ્થિર થઈને કેદખાનામાંથી મુકત થયેલા સિંહની પેઠે જગતમાં મુકત વિહાર કરો. તમે જ ઉત્પન્ન કરેલા પદાર્થો, જે તમારાથી અભિન્ન છે, તેમને માયાધીશ તરીકે, આસકિત રાખ્યા વિના ભોગવો.

રામચંદ્ર પૂછે છે, હે પ્રભુ, હે સર્વજ્ઞ પરમાત્મા, બ્રહ્મના સ્વરૂપમાંથી આ પદાર્થોની ઉત્પત્તિ થઈ, તે કેવા પ્રકારની છે તે આપ દયા કરીને વિસ્તારપૂર્વક કહો. વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર નિર્મળ ચૈતન્યશકિત પોતાનામાં રહેલી શકિત અનુસાર કલ્પના કરે છે અને પોતે સર્વશકિતમાન હોવાથી પ્રથમ ભવિષ્યના આકારોના સૂક્ષ્મ સ્ફુરણોરૂપે ગોઠવાય છે. પછી તે ઘાટાપણાને પ્રાપ્ત થઈ, કાંઈક વધારે કલ્પના કરે છે એટલે મનરૂપે ગોઠવાય છે અને તે મન જીવની ઉપાધિ બને છે. તેમની પોતાની બ્રહ્મપણારૂપ સ્થિતિને છોડી દઈ, સંકલ્પમાત્રથી આ મિથ્યા દૃશ્યોને બનાવે છે, પોતાને બ્રહ્મા થયેલું દેખે છે. હે રામચંદ્ર, ચૌદ લોકોમાં રહેનારા, ભિન્નભિન્ન પ્રકારનાં શરીરો ધારણ કરનારા કોલાહલથી ધૂધવતી આ સૃષ્ટિ મનની જ બનાવટ છે, મનરૂપ જ છે; ભ્રાંતિમાત્ર છે, અધિષ્ઠાનથી દૂર નથી. આમાં પશુઓ છે, મનુષ્યો છે, સુરો છે, અસુરો છે, રાક્ષસો છે, દેવો છે, દાનવો છે, સિદ્ધપુરુષો છે. જીવન્મુકતો છે, તેમ અજ્ઞાનમાં રચ્યાંપચ્યાં રહેનારાં પામર પ્રાણીઓ પણ છે. સર્વત્ર રજોગુણ, તમોગુણ, સત્ત્વગુણનું સામ્રાજ્ય પ્રવર્તે છે.

રામચંદ્ર પૂછે છે, હે મહારાજ, પરમાત્મા અખંડ છે, પૂર્ણ છે, અનંત છે, તો તેના સ્વરૂપમાં પ્રદેશનું અસ્તિત્વ કેવી રીતે સંભવે?

વસિષ્ઠ કહે છે, જીવની તથા બ્રહ્મની એકતા વાસ્તવિક છે, તે સત્યને શિષ્યોની બુદ્ધિમાં સ્થિર કરવા માટે એક પ્રદેશમાં ચલન થવા આદિ વ્યવહાર શાસ્ત્રમાં કલ્પેલો છે. વિકારીપણું, અવયવીપણું, દેશ, કાળ, કારણ-કાર્યનો નિયમ ઇત્યાદિ પ્રકારો પ્રત્યક્ષ જોવામાં આવે છે, પણ ખરી રીતે આત્મસ્વરૂપમાં તે સંભવતા જ નથી. પરમાત્મામાં પ્રકાશ, જ્ઞાન, આનંદ, શક્તિ, સૌંદર્ય વિના બીજું કાંઈ છે નહિ. બ્રહ્મથી અતિરિક્ત કોઈપણ વસ્તુ જ છે નહિ, બ્રહ્મથી એનું સમજો. મન ક્રિયાશક્તિથી ઉત્પન્ન થયેલું છે અને એ મનની શક્તિથી નામોનો વ્યવહાર ચાલે છે. સમુદ્રમાંથી ઉત્પન્ન થતા તરંગો જેમ સમુદ્ર જ છે, તેમ પરબ્રહ્મમાં જે નામરૂપે જોવામાં આવે છે તે તેના જ આવિર્ભાવો છે. તેનાથી અન્ય નથી. અજ્ઞાનથી, એકતાની ભાવનાથી, તેનો અનુભવ નષ્ટ થવાથી, બ્રહ્મ જ દ્વૈતરૂપ પ્રતીત થાય છે. જે કાંઈ આ જગત છે તે સઘળું બ્રહ્મ જ છે, આ સત્ય જ્યારે તમારી પરિપક્વ થયેલી બુદ્ધિમાં સ્થિર થશે ત્યારે તમારી પાસે સિદ્ધાંત સંબંધી અનેક રહસ્યોનું કથન કરવામાં આવશે. અંધારાનો ક્ષય થાય ત્યારે જ પદાર્થો, સ્થાવર જંગમ જગત સ્ફુટ જોવામાં આવે છે, તેમ મિથ્યા પદાર્થોનો બોધ થાય, અજ્ઞાન રૂપી કલંક મનમાંથી દૂર થાય ત્યારે જ બ્રહ્મતત્ત્વ યથાર્થ રીતે સમજાય છે ત્યારે જ તમને નિર્મળ પરમપદમા અખંડ, શાશ્વત નિર્મળતા અનુભવાશે. આમાં સંદેહ રાખવાનું કાંઈ પણ કારણ નથી.

રામચંદ્ર કહે છે, હે બ્રહ્મન્ શીતળ, શાંતિદાયક, આનંદદાયક ચાર્થગાંભીર્ય થી ભરપૂર આપની ઉક્તિઓથી હું કોઈવાર પ્રકાશનો અનુભવ કરું છું અને કોઈવાર પાછો અંધકારમાં ગરકાવ થઈ જાઉં છું. જ્યારે હું આપનાં વચને બરોબર સમજું છું, તેનું રહસ્ય ગ્રહણ કરું છું, ત્યારે મારું મન ઓજસ્વં થાય છે અને જ્યારે આપનાં વચનોમાં, કોઈવાર ન સમજવાથી વિરોધ દેખાય છે, ત્યારે મારું મન જડ થઈ જાય છે. તેમાં મૂઢતા પ્રવેશે છે. પૂર્ણ બ્રહ્મ એક છે, અદ્વિતીય છે, સર્વદા સ્વયંપ્રકાશ છે, તેનામાં આ જગતરૂપી કલ્પ

નાનો વિકાર કેમ આવ્યો, એ વિષયમાં મારા મનમા હજી સશય આવ્યા કરે છે. વસિષ્ઠ કહે છે, હે રામચદ્ર, તમારા મનની આવી સ્થિતિનું મૂળ કારણ એ છે કે, તમે મારા ઉપદેશનુ હાર્દ હજી ગ્રહણ કરી શકયા નથી મારો ઉપદેશ યથાર્થ છે, યુકિતયુકત છ, સ્પષ્ટ છે, અસદિગ્ધ છે, તેમાં કોઈ પ્રકારનો વિરોધ નથી હજી તમારા જ્ઞાનચક્ષુઓ સપૂર્ણ રીતે નિર્મળ થયેલા નથી, તેથી તમે મારા બોધનું રહસ્ય ગ્રાહણ કરી શકતા નથી જ્યારે તમે સ્વસ્થ થશો, ત્યારે જ તમે મારાં વાકયો અને વિચારો કેટલા પ્રબળ છે, તે સમજી શકશો. બ્રહ્મના એક પ્રદેશમાં માયા છે અને માયાથી આ જગત થયું છે. ઈત્યાદિ મારાં વાકયોનુ શ્રાવણ કરી તમે ભ્રાતિમા પડો નહિ શિષ્યના મનમા પરમ સત્ય ગ્રહણ કરવાની શકિત ન હોય ત્યા સુધી એને સમજાવવા માટે કેટલીએક કલ્પિત વાતો કરવી પડે છે જ્યારે તમે શાત, સ્થિર, વિમળ, નિરાકાર, નિર્વિકાર બ્રહ્મને જાણશો ત્યારે તમને તમારા અસલ સ્વરૂપમાં કોઈ પણ પ્રકારની ગરબડની પ્રતીતિ થશે નહિ માયા, જગત, વાસ્તવિક રીતે, અવિદ્યમાન હોવા છતાં પણ હજી તમારા મનમા એના વિચારો આવ્યા કરે છે તમારા મનમાથી આ ભ્રમ દૂર કરવા માટે, માયાનુ અને જગતનુ સ્વરૂપ કહેવાની જરૂર રહે છે. જ્યાં સુધી દ્વૈતનો અધ્યારોપ ન સમજાતો હોય ત્યાં સુધી તેનો અપવાદ સમજણમાં આવતો નથી. વિદ્વાનોની શુદ્ધ દૃષ્ટિમા માયા કે જગત કાંઈ છે જ નહિ. એવા મહાનુભાવોને સર્વત્ર બ્રહ્મદર્શન જ થયા કરે છે. આત્મામાં માયા, વાસના, કલ્પના જ નહિ, અત્યંત નિર્મળ જે પરબ્રહ્મ છે, તે જ આ જગત છે સત્ય તમારા મનમાં નિર્વાણપ્રકરણમાં અનેક યુકિતઓથી ઠસાવવામાં આવશે, હમણા તો બ્રહ્મમાં માયાના અસ્તિત્વનો સ્વીકાર કરીને જ તમને બોધ આપું છુ હે રામ, આ સંસારરૂપે અનુભવાતી માયા પોતાના નાશથી આનંદ આપે છે આનો ખરો સ્વભાવ જાણી શકાતો નથી. કારણ કે જે વસ્તુ વાસ્તવમાં છે જ નહિ તેને કઈ રીતે જાણી શકાય? વિચારપૂર્વક તેનું નિરીક્ષણ કરવા માંડીએ તો તે અદૃશ્ય થઈ જાય છે જ્યાં સુધી તેને વિષે વિચાર ન કરીએ ત્યાં સુધી સ્ફૂર્યા કરે છે, અને જીવાત્માઓને દ્વન્દ્વોના બધનમા નાખ્યા કરે છે, આત્મસ્વરૂપમાં જીવ, જગત્,

દેહ આદિ ભેદોનુ વિસ્તરણ કર છે, આને લીધે જ આત્માને પુરુષોત્તમ કહેવામા આવ છે આ માયાનુ યથાર્થ રીત અસ્તિત્વ છે જ નહિ એવી ભાવના જ્યાર તમારા મનમા દૃઢ થશે, જ્યાર તમે તત્ત્વની અનુભૂતિ કરશો, ત્યાર જ તમને મારા ઉપદેશનો મર્મ સમજાશે આ જગતરૂપ ક પના જે જોવામા આવે છ તે મનનો જ વિનાસ છે, એવા જેને પાકા નિશ્ચય થયો હોય ત જ માનવ મુક્તિનો અધિકારી છે આ જગત બ્રહ્મરૂપ જ છે અથવા એ નામરૂપાત્મક જગત મિથ્યા છે, તેનુ અધિષ્ઠાન બ્રહ્મ, જે સર્વ વ્યાપક છે, નિરાકાર છે, નિર્વિકાર છે—તે જ પરમ સત્ય છે આ બે નિશ્ચયો માથી એકને વળગી રહો તો તમે અજ્ઞાનતાના કૂપમા ડૂબશો નહિ નામ રૂપોની જે ભાવનાઓની કલ્પના કરવામા આવે છે તે વ્યવહાર માટે જ છે આત્મસ્વરૂપની પ્રાપ્તિ વિના અક્ષયપદ મળતુ નથી આ અવિદ્યા ક્યાથી ઉત્પન્ન થઈ, શા માટ ઉત્પન્ન થઈ, આવા વિચારોને મનમા સ્થાન આપી, નકામી ગૂચવણ પેદા કરો નહિ અવિદ્યા, જે વાસ્તવમા છે જ નહિ, તો પણ જેનો આ જગતમા આવો પ્રબળ પ્રભાવ છે, જે બુદ્ધિશાળી મનુષ્યોને પણ આમતેમ નચાવે છે, જે માનવને દીન, પામર બનાવ છે, તેનો હુ ક્યા પ્રકારથી નાશ કરુ તે જ વિચારમા નિમગ્ન રહો આ અવિદ્યા જ્યારે ક્ષીણ થઈને નાશ પામી જશે ત્યાર જ તમને તમારા આ પ્રશ્નોનું—તમારા સશયોનુ સતોષકારક નિરાકરણ મળશે ત્રૈલોક્યમા શૂરવીર અને પડિત પુરુષોને પણ આ વિદ્યાએ પરાધીન બનાવ્યા છે જેઓ મનથી સમજે છે કે આ સસાર ક્ષણભગુર છે, આત્મા જ શાશ્વત સત્ય છે, એના અપરોક્ષ જ્ઞાનથી જ પરમાનદની પ્રાપ્તિ થઈ શકે છે, તેઓ પણ અવિદ્યાના પજામા ફસાઈને, અજ્ઞાનીના જેવુ વર્તન કર છે, એ ખરખર આશ્ચર્યકારક ઘટના છે એ જ બનાવી આપે છે ક કવળ બુદ્ધિબળથી માણસનો સર્વાંગી વિકાસ થતો નથી પણ બુદ્ધિની સાથે દૃઢ નિશ્ચય અને સર્વાત્મભાવ જોઈએ, અનુપમ સક પબળ જોઈએ હૃદયની વિશાળતા જોઈએ, કારણ ક આત્મા સર્વ વ્યાપક છે આ અવિદ્યાને જ મૂળમાથી ઉખેડી નાખો, બળપૂ ક દૂર ફેકી દો, સ્વસ્વરૂપના સતત વિચારના અસ્ખલિત પ્રવાહથી તને કાપી નાખો તે સિવાય શાન્તિ મળી શક તેમ છે જ નહિ

હે રામચંદ્ર, મનના બળનો વિચાર કરાવવા માટે મેં પ્રથમ મનુષ્યોની સાત્ત્વિક અને રાજસ જાતિઓ વિષે તમને કહ્યું છે. પરબ્રહ્મ નિષ્કલંક છે, સર્વવ્યાપક છે, જન્મરહિત છે, ચૈતન્યરૂપ છે, ભ્રાંતિરહિત છે. આ અવિચળ સ્વરૂપવાળા મહાચૈતન્યનો એક અંશ વાસનારૂપ ઉપાધિથી જીવરૂપ બનતાને પામે છે, સર્વ શક્તિઓથી સંપન્ન મહાચૈતન્ય સર્વદા નિશ્ચલ જ છે. તોપણ કોઈ પ્રદેશમાં ચલાયમાન થવાનો દેખાવ કરે છે પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલ એ જીવરૂપ ચૈતન્યશક્તિ દેશશક્તિ, કાળશક્તિ અને ક્રિયાશક્તિને પણ પોતાની સાથે ઉત્પન્ન કરે છે. જીવશક્તિ ખરી રીતે જોતાં મહાચૈતન્યથી અભિન્ન છે, પણ જ્યારે તે પોતાના સ્વરૂપને મર્યાદિત, પરિચ્છિન્ન માનવા લાગે છે, ત્યારે તેને નામ, રૂપ, સુખ, દુ.ખ, હર્ષ, શોક આદિ કલ્પનાઓ લાગુ પડે છે. જીવ અને બ્રહ્મની પૃથક્તા તે ઉપાધિઓના સ્વભાવને લીધે જ છે, સ્વરૂપની જુદાઈને લીધે નહિ. શરીરનુ નામ ક્ષેત્ર છે અને શરીરને તેના અંદરના અને બહારના પદાર્થો સહિત જે જાણે છે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. આ ક્ષેત્રજ્ઞ હું છું, એવી કલ્પનાથી દૂષિત થઈને અહકારપણાને પામે છે, પછી બુદ્ધિપણાને પામે છે, પછી સકલ્પવિકલ્પાત્મક મનને, પછી ઈન્દ્રિય-પણાને અને પછી સ્થૂળ દેહપણાને પ્રાપ્ત થાય છે. આ રીતે વાસનાઓથી ઘેરાયેલો જીવ ક્રમશ. સ્થૂળપણાને પામે છે. વાસનાઓને લીધે આવી ઊતરતી કોટિની અવસ્થાઓ પ્રાપ્ત કરવા છતાં પણ જીવની દશા બદલાય છે. પણ તેનું અસલ નિર્વિકાર ચૈતન્યપણું બદલાતું નથી. હે રામચંદ્ર, હાથીને જેમ ખાડામાંથી બહાર કાઢવામાં આવે, કાદવમાં ખૂંચી ગયેલ બળદને જેમ જબરદસ્તીથી બહાર કાઢવામાં આવે; તેમ સંસારરૂપી ઊછળતા સમુદ્રમાં તણાયા કરતા મનને બળાત્કારથી બહાર કાઢો. મન કર્મફળોના ભિન્નભિન્ન પ્રકારના રસો ચાખવાથી મેલું થઈ ગયું છે, તેમ જ આસક્ત થઈ ગયું છે; જરા-મૃત્યુ વ્યાધિથી મૂર્છિત થઈ ગયું છે, માનવને સુખદુઃખના દ્વન્દ્વોને આધીન રાખનાર મન જ છે. એને કાબૂમાં રાખવાનું કામ મુશ્કેલ નથી. જો માનવ-ને પોતાના અસલ પરિપૂર્ણ સ્વરૂપનું વિસ્મરણ ન થાય તો તે કામ અત્યંત સુગમ છે.

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્રજી, મહાચૈતન્યમાંથી કલ્પનાથી અસંખ્ય જીવો ઉત્પન્ન થયા છે, જળના મોટા ધોધમાંથી જળકણો ઉત્પન્ન થયા છે અને ભવિષ્યમા પણ ઉત્પન્ન થયા કરશે. આવા જીવો વાસનાઓને લીધે જ્યાં સુધી અવિદ્યાગ્રસ્ત દશામાં રહે છે ત્યાં સુધી જીવ ભિન્નભિન્ન લોકોમાં જન્મમરણ પામ્યા જ કરે છે. સંસારના રહેંટમાં ઉપર નીચે ફર્યા કરે છે. તેમાંથી થોડાએક જીવો જેમનામાં વિવેકનો ઉદય થયો હોય છે તેઓ પુરુષાર્થ કરી જીવન્મુકત પણ થાય છે, કેટલાકએક જીવો, પશુઓરૂપ, પક્ષીઓરૂપ, લત્તાઓરૂપે, ગુચ્છોપથ્થરોરૂપે પણ રહે છે કેટલાકએક સર્પ, અજગર, કરમિયા, કીડીઓરૂપે પણ રહે છે. કેટલાએક જીવો પોતાની બદ્ધ દશામાં જ આનંદ માણે છે. તેમને પોતાના દાસત્વનો ખ્યાલ જ આવતો નથી. કોઈ જીવ ગંધર્વપણાને પ્રાપ્ત થાય છે, કોઈ જીવ દૈત્યપણાને, કોઈ દેવપણાને મેળવે છે. નદીઓનાં મોજાંઓની જેમ જીવોની સ્થિતિઓમાં ઊથલપાથલ થયા કરે છે. કેટલાક જીવો મહાચેતનામાં જ નિવાસ કરે છે બધા જીવોનું ઉત્પત્તિસ્થાન મહાચૈતન્ય જ છે, જુદા જુદા દેહો ધારણ કરીને, સંસારના ભિન્નભિન્ન પ્રકારના અનુભવો કરીને, પાછા આ જીવો મહાચૈતન્યમાં જ લય પામે છે. આ બ્રહ્માંડોની, આ જીવાત્માઓની, આ ભોગ્યપદાર્થોની રચના અનાદિકાળથી ચાલ્યા જ કરે છે, સમુદ્રોના તરંગોની પેઠે વધે છે, ઘટે છે, ઉત્પન્ન થાય છે, પાછી લીન થાય છે.

હે રામચંદ્ર, જે જીવાત્માની અજ્ઞાનરૂપ નિદ્રા શાંત થઈ હોય છે, જેની સર્વ પ્રકારની વાસનાઓ ગળી ગઈ હોય છે, જેના મનમાં બોધ સ્થિર થયો હોય છે, જેના મનમાંથી સર્વ નાશવંત પદાર્થો માટેની આસકિત નિર્મૂળ થઈ ગઈ હોય છે, જેનું અંતઃકરણ સ્ફટિકમણિ જેવું શુદ્ધ થયું હોય છે, તેવો મહાત્મા સંસારમાં વ્યવહાર કરતો હોય તોપણ નિત્ય મુકત જ છે મુકત દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી-આત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી કલ્પિત સંસાર જીવોના મનની અંદર કાયમ રહે છે, જેમ બીજની અંદર અંકુર રહે છે, જેમ ગર્ભની અંદર બાળક માનવ રહે છે, જેમ અગ્નિની અંદર ઉષ્ણતા રહે છે, જેમ જળની અંદર ચકરીઓ રહે છે તેમ મનની

અંદર દેહ રહે છે. મનમાં વાસનાઓને લીધે ઘણા દેહો રહે છે. પણ જે સમયે જે દેહનો આવિર્ભાવ થવાનો હોય (કર્મના અચળ નિયમો અનુસાર) તે વખતે તે જ દેહનું પ્રકટીકરણ થાય છે સૃષ્ટિની શરૂઆતમાં એક જીવને ઉત્તમ કર્મોનો પરિપાક થતાં તે બ્રહ્માનું સ્વરૂપ ધારણ કરે છે, અને બ્રહ્માના સકલ્પબળથી આ અપાર દૃષ્ટિનો આવિષ્કાર થાય છે.

હે રામ, જે મન અતિશય શુદ્ધ થવાથી, કોઈ વિષયમાં આસકત નથી (આનું નામ જ મનોનાશ છે), તેનુ મન આ શરીરમાં જ બ્રહ્મનો અનુભવ કરે છે, જેમ સફેદ વસ્ત્ર રંગ પકડે, તેમ ઉચ્ચતમ કોટિના વૃત્તિપ્રવાહથી જે મન સ્વચ્છ થયું હોય, જેમાંથી દ્વૈતભાવ નષ્ટ થઈ ગયો હોય, તે બ્રાહ્મી દૃષ્ટિને પામે છે. સર્વત્ર બ્રહ્મ જ જુએ છે, જે મન પદાર્થોમાં એકતાન બની જાય અને તેના અધિષ્ઠાનથી વિમુખ રહે તે અવિદ્યાગ્રસ્ત છે. તે જ અજ્ઞાન દૃષ્ટિ છે. જ્યારે બ્રહ્મ વિષે એકતાન થાય ત્યારે તે જ્ઞાનદૃષ્ટિ કહેવાય છે. મનનું સ્વરૂપ દૃશ્યની દૃષ્ટિ સિવાય કાંઈ નથી, આ બધું દૃશ્ય ઉત્પત્તિ પહેલાં હતું નહિ, વિનાશ પછી નહિ હોય, મધ્યમાં પણ કલ્પનામય જ છે. તેથી વસ્તુતઃ સત્ય નથી. સત્ વસ્તુ તેને જ કહેવાય જે ત્રણે કાળમાં એક જ સ્થિતિમાં કાયમ રહે આ અર્થમાં એક આત્મા જ સત્ય છે. આ જ પારમાર્થિક યથાર્થ દૃષ્ટિ છે.

## ૧૭: મહાચૈતન્યની સત્તાથી જ જગતનું અસ્તિત્વ

સ્થિતિપ્રકરણમાં વસિષ્ઠ રામચંદ્રને કહે છે: હે રામચંદ્ર આ સંસાર-રૂપી આડંબર થયો પણ છે અને નથી પણ થયો. કારણ કે તે પરિવર્તનશીલ છે. આત્માની કલ્પના માત્ર છે તેની સ્વતંત્ર સ્વસત્તા નથી; બ્રહ્મની સત્તાને આધીન છે બ્રહ્મથી અભિન્ન છે જે વસ્તુ ત્રણે કાળમાં એક જ સ્વરૂપમાં સ્થિત રહે તે જ સત્ય કહેવાય. આ દૃષ્ટિએ આ જગત્ અસત છે, જગત આભાસમાત્ર છે હે મહાબાહુ, સર્વ શકિતઓવાળુ મહાચૈતન્ય સર્વથા વિદ્યમાન છે. તેને લીધે સર્વ પદાર્થોમાં સાચાપણું અને ખોટાપણું

બંને સંભવે છે મન સ્વપ્નાવસ્થામાં વાસનાથી જ બીજા શરીરને ગ્રહણ કરે છે, તેવી રીતે આ શરીરને પણ તેણે ગ્રહણ કરેલું છે. દેવ, અસુર, નર, સર્વ સ્થાવર અને જંગમ પદાર્થો સંકલ્પથી જ બનેલા છે. તેથી સંકલ્પથી જ શાંત થાય છે હે મહાબુદ્ધિમાન રામચંદ્ર, યથાર્થ દૃષ્ટિથી જોતાં આ જગતમાં કોઈ પદાર્થ જન્મતો પણ નથી અને મરતો પણ નથી. જન્મ, મરણ આદિ કલ્પનાઓ મિથ્યા છે, અજ્ઞાનજન્ય છે. દેહાસકત, અજ્ઞાન પ્રાણી જ મૃત્યુથી અને સંહારથી ડરે છે. ઉત્પત્તિ, સ્થિતિ અને લય આ ત્રણે ક્રિયાઓમાં આત્મા એકસરખો આનંદ અનુભવે છે. નામરૂપાત્મક પદાર્થો, સર્વ નાશવંત છે, અસ્થિર છે. આત્મા જ અજર છે, અમર છે, સચ્ચિદાનંદસ્વરૂપ છે. એ સત્યને મનમાં સ્થિર કરો. તે પ્રમાણે આચાર કરો. વિનાશી પદાર્થો માટે અનુરકિતનો ત્યાગ કરો. આ જગત ગંધર્વનગરની માફક ખોટી રીતે પ્રતીત થાય છે. તેથી તેનો નાશ થાય તો કાંઈ હાનિ થવાની નથી. અને વૃદ્ધિ થાય તો તેથી કશો લાભ થવાનો નથી. બાળકો રમકડાંઓમાં પુત્ર, સ્ત્રી, પુરુષ વગેરેની કલ્પના કરે છે, તેમ મહાચૈતન્યમાં આ જગતના પ્રવાહોની કલ્પના થયેલી છે. સઘળું બ્રહ્મરૂપ જ છે તો પછી જગતના પદાર્થો સારુ શા માટે સુખદુઃખ ધરવાં જોઈએ.જ્ઞાની પુરુષ પોતે પરિપૂર્ણ હોવાથી ગ્રહણ અને ત્યાગની ભાવનાઓથી પર છે. હે સુવિચારવાન રામચંદ્ર, સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરીને આત્મા શરીરથી, મનથી, પોતાની અંદર કલ્પિત જગતથી અત્યંત પૃથક્ છે એ સત્યને મનમાં સ્થિર કરો, પછી તેની અનુભૂતિ કરો. મૂર્ખ બુદ્ધિહીન લોકોની માફક આ સંસારમાં સુખદુઃખના દ્વંદ્વોને આધીન થઈને વર્તન ન કરો. અજ્ઞાનને વિવશ થઈને મનમાં મૂંઝાયા ન કરો આ સર્વ જગત બ્રહ્મસ્વરૂપ જ છે. તેમાં ભેદનો સંભવ છે જ નહિ. આ જગત વિચાર વિનાના મનુષ્યને અસંખ્ય જન્મો સુધી ભમાવ્યા કરે છે. જ્ઞાનીને સહેલાઈથી મુક્ત કરે છે વિનાશી પદાર્થો માટે આસકિતનો ત્યાગ કરો સર્વ પ્રકારની કામનાઓને જડમૂળથી ઉખેડી નાખો, તૃષ્ણારહિત થાઓ, ભયરહિત થાઓ, સર્વાત્મભાવ કેળવો, આત્મસ્વરૂપની જ ભાવના કરો, સ્વસ્વરૂપના વિરોધી વિચારને મનમાં પ્રવેશ જ ન કરવા દો. સમજુ મનુષ્ય જગતના જીવનું અસલ સ્વરૂપ જાણવા

પછી તેની પાછળ દોડતો નથી ખોટી ખટપટ કરાવનારો આ સંસાર ક્ષણ ભંગુર પદાર્થોથી જ ભરેલો છે તેથી જ્ઞાનીને તેમા આસક્તિ કેવી રીતે હોઈ શકે? જ્ઞાની પુરુષને દુઃખો પહોંચતા જ નથી. મૂર્ખ માણસો જ જગતના પદાર્થોના આવાગમનથી હર્ષશોકને આધીન થાય છે. જે પદાર્થ આદિમાં ન હોય, અંતમાં પણ ન હોય તે મધ્યમાં પણ હોઈ શકે નહિ. આ કલ્પિત જગત પોતાના અધિષ્ઠાન, પરબ્રહ્મરૂપે સર્વદા સત્ય છે, પણ તેની સ્વસત્તા નથી. જગતમાં પ્રતિબિંબરૂપે જળ તથા આકાશ આદિ જોવામાં આવે છે, પણ બાળકો જ તેને સત્ય માનીને તેની સ્પૃહા કરે છે સમજુ માણસો તેના યથાર્થ સ્વરૂપને જાણે છે હે રામચંદ્ર અવિનાશી એવા શાશ્વત પદને જોઈને નિત્યાનંદનો જ આશ્રય કરો મનને સંસારના વિષયો પાછળ આમતેમ ભટકવા ન દો. તેને વિવશ ન થાઓ. માગ દેહ સહિત આ દૃશ્યમાન જગત વાસ્તવિક રીતે છે જ નહિ, એવો નિશ્ચય રાખો, પરિવર્તનશીલ પદાર્થોના વિનાશ માટે શોક કરો નહિ, જન્મમરણની ચિંતા કરો નહિ; સંસારમાં માયાના પામર દાસ તરીકે નહિ પણ માયાધીશ તરીકે વ્યવહાર કરો. જ્ઞાની અને અજ્ઞાનીમાં આ જ ફરક છે. જ્ઞાની સમ્રાટ તરીકે વ્યવહાર કરે છે, અજ્ઞાની દીન માણસ તરીકે વર્તે છે.

હે રામચંદ્ર, કલ્પિત પદાર્થો જોવામાં આવે કે અદૃશ્ય થઈ જાય તેથી હર્ષ કે વિલાપ શા માટે કરવો? સર્વ પદાર્થો વિદ્યમાન હોવા છતાં વિવેકી પુરુષો તેમનું મૂળ સ્વરૂપ જાણે છે તેથી વૈરાગ્યનો આશ્રય લઈને સર્વ વ્યવહાર કરે છે. જે સુજ્ઞ મનુષ્યને સંસારના પદાર્થોમાં અનુરક્તિ હોતી નથી. તેવા વંદનીય પુરુષને માયા પોતાના પંજામાં ફસાવી શકતી નથી. હે રામચંદ્ર, સ્વધર્માનુસાર, સઘળાં કાર્યો કર્યા કરો, પણ તેમાં અથવા તેમનાં ફળોમાં આસક્તિ રાખો નહિ.

બ્રહ્માંડમાં ઘણા વિચિત્ર પદાર્થો છે તેમ અન્ય બ્રહ્માંડોમાં પણ જુદા જુદા પ્રકારના વિવિત્ર પદાર્થો છે. જેમ સમુદ્રમાં તરંગો થાય છે, નિર્જળ પ્રદેશમા ઝાંઝવાના પાણી થાય છે, તેમ આત્મામાં બ્રહ્માંડો થાય છે સૃષ્ટિઓનો આવિર્ભાવ અને તિરોભાવ નિરતર થયા જ કરે છે તેથી આ સૃષ્ટિઓની પરપરાઓ કયા કાળથી શરૂ થઈ છે તે જાણી શકાતું નથી જેમ નદીમાં પરપોટાઓ થઈને પાછા તેમાં જ લીન થાય છે તેમ પરબ્રહ્મમાં સુર, અસુર તથા મનુષ્ય સહિત સઘળી જાતિઓ થઈ થઈને પાછી લીન થઈ જાય છે. જેમ માટીમાં ભવિષ્યમાં બનનારા ઘડાઓ રહ્યા છે તેમ પરબ્રહ્મમાં ભવિષ્યમાં થનારાં અસંખ્ય બ્રહ્માંડો અવ્યકત રૂપે રહેલા છે. જેમ વૃક્ષોમાં ફળ, પુષ્પ, આદિ સઘળુ કોઈ સમયે વ્યકતરૂપે અને કોઈ સમયે અવ્યકતરૂપે રહે છે, તેમ પરબ્રહ્મમાં આ સઘળું જગત કોઈ સમયે ગુપ્ત રીતે અને કોઈ સમયે દેખાય એવી રીતે રહે છે જે વસ્તુનો કાર્યમાં પ્રાદુર્ભાવ થાય તે કારણમાં હોવી જ જોઈએ.

હે રામચંદ્ર, આ સઘળુ જગત અને જન્મ મરણ વારવાર થયા કરે છે, સાધનો, કર્મો પણ વારવાર થયા કરે છે, તન્માત્રાઓ, પંચમહાભૂતો, બુદ્ધિ, અહંકાર વગેરે પણ વારંવાર થયા કરે છે મનુષ્યો, દૈત્યો, દેવો પણ વારવાર ઉત્પન્ન થાય છે, લોકાતરોની રચનાઓ પણ વારવાર થયા જ કરે છે વિવેકી માનવોમાં મોક્ષની ઇચ્છાઓ પણ વારવાર થયા કરે છે, અવિદ્યાગ્રસ્ત જીવાત્માઓના ઉદ્ધાર માટે જીવનમુકતો પણ વારંવાર શરીરો ધારણ કરે છે આ સઘળુ એક ચક્રની માફક સતત ફર્યા કરે છે આ સંસારરૂપી ચક્ર દાશૂર નામના બ્રાહ્મણે કહેલી રાજાની આખ્યાયિકાની પેઠે કલ્પનામાંથી ઘડાયેલા આકારવાળું છે યથાર્થ રીતે છે જ નહિ

હે રામચંદ્ર, પોતાની જાતને અને બીજાને છેતરનારા પામર લોકો સત્ય વસ્તુને જાણવાની ઇચ્છા જ રાખતા નથી તેઓ વિષયોમાં જ રચ્યા પચ્યા રહે છે, પોતે વિષયોના દાસ છે એવું તેમને ભાન જ હોતુ નથી જેઓ જિતેન્દ્રિય હોય છે સંસારના વિષયોને તુચ્છ ગણે છે, તેઓ જ પરમ તત્ત્વને હસ્તામલકની પેઠે જુએ છે.

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, આ સંસારના સર્વ પદાર્થો વિનાશી હોવાથી તેમાં રાગ રાખવાથી આધિવ્યાધિમાંથી મુકત થવાતું નથી આ શાશ્વત સત્યને મનમાં સુદૃઢ કરવા માટે દાશૂરે કહેલી એક આખ્યાયિકા કહું છું, તે એકાગ્ર ચિત્તથી સાંભળો તેના ઉપર મનન કરો, તેનો સાર ગ્રહણ કરો, તેનું નિદિધ્યાસન કરી તેની અનુભૂતિ કરો આ પૃથ્વી ઉપર રંગબેરંગી ફળ-ઝાડવાળો, લક્ષ્મીવાળો એક માગધ નામનો સુપ્રસિદ્ધ દેશ છે. તેમાં સોહામણાં વનો તથા ઉપવનો છે તે દેશમાં એક ગિરિવર છે. તે પવિત્ર દેશમાં મહા-તપસ્વી મહાન ધર્માત્મા, વિષયોમાં આસકિતથી રહિત, સર્વોત્કૃષ્ટ બુદ્ધિવાળો એક દાશૂર નામનો મુનિ કદંબના ઝાડના અગ્રભાગમાં નિવાસ કરતો હતો. એના પિતા શરલોમા પણ એ જ પર્વતમાં રહેતા હતા. શરલોમાને દાશૂર નામનો એક પુત્ર પ્રાપ્ત થયો હતો પિતા અને પુત્રે સાથે રહીને પોતાના જીવનનો સમય કાઢયો એ શરલોમાએ ઘણાં વર્ષો સુધી જીવનમાં સુખદુ:ખનો અનુભવ કરીને મનુષ્યદેહનો ત્યાગ કર્યો તેની સ્ત્રી પણ પોતાના પતિની પાછળ સતી થઈ. પછી દાશૂર વનમાં એકલો પડયો માતપિતાના વિયોગથી, શોકથી દાશૂરનું અંત:કરણ સંતાપ પામ્યું. તેનું શરીર કમળની પેઠે કરમાવા લાગ્યું. વનના એક દેવતાએ પોતાના શરીરને અદૃશ્ય રાખીને નીચે પ્રમાણે આશ્વાસન આપ્યું દેવતાએ કહ્યુ: 'હે ઋષિપુત્ર, તુ અજ્ઞાનીની પેઠે કેમ રુદન કરે છે? સંસારનું સ્વરૂપ જ ચંચળ છે, નાશવંત છે પ્રાણીઓ જીવે છે, જન્મે છે અને અવશ્ય મરણ પામે છે. બ્રહ્મા આદિ દેવતાઓ પણ આ જ અચળ નિયમને આધીન થઈને જ વર્તન કરે છે એટલા માટે તારે તારા પિતા અને માતાના મરણનો ખેદ કરવો જોઈએ નહિ, દાશૂરે શ્રદ્ધાપૂર્વક ભકિતભાવથી શાસ્રોકત વિધિ પ્રમાણે, પિતાની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરી અને તેની સાથે પરમ સિદ્ધિ પ્રાપ્ત કરવાને ઉચ્ચતમ હેતુથી તપ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. વનમાં તપશ્ચર્યા કરતાં કરતા તે દાશૂરને શ્રોત્રિયપણું (વેદિયાપણું) પ્રાપ્ત થયું આ વેદિયાપણામાં શુદ્ધાશુદ્ધપણાની કલ્પનાની ભારે પંચાત રાખવી પડે છે. જેણે પરમતત્ત્વનો અનુભવ કર્યો નહોતો એવા એ વેદિયાની બુદ્ધિ વહેમને લીધે વિશ્રાંતિ પામી નહિ. દાશૂર અજ્ઞાનજન્ય ભ્રમણાને લીધે કોઈ

સ્થળે પ્રસન્ન થયો નહિ. પોતે એવો વિચાર કર્યો કે વૃક્ષની ટોચ જ શુદ્ધ છે માટે મારે એની ઉપર રહેવું એ જ યોગ્ય છે. તેણે એવો નિશ્ચય કરી એવું તપ આરભ્યું કે જેથી તેને પક્ષીઓની માફક ઝાડની શાખાઓ અને પાંદડાંઓ ઉપર રહેવાની શકિત પ્રાપ્ત થાય. તેણે લાંબા કાળ સુધી આ પ્રમાણે તપ કર્યું પણ તેનો મનોરથ પાર પડયો નહિ. એટલે તેણે અગ્નિને પ્રજ્વલિત કર્યો અને પોતાના શરીરમાંથી માંસ કાપીકાપીને અગ્નિદેવને અર્પણ કરવા માંડયું. ભગવાન અગ્નિદેવે તેને પ્રત્યક્ષ રૂપથી દર્શન દીધું અને કહ્યું, 'હે બાળક, મારી પાસેથી તારે જે મેળવવાની ઇચ્છા હોય તે માગી લે ' અગ્નિદેવ આ પ્રમાણે બોલ્યા, એટલે દાશૂરે સ્તુતિવાકયોથી તેમનું પૂજન કર્યું અને પછી કહ્યું કે 'હે ભગવન્, આ સઘળી પૃથ્વી શૂદ્રોથી, ચાંડાળોથી, અપવિત્ર પ્રાણીઓથી ભરપૂર છે. મને કોઈ પણ ઠેકાણે પવિત્ર સ્થળ મળતું નથી. માટે મને વૃક્ષો ઉપર રહેઠાણ કરવાની શકિત આપો. અગ્નિદેવ 'તથાસ્તુ' કહીને અંતર્હિત થઈ ગયા. પોતાનો મનોરથ સિદ્ધ થવાથી, દાશૂર પૂનમના ચંદ્રની જેમ શોભવા લાગ્યો પછી દાશૂરે એક કદંબ જોયો. તે કદંબ વનની મધ્યમાં ઊગ્યો હતો દાશૂર એ કદંબને જોઈને અતિ આનંદ પામ્યો. તેના ઉપર ચડયો. તે કદંબ ઊંચો હતો. તેની ઊંચામાં ઊંચી શાખાના છેલ્લા પાંદડા ઉપર તે બેઠો અને ત્યાં તેણે અપવિત્રપણાની શંકાનો ત્યાગ કરી એકાગ્ર ચિત્તથી તપ આદર્યું. ત્યારથી તે તપસ્વીઓનાં આશ્રમોમાં કદંબ દાશૂરના નામથી ઓળખાવા લાગ્યો. જરાવાર બહિર્મુખ થઈને દિશાઓ તરફ નજર નાખી તેણે તુરત જ અંતઃકરણને અંતર્મુખ કરી દીધું—વિષયો તરફથી પાછું વાળી લીધું પદ્માસન વાળીને બેઠો. પરમાર્થથી અજાણ્યો હતો. માત્ર ક્રિયાઓમાં જ તે તત્પર રહેલો હતો, સકામ કર્મોમાં તે આસકત હતો, તેથી કંગાળપણાથી આચ્છાદિત થયેલો તે યજ્ઞો કરવા લાગ્યો. યજ્ઞોથી દશ વર્ષ સુધી દેવતાઓનું યજન કર્યું. લાંબા કાળ સુધી વેદોકત કર્મો કરવાને લીધે તેનું મન રાગદ્વેષથી મુકત થયું એટલે આત્મપ્રસાદરૂપ જ્ઞાન બળાત્કારથી તે મનની અંદર પ્રાપ્ત થયું દાશૂરે એક દિવસે એ શાખા ઉપર મોઢા આગળ એક વનદેવીને જોઈ. તેનાં નેત્રો વિશાળ હતાં, તેજસ્વી હતાં તે સુંદર મુખવાળી હતી. તેનાં નેત્રો મદથી

ઘૂમતાં હતાં. દાશૂરે એ વનદેવીને પૂછ્યું, હે કમળનયની, તું કોણ છે? વનદેવીએ કહ્યું, આ પૃથ્વીતલમાં જે જે મનોરથો અતિદુર્લભ હોય છે તે પણ પવિત્ર મહાત્માઓના આશીર્વાદથી મળે છે. હું આ વનમાં લતાઓરૂપી ક્રીડાનાં ઘરોની અંદર રહેનારી વનદેવી છું. નંદનવનની અંદર વનદેવીઓનો સમાજ એકઠો થયો હતો. આ ઉત્સવમાં મેં મારી બધી સખીઓને પુત્રોવાળી દીઠી અને હું એક જ વાંઝણી છું એવું મને જ્ઞાન થયું. આથી મારા મનમાં ખેદ થાય છે. સર્વ મનોરથોને સિદ્ધ કરવાની શક્તિવાળા આપ જેવા પવિત્ર અને સમર્થ પુરુષ વિદ્યમાન છતાં હું વાંઝણી રહીને અનાથની માફક શોક કરું તે યોગ્ય કહેવાય નહિ. હે ભગવન્, આપ મને પુત્ર આપો, જો આપ નહિ આપો તો હું મારા દેહને અગ્નિમાં આહુતિરૂપે અર્પણ કરી દઈશ. આ સાંભળી દાશૂર મુનિ જરા હસ્યા. પોતાના હાથમાં ફૂલ હતું તે આપીને તેમણે કહ્યું: 'હે સુંદરી આ પુષ્પ લઈને તું જા. તું એક મહિને ભ્રમર સરખાં નેત્રોવાળા એક સ્વરૂપવાન, મેધાવી પુત્રને જન્મ આપીશ. આ પુત્ર બીજી વનદેવીઓના પુત્રની માફક વિષયલંપટ થશે નહિ. દાશૂર મુનિએ તેને આટલાં વચનો કહી વિદાય કરી. લાંબે કાળે એ જ વનદેવી બાર વર્ષના પુત્રને સાથે લઈને મુનિની પાસે આવી, પ્રણામ કરીને આગળ બેઠી અને બોલી કે, 'હે ભગવન્, આ કુમાર આપણા બન્નેનો પુત્ર છે. મેં તેને સઘળી વિદ્યાઓમાં નિષ્ણાત કર્યો છે. હવે આપ દયા કરીને આ પુત્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપો કારણ કે પોતાના પુત્રને મૂર્ખ રાખવાની કોઈની ઈચ્છા ન જ હોય તે સ્વાભાવિક છે.' દાશૂર મુનિએ કહ્યું, 'હે અબળા, આ પુત્રરૂપ ઉત્તમ શિષ્યને તું અહીં જ રાખી જા.' એમ કહીને તેને વિદાય કરી. વનદેવીના ગયા પછી તે પુત્ર પોતાના પિતાની પાસે શિષ્ય તરીકે રહ્યો. દાશૂર મુનિએ દીર્ઘ કાળ સુધી તેને વિચિત્ર ઉક્તિઓથી બ્રહ્મવિદ્યામાં પ્રવીણ કર્યો. વસિષ્ઠ કહે છે, હે રામ, હું આકાશમાં સપ્તર્ષિઓના મંડળમાં રહું છું. એક દિવસ હું એ મંડળમાંથી અદૃશ્યરૂપે બહાર નીકળ્યો અને જે રસ્તામાં દાશૂર મુનિનો કદંબ હતો, તે રસ્તે થઈને મંદાકિની નદીમાં સ્નાન કરવા ગયો. હું એ કદંબ પાસે પહોંચ્યો ત્યારે તે વનની શાખાઓના અવકાશમાંથી દાશૂર મુનિનાં ભાષણનો શબ્દ,

મારા સાંભળવામાં આવ્યો. એ મુનિ પોતાના પુત્રને આ પ્રમાણે કહેતા હતા : હે પુત્ર, એક બોધદાયક, મહાન આશ્ચર્ય આપનારી એક આખ્યાયિકા તને કહું છું તે એકાગ્રચિત્તથી સાંભળ, અને તેમાંથી ઉપદેશ ગ્રહણ કર. ત્રૈલોકયમાં સુપ્રસિદ્ધ અનુપમ સામર્થ્યવાળો એક રાજા છે. એ રાજાની આજ્ઞાનું બધા પાલન કરે છે. એ રાજા અતિ સાહસિક છે. કોઈથી પણ વશ થઈ શકતો નથી. આકાશ જેમ મૂઠીમાં સમાવી શકાતું નથી, તેમ એ રાજાનું બળ, શસ્ત્રોથી કે અન્ય ઉપચારોથી દબાવી શકાતું નથી. એ રાજાના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ દેહો છે. આ દેહો સમસ્ત જગતમાં વ્યાપી રહ્યા છે અને સર્વ કાર્યો કરવાની શક્તિ તેમનામાં છે. ત્રણ દેહવાળો આ ખોત્થરાજા અતિ વિશાળ આકાશમાં ઉત્પન્ન થયો છે, તેમાં જ તેનો નિવાસ છે, તે રાજાએ તે અસીમ આકાશમાં એક નગર બનાવ્યું છે, તેમાં મોટા રાજમાર્ગો છે. એ મોટા નગરમાં તે રાજાએ કેટલાંક માટીનાં ભોંયરાં બનાવ્યાં છે. તેમાંનાં કેટલાંક લાંબા કાળ સુધી રહીને પછી નાશ પામે છે અને કેટલાંક શીઘ્ર નાશ પામે છે. એ મહાન તેજસ્વી રાજાએ ભોંયરાઓમાં રક્ષણ કરનારા મોટા યક્ષો બનાવ્યા છે. તે યક્ષો પ્રકાશથી ભયભીત થાય છે. આ રાજા ભોંયરાઓમાં અનેક પ્રકારની ક્રીડાઓ કરે છે. એ રાજા કોઈ સમયે પોતાના વ્યવહારની ખટપટને લીધે રોગ અને શત્રુ આદિથી પરાજય પામે છે, અને હું દીન છું, પામર છું, શકિતહીન છું, મૂર્ખ છું એવા વિચારો કરી શોક કરવા લાગે છે. હે પુત્ર, આ ખોત્થ નામધારી રાજા કોઈ સમયે આનંદમાં આવી જાય છે. કોઈ સમયે શોકને આધીન થાય છે, કોઈ સમયે ચંચળ થાય છે, કોઈ સમયે એકાગ્રતા પ્રાપ્ત કરે છે. પુત્રને જિજ્ઞાસા થવાથી તેણે પિતાને પૂછ્યું, 'હે પિતાજી, આ ખોત્થ નામનો રાજા કોણ છે! આ આખ્યાયિકા દ્વારા આપ મને શો ઉપદેશ આપવા માગો છો તે જણાવો.'

દાશૂર મુનિએ પુત્રને કહ્યું, 'હે પુત્ર, હવે આ વાતનો યથાર્થ અભિપ્રાય તને કહું છું તે સાંભળ. આનાથી તને સંસારનું વાસ્તવિક સ્વરૂપ સમજવામાં આવશે. જે ખોત્થ નામનો રાજા કહ્યો તે મન છે એમ સમજવું. આ મનનું પ્રભવસ્થાન ચિદાકાશ છે, નિરાકાર પરબ્રહ્મરૂપ આકાશ છે, એટલે જ

તેને ખોત્થ કહ્યું છે. 'ખ' એટલે આકાશ, અને ઉત્થ એટલે ઊઠવું. આ સઘળું વિસ્તીર્ણ જગત મનને જ આધીન છે. મન જ તેનું કારણ છે, મન લીન થાય તો જગત લીન થાય છે, બધા દેવો પણ મનના જ અવયવરૂપ છે, આ મનના ત્રણ દેહો છે, સાત્ત્વિક સંકલ્પ, રાજસ સંકલ્પ અને તામસ સંકલ્પ. સર્વ વ્યવહાર આ ત્રણ દેહો દ્વારા જ થાય છે. આ મન બ્રહ્મરૂપ આકાશમાં જ ઉત્પન્ન થયું છે. આકાશમાં જ ફર્યા કરે છે. કલ્પિત પદાર્થોની ઉત્પત્તિ અધિષ્ઠાનથી ભિન્ન નથી. પાતાળ આદિ ચૌદ લોકો રાજમાર્ગો છે. એ રાજમાર્ગો સત્ત્વ, રાજસ અને તામસ એ ત્રણ વિભાગોમાં વહેંચાયેલા છે. આમાં ઊંચે જવાના તથા નીચે જવાના ખરીદવારૂપ વ્યાપાર ચાલ્યા કરે છે. પુણ્ય કરીને સ્વર્ગાદિ લોકોમાં જવાય છે. અને પાપકર્મોથી અધોગામી લોકો તરફ જવાય છે. બ્રહ્માંડરૂપી નગરમાં માંસરૂપી માટીનાં શરીરોરૂપી ભોંયરાં બનાવ્યાં છે. આ જાતજાતનાં શરીરો પ્રાણ આદિ વાયુયંત્રના પ્રવાહથી ચાલ્યા કરે છે. તેઓ કાન, નાક, આંખ, આદિ નવ દ્વારોથી શણગારેલાં છે. હે મહાબુદ્ધિમાન પુત્ર, મનરૂપી પ્રબળ રાજાએ આ શરીરોરૂપી ભોંયરાઓનું રક્ષણ કરવા માટે અહંકારરૂપી મોટા યક્ષો બનાવ્યા છે અને આ યક્ષો આત્માના પ્રકાશથી સર્વદા ભય પામે છે. આ શરીરોરૂપી ભોંયરામાં મન અહંકારરૂપી યક્ષોની સાથે સર્વદા ક્રીડા કર્યા કરે છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિના જુદા જુદા અનુભવો પણ આ રાજા જ લે છે. આ અનુભવો દ્વારા તેને આનંદ કદી થતો નથી તોપણ તેમાં જ રમણ કર્યા કરે છે. મનરૂપી રાજા બાળકની માફક પોતાના સંકલ્પોમાં જ આસકત થઈ જાય છે, ક્ષણમાત્રમાં વૈરાગ્ય પામે છે. ક્ષણમાત્રમાં વિકાર પામે છે. તેથી હે પુત્ર, આ મનને સઘળા નાશવંત નામરૂપાત્મક, અસ્થિર અશાશ્વત પદાર્થોમાંથી પાછું વાળી દે, તત્ત્વજ્ઞાનથી નિર્મૂળ કરી નાંખ, આત્મતત્ત્વમાં વિશ્રાંતિ લે. હે સુવિચારવાન પુત્ર, જો આ ત્રણે દેહને (સાત્ત્વિક, રાજસિક અને તામસિક સંકલ્પને) મન ત્યજી દે તો તે પરમપદમાં લીન થઈ જાય છે. હજારો વર્ષો સુધી તું તપશ્ચર્યા કરીશ, તું ગમે તે લોકમાં રહીશ તોપણ સંકલ્પનો નાશ કર્યા વિના, દેહાધ્યાસનો ત્યાગ કર્યા વિના મન અને શરીર સાથે તાદાત્મ્ય સંબંધનો ત્યાગ કર્યા વિના, તને પરમ

શાંતિ, નિત્યાનંદ મળી શકશે નહિ. સંસારના બંધનમાંથી મુકત થવાનો બીજો ઉપાય જ નથી સંકલ્પથી રહિત થઈને, અહંભાવથી મુકત થઈને સ્વધર્માનુસાર સર્વ વ્યવહાર કર. સંકલ્પોનો ક્ષય થાય તો પરમ ચૈતન્ય મનરૂપ થતું જ નથી. તું સાક્ષાત્ પરમબ્રહ્મ જ છે. સર્વ રીતે પરિપૂર્ણ છે, સચ્ચિદાનંદસ્વરૂપ છે ભ્રાંતિને લીધે જ સંસારમાં એક પામર, દીન જંતુની માફક વર્તન કરે છે. આ તારા જેવા વિચારવાન માનવ માટે યોગ્ય નથી. ડાહ્યા માણસો જેનાથી સઘળાં દુઃખો ટળી જાય તેવો માર્ગ જ ગ્રહણ કરે છે. અન્ય માર્ગ પકડતા નથી તું તત્ત્વવેત્તા થા. તારા અસલ પરિપૂર્ણ સ્વરૂપમાં જ સ્થિત થા. સંકલ્પોના સમૂહને નષ્ટ કરી નાંખ, વૃત્તિઓને શાંત કરી નાંખ, નિત્યાનંદની પ્રાપ્તિ માટે સતત પ્રયત્ન કર. અદ્વૈત પદને સંપાદન કર. જ્ઞાની પુરુષ મોહરૂપી સમુદ્રમાં કદી ડૂબતો નથી, સંસારના પરિવર્તનશીલ પદાર્થોમાં આસકત થતો નથી. અનાસકત પુરુષને ખોટી અવિદ્યા પોતાની બાથમાં લઈ શકતી નથી. જીવન્મુકિતને માટે તો આ સસાર ક્રીડાક્ષેત્ર છે. આ મારું છે, આ પારકું છે, એવી ભ્રમણા સેવનારા મનને મૂર્ખ થઈને મિથ્યા વિષયોમા ડુબાડવું નહિ. સંસારરૂપી સમુદ્રમાં જેઓ વિવેકરૂપી વહાણમાં વિહાર કરે છે તેઓ જ તરે છે અન્ય જીવાત્માઓ સુખદુઃખનાં દ્વંદ્વોમાં અટવાયા કરે છે.

## ૧૮ : સંકલ્પનું સ્વરૂપ

સ્થિતિપ્રકરણમાં સર્ગ પાંચમાં દાશૂરનો પુત્ર પોતાના પિતાને 'સંકલ્પ'ના સ્વરૂપ વિષે પ્રશ્ન કરે છે. સંકલ્પનું પ્રભવસ્થાન કયું છે, તે કેવી રીતે વધે છે અને તેને નષ્ટ કરવાનો શો ઉપાય છે આ વિષે જ્ઞાન સંપાદન કરવાની તેને ઈચ્છા થઈ છે દાશૂરમુનિ કહે છે: હે પુત્ર, અનંત નિરાકાર, નિર્વિકાર સર્વ વ્યાપક સત્તાસામ્રાજ્યમાં મનપણાનો પ્રાદુર્ભાવ તે સંકલ્પનું સ્વરૂપ છે સંકલ્પરૂપી વૃક્ષનો તે પ્રથમ અંકુર છે. નિરભ્ર આકાશમાં જેમ એક ખૂણામા નાનું વાદળ ઉત્પન્ન થઈને, ધીમે ધીમે વિશાળ થઈને આખા આકાશને ઢાંકી દે છે, તેમ

સંકલ્પરૂપી પહેલો અંકુર પ્રથમ લેશમાત્ર હોય છે પણ ધીરે ધીરે વધીને સમગ્ર અધિષ્ઠાનને (આત્માને) ઢાંકી દે છે. એક સંકલ્પમાંથી બીજો સંકલ્પ, બીજામાંથી ત્રીજો એમ પોતાની મેળે જ વધ્યા કરે છે. આ જ દુ:ખનું મૂળ કારણ છે. સમગ્ર જગત સંકલ્પ માત્ર જ છે. સુખ દુ:ખ બધું સંકલ્પથી જ છે. તારા અસલ સચ્ચિદાનંદના સ્વરૂપમાં જે ખોટો સંકલ્પ ઉદય પામ્યો છે તે જ તારામાં અજ્ઞાનતાનું મૂળ કારણ છે તારામાં જે દેહાધ્યાસ છે—હું દેહ છું એવી અજ્ઞાનજન્ય ભ્રમણા છે, તે જો નિર્મૂળ થઈ જાય તો સઘળું અસત્ય નાશ પામી જાય છે. તારા અસલ પરિપૂર્ણ સ્વરૂપમાં તને આસ્થા બેસતી નથી તેથી જ તું પરિતાપ પામે છે. તું સર્વ પ્રકારની કલ્પનાઓનો ત્યાગ કર, પૂર્વનાં સુખ દુ:ખોનું સ્મરણ ન કર. આમ કરવાથી બ્રહ્મપદ (પરિપૂર્ણ પદ) પ્રાપ્ત કરવાની તારામાં યોગ્યતા આવશે હે પુત્ર, પુષ્પની પાંખડી હાથ વડે તોડી નાખવામાં કાંઈ વિશેષ પ્રયત્નની જરૂર નથી. તેવી રીતે સંકલ્પોનો ત્યાગ કરવામાં ખાસ પરિશ્રમની જરૂર નથી હું દેહાદિથી ભિન્ન છુ, એ સત્યને મનમાં સ્થિર કરવાથી અર્ધા નિમેષમા જ સંકલ્પ નષ્ટ થાય છે. પોતાના પૂર્ણ જ્ઞાનસ્વરૂપ આનંદસ્વરૂપ શકિતસ્વરૂપનું ચિંતન કરવાથી, પોતાનું ભુલાઈ ગયેલું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. આ સ્વરૂપમાં કોઈ પણ જાતની વિકૃતિ થઈ જ નથી અને ભવિષ્યમાં થશે પણ નહિ તે સ્વયંસિદ્ધ છે, સ્વયપ્રકાશ છે, અજર છે, અમર છે, નિરાલંબ છે જે સંકલ્પ છે, તે જ બુદ્ધિ છે, તે જ મન છે, તે જ અહંકાર છે, તે જ ચિત્ત છે, તે જ જીવ છે, તે જ વાસના છે. આ બધામાં નામથી જ જુદાઈ છે યથાર્થ દૃષ્ટિએ જુદાઈ નથી સર્વ પ્રકારની અવિદ્યાજન્ય ચિંતાઓને જડમૂળથી ઉખાડી નાંખ. હૃદયમાંથી અજ્ઞાનજન્ય ગ્રંથિને છેદી નાખ, સ્વસ્વરૂપમાં નિમગ્ન રહે, સર્વ પ્રકારની દીનતાનો ત્યાગ કર, માયાધીશ થઈને જગતમા લીલા કર. જગતના અસત્ પણાનો નિશ્ચય દૃઢ થાય તો પછી તેમાં આસકિતનો અવકાશ રહે જ નહિ. આસકિત ન રહે એટલે પદાર્થો પ્રાપ્ત કરવાની ઈચ્છા પણ ન રહે. વાસનાક્ષયથી જ મુકિત મળે છે. દુનિયાના નાશવંત પદાર્થોમાં અનુરકિત, અને માયાના બંધનમાંથી મુકિત આ બંનેનો સહવાસ શકય જ નથી 'હુ દેહ છું' એવું અનુસંધાન

છૂટી જાય, એટલે દેહનાં સુખદુઃખ તેને સ્પર્શ કરી શકે નહિ; તેમ મનથી પૃથક્તાનો અનુભવ થાય એટલે આધિ પણ ન રહે.

યથાર્થ દૃષ્ટિએ જન્મ-મરણ થતાં જ નથી, અવિદ્યાગ્રસ્ત માનવો જ આ અનિવાર્ય ક્રિયાઓમાં હર્ષ, શોક વગેરેને આધીન થાય છે વાસનાઓથી આચ્છાદિત થયેલું મન અનેક તરંગો ઉત્પન્ન કરે છે. હૃદયરૂપી વનમાં રહેલો વાંદરો તે જાતિને યોગ્ય અનેક ક્રિયાઓ કર્યા કરે છે. હે સુપુત્ર, જેમ વીજળીના ઝબકારાઓ ક્ષણભંગુર, ક્ષણિક પ્રકાશ આપનારા છે, તેમ મનના તરંગો પણ ભ્રાંતિ આપનારા છે હે પુત્ર, જે પદાર્થો ખોટા હોય તેને ટાળવાનો ઉપાય તરત થઈ શકે છે. સંસારરૂપી મેલ સ્વાભાવિક નથી, એ તો કૃત્રિમ છે. તેથી તે પુરુષપ્રયત્નથી સહેલાઈથી દૂર કરી શકાય છે. જ્ઞાનથી નષ્ટ કરી શકાય છે એટલા માટે તું હવે પ્રકૃતિના બંધનમાંથી મુક્ત થવા માટે પ્રયાસ કર. અત્યાર સુધી તેં આ વિષયમાં જે બેદરકારી દાખવી છે તે અક્ષમ્ય છે. તાને જે ભ્રમ છે કે આ બધા ભોગવિલાસો સાચા છે તે તને કાયમનું સુખ આપી શકશે, કોઈ પણ દિવસ નાશ નહિ પામે, એ જ્ઞાનજન્ય માન્યતા છે. જે વસ્તુઓ પોતે જ વિનાશી હોય છે એ શાશ્વત આનંદ આપી શકે જ નહિ. જે કાંઈ છે તે આત્મતત્ત્વ જ છે. તેનાથી કાંઈ જુદું નથી, તેમ સ્વતંત્ર પણ નથી. એ સત્યને મનમાં સ્થિર કર અને તે પ્રમાણે વર્તન કર. અનુપમ મનોબળ કેળવ.

વસિષ્ઠ રામચંદ્રજીને કહે છે, હે રઘુનંદન, આ પ્રમાણે મધ્યરાત્રિના સમયે, દાશૂર અને તેના પુત્ર વચ્ચે જે વાર્તાલાપ થયો તે મેં સાંભળ્યો. આ સંભાષણ સાંભળીને, હું આકાશમાંથી તે કદંબની ટોચ ઉપર છાનોમાનો ઊતર્યો. દાશૂર મુનિનું શરીર ઇન્દ્રિયોના અને મનના નિગ્રહથી અને તપને લીધે તેજથી કાંતિમાન હતું મુનિએ મને આવેલો જોઈ આસન ઉપરથી ઊભા થઈ, પત્ર પુષ્પ અર્પણ કરી મારું સ્વાગત કર્યું. પછી અમે બન્નેએ બ્રહ્મવિદ્યાની ચર્ચા કરી. પછી મેં દાશૂરમુનિની ઇચ્છાથી તે કદંબને જોયો એ કદંબ અનેક ગુંજો-વાળો હતો, વૃક્ષોના રાજા જેવો હતો. તેનાં અનેક પાંદડાંઓમાં પક્ષીઓ ભરાઈ બેઠાં હતાં. એ દાશૂરમુનિના પુત્રને મેં પણ પરમ બોધ આપ્યો. હું અને

ાશૂરમુનિ બન્ને બ્રહ્મવિદ્યાની ચર્ચામાં એટલા બધા નિમગ્ન થઈ ગયા હતા ; આખી રાત્રિ પસાર થઈ ગઈ તો પણ અમને તો તે બે ઘડી જેવી જ ાગી. તારાઓ ધીરે ધીરે ઝાંખા પડવા લાગ્યા એટલે હું મંદાકિનીમાં સ્નાન રવા ગયો. દાશૂરમુનિ અને તેમનો પુત્ર કદંબના છેડા સુધી વળાવા આવ્યા હતા. સ્નાન કરી, ત્યાંથી પાછો આકાશમાં જઈ મેં સપ્તર્ષિઓના મંડળમાં પ્રવેશ કર્યો.

વસિષ્ઠ કહે છે, હે રામ, દાશૂરમુનિએ કહેલી ખોત્થરાજાની આખ્યાયિકા તમને બોધ આપવા માટે મેં તમારી પાસે કહી. તેનો સાર તમે ગ્રહણ કરો. દાશૂરે કહેલા સિદ્ધાંત ઉપર દૃષ્ટિ રાખીને આ દૃશ્ય—નાશવંત પદાર્થો રૂપી લેપને છોડી દો. ધીર બનો, અલ્પાત્માને બદલે મહાત્મા બનો. પ્રકૃતિના દાસને બદલે પ્રકૃતિના માલિક બનો. અજ્ઞાનને તોડી નાખો. નિર્મળ આત્મસ્વરૂપને જ જોયા કરો. આમ કરવાથી થોડા સમયમાં જ આત્માનો અનુભવ કરી જીવન્મુક્ત થશો.

હે રામચંદ્ર, આ જડરૂપે દેખાતું જગત છે જ નહિ. આભાસ માત્ર જ છે. એવો નિશ્ચય કરીને તમે અહંતાનો દેહમાં અહંપણાના અભ્યાસનો ત્યાગ કરો. એટલે પદાર્થોમાં મમતાપણું આપોઆપ જ જશે. સર્વ પ્રકારના દુઃખોનું મૂળ કારણ અહંતા જ છે. તે જ માનવીને આધિ અને વ્યાધિને આધીન કરે છે ભયગ્રસ્ત કરે છે, તેને દીન બનાવે છે. જગતમાં નૃસિંહની માફક વર્તન કરવાને બદલે તેને શિયાળ બનાવે છે. હે રામ, તમે નિત્ય દ્રષ્ટા છો. જગત્ દૃશ્ય છે, તમે અસંગ છો, વાસ્તવિક દૃષ્ટિથી તમને બંધન છે જ નહિ. તમે અજર છો, અમર છો, ગુણાતીત છો. યથાર્થ દૃષ્ટિથી આ જગત કોઈ કર્તાએ કરેલું છે એવું પણ નથી, તેમ કર્તા વિના થયેલું છે એવું પણ નથી, જે તત્ત્વ અકર્તા છે ( કારણ કે નિરાકાર અને નિર્વિકાર છે ) તે માયાને લીધે કર્તા જેવું થઈને આ જગત ઉત્પન્ન કરે છે. અથવા આ વિશ્વરૂપે પ્રતીત થાય છે. આ તત્ત્વના મૂળ સ્વરૂપમાં ફેરફાર થતો ન હોવાથી તેને અકર્તા કહેવામાં આવે છે તેમ તેની સત્તાથી જ આ સંસાર દેખાય છે તેથી તેને કર્તા પણ કહેવામાં આવે છે.

ત્યારે આનંદદાયક શીતળ ચાંદનીનો પ્રકાશ થાય છે તેમ દેહમાં અધ્યાસનો ત્યાગ કરવાથી આત્મપ્રકાશનો ઉદય થાય છે અને આ ભવસાગરને તરી જવાય છે. તત્ત્વને જાણનારા સર્વ મહાત્માઓ, આ પરમપદમાં જ સ્થિર થઈને રહે છે. તેમને સંસારનાં દ્વન્દ્વો સ્પર્શ કરી શકતાં નથી. તેમનાથી તેઓ પર રહે છે.

રામે કહ્યું : હે બ્રહ્મન્, આપે કહ્યું તે સાચુ છે, હું તે સમજ્યો છું. સર્વના અધિષ્ઠાનરૂપે રહેલો આત્મા કર્તા પણ છે અને અકર્તા પણ છે. લોકના છતાં પણ અલોકતા છે સર્વનો મહેશ્વર છે, સર્વની પર છે, સર્વની અંદર પણ છે. હમણાં મને મારા અંતઃકરણમાં એ બ્રહ્મનો અનુભવ થયો છે. આપનાં અમૃતરૂપ વચનોથી હું સંતૃપ્ત થયો છું, સંતાપરહિત થયો છું; પણ હે ભગવન્ મારા હૃદયમાં એક મોટો સંદેહ રહ્યો છે. તે આપના બોધથી છેદી નાખો. 'હું સર્વરૂપ છું. તેમ સર્વથી ન્યારો પણ છું. આ જગત સાચું છે તેમ ખોટું પણ છે, જીવ બ્રહ્મની એકતા પણ છે તેમ બંને વચ્ચે ભેદ પણ છે.' આ બધી પરસ્પર વિરોધી કલ્પનાઓના મૂળરૂપી માયા બ્રહ્મમાં કેવી રીતે રહી શકે, બ્રહ્મમાં અજ્ઞાન કેવી રીતે પ્રવેશ કરી શકે તેની મને સમજણ પડતી નથી આ અવિદ્યાએ નિર્મળ, નિરાકાર, નિર્વિકાર બ્રહ્મમાં કેવી રીતે પ્રવેશ કર્યો તે કૃપા કરીને આપ મને સમજાવો.

વસિષ્ઠ કહે છે: હે રામ, આ ગહન પ્રશ્નનો સંતોષકારક ઉત્તર તમને સિદ્ધાંતના સમયમાં, નિર્વાણ પ્રકરણમાં આપવામાં આવશે. તમે આ પ્રશ્નનો ઉત્તર ખુલ્લી રીતે સાંભળવાને અત્યારે લાયક નથી. આત્મજ્ઞાનમાં પૂર્ણનિષ્ઠાવાળો પુરુષ જ આવા ગંભીર પ્રશ્નોના ઉત્તરો સાંભળવાને યોગ્ય છે. બાળકો પાસે અથવા અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો પાસે ગહન અર્થવાળા વિષયોની ચર્ચા વ્યર્થ થાય છે. નિર્મળ શ્વેત વસ્ત્રમાં જ રંગ લાગુ પડે છે, મલિનમાં નહિ. તેમ સિદ્ધાંતની વાત, પૂર્ણ વિવેક અને વૈરાગ્યવાળા પુરુષના મનમાં જ પ્રવેશ કરે છે. પ્રથમ પણ મેં તમારા આ પ્રશ્નનો ઉત્તર સંક્ષેપમાં કહ્યો છે, પણ તે તમારા સમજવામાં આવ્યો નથી એમ લાગે છે. હે રામ, તમે જ્યારે પૂર્ણતાને પ્રાપ્ત કરશો, તમારા અસલ સ્વરૂપને ઓળખશો અને જ્યારે તમારી

તેમાં નિષ્ઠા બંધાશે, ત્યારે તમે આ પ્રશ્નનો ઉત્તર પોતાની મેળે જ જાણી લેશો. નિર્વાણ પ્રકરણમાં આ પ્રશ્નનો ઉત્તર હું વિસ્તારપૂર્વક તમને આપીશ. અજ્ઞાનતાને લીધે જ પોતાની ભૂલથી આત્મા જે સ્વરૂપે અજર છે અમર છે, સચ્ચિદાનંદરૂપ છે, તે પોતાને સંસારી જાણે છે. જ્યારે તેનો આ ભ્રમ મટી જાય છે ત્યારે તે પોતાનું અસલ સ્વરૂપ પ્રકટ કરે છે. મેં તમને આત્માના કર્તાપણા અને ભોક્તાપણા વિષે તથા અકર્તાપણા અને અભોક્તાપણા વિષે પણ કહ્યું; પણ તે હજુ તમારી બુદ્ધિમાં ઠસ્યું નથી. માટે હું ધારું છું કે હજી તમારા મનમાં વાસનાનાં બીજો સૂક્ષ્મ રૂપમાં રહેલ છે. મનમાં વાસનાઓનું અસ્તિત્વ એ જ બંધનું કારણ છે અને સર્વ પ્રકારની વાસનાઓનો ક્ષય એ જ મોક્ષ. પ્રથમ (કીર્તિની, સત્તાની, દ્રવ્યની, વિષયભોગની) સર્વ પ્રકારની દુન્યવી વાસનાઓનો ત્યાગ કરી પછી મોક્ષની ઈચ્છારૂપ વાસનાનો પણ ત્યાગ કરો. પ્રથમ તામસ વાસનાઓને છોડી દો, સમાન પુરુષો તરફ મૈત્રીની ભાવના કેળવો, નાનાઓ માટે મનમાં કરુણા, ઉત્કૃષ્ટ મનુષ્યોને જોઈને મનમાં હર્ષ (મુદિતા) અને દુર્જનો તરફ ઉપેક્ષાવૃત્તિ કેળવો. પછી સઘળા સંકલ્પોથી રહિત થઈને સર્વત્ર બ્રહ્મભાવ રાખવાનો પ્રયત્ન કરો. આમ કરતાં કરતાં તમે પૂર્ણ સ્વરૂપમાં વિશ્રામ કરશો. સર્વમાં અહંતા મમતાનો ત્યાગ એ જ સર્વત્યાગ છે. આ ત્યાગ જેણે કર્યો હોય તે જ મહાત્યાગી છે. ખરો ત્યાગ આંતરિક છે, આ અંદરના ત્યાગ વિના બહારના ત્યાગની કશી કિંમત નથી. જે મહાન આત્મા, હૃદયમાંથી સઘળી વાસનાઓને ત્યજી દઈને છેવટે, વાસનાઓનો ત્યાગ કરનાર અહંભાવને પણ છોડી દે છે, તે જ આકાશ જેવી વ્યાપક નિર્મળ અવસ્થાને સંપાદન કરે છે. બ્રહ્માકાર બુદ્ધિવાળો થઈને રહે છે, તે જ પૂજ્યપણાને પ્રાપ્ત થાય છે. આવો પુરુષ સમાધિમાં રહે કે વ્યવહાર કરે તો પણ સદાને માટે મુક્ત જ છે. જેના મનમાં વિષયોમાં આસક્તિ ન હોય, સર્વ પ્રકારની કામનાઓથી જે મુક્ત હોય તેને કર્મ છોડી દેવાનું પણ પ્રયોજન નથી, તેમ કર્મ કરવાનું પણ પ્રયોજન નથી, તેને જપ કરવાનું કે સમાધિ કરવાનું પણ પ્રયોજન નથી, કારણ કે તે સતત સર્વોત્તમ પદમાં જ—પોતાના સ્વસ્વરૂપમા જ સ્થિત છે. અજ્ઞાન અવસ્થામાં

જ સાધનાની (જપની, તપની, ઉપાસનાની, નિદિધ્યાસનની, નિષ્કામકર્મની) આવશ્યકતા છે જ્ઞાનીને તેની જરૂર નથી. કારણ કે તેણે પરમ સાધ્ય સિદ્ધ કર્યું છે. મેં સર્વ શાસ્ત્રોનો એકાગ્રતાપૂર્વક અભ્યાસ કરીને, તેમના ઉપર મનન કરીને એ નિર્ણય કર્યો છે કે સર્વ કલેશોનું મૂળ અવિદ્યા છે અને તેમને નિર્મૂળ કરવાનો એક જ ઉપાય છે, અહંતાના ત્યાગ દ્વારા આત્મજ્ઞાન. મેં સઘળી દિશાઓમાં ભમીભમીને સઘળું જોવાનું જોઈ લીધું છે. જાણવાનું જાણી લીધું છે. મને તત્ત્વમાં સ્થિર થયેલા લોકો તત્ત્વજ્ઞો (અનુભવ કરનાર લોકો) અલ્પ સંખ્યામા જ છે, એવો અનુભવ થયો છે. લૌકિક કે વૈદિક ક્રિયાઓ કરનારાઓમાં નિષ્કામતા ભાગ્યે જ જોવામાં આવે છે. તેમની સઘળી ક્રિયાઓ દેહને માટે જ કરવામાં આવે છે, આત્માને માટે નહિ. પાતાળમાં, સ્વર્ગમાં, પૃથ્વી ઉપર, અંતરિક્ષમા પણ, એવા થોડા પુરુષો જ જોવામાં આવે છે કે જેઓએ બ્રહ્મનો યથાર્થ અનુભવ કર્યો હોય. દ્વન્દ્વાતીત અવસ્થા માં રહેનાર ગુણાતીત અવસ્થામાં રહેનારા, મહાનુભાવો અત્યંત દુર્લભ છે. વાસનાઓ એટલી બળવાન છે કે ગુપ્ત રીતે સુષુપ્ત અવસ્થામાં અવચેતન મનમાં છુપાઈને રહે છે. પૃથ્વીનું રાજ્ય મળે, સ્વર્ગનું રાજ્ય મળે, વરુણ લોકનું રાજ્ય મળે, ઈન્દ્રનું રાજ્ય મળે તો પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કર્યા વિના નિત્યાનંદની પ્રાપ્તિ શક્ય નથી. આ સત્યને મનમાં સ્થિર કરો જે વસ્તુ શાશ્વત છે તે વસ્તુ જ મેળવવાથી શાશ્વત અખંડ આનંદ મળી શકે અન્યથા નહિ. દુનિયામાં સર્વ પદાર્થો બે તત્ત્વોના બનેલ છે તેમાંનું એક અધિષ્ઠાન, મૂળ કારણ અચળ છે. બીજું નામરૂપાત્મક સ્વરૂપ વિનાશી છે. તેને ચલ બ્રહ્મ કહેવામાં આવે છે. કારણ કે પરબ્રહ્મ જ આ વિશ્વનું નિમિત્ત અને ઉપાદાન કારણ પણ છે અચળ અધિષ્ઠાન સાથે એકતા સાધવાથી જ. અવિનાશીપદની પ્રાપ્તિ થાય છે અને દુનિયાના સર્વ પદાર્થોનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

બુદ્ધિમાન પુરુષને, વિવેકયુક્ત પુરુષને, આત્મા સિવાય અન્ય પદાર્થોમાં રુચિ ઉત્પન્ન થાય જ નહિ. તેમાં અનુરક્તિ રહે જ નહિ, કારણ કે આત્મા ની અમાપ શકિતનો જ તે આવિર્ભાવ છે. જે વસ્તુ સંકલ્પ માત્રથી જ પેદા

થઈ શકે તેને માટે સ્પૃહા હોઈ શક જ નહિ. આત્માનું અનુસંધાન રાખનાર જ્ઞાનીને સંસાર ગાયના પગલાના ખાબોચિયા જેવો લાગે છે. અજ્ઞાનીને હિમાલય પર્વત મહાન અને ઘણી મુશ્કેલીથી ઓળંગી શકાય એવો લાગે છે. આત્માની અંદર, તેના એક ભાગમાં, આત્માએ, પોતાના નિરાકાર સ્વરૂપમાંથી ચ્યુત થયા વિના લીલા માટે કરેલી કલ્પનાને આપણે વિશ્વ કહીએ છીએ, વસ્તુસ્થિતિ એવી હોવાથી, જ્ઞાનીને, સમસ્ત બ્રહ્માંડ પણ, અત્યંત તુચ્છ લાગે છે. ઘાસના તણખલા જેટલી પણ તેની કિંમત નથી. વિવેકહીન મનુષ્યો જ, આવી ક્ષુદ્ર વસ્તુના દાસ થઈને આમ તેમ ગોથાં ખાધા કરે છે મુખ્ય વસ્તુ આત્મજ્ઞાન છે, તે મેળવ્યા પછી જ્ઞાની ગમે તે રૂપમાં સંસારમાં લીલા કરી શકે છે. નાટકમાં ડાહ્યો મનુષ્ય ગાંડાનો વેષ ભજવે છે, પુરુષ સ્ત્રીનો વેશ ધારણ કરે છે, રાજા ભિક્ષુકનો વેશ ધારણ કરે છે. આમ કરવાથી તેના અસલ સ્વરૂપમાં કોઈ બાધ આવતો નથી. પોતાને પોતાના સ્વરૂપનું જ્ઞાન કાયમ રહે છે, સ્વસ્વરૂપનું વિસ્મરણ એ જ દુઃખનું મૂળ કારણ છે. જ્યાં સુધી આ ભૂલ રહેવાની ત્યાં સુધી સુખદુઃખનાં દ્વન્દ્વોનું અસ્તિત્વ પણ રહેવાનું જ. તત્ત્વવેત્તાના પ્રકાશની જગત અપેક્ષા રાખે છે. પણ તત્ત્વવેત્તા પૂર્ણાનંદમાં નિમગ્ન હોવાથી સંસારની અપેક્ષા રાખતો નથી, સુર, અસુર, મનુષ્યો સંસારરૂપી વનમાં ભટક્યા કરે છે અને કામનાઓને આધીન થઈને ભોગોરૂપી ખડને ખાનારા પશુઓ જેવા છે. ભોગોના સમૂહો જ્ઞાનીને ચલિત કરતા નથી તેની દૃષ્ટિમાં તો આકાશ પણ એક ગુહા જેવું લાગે છે. વાદળાંઓ આકાશને રંગી દેતાં નથી, તેમ જગતનો કોઈ પણ પદાર્થ જ્ઞાનીને રંગી દેતો નથી. પાર્વતીના નૃત્યને જોનાર મહાદેવને (પરાશક્તિની લીલા જોનાર આત્માને) મદારીનાં વાંદરાંઓનું નૃત્ય લેશમાત્ર આકર્ષણ કરતું નથી, તેમ જ્ઞાનીને આ સંસારના પદાર્થોમાં અનુરક્તિ હોતી નથી

વસિષ્ઠજી કહે છે: હે રામચંદ્ર આ વિષયના સ્પષ્ટીકરણ માટે બૃહસ્પતિના પુત્ર કચે ગાયેલી એક ગાથા હું તમને કહું છું તે તમે ધ્યાન દઈને સાંભળો. બૃહસ્પતિનો પુત્ર મેરુપર્વતના કોઈ વનમાં રહેતો હતો. બ્રહ્મવિદ્યા સંપાદન કરીને આત્મારામ આત્મક્રીડ હતો. આત્મનિષ્ઠ હોવાથી તેની દૃષ્ટિમાં

નામરૂપાત્મક પદાર્થો તુચ્છ લાગતા હતા આત્મામાં જ સતત રમણ કરતો હોવાથી તેનું જીવન એકાકી હતું, અસંગ હતું તે આનંદમાં આવી જઈને નીચે પ્રમાણે ગાથા બોલ્યો હતો 'આ સમસ્ત જગત (જેમ પ્રલયકાળમાં જળથી ભરપૂર થાય છે તેમ) આત્માથી ભરપૂર છે. આત્મા જ સર્વની પર છે, આત્મા જ સર્વની અંદર પણ છે તેમ આત્મા જ સર્વરૂપે પણ છે જ. તો હું આ જગતમાં હવે શું કરું, ક્યાં જાઉં, શું ગ્રહણ કરું અને શું ત્યાગું? આ સઘળું આત્મસ્વરૂપ જ છે. આ એક જાણવામાં આવ્યું એટલે મારાં સર્વ કષ્ટો પોતાની મેળે જ ટળી ગયાં છે હું જ્યાં દૃષ્ટિપાત કરું છું. ઉપર નીચે, આસપાસ, ચોતરફ ત્યાં મને આત્મા સિવાય અન્ય પદાર્થ દેખાતો જ નથી. જડચેતન સર્વમાં અને સર્વરૂપે હું જ છું. હું અખંડ મહા સાગરની માફક પૂર્ણ અને પરમાનંદરૂપે રહેલો છું.'

હે રામચંદ્ર, મેરુ પર્વતની કુંજમાં રહીને એ કચ એ પ્રમાણે ગાથા ગાતો હતો અને એવી જ ભાવના કરતો હતો. ઓમ્‌કારનું ઉચ્ચારણ કર્યા કરતો હતો. અર્ધમાત્રા, જે તુરીયપદસૂચક છે, તેનું ચિંતન કર્યા કરતો હોવાથી તે બ્રહ્મસ્વરૂપમાં જ રહ્યો હતો વાદળાં વિનાના નિર્મળ આકાશ જેવી તેની સ્થિતિ હતી.

હે રામચંદ્ર, મહાત્મા પુરુષો વિવેકી હોવાથી, તેમને અન્નપાનોમાં અને વિષયભોગોમાં, પામર જંતુઓની માફક અભિરુચિ થાય જ નહિ તે સ્વાભાવિક છે. પશુપક્ષીઓની માફક વિષયભોગો કંગાળ પ્રાણીઓના સર્વસ્વ-રૂપ છે કારણ કે અજ્ઞાનને લીધે તેઓ તેમને નિત્ય માને છે. હે રામ, ભોગો નહિ ભોગવવા છતાં ભોગોની ઇચ્છા રાખવામાં આવે તો તે ઝેરની માફક મૂર્છા આપે છે તો પછી ભોગો મળતાં એ તૃષ્ણા મૂર્છા આપે એમાં શી નવાઈ છે? માટે આત્માની એકતાની નિષ્ઠાને ભજો. ચિત્ત જ્યારે વિનાશી પદાર્થોમાં આસક્ત થાય છે ત્યારે જ આ જગતરૂપી ભ્રમ પેદા થાય છે. બ્રહ્માના મને જીવોની વાસનાઓને અનુસરીને સંકલ્પથી જ આ જગતરૂપી શરીર કલ્પી લીધેલું છે

તેમ અનાયાસે આવી ચડેલા ભોગોનો આસક્તિ વિના ઉપભોગ કરે છે; આ જ પંડિતનુ ખરુ લક્ષણ છે કામદેવરૂપી શત્રુ પ્રત્યેક ચિત્તમાં જીવને મારી નાખવાની ઇચ્છાથી સુસજ્જ થઈને ગુપ્ત રીતે રહેલો છે માટે આ જગતમા ચેતીને વિહાર કરો એટલે તમે મૂર્ખતાને આધીન થશો નહિ. ગમે તે યુક્તિથી દૃશ્યના અનર્થપણાને મનમાં ઠસાવો વૈરાગ્ય મનમાં સુદૃઢ થશે એટલે આપોઆપ જ સર્વ બધનો છેદાઈ જશે અને મુક્તિ મળશે. 'આ મારુ' છે, આ મારુ છે.' એવી તુચ્છ ભાવનાને મનમા સ્થાન જ ન આપવુ આ સંસારમાં સર્વ પદાર્થો પરમાત્માએ ઉત્પન્ન કર્યા છે તે સર્વને માટે છે. અમુક વ્યક્તિઓનો કે અમુક સમૂહોનો તેના ઉપર અધિકાર નથી વિચારરૂપી વહાણનો સહારો લઈને, આ ભવસાગર તરી જાઓ વિવેકયુક્ત મહાત્મા પુરુષો અભિમાનને આધીન થઈને લક્ષ્મીને અર્થે કે અન્ય કોઈ વાસનાને આધીન થઈને કગાળપણુ કરતા નથી હે રામ, તમે મદ, મત્સર, રાગ, દ્વેષ, કામ, ક્રોધ વગેરે રિપુઓથી રહિત થઈને આ સંસારમાં વિહાર કરો સમ્રાટ તરીકે વિચરો. એક ક્ષુદ્ર જંતુ તરીકે તણખલાની માફક આમતેમ વિષયોના પ્રવાહમા તણાઓ નહિ

## ૧૯ : પરમસિદ્ધિનાં સાધનો

સ્થિતિપ્રકરણના ૫૯મા સર્ગમાં શ્રીરામચંદ્ર વસિષ્ઠને પૂછે છે, હે ભગવન્, પૂર્વજન્મના કોઈ જીવનું મન આ જન્મમા બ્રહ્માની પદવી મેળવીને આ જગતને કેવી રીતે પ્રાણીઓથી અને પદાર્થોથી ભરપૂર બનાવે છે, તે આપ મને સમજાવો વસિષ્ઠ કહે છે, કમળમાથી ઉત્પન્ન થયેલ પહેલા બાળકે બ્રહ્મ, બ્રહ્મ શબ્દોનું ઉચ્ચારણ કર્યું તેથી તે બ્રહ્મા કહેવાય છે એમના સકલ્પ થી જગતની અને શાસ્ત્રોની ઉત્પત્તિ થઈ છે પ્રથમ તેજનો સંકલ્પ કર્યો. પછી મનરૂપી શરીરવાળાએ, એ પ્રકાશમાન તેજમાં આકારની કલ્પના કરી અને તે સૂર્યરૂપે પ્રગટ થયો પછી તે બ્રહ્માએ, તે તેજના અવશેષ રહેલા ભાગને વિભાગો પાડી ઉછાળ્યા અને તેમાથી એમના જેટલા જ સામર્થ્યવાળા, મરીચિ આદિ પ્રજાપતિઓ ઉત્પન્ન થયા આ પ્રજાપતિઓએ પોતાના સંકલ્પો

પ્રમાણે વસ્તુઓ ઉત્પન્ન કરવા માંડી જેવાં જેવાં પ્રાણીઓની ઈચ્છા કરી, તેવાં તેવાં પ્રાણીઓ તુરત તેમના જોવામાં આવ્યાં પછી બ્રહ્માએ વેદોનું સ્મરણ કરીને વિધવિધ પ્રકારના યજ્ઞોની કલ્પના કરી. અને પોતાના રહેવાના કમળમાંથી ચૌદ લોકોની સ્થિતિઓ કલ્પી. સૃષ્ટિની ઉત્પત્તિની પ્રક્રિયા એ વેદાંતનો ખાસ વિષય ન હોવાથી આ બાબતમાં જુદાં જુદાં વર્ણનો આપણને જોવા મળે છે. તેમાં મુખ્ય વસ્તુ એક જ છે. પરબ્રહ્મના સંકલ્પથી જ આ જગતરૂપી આડંબર ઉત્પન્ન થયેલો છે. તે તેની કલ્પના જ છે, સ્ફુરણ છે, સ્પંદન છે, લીલા છે, આભાસ છે, વિવર્ત છે. આ બધા શબ્દો સમાનાર્થ છે. તે શબ્દો એક જ સત્યનું પ્રતિપાદન કરે છે કે પરબ્રહ્મ પરમાત્મા પોતે પોતાના સ્વરૂપમાંથી ચલિત થયા વિના કલ્પના કરે છે, અને તે ભોકતૃવર્ગ અને ભોગ્યવર્ગમાં વહેંચાઈ જાય છે. વેદાંતનો ખાસ વિષય માયાના બંધનમાંથી મુકત થઈને પ્રકૃતિ ઉપર કેવી રીતે આધિપત્ય મેળવવું. આપણા અસલ સચ્ચિદાનંદ સ્વરૂપની કેવી રીતે અનુભૂતિ કરવી એ છે. આ રીતે મન જ બ્રહ્માનું રૂપ લઈને, આ ત્રિગુણાત્મક સૃષ્ટિને કલ્પે છે. અને સમુદ્રો, પર્વતો, વૃક્ષોથી, ભિન્ન ભિન્ન પ્રકારનાં પ્રાણીઓથી તે ભરપૂર થઈ જાય છે. બ્રહ્માની કલ્પના અનુસાર જ બીજાઓની કલ્પનાઓ થાય છે. બ્રહ્મામાં સમષ્ટિમન છે તેમ અન્ય પ્રાણીઓમાં વ્યષ્ટિમન છે. આ વ્યષ્ટિમન, સઘળાં પ્રાણીઓમાં રહીને, સામાન્ય રીતે, સંસારના વિષયોની જ કલ્પના કર્યા કરે છે. કોઈ વિરલ પ્રાણીમાં જ રહેલું મન બ્રહ્માની કલ્પના કરે છે. મને કલ્પી લીધેલો ભ્રમ અજ્ઞાનીઓની દૃષ્ટિમાં સ્થિરતાને પ્રાપ્ત થયો છે.

જગતમાં સઘળી પ્રવૃત્તિઓનું મૂળ કારણ સંકલ્પ જ છે. સૃષ્ટિનો વિસ્તાર થતાં પરસ્પરની શત્રુતા કરનારા રાજાઓ ઉત્પન્ન થાય છે. તેઓ પોતાના ઉત્કર્ષ માટે ધર્મની અને અધર્મની વૃદ્ધિ કર્યા કરે છે, એટલે પ્રજાઓમાં યુદ્ધ, વૈમનસ્ય, રોગ આદિ કલેશો વધે છે. બ્રહ્મા સુખદુઃખોથી ઘેરાયેલા અને આશાઓરૂપી બંધનોથી બંધાયેલા સંસારના વિચાર કરવા માટે છે પ્રાણીઓનું કલ્યાણ કરવાના હેતુથી, બ્રહ્મજ્ઞાનથી ભરપૂર અનેક શાસ્ત્રો રચે છે બ્રહ્મા પોતે સઘળી વાસનાઓથી રહિત હોવા છતાં લોકોના ઉપર

કરવા સારુ વ્યવહાર કરે છે. પણ બ્રહ્મા અંત:કરણથી કોઈ પદાર્થ અથવા જીવ પ્રત્યે આસક્તિ રાખતા નથી. સર્વ તરફ સમદૃષ્ટિ રાખે છે અને દરેક સંજોગમાં સમતા ધારણ કરે છે. પ્રજાપતિઓ અને દેવવર્ગના લોકો સત્ત્વ. ગુણની અધિકતાને લીધે બ્રહ્માની માફક જીવન્મુક્તપણાને પામવા યોગ્ય છે અને થોડા પ્રયત્નથી જ્ઞાનની પ્રાપ્તિ કરી શકે છે. પ્રજાપતિઓની, દેવવર્ગની કે મનુષ્યોની યોનિમાં જે જીવ અવતર્યા હોય તેમને જો સજ્જનોનો સંગ મળે તો એક જ જન્મમા આધ્યાત્મિકતા તરફ ત્વરિત ગતિથી પ્રગતિ કરે છે દુર્જનનો સંગ મળે તો દુર્જનના અવગુણો ગ્રહણ કરે છે. પ્રજાપતિઓની સૃષ્ટિ ઉપાસનાના ફળરૂપ છે, દેવવર્ગની સૃષ્ટિ યજ્ઞોના ફળરૂપ છે. અને માનવસૃષ્ટિ પાપ-પુણ્યના ફળરૂપ છે. આ સઘળી સૃષ્ટિ પરબ્રહ્મમાં કલ્પના માત્રથી ભાસે છે.

હે રામ, બ્રહ્માથી ઉત્પન્ન થયેલાં વ્યષ્ટિ મનોમાંથી કેટલાંક સ્થૂળ શરીરો ધારણ કરે છે કેટલાંક સૂક્ષ્મ શરીરોમાં જ રમણ કર્યા કરે છે. પરબ્રહ્મના સંકલ્પથી ઉત્પન્ન થયેલા જીવો, સમુદ્રોના તરંગોની માફક કોઈવાર બહાર આવે છે અને કોઈવાર અંદર પેસી જાય છે. જે જીવ પૂર્વજન્મમાં અત્યંત વૈરાગ્યવાળો હોય, જેણે દુન્યવી વાસનાઓને ક્ષીણ કરી નાખી હોય તે અત્યંત સાત્ત્વિક થાય છે. અને જ્ઞાન પામીને છેવટે જીવન્મુક્ત થાય છે. હે રામચંદ્ર, આ સંસારમાં જેનો છેલ્લો જ જન્મ હોય છે, એવા અત્યંત સાત્ત્વિક મનુષ્યો તો અહંકારના સૂક્ષ્મ આવરણરૂપ પ્રતિબંધનો નાશ કરવા માટે જ જન્મેલા હોય છે. માટે તેવા મનુષ્યોનો પુનર્જન્મ હોતો નથી. જેઓમાં સત્ત્વની સાથે રાજસ હોય છે, તેઓ જ ફરીવાર જન્મ ધારણ કરે છે અત્યંત સાત્ત્વિક મનુષ્યો આત્મતત્ત્વનું બુદ્ધિથી મનન કર્યા કરે છે. આવા સાત્ત્વિક મનુષ્યો અતિ દુર્લભ છે. હે રામ, ઉત્તમ જન્મ મેળવ્યા છતાં પણ સંસાર સંબંધી ભોગોમાં રુચિ થાય છે. કારણ કે સંપૂર્ણ વૈરાગ્ય ( જેમાં ગહનતા અને વિશાળતા બંને જોઈએ ) ભાગ્યે જ જોવા મળે છે. હે રામચંદ્ર, તમે વૈરાગ્ય આદિ સાધનોથી સંપન્ન છો. તમારે પરમપદનો કાયમ વિચાર કરવો જોઈએ. આના અભાવને લીધે જ તમને આ સંસારની ભ્રાંતિ વધી છે.

તમે આત્મતત્ત્વનો વિચાર કરો. સ્થિર બુદ્ધિથી આ વિચારમાં નિમગ્ન રહેશો તો તમે જ પરબ્રહ્મ છો એવી અનુભૂતિ તમને થશે. તમે આધિ-વ્યાધિમાંથી સદાને માટે મુક્ત થશો અને આ સંસારમાં માયાના અધિપતિ તરીકે વિહાર કરશો.

વસિષ્ઠ બોલ્યા : હે રામ, જે મનુષ્યો નિષ્કામ કર્મો કરીને તથા ઉપાસનાનો આશ્રય લઈને જન્મેલ હોય છે, તેઓ સદા આનંદી જ રહે છે. કારણ કે તેમનામાં કામનાઓ કે આસક્તિ હોતી નથી. તેઓ તો સર્વ કર્મો ઈશ્વરપરાયણ બુદ્ધિથી જ કરે છે. તેમનું લક્ષ્ય આત્મજ્ઞાન હોય છે. સંસારની ક્ષુદ્ર વાસનાઓથી તેઓ આમતેમ ઘસડાતા નથી. જેમ વૃક્ષો છાયાથી અને ફલાદિકથી બધાને આનંદ આપે છે તેમ આવા સદ્ગુણસંપન્ન સજ્જનો પણ પોતાના વર્તનથી બીજાને આનંદ આપે છે. મહાત્મા પુરુષો, આપત્તિમાં પણ પોતાની સમતા ખોતા નથી. પરમાત્મા ઉપર એમને અચળ શ્રદ્ધા હોય છે. પરમાત્મા જે કરે છે તે મનુષ્યોના કલ્યાણ માટે જ હોય છે. એવો તેમનો દૃઢ નિશ્ચય હોય છે. તેમની વૃત્તિ સૌમ્ય હોય છે તેઓ કદી મર્યાદાનો ભંગ કરતા નથી. તમારે આવા મહાનુભાવોના વર્તનને અનુસરવું જોઈએ. સંસારરૂપી ખટપટમાં ફસાવું નહિ. મૂઢ લોકો જ સતત વિષયોનો વિચાર કર્યા કરે છે. વારંવાર જ્ઞાન આપનારાં, શાંતિ આપનારાં, ઊર્ધ્વ ગતિ કરાવનારાં શાસ્ત્રોનું જ સેવન કરવું. અજ્ઞાનવર્ધક, અશાંતિવર્ધક, વિષયોના વ્યર્થ ચિંતનને છાડી દો. પોતાના અસલ પરિપૂર્ણ સ્વરૂપનું અનુસંધાન રાખ્યા કરો. કર્મોમાં ડૂબવું નહિ. અહંકાર વહાણ વિનાના સમુદ્ર સમાન છે. તેનો સદંતર ત્યાગ કરવો. પોતાના મૂળ સચ્ચિદાનંદ સ્વરૂપનું જ ચિંતન કરવું. આ સમગ્ર બ્રહ્માંડ પરબ્રહ્મમાં જ પરોવાયેલું છે. બ્રહ્મ તેનાથી પર છે તેમ સર્વરૂપે પણ બ્રહ્મ જ છે. આ સત્યની અનુભૂતિ કરવાનો પ્રયત્ન કર્યા કરવો. પ્રાણીઓ અને પદાર્થો અનેક છે પણ ચૈતન્ય એક જ છે. તરંગો અસંખ્ય છે, પણ સમુદ્ર એક જ છે. પરબ્રહ્મ વિના બીજું કશું છે જ નહિ એ વિચાર મનમાં સ્થિર કરવો. જે વસ્તુ નાશ પામે તે સાચી કહેવાય જ નહિ અને અનિત્ય વસ્તુ કાયમને માટે શાંતિ આપી શકે નહિ, એ તો નિર્વિવાદ છે આ જગત અનિર્વચનીય અધ્યાસરૂપી સંગતિથી જ મોહમાં કારણરૂપ થાય છે.

આકાશની માફક દેહો અને પદાર્થોના ઉત્પત્તિ અને વિનાશમાં સર્વદા અત્યંત સમભાવથી રહો, નિર્વિકાર રહો.

હે રામ, સર્વોત્તમ પદ પ્રાપ્ત કરવા માટે સત્સંગ અને પુરુષાર્થની અનિવાર્ય આવશ્યકતા છે અને વિદ્વાન ચારિત્ર્યવાન ગુરુની સમીપમાં રહીને તેમની પાસેથી વિદ્યા ગ્રહણ કરવી. તેમના દૃષ્ટાંતથી, આચારથી ચારિત્ર્યનું ઘડતર કરવું, આધ્યાત્મિક વિકાસ માટે બુદ્ધિના વિકાસ કરતાં ચિત્તશુદ્ધિની વધારે પ્રમાણમાં આવશ્યકતા છે, ચિત્તમાંથી વાસનાજન્ય અને આસક્તિજન્ય મલિનતા દૂર કરવાની છે ચિત્તને સ્ફટિક જેવું શુદ્ધ, નિર્મળ બનાવવાનું છે હે રામચંદ્ર તમે ઉદાર આચારવાળા છો, ગુણોના સમૂહના ભંડારરૂપ છો, શરદઋતુના આકાશની માફક નિર્મળ છો. મનમાંથી બહારના પદાર્થોની ચિંતા નિર્મળ થઈ ગઈ હોય અને બ્રહ્માકાર વૃત્તિને ધારણ કરવામાં તથા સ્થિર કરવામાં સમર્થ હોય તો તે મન મુક્ત જ છે. એમાં સંશય રાખવાનું કાંઈ કારણ નથી. તમે બહારથી લોકોના વ્યવહારને અનુસરો અને અંદરથી સર્વ પ્રકારના રાગદ્વેષનો ત્યાગ કરી શાંત રહો.

હે રામ, મનરૂપી સ્ફટિકમણિમાં, જેવો રંગ લગાડવો હોય તેવો લાગે છે.

ઉત્તમ પદ ધારણ કરનાર મહાન પુરુષો દૈવનો આશ્રય લઈ નિષ્ક્રિય થઈને બેસી રહેતા નથી. પરિસ્થિતિનાં પરિબળોથી આમ તેમ તણાતા નથી પણ પુરુષાર્થની સહાય લઈને, પોતાનો ઉત્કર્ષ પોતાના હાથમાં જ લે છે આ જગતમાં એવું કાંઈ પણ નથી કે જે પુરુષાર્થથી મેળવી ન શકાય બ્રહ્મચર્ય, ધૈર્ય અને વૈરાગ્ય આ સર્વનો યુક્તિથી ઉપયોગ કરવો. આમ કરશો તો તમારે માટે કોઈ પણ વસ્તુ અશક્ય નથી હે રામ, તમને વૈરાગ્યના મહિમાશાળી આ છેલ્લો જન્મ પ્રાપ્ત થયો છે તેથી તમે જીવન્મુક્તની સ્થિતિ પ્રાપ્ત કરી નિષ્ઠા રાખી વિહાર કરો અજ્ઞાની મનુષ્યની માફક મનના દાસ તરીકે આમતેમ ઘસડાવુ તે તમારા જેવા સુજ્ઞ માણસને, સર્વગુણસંપન્ન માનવને શોભે નહિ.

હે રામચંદ્ર, દૈવ એટલે પૂર્વજન્મોનો પુરુષાર્થ. આ સમજીને વિદ્વાન માણસે મહાત્મા પુરુષોનો સમાગમ કરીને, શાસ્ત્રોનો અભ્યાસ કરી, તેમાંથી

સાર ગ્રહણ કરવો જોઈએ અને તે પ્રમાણે વર્તન કરવું જોઈએ. પ્રબળ પુરુષાર્થ દૈવને જીતી શકે છે આત્મામાં અખૂટ શકિત છે તેના ઉપર વિશ્વાસ રાખવો. હજારો જન્મોથી મનમાં સ્થિર થયેલી મલિનતા સંકલ્પ માત્રથી નાશ કરી શકાય છે પૂર્વજન્મમાં કરેલું કર્મ આ જન્મમાં કરેલાં શુભ કર્મોથી પોતાનું ફળ આપવા અશક્ત થઈ જાય છે. પૂર્વજન્મનુ કર્મ પ્રબળ હોય તો પુરુષાર્થને સિદ્ધિ મેળવતાં વાર લાગે એ સંભવિત છે, પણ છેવટે તો પુરુષાર્થ જ વિજય પ્રાપ્ત કરે છે પુરુષાર્થથી સર્વ સંચિત કર્મોનો વિનાશ થાય છે એવો શાસ્ત્રોનો ઉપદેશ છે અવિદ્યાથી જે વિષમતા જોવામાં આવે છે તે દૂર કરીને જે અત્યંત આનંદ થાય છે તે જ ખરો પરમાર્થ છે, તે જ પરમ પુરુષાર્થ છે. તેથી કાંઈ પણ અપેક્ષા નહિ રાખતાં પુરુષાર્થનો જ આશ્રય કરો. કેટલાક મૂર્ખ મનુષ્યો દ્રવ્યપ્રાપ્તિને પરમ પુરુષાર્થ ગણે છે.

આ ૬૨ મા સર્ગથી સ્થિતિ પ્રકરણ સમાપ્ત થાય છે અને ઉપશમ પ્રકરણની શરૂઆત થાય છે. પૂર્વ રામાયણમાં છ કાંડો છે, તેમ આ ઉત્તર રામાયણમાં વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ અને નિર્વાણ એવાં છ પ્રકરણો છે સ્થિતિ પ્રકરણમાં એવો ઉપદેશ આપવામાં આવ્યો છે કે આ જગતની સ્થિતિ પણ તેની ઉત્પત્તિ પ્રમાણે ભાવનામય જ છે. માટે આ સંકલ્પમય જગતનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં વિચરો, આને માટે સર્વ પદાર્થોમાં સમદૃષ્ટિ એ જ ઉત્તમ ઉપાય છે. 'હું કાંઈ કરતો નથી,' 'હું આ નથી' અથવા 'હું જ સર્વ કરું છું.' અને 'હું જ સર્વ છું.' એમાથી કોઈ એક દૃષ્ટિનો આશ્રય લેવાથી પરમપદની પ્રાપ્તિ થાય છે કારણરૂપ પરમાત્મા 'હું જ છું' એ પ્રથમ અહકાર છે, આ બંધનકારક નથી. હુ સર્વથી અલગ છું. એ બીજો અહંકાર છે. તે પણ બંધનકારક નથી. આવા અહંકારો જીવન્મુકતને હોય છે. દેહાદિમાં અહંબુદ્ધિ એ ત્રીજા પ્રકારનો અહકાર છે, લૌકિક છે. આનું વિસર્જન મુકિત માટે અનિવાર્ય છે પ્રથમના બે પ્રકારના અહંકારની ભાવના કરવી જોઈએ, એ સ્થિતિ પ્રકરણમાં આપેલ ઉપદેશનો સાર છે.

ઉપશમ પ્રકરણના બીજા સર્ગમાં રાત્રિનો સમય થવાથી સભાનું વિસર્જન થયા પછી રામચંદ્ર પોતાના શયનગૃહમાં વિચાર કરે છે, તેનું

વર્ણન આપવામાં આવ્યું છે. રામચંદ્ર નીચે પ્રમાણે ચિંતન કરે છે: આ માયાનો કેવી રીતે ઉદ્‌ભવ થયો છે, તેનું સ્વરૂપ શું છે, આ ભ્રમણ જોવામાં આવે છે તેનું પ્રયોજન શું છે, મનનો સ્વભાવ કેવો છે, તેનું રૂપ કેવું છે, માયાની નિવૃત્તિથી શો લાભ થાય છે, ચિત્તના સંકલ્પનો ક્ષય કરવાનો કયો શ્રેષ્ઠત્તમ ઉપાય છે? ભોગોમાં આસક્તિ એટલી દૃઢ હોય છે કે તે સહેલાઈથી છોડી શકાતી નથી અને આનો ત્યાગ કર્યા વિના નિત્યાનંદની પ્રાપ્તિ શક્ય પણ નથી બ્રહ્મ તો મનનો ક્ષય થવાથી જ મળી શકે તેમ છે. પણ આ મનમાં વિષયો પ્રત્યે આકર્ષણ બળવાન છે. અજ્ઞાનતાને લીધે પહાડ કરતાં પણ મન વધારે દૃઢ થઈ પડયું છે. મારી બુદ્ધિ સંસારના સંભ્રમને છોડીને પરમપદની પ્રાપ્તિ કયારે કરશે? જીવન્મુક્તનું પદ અતિ શાંત છે એમાં સ્થિત થઈને હું જગતમાં કયારે વિહાર કરવાને શકિતમાન થઈશ? જેમ ગરુડ પક્ષી સમુદ્રને ઓળંગી જાય છે તેમ હું મારાં મન અને ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવી આ ભવસાગરને કયારે તરી જઈશ? હે સુબુદ્ધિ, વસિષ્ઠજીએ અત્યાર સુધી ચાર પ્રકરણોમાં આપેલા અમૂલ્ય ઉપદેશને મનમાં સ્થિર કર.

ત્રીજા સર્ગમાં પોતાને ઘેર આવેલા રામ આદિ સર્વ લોકોને સાથે લઈને વસિષ્ઠ સભામાં પધારે છે. વસિષ્ઠ પોતાનો પ્રવચન આપવાનો કાર્યક્રમ શરૂ કરે તે પહેલાં દશરથ રાજા વસિષ્ઠજીના અનુપમ ઉપદેશની પ્રશંસા કરે છે. દશરથ કહે છે, હે ભગવન્, ગઈ કાલે આપે કહેલાં અમૃત વચનોથી અમને અતિ તૃપ્તિ થઈ છે. સિદ્ધ મહાત્માઓની અમૃતમય વાણી અજ્ઞાનના આવરણને દૂર કરી દે છે, અકલ્પ્ય આનંદ આપે છે. સૂર્યનાં કિરણો ક્ષણમાત્રમાં અંધકારને દૂર કરી દે છે, તેમ મહાત્માઓનાં બોધવચનો સઘળા દોષોને દૂર કરી દે છે. આપે આપેલી જ્ઞાનદૃષ્ટિથી અમે આત્માનો અનુભવ કરવા લાગ્યા છીએ. હે સુપુત્ર રામ, જે દિવસ મહાત્માઓની સેવામાં જાય તે દિવસ જ શુભ છે એમ સમજવું. હે રામ, હવે આ સભામાં બિરાજેલા વસિષ્ઠમુનિને ચાલતા વિષય વિષે પૂછો.

વસિષ્ઠજીએ રામચંદ્રજીને કહ્યું, હે રામ, મેં અત્યાર સુધી આપેલો ઉપદેશ તમારા સ્મરણમાં છે ને? ત્રિગુણાત્મક પ્રકૃતિમાં સત્ત્વ આદિ

ગુણોના ભેદથી મેં જીવોની ઉત્પત્તિ કહી તે યાદ છે ને? બ્રહ્મનું સર્વ જગતપણું તથા સર્વ જગતથી રહિતપણું મેં તમને કહ્યું તે તમને યાદ છે ને? હે રામ, અવિદ્યાનું રૂપ મેં તમને સમજાવ્યું છે તે તમને યાદ છે ને? આવો ગહન ઉપદેશ, વારંવાર વિચાર કરીને, મનમાં સ્થિર કરવામાં આવે તો જ ઉત્તમ ફળ આપે છે. ઉપદેશ પ્રમાણે આચરણ કરવાથી જ પરમપદ પ્રાપ્ત થાય છે.

રામચંદ્રે કહ્યું : હે ભગવન્ મે આપનાં અમૃતતુલ્ય વચનોનો સાર ગ્રહણ કર્યો છે. આપે દૃષ્ટાંતોથી અને સાદી ભાષામાં ઉચ્ચતમ ઉપદેશ આપ્યો છે. આપનો ઉપદેશ સરળ છે, અતિ પવિત્ર છે. ક્ષણમાત્રમાં માણસને પરમ શાંતિ આપનાર છે, આપે પ્રતિપાદન કરેલું સત્ય કાલાતીત છે. ભૂતકાળમાં આ ઉપદેશથી જ માણસને વિશ્રાંતિ મળી છે. વર્તમાનકાળમાં પણ આ જ ઉપદેશ શાંતિ આપે તેવો છે. અને ભવિષ્યમાં પણ આવો જ ઉપદેશ માનવ-સમૂહને પરમાનંદ આપશે. કારણ કે સત્ય એક જ છે. હવે પાપોના સમૂહને-અંધકારને નાશ કરનારા આપના અમૃતતુલ્ય ઉપદેશની વાણીને આપ ફેલાવો. વસિષ્ઠ કહે છે, હે રઘુનંદન, હવે ઉત્તમ સિદ્ધાંતોથી અને સરળ દૃષ્ટાંતોથી ભરપૂર આ ઉપશમ પ્રકરણની શરૂઆત કરું છું, તે એકાગ્ર ચિત્તથી સાંભળો. હે રામચંદ્ર, તામસ અને રાજસ જીવોથી જ આ સંસારરૂપી માયા ટકી રહી છે. સાત્ત્વિક વૃત્તિવાળા, જીવાત્માઓ તો આ માયાને લીલામાત્રમાં છોડી દે છે. અથવા ઉત્તમ કોટીના મનુષ્યોની બુદ્ધિ સત્ય તરફ સ્વાભાવિક રીતે જ જાય છે. તેમનું મન બહિર્મુખ થતું નથી. સર્વત્ર બ્રહ્મદર્શન જ કરવાનો પ્રયત્ન કરે છે. પોતાની રુચિ અનુસાર પોતાની બુદ્ધિથી જ વિચાર કરીને જ્યાં સુધી જાણવા યોગ્ય વસ્તુને જાણવામાં ન આવે ત્યાં સુધી તે વસ્તુ મળતી નથી. હે રામ તમે બુદ્ધિશાળી છો, નીતિમાન છો, ધીર છો. ઉત્તમ કુળમાં જન્મેલા અને પ્રધાનપણે સાત્ત્વિક વૃત્તિના છો. આ ક્ષણભંગુર સંસારના વાસ્તવિક સ્વરૂપનો સ્થિર બુદ્ધિથી વિચાર કરો. પામર, વિષયી મનુષ્યોની માફક સંસારના પદાર્થોમાં અનુરક્તિનો ત્યાગ કરો. સત્ત્વને જ વળગી રહો. જે આદિમાં અને અંતમાં અવિચળ રહે, જેના સ્વરૂપમાં કોઈ

પણ કાળે, લેશમાત્ર પરિવર્તન ન થાય તે જ સત્ય કહેવાય. આદિમાં અને અંતમાં જે વસ્તુ રહેનાર ન હોય તેને સત્ય કહેવાય નહિ વિનાશી પદાર્થોમાં જેનું મન આસકત થાય છે તે માણસ પશુ જેવો છે. તેનામાં વિવેકનો ઉદય થઈ શકે જ નહિ

રામચંદ્રજી કહે છે કે આ સંસારમાં મન જ માણસને મુકિત આપે છે અને મન જ બંધનમાં નાખે છે એ વિચાર તો મેં ગ્રહણ કર્યો છે માટે આ મનનો ઉદ્ધાર કરવાનો શો ઉપાય છે, તે કૃપા કરીને આપ મને કહો આપ રઘુવંશીઓના કુલગુરુ છો. આપ જ તેમના હૃદયમાં રહેલ અંધકારને નષ્ટ કરવા સમર્થ છો.

વસિષ્ઠ કહે છે, હે રામ પ્રથમ તો ઉત્તમ કોટિનાં શાસ્ત્રોના અનુશીલનથી, સંતસમાગમથી અને ઉપાસનાથી મનને નિર્મલ બનાવો, વૈરાગ્યવાન બનાવો. નાશવંત પદાર્થો પ્રત્યે આસકિતથી મુકત કરો. મન શુદ્ધ થાય એટલે સઘળું જગત બ્રહ્મથી ભરપૂર જોવામાં આવે છે જેમ નીચે જતું જળ, સઘળી રેતીને દૂર કરી નાખે છે, તેમ બ્રહ્મવિદ્યાનો વિચાર કરનારું મન, સઘળા દોષોને નિર્મૂળ કરી નાખે છે. સોના સાથે બીજો પદાર્થ મિશ્રિત થયો હોય તો સોની તે જાણી શકે છે અને તેને અલગ પણ કરી શકે છે, તેમ આત્મા અને દેહોનુ પૃથક્‌પણું વિવેકીને જ જણાય છે. હે શ્રોતાજનો, આત્માને તમે નહિ જાણો ત્યાં સુધી જ તમે સુખદુ:ખનાં દ્વન્દ્વોને આધીન રહેશો. આત્માનુભૂતિ થયા પછી આ દ્વન્દ્વો અદૃશ્ય થઈ જાય છે. માટે તમે તમારા આત્માને દેહથી જુદો પાડીને સ્વસ્વરૂપમાં સ્થિર થાઓ, સ્વસ્થ થાઓ આ કાર્યમાં વિલંબ કરવો તે ઉચિત નથી. કારણ કે તેમ કરવાથી વિવેકની ઊણપને લીધે જ તમે દુ:ખી થશો! કમળ જળમાં રહે છે તોપણ તે અસંગ રહે છે તેમ આત્મા દેહમાં રહેલો છે પણ તેનાથી ન્યારો છે. એ ખરેખર આશ્ચર્યજનક છે કે આવું અત્યંત સરળ અને સામાન્ય બુદ્ધિવાળાને પણ પરિશ્રમ વિના સમજાય તેવું સત્ય ગ્રહણ કરતાં મનુષ્યો અચકાય છે. વાસ્તવિક રૂપે બ્રહ્મ અને જીવ જુદા નથી હું ઊંચા હાથ કરીને કહું છું કે, આત્માના સ્વરૂપને વીસરી ગયેલું મૂઢ મન જ્યાં સુધી મલિન પાણીથી ભરપૂર સંસાર-

# ૨૦ : પરમ સાધ્ય માટે ગુણવત્તાનો ક્રમ

ઉપશમ પ્રકરણની શરૂઆતમાં વસિષ્ઠ રામચંદ્રને કહે છે: હે રામ, મેં તમને ઘણીવાર કહ્યું છે કે અવિદ્યાજન્ય દેહાધ્યાસનો ત્યાગ કરો, તમારા પોતાના અમલ પરિપૂર્ણ સ્વરૂપમાં સ્થિત થાઓ. તેમાં જ સતત નિષ્ઠા રાખો. પાપોથી, મળોથી રહિત થાઓ, વિકલ્પોના સમૂહથી છૂટા થાઓ, મેધાવી થાઓ, સ્વધર્માનુસાર વ્યવહારને અનુસરો, કર્મ અને તેના ફળમાં આસક્તિ રાખો નહિ. પરમાનંદની પ્રાપ્તિનો આ જ માર્ગ છે. વાસના અને અનુરક્તિને આધીન પામર જંતુને પરમ શાંતિ મળી શકે જ નહિ. હે રામ, હું સઘળો વ્યવહાર કરું છું ને નથી પણ કરતો, કારણ કે મને કર્તૃત્વભાવના નથી. મારા સાન્નિધ્યમાત્રથી જ સર્વ ક્રિયાઓ થયા કરે છે. જે મનુષ્ય વ્યવહારમાં રહીને, સાક્ષી તરીકે વર્તે છે તે મુક્ત જ છે. કર્મ અને જ્ઞાનનો વિરોધ નથી. અહંતા—મમતાયુક્ત કર્મ અને જ્ઞાનનો વિરોધ છે. જેમાં બુદ્ધિતત્ત્વનો અવિર્ભાવ થયેલો છે, જેમાં વિવેકનો ઉદય થઈ શકે છે, એવા મનુષ્યના અવતારને પ્રાપ્ત થઈને, જે નર હું કર્મ કરું છું એવું અભિમાન રાખે છે તે ખરેખર નિંદ્ય છે. એવા અજ્ઞાનગ્રસ્ત જીવાત્માઓનું આ સંસારચક્રમાં આવાગમન થયા કરે છે. સ્વર્ગમાંથી નરકમાં જાય છે અને નરકમાંથી પાછા સ્વર્ગમાં શુભ-અશુભ કર્મ અનુસાર આવજા કર્યા કરે છે. એક દુઃખમાંથી બીજા દુઃખનો અને એક ભયમાંથી બીજા ભયનો અનુભવ કર્યા કરે છે. કેટલાએક અતિ દુષ્ટ કર્મો કરનારા જીવાત્માઓ, પશુ-પક્ષીની યોનિમાં પણ અવતરે છે. જ્યાં સુધી જીવ અવિદ્યાને વિવશ રહે છે, ત્યાં સુધી આ કાર્યક્રમ અવિરત ગતિથી ચાલ્યા જ કરે છે, થોડા સુસંસ્કારી મનુષ્યો જ સત્ત્વગુણનો આશ્રય કરીને પોતાના અસલ સ્વરૂપનો વિચાર કરે છે, વિનાશી પદાર્થો પ્રત્યે અનાસક્તિ કેળવે છે. સર્વ પ્રકારની ક્ષુદ્ર વાસનાઓનો પરિત્યાગ કરી, સર્વાત્મભાવ અને સાક્ષીભાવ રાખી આ સંસારમાં વિહાર કરે છે. જે જીવાત્મા રજોગુણમિશ્રિત સાત્ત્વિક જન્મવાળો હોય, તે સત્સંગથી, સ્વપ્રયત્નથી આ જન્મમાં જ મુક્ત થાય છે. ચિત્તમાં સત્તાનું પ્રાધાન્ય હોવાથી, સ્વાભાવિક રીતે જ તેનું મન આત્મા (પરમતત્ત્વ) તરફ આકર્ષાય છે અને વૈરાગ્યાદિ સંપત્તિ, તેને તુરત જ પ્રાપ્ત

થાય છે. આવા મનુષ્યના અંતઃકરણમાં અભય, વિશાળતા, શ્રેષ્ઠતા, પ્રિયતા, સમત્વ વગેરે સદ્‌ગુણોનો નિવાસ સહજ હોય છે તેનું મન હર્ષશોકની ક્ષણિક ઊર્મિઓથી મુકત હોય છે. હરેક અવસ્થામાં, હરેક સ્થિતિમાં તે સમતાને ધારણ કરે છે. જેમ શરદ ઋતુમાં આકાશ શુદ્ધપણાને પ્રાપ્ત થાય છે તેમ આવા છેલ્લા જન્મવાળા મહાત્માનું ચિત્ત, સર્વ પ્રકારના કલેશોથી રહિત હોય છે. એવા ઉત્તમ આચારવાળા લોકો તરફ, સંસારી જીવાત્માઓ પોતાની ભૂમિકા અનુસાર કેટલાએક માનદૃષ્ટિથી જુએ છે. અને કેટલાએક તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. આવા બંને પ્રકારના લોકો તરફ એની સમદૃષ્ટિ હોય છે. આવો ઉચ્ચ કોટિનો જીવાત્મા પરમાત્માની સાથે પોતાની એકતાનો અનુભવ કરવાનો પ્રયત્ન કરે છે પ્રથમ મનન કરે છે, પછી નિદિધ્યાસન કરે છે. આવા મનુષ્યો અન્ય જીવન્મુકત મહાત્માઓનું સેવન કરે છે તેમનો ઉપદેશ ગ્રહણ કરે છે, તે પ્રમાણે આચરણ કરવાનો સતત પ્રયત્ન કરે છે, તેમનામાં તીવ્ર સંવેગ હોય છે. પરમસિદ્ધિ પ્રાપ્ત કરવાની ધગશ હોય છે, અનુભવ અને મનોબળ હોય છે, તેઓ મનની ચંચળતાને વિવશ થતા નથી પોતાના સ્થાનમાં બેઠા બેઠા જ સંપૂર્ણપણે સ્વાશ્રયી થઈને પરમ પુરુષાર્થની પ્રાપ્તિ કરે છે.

વસિષ્ઠ કહે છે, હે કમળનયન રામચંદ્ર, લાંબા કાળ સુધી સત્સંગ કરીને, શાસ્ત્રોનું અનુશીલન કરીને, સિદ્ધ ગુરુઓની સેવા કરીને, જ્ઞાનપ્રાપ્તિનો ક્રમ સર્વ મનુષ્યને માટે સાધારણ છે હે રામ, આ સંસારના ચકડોળમાં સપડાયેલા જીવાત્માઓ માટે મોક્ષ આપે એવા બે જ ઉત્તમ ક્રમ છે. સત્સંગથી, શાસ્ત્રાધ્યયનથી, ગુરુના સેવનથી, એક જ જન્મમાં અથવા અનેક જન્મોમાં મુકિત પ્રાપ્ત થાય તે પ્રથમ ક્રમ છે. પોતાની મેળે જ વિચાર કરીને, વ્યુત્પન્ન ચિત્તવાળા માનવને, આકાશમાંથી પડેલા ફળની માફક અનાયાસે મુકિત મળે તે બીજો ક્રમ છે. પૂર્વજન્મોમાં પ્રયત્ન કરેલો હોય તો જ આ શકય બને છે. અથવા પરમાત્મા પોતે અવતાર અથવા કોઈ સિદ્ધવિભૂતિ સ્વેચ્છાએ, લોકસંગ્રહ માટે મનુષ્યદેહ ધારણ કરે તોપણ આ ઘટના બને છે.

વસિષ્ઠ કહે છે હે રામચંદ્ર, આ વિષયમાં હું એક કથાનક કહું

છુ તે એકાગ્ર ચિત્તથી સાંભળો વિદેહ દેશનો જનક નામનો એક રાજા છે તેની સઘળી વિપત્તિઓ નાશ પામી છે તેનાં પાપ પુણ્યરૂપી પ્રતિબંધો ટળી ગયા છે. આ રાજા ઉદાર બુદ્ધિના છે, અનાસકત છે, શૂરવીર છે, વીર્યવાન છે, યાચક લોકોને કલ્પવૃક્ષને સમાન છે, મિત્રોને સૂર્ય સમાન છે, શત્રુઓને યમ સમાન છે, વિષ્ણુ ભગવાનની માફક પૃથ્વીનું પાલન કરે છે, સજ્જનો રૂપી રત્નોને સમુદ્ર સમાન છે નવપલ્લિવત લતાઓથી અને કોમળ પક્ષીઓના મધુર સ્વરથી અતિ પ્રિય લાગતી વસંતઋતુમાં વિહાર કરવા તે જનક રાજા એક દિવસ ઉપવનમાં ગયો તે બગીચો રંગબેરંગી સુગંધીદાર પુષ્પોથી ભરપૂર હતો. એ બગીચામાં જઈ રાજાએ પોતાના નોકરોને દૂર કર્યા અને પોતે એકાંતનો આનંદ લેવા, સુવ્યવસ્થિત રીતે ગોઠવેલા પર્વતોની કુંજોમાં આમતેમ ફરવા લાગ્યો હે રામચંદ્ર, રાજા આવી ક્રીડામાં નિમગ્ન હતો ત્યારે ગુફાઓમાં જ ફરનારા અને સ્વસ્વરૂપમાં જ સ્થિતિવાળા સિદ્ધ પુરુષો આત્માનો સાક્ષાત્કાર કરાવનારી, ગીતાઓ અદૃશ્ય રહીને બોલવા લાગ્યા. કેટલાક સિદ્ધો બોલ્યા. અજ્ઞાનગ્રસ્ત પ્રાણીઓ દ્રષ્ટાપણાના અને દૃશ્યોના અધ્યાસને લીધે, ક્ષુદ્ર વિનાશી વિષયોમાં જ આનંદ માની લે છે, અને આ સંસારરૂપી ચકડોળ માં આમતેમ ઘૂમ્યા કરે છે સુખદુઃખનાં દ્વંદ્વોને આધીન થાય છે. અમે નિરાકાર આત્માના શ્રવણ, મનન, નિદિધ્યાસનથી ઉત્પન્ન થયેલી અખંડાકારરૂપ વૃત્તિ વડે અનુભવ કરીએ છીએ. તેનુ જ અનુસંધાન રાખીએ છીએ. કેટલાએક સિદ્ધો બોલ્યા 'અમે સર્વની ઉત્પત્તિના સાક્ષીરૂપ આત્માનું જ અનુસંધાન કર્યા કરીએ છીએ' કેટલાએક સિદ્ધોએ કહ્યું, 'આ જગત છે અને આ જગત નથી, આ ઉભય મત ધરાવનારાઓનું જે અધિષ્ઠાન ચૈતન્ય છે, જે ભાવાત્મક અને અભાવાત્મક જ્ઞાન, બન્નેનું પ્રકાશક છે, તેનું જ અનુસંધાન કાયમ રાખીએ છીએ' કેટલાએક સિદ્ધોએ કહ્યું. 'આ બ્રહ્માંડ જેમાંથી ઉત્પન્ન થયું છે, જેમાં તેની સ્થિતિ છે, જેમાં તેનો લય થાય છે તેથા આ વિશ્વરૂપે જે પ્રતીત થાય છે તે તત્ત્વનું જ અમે અનુસંધાન કાયમ રાખીએ છીએ.' કેટલાએક સિદ્ધો બોલ્યા, 'અમારો આત્મા સર્વત્ર સર્વરૂપ છે મન, વાણીથી પર હોવાથી ઉપનિષદોને પણ અગમ્ય છે, આવા આત્માનું અમે કાયમ અનુસંધાન રાખીએ છીએ.' કેટલાએક સિદ્ધો બોલ્યા: 'જે આત્મા, હૃદય-

રૂપી ગુફામાં વિરાજમાન છે, તેની સાથે એકતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાને બદલે, બીજા દેવોની માફક આમતેમ દોડયા કરે છે, તેઓ પોતાના હાથમાં રહેલા કૌસ્તુભ મણિને છોડી અન્ય રત્નોથી ઈચ્છા કરે છે.' કેટલાએક સિદ્ધો બોલ્યા: 'સઘળી આશાઓ છોડી દેવાથી જે ફળ મળે છે તે અમૂલ્ય છે, અનુપમ છે.' કેટલાએક સિદ્ધો બોલ્યા: 'જે પુરુષ ભોગ્ય પદાર્થોમાં અત્યંત નીરસપણું અને વિનાશીપણું જાણવા છતાં પણ તે પદાર્થોમાં વાસના બાંધે છે, તે દુર્મતિવાળો છે. તેને મનુષ્ય નહિ પણ ગર્દભ સમજવો.' કેટલાએક સિદ્ધો બોલ્યા: 'જેમ ઈન્દ્રદેવ વજ્રથી પર્વતોને તોડી નાખે છે, તેમ ઈન્દ્રિયોરૂપી સર્પોને જેમ જેમ તેઓ ઊઠતા જાય તેમ તેમ વિચારથી તેમને તોડી નાખવા જોઈએ.' 'કેટલાએક સિદ્ધો બોલ્યા: 'ઇન્દ્રિયજન્ય અલ્પ સુખનો ત્યાગ કરી નિવૃત્તિરૂપ નિત્યાનંદ મેળવવો જોઈએ'

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, જનક રાજા, સિદ્ધોએ કહેલી ગીતાઓ સાંભળી, મનમાં ખેદ પામ્યો. પોતાના અનુચરોને બોલાવી, સાથે લઈ પોતે પોતાના પ્રાસાદમાં ગયો. એકાંતમાં તે રાજા આત્મનિરીક્ષણ કરવા લાગ્યો અને આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો· 'અજ્ઞાનતાને લીધે, આ સંસારમાં હું આમતેમ તણખલાની માફક ઘસડાયા કરું છું, તે છતાં જીવનમાં હું મારી મૂર્ખતાથી વિશ્વાસ રાખી રહ્યો છું. આનું કારણ એ જ છે કે મારામાં ગહન વિચાર કરવાની શકિત નથી. આ દેહ આદિમાં નહોતો અને અંતમાં રહેવાનો નથી. તે છતાં આવા વિનાશી દેહને ખરો માની તેમાં આસકિત રાખી, ધીરજ ધરી બેઠો છું. આ સંસારમાં કોઈ પણ પદાર્થ સ્થાયી નથી, તેથી મારી બુદ્ધિને કોઈ પણ વસ્તુમાં વિશ્રાંતિ મળી શકે તેમ નથી. મારે સર્વ દૃશ્ય, નાશવંત પદાર્થોની વાસના છોડી દેવી જોઈએ. અજ્ઞાની લોકોની ભોગો ભોગવવાની, દ્રવ્ય સંપાદન કરવાની જ પ્રકૃતિ જોવામાં આવે છે, તે નિન્દ્ય છે, કારણ કે પરિણામે તે દુઃખદાયક છે. સુખ તો કોઈ જ વાર પ્રાપ્ત થાય છે પણ દુઃખો તો પ્રત્યેક ક્ષણે આવ્યા કરે છે. આ રાજ્યાદિનું સુખ તો ક્ષણિક છે, માટે મારે તેની મમતા છોડી દેવી જોઈએ, અને જે વસ્તુ નિત્યાનંદ આપી શકે તેની જ અભીપ્સા રાખવી જોઈએ. સંસારમાં ચડતી, પડતી, ઉદય,

અસ્ત, રાત્રિ, દિવસ આવ્યા જ કરે છે. જે માણસોને અમુક સમયે મહાન ગણવામાં આવે છે, તેઓ થોડા સમયમાં જ નીચે પડે છે, જેમની લોકો પ્રશંસા કરે છે, તેઓ જ પાછા તિરસ્કારને પાત્ર થાય છે. આ બધું જાણવા છતાં પણ હું પ્રકૃતિના દાસ તરીકે વર્તન કરું છું. હું સમજું છું છતાં મોહને આધીન થઈને એક ક્ષુદ્ર જંતુ તરીકે વર્તન કરું છું. હું એક બાળકની માફક કલ્પી લીધેલી મમતાથી વ્યાકુળ થયા કરું છું. પૂર્વના રાજાઓનાં રાજ્યો કયાં ગયાં અને પૂર્વના બ્રહ્માઓનાં બ્રહ્માંડો કયાં ગયાં? આ દેહ હું છું એ કલ્પના જ ખોટી છે. આ જ સર્વ પ્રકારના કલેશોનું મૂળ કારણ છે. તે છતાં હું અહંકારરૂપી રાક્ષસના વળગાડવાળો થઈને મૂર્ખની માફક આમતેમ ભટકયા કરું છું. હજારો બ્રહ્માઓ આવ્યા અને ગયા, હજારો વિષ્ણુઓ આવ્યા અને ગયા. હજારો રુદ્રો આવ્યા ને ગયા, કાળ સર્વનું ભક્ષણ કરી જાય છે તે હું જાણું છું, છતાં મારા મનમાં આત્મવિચાર સ્ફુરતો નથી, એ ખરેખર શોચનીય છે. હું આજ સુધી વિરકત થયો નથી તેથી જ અતિ કષ્ટને પ્રાપ્ત થયો છું. મારા જેવા અધમ મનવાળો ખરેખર ધિક્કાર છે. સંપત્તિઓ રક્ષણ કરવા છતાં પણ અવશ્ય જતી રહે છે, માટે વાસ્તવિક દૃષ્ટિએ તે સંપત્તિઓ નથી પણ આપત્તિઓ જ છે. હું અત્યંત વિચાર વિનાના મૂર્ખ લોકોમાં ગણાવા યોગ્ય છું. કારણ કે મારામાં વિવેકબુદ્ધિનો ઉદય થયો નથી, સંસારના ક્ષણભંગુર પદાર્થો પાછળ મારું મન આમતેમ દોડયા કરે છે. સર્વ પ્રકારના કલેશોનું મૂળ કારણ મન જ છે. સંકલ્પોનો ઉપશમ કરીને, જો હું મનને શાંત કરી દઉં, તો આ સંસારરૂપી વૃક્ષ અવશ્ય પણ અદૃશ્ય થઈ જાય. મનરૂપી ચોર હવે મારી નજરે પડયો છે તેથી જ હું તેને મારી નાખીશ. સિદ્ધ લોકોએ મને અદૃશ્ય રહીને ગહન ઉપદેશ આપ્યો છે તે યથાર્થ છે, અમૂલ્ય છે, તેથી હવેથી હું તેને જ અનુસરીશ સર્વ તૃષ્ણાઓનો ત્યાગ કરી આત્મારૂપી મણિને જ જોયા કરીશ, અને જેમ મેઘ હિમાલય આદિ પર્વતોમાં, શરદ ઋતુમાં પણ સ્થિર રહે છે તેમ રાજ્યનું સંચાલન કરવાની ખટપટમાં પણ સ્થિર રહીશ, સમત્વ રાખી સર્વ કર્મો કરીશ. મહાન આત્માઓના ઉપદેશથી મને વિવેકજન્ય સુખ મળ્યું છે.

જનકરાજા આ પ્રમાણે પોતાના અંતઃકરણમાં પોતાની સાથે વાર્તાલાપ કરી રહ્યો હતો, તે વખતે એક દ્વારપાળ તેની પાસે આવ્યો, અને બોલ્યો : 'હે મહારાજ, આપ હવે ઊઠો અને રાજ્યના રિવાજ પ્રમાણે આપના કર્તવ્યનો પ્રારંભ કરો. મહાત્માઓએ સમય પ્રમાણે પોતાનું કાર્ય અવશ્ય કરવું જ જોઈએ.' દ્વારપાળની આવી વિજ્ઞપ્તિ છતાં, તે રાજા સંસારની અનિર્વચનીય વિચિત્ર સ્થિતિનું જ ચિંતન કરી રહ્યો. મનમાં ને મનમાં તે બોલ્યો: 'આ રાજ્યને સુખરૂપ ગણવામાં આવે છે, પણ તે ભ્રમણા જ છે. તે અલ્પ સમયને માટે જ છે; તેથી મારે આ ક્ષણભંગુર રાજ્યનું કાંઈ પ્રયોજન નથી. આ સઘળું ઝાંઝવાના જેવું મિથ્યા છે. તેથી મારે શાંત થઈને એકલું રહેવું તે જ ઉત્તમ છે. હે મન, તું વિષયોના ભોગથી સુખ મળે છે તે ભ્રમણાને છોડી દે. તેં ઘણા કાળ સુધી ભોગોને ભોગવ્યા છે, તે છતાં તને શાંતિ મળી નથી. આ અનુભવસિદ્ધ વાત છે. તેથી હવે વિષયવાસનાનો ત્યાગ કર. સ્થિર બુદ્ધિથી વિચાર કરી વિવેકનો આશ્રય લે, અને આત્માનું જ અનુસંધાન કર. આ પ્રમાણે વિચારમાં નિમગ્ન થયેલો જનકરાજા ચિત્ત શાંત થવાને લીધે નિશ્ચળ થઈને બેઠો. થોડીવાર સ્થિર રહીને પ્રશાંત મનમાં પ્રાણીજીવન વિષે, ફરીથી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો: 'આ સંસારમાં કઈ વસ્તુ સ્થાયી છે? અસ્થિર વસ્તુઓ સંપાદન કરવાનો પ્રયત્ન કરવાથી શો ફાયદો છે? હું સર્વદા શુદ્ધ ચૈતન્યસ્વરૂપ જ છું, મન અને દેહ ક્રિયાઓ કરે કે ન કરે તેથી મને હાનિ થવાની નથી તેમ લાભ પણ થવાનો નથી. પરમ પવિત્ર આત્માને, પરિપૂર્ણ હોવાથી હાનિ કે લાભ જ નહિ. આત્મા સર્વ પ્રકારના દ્વંદ્વોની પર છે. મન વાસનાઓથી રહિત રહે તો તેને ચલન અને અચલન એ બન્ને ફળમાં સરખાં જ છે. કર્તાપણું અને અકર્તાપણું મનને જ છે. માટે મનને જ કર્તાપણાના અને ભોક્તાપણાના આગ્રહરૂપી રોગથી રહિત કરવું એ જ સર્વોત્તમ માર્ગ છે. મારી બુદ્ધિ આત્મપદના દૃઢ નિશ્ચયવાળી થઈ છે.

આ પ્રમાણે વિચાર કરી, જનકરાજા, અભિમાનથી રહિત થઈને, રાજા તરીકે પોતાનું કાર્ય કરવા તત્પર થયો, કર્તૃત્વભાવનાનો અને સર્વ પ્રકારની

વાસનાઓનો ત્યાગ કરી તેણે પ્રાપ્ત થયેલી સર્વ ક્રિયાઓ કરવા માંડી સાક્ષી તરીકે નિર્લેપ રહીને સર્વ કાર્યો કરતાં કરતાં પણ જ્યારે સમય મળે ત્યારે ચિત્તને આ પ્રમાણે બોધ આપતો હતો હે ચિત્ત, કેવળ સાક્ષીને પામવાની ઇચ્છાથી, તું સ્વતંત્ર રીતે મોજ કર. તારે દૃશ્ય વસ્તુઓની સાથે લેશમાત્ર સંબંધ નથી. કારણ કે આ વસ્તુઓ યથાર્થ રીતે છે જ નહિ કેવળ કાલ્પનિક જ છે હે ચિત્ત, તું વિષયોના ચિંતવનરૂપી ચિતાને છોડી દે, સ્વસ્વરૂપમાં જ સ્થિતિ રાખવાનો આગ્રહ રાખ હે ચિત્ત, તું આમતેમ દડાની માફક નિરર્થક ઊછળ્યા કરે છે. હવે આ હાલકડોલક થવારૂપી ક્રિયાને છોડી દે, તું મોહરૂપી મેલને પ્રાપ્ત થઈને દીન, અભાગિયું ન થા. પરબ્રહ્મનો આશ્રય કરીને, તું અવિચળ પદમાં સ્થિર થા.

વસિષ્ઠ કહે છે હે રામચંદ્ર, જનકરાજા આ પ્રમાણે વિવેકસંપન્ન થઈને રાજ્યનાં સઘળાં કાર્યો કરવા લાગ્યો, ગ્રહણ અને ત્યાગ બન્ને પ્રકારની વૃત્તિઓનો તેણે ત્યાગ કર્યો. આકાશને જેમ ધૂળ અને વાદળાંરૂપી કલંકો લાગતાં નથી, તેમ જનકને પણ અહંતામમતારૂપી મલિનતાનો સ્પર્શ થતો નહોતો. તેનું ચિત્ત સ્ફટિક મણિના જેવું સ્વચ્છ હતું જેમ આકાશમાં વાદળાંના સ્પર્શ થી રહિત નિર્મળ સૂર્ય પ્રકાશે છે, તે પ્રમાણે જનકરાજાના હૃદયમાં મનના વિકારોથી આચ્છાદિત ન થયેલા આત્માનો પ્રબોધ ઉદય પામ્યો. એ રાજા આત્મામાં જ નિષ્ઠા બાંધીને, સર્વત્ર આત્માનું જ દર્શન કરવા લાગ્યો અને તેનું મન, આત્માના અખંડ અનુસંધાનને લીધે પૂર્ણ સમતાને પ્રાપ્ત થયું, હર્ષ અને શોકના આગન્તુક આવેગોથી મુક્ત થયું ત્યારથી જનકરાજા જીવન-મુક્ત તરીકે વ્યવહાર કરે છે રાજ્યમાં કાંઈ અનર્થ થવાથી ગ્લાનિ પામતો નથી અને અર્થો પ્રાપ્ત થવાથી રાજી થતો નથી. ભવિષ્યની ચિંતા કરતો નથી. અને ભૂતકાળમાં બની ગયેલી ઘટનાઓનું અનુસંધાન કરતો નથી, કેવળ વર્તમાનકાળના વિષયને પ્રસન્ન ચિત્તથી અનુસરે છે હે રઘુનંદન, એ રાજાને પોતાના વિચારથી જ આ બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત થઈ છે. જ્યાં સુધી વિચારોના આદિ અને અંતરૂપી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી મુક્ત મનુષ્યોએ પોતાના મનને આ પરમ પુરુષાર્થમાં જ લગાડવું જોઈએ, સંત પુરુષોના

આવે છે, ત્યારે ચૈતન્યરૂપી વિશાળ આકાશમા સ્વદર્શનરૂપી સૂર્ય પ્રકાશે છે આ ગ્રાહ્ય છે અને આ ત્યાજ્ય છે, એવી જાતના વિચારોને ત્યજી દઈને તમે નિર્દ્વન્દ્વ થઈ આત્મામા જ વિશ્રાંતિ કરો આનદસ્વરૂપ બ્રહ્મતત્ત્વ એક જ છે, તેનાથી ભિન્ન કોઈ વસ્તુ નથી, એ સત્ય મનમા સ્થિર કરવામા આવે તો અનુકૂળતાનો સવાલ જ ઉપસ્થિત થતો નથી બાહ્ય વિષયોમા થતા અભિમાનનો ત્યાગ કરવો, ઊભા રહેતા, ચાલતા, સૂતા અને શ્વાસ લેતા પણ, વિષયોના મિથ્યાપણાનો વિચાર કર્યા કરવો, તેમનાથી અલગતાનો અનુભવ કરવાનો પ્રયત્ન કર્યા કરવો, જેમ વૃક્ષના લાકડાના હાથાવાળા કુહાડાથી વૃક્ષને કાપી નાખવામા આવે છે, તેમ મનમા ઉત્પન્ન થયેલા, વિવેકથી જ મનોનાશ કરવો સંસારના સર્વ પદાર્થો અસ્થિર છે, અનિત્ય છે અધિષ્ઠાનરૂપે રહેલ આત્મા જ સત્ય છે, એવી બુદ્ધિનો આશ્રય કરો અને મનને પોતાની સ્વતત્ર શકિત નથી. ચૈતન્યની શકિતથી જ તે સર્વ ક્રિયાઓ કરે છે, તેથી મન જો પોતાના મૂળનું પોતાના અસલ સ્વરૂપનુ અનુસધાન કરે તો તે પરમ ચૈતન્યપણાને પ્રાપ્ત થાય છે એ૨ના માટે શાસ્ત્રોના અધ્યયન અને મનનથી, સત્સગથી, ઉપાસનાથી મનને પોતાના મૂળ તરફ વાળવુ જોઈએ મનરૂપી કલ્પના, મોહરૂપી મદિરાથી મત્ત થયેલ છે, તેથી જ વિષયોરૂપી ખાડામા, આળોટયા કરે છે તેમાથી, બહાર નીકળવાની તેને ઇચ્છા જ થતી નથી. જે પુરુષ રાગદ્વેષથી મુકત હોય છે, ઢેફાને, પથરાને, સોનાને સમાન ગણે છે, સસારની વાસનાઓથી પર હોય છે, તે જ મુકતયોગી કહેવાય છે આ મારુ છે, આ પારકુ છે, આ દહ હુ છુ, આવી ક્ષુદ્ર ભાવનાઓથી કર્મમા પ્રેરાય છે તે પામર છે, અજ્ઞાનગ્રસ્ત છે, મૂર્ખશિરોમણિ છે ચૈતન્યના સ્વભાવને લીધે, ચૈતન્યમા જે ચલનની પ્રતીતિ થાય છે, તે જ મન છે અને એ મનરૂપી સર્પના ફૂફાડા છે તે જ આ જગત છે, આત્મા પોતે જ્ઞાનસ્વરૂપ છે, શકિતસ્વરૂપ છે, આનદસ્વરૂપ છે, તે પોતાના અસલ સ્વરૂપમાથી ચલિત થયા વિના, સકલ્પ માત્રથી ભોકતૃવર્ગ અને ભોગ્યવર્ગમા વિભાજિત થાય છે પથરાની પૂતળી મદારીની પ્રેરણા વિના નાચતી નથી, તેમ સત્તા સામાન્યની પ્રેરણા વિના આ સસારની ગતિ શકય નથી. ચિત્રોમા ચીતરેલા રાજાઓ અને વસ્ત્રો

યુદ્ધ કરી શકતાં નથી, ચિત્રમાં આલેખેલાં ચંદ્રનાં કિરણો ઔષધિઓનું પોષણ કરી શકતાં નથી. ઝાંઝવાનાં જળથી તૃષા તૃપ્ત થતી નથી, મનઃકલ્પિત વનો છાયા આપી શકતાં નથી. તેમ સાક્ષીચૈતન્યના અસ્તિત્વ વિના મનની ક્રિયાઓ શક્ય નથી. મન જડ છે, શરીર પણ જડ છે, તેમને ગતિશીલ બનાવવા માટે ચૈતન્યની અનિવાર્ય આવશ્યકતા છે. હે રામચંદ્ર, આત્મામાં જે કલ્પના સ્વેચ્છાએ થઈ કેવળ લીલા માટે થઈ, તેને બુદ્ધિહીન, વિચારહીન, મનુષ્યોએ ખોટી અગત્ય આપી દીધી છે અને કાગનો વાઘ બનાવી દીધો છે. હે રામ, જેમની જ્ઞાનશકિત ભિન્ન ભિન્ન પ્રકારના સંકલ્પોથી ઘેરાયેલી હોતી નથી, તેઓ મનને પરમાત્માની શુભ પ્રભારૂપ જ જુએ છે, દેહાધ્યાસથી પોષાયેલ, મનરૂપી મેલી કલ્પનાને જીવ કહેવામાં આવે છે. હે રામ, બુદ્ધિ, જીવ, મન, અંતઃકરણ આ બધા પર્યાયશબ્દો છે. એક જ વસ્તુની ભિન્ન ભિન્ન ક્રિયાઓને જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. યથાર્થ દૃષ્ટિથી જોતાં, મન નથી, શરીર નથી, પ્રાણ નથી, જીવ નથી, જગત નથી, જે કાંઈ છે તે નિરાકાર, નિર્વિકાર અખંડ આત્મા જ છે તે આત્મા મન, બુદ્ધિ, ઈન્દ્રિયોથી પર હોવાથી તેમનાથી જાણી શકાતો નથી તેમનો આ વિષય નથી. એનું જ્ઞાન અપરોક્ષ અનુભૂતિથી જ થાય છે સંકલ્પોના અસ્તિત્વથી આત્માના સ્વરૂપમાં કાંઈ પરિવર્તન થતું નથી.

હે રામ, જેમ પદાર્થ લીન થાય છે, ત્યારે પદાર્થની છાયા પણ લીન થાય છે, તેમ આત્માનો આદ્ય સંકલ્પ જેને મુખ્ય પ્રાણ અથવા પરા શકિત કહેવામાં આવે છે, તે લીન થાય છે એટલે મન અને સંસાર પણ લીન થાય છે. ચૈતન્યમાં માત્ર કલ્પનાથી જ મનપણું ઊભું થયું છે. તેથી તે મિથ્યા છે. ચૈતન્ય પરિપૂર્ણ છે. તેથી તેનામાં કલ્પિત પદાર્થથી ખંડિતપણું કે અપૂર્ણપણું થવાનો સંભવ જ નથી. માટે હે રામ! ત્રૈલોક્યમાં મન નામનો પદાર્થ છે જ નહિ. એ સત્યને મનમાં સ્થિર કરો, સર્વ સંકલ્પોનો પરિત્યાગ કરો. જેનું સ્વરૂપ નથી, જેનું યથાર્થ દૃષ્ટિથી અસ્તિત્વ નથી, એવા મનના આવેગોને આધીન થઈને માણસો વર્તન કરે છે તે ખરેખર આશ્ચર્યજનક છે. મન જ બંધ અને મોક્ષનું કારણ છે. શત્રુઓને મારનારી સામગ્રીવાળા શૂરવીર

લોકો પણ મનને જીતવાનું સામર્થ્ય દાખવી શકતા નથી એ કેટલું મૂર્ખાઈ ભરેલું છે. આને જ માયા કહે છે. જે પદાર્થ અતિ તુચ્છ છે, તે બુદ્ધિશાળી માનવને આમતેમ ભમાવે છે. સંસારમાં અવિદ્યા અને તજજન્ય દુઃખ મૂર્ખાઈને લીધે જ છે, તેથી વિચારથી તે નષ્ટ થઈ શકે છે.

સંસારથી આત્માને દુઃખ થાય છે, આ માન્યતા ભૂલભરેલી છે. કવિએ કરેલું યુદ્ધનું વર્ણન કવિને દુઃખ આપી શકતું નથી. જે મનુષ્ય મન ઉપર આધિપત્ય મેળવવાનું સામર્થ્ય ધરાવતો ન હોય તે ઉપદેશને યોગ્ય જ નથી. આવો મનુષ્ય વિષયાસકત હોય છે, ગહન વિચાર કરવાની શકિતનો તેનામાં અભાવ હોય છે. તેથી તે ઉપદેશને ગ્રહણ કરવામાં અશકત હોય છે. એ અત્યંત ખેદની વાત છે કે મૂર્ખ લોકો પોતાની મૂર્ખતાને લીધે જ સૃષ્ટિને અનાવશ્યક અગત્ય આપે છે. લીલામાત્ર ગણવાને બદલે સત્ય માને છે. સંસારમાં માયાધીશ તરીકે વિહાર કરવાને બદલે એક પામર, દીન, માયાધીન, જંતુ તરીકે વર્તન કરે છે અને ધન કે સત્તા થોડા સમય માટે મળે એટલે મિથ્યાઅભિમાનથી ફુલાઈ જાય છે. વાસ્તવિક દૃષ્ટિએ જોતાં અલ્પાત્મા હોવા છતાં તેઓ પોતાને મહાન ગણવા લાગે છે

## ૨૧ : સર્વ અનર્થનું મૂળ તૃષ્ણા

ઉપશમ પ્રકરણના ૧૪ મા સર્ગમાં શ્રી વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર જેઓના ચિત્તમાં આ ભવસાગરના વિષયો પ્રત્યેનું આકર્ષણ શમી ગયેલું નથી, જેઓ વિદ્વાન મનુષ્યોના સંપર્કમાં આવવા છતાં પણ વિનાશી પદાર્થો તરફ અનાસકિત કેળવી શકતા નથી, જેઓ આ ક્ષણભંગુર સંસારમાં તણખલાની માફક આમતેમ ઘસડાવાનું જ પસંદ કરે છે, તેઓને હું મારો અમૂલ્ય ઉપદેશ આપતો નથી. જે મનુષ્ય આંધળો હોય તેની આગળ વિચિત્ર મંજરીઓથી શોભી રહેલા વનનું દૃશ્ય કોણ રજૂ કરે, જેની નાસિકા કામ આપતી ન હોય તેની આગળ સુગંધીદાર પદાર્થો કોણ મૂકે, જે બહેરો હોય તેને શાસ્ત્રીય સંગીત કોણ સંભળાવે? જેનામાં બુદ્ધિનો વિકાસ બિલકુલ થયો ન હોય તેવા મૂર્ખને કોણ શિખામણ આપે? જેણે મનરૂપી સર્પને જીત્યો ન

હોય તેને કોણ ઉપદેશ આપે? જે અક્કલહીન પુરુષે મનને જીત્યું ન હોય, તે ઝેર ખાધા વિના જ ઝેરની મૂર્છાથી મરી જાય છે. વ્યવહાર સંબંધી જે જે શક્તિઓ છે, તે સઘળી પરમાત્માની જ રશ્મિઓ છે. મન જેવી તુચ્છ વસ્તુએ જગતને આંધળું બનાવી દીધું છે તે ખરેખર આશ્ચર્યજનક છે. અવિદ્યાગ્રસ્ત પામર જંતુઓ, મનને આધીન થવાથી જે કલ્પિત દુઃખ ભોગવે છે, તે જોઈને મારી બુદ્ધિ કરુણાથી દબાઈ જાય છે, જે દુઃખ કોઈ કારણથી ઉત્પન્ન થયું હોય તે કારણનું નિવારણ કરવાથી ટાળી શકાય, પણ જે દુઃખ કેવળ કલ્પિત છે, તે તો જ્ઞાનથી જ ટળે. મૂર્ખ માણસ કોઈ સાચા કારણથી નહિ, પણ ખોટા કારણથી જ દુઃખ પામે છે. જળચરો અને મૂર્ખ લોકો દુઃખ ભોગવવા જ જન્મે છે, અજ્ઞાન અવસ્થામાં પડી રહેવામાં જ તેમને આનંદ આવે છે. જ્ઞાનને ગ્રહણ કરવાની તેમને અભીપ્સા નથી, તેથી તેમને માટે ખેદ કરવો એ વૃથા છે. અસંખ્ય પ્રાણીઓ, સંસારમાં જન્મે છે અને મૃત્યુને શરણ થાય છે, તેમને માટે હર્ષ શોકનો ત્યાગ કરવો જોઈએ. આ સંસારની ગડમથલમાં જ્યાં સુધી અવિદ્યાનું સામ્રાજ્ય છે ત્યાં સુધી આવી સ્થિતિ ચાલ્યા જ કરવાની. તેથી તેમાં રાજી થવું યોગ્ય નથી તેમ કલ્પાવું પણ યોગ્ય નથી. જે પુરુષ દયાથી દુર્બુદ્ધિમાનોનાં (અવિદ્યામાં જ રચ્યાપચ્યા રહેનારા અને તેમાં જ આનંદ માનનારા વિવેકહીન જનોનાં) દુઃખો ટાળવાનો પ્રયાસ કરે છે તે પોતાના હાથમાં રહેલા છત્રથી સઘળા આકાશને તડકા વિનાનું કરવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે તેમ તમે સમજો.

હે રામચંદ્ર, તમે આ મનરૂપી, અજ્ઞાનતામાં બાંધી રાખનારી સાંકળને વિવેકથી તોડી નાખો. આત્મારૂપી સિંહને મનરૂપી પિંજરામાંથી મુક્ત કરો. આ મનરૂપી રાક્ષસ જો ચિત્તમાંથી દૂર થાય તો પછી માનવ સઘળાં દુઃખોથી અને વ્યાકુળતાથી રહિત થાય છે. તેનામાં ભય જેવી ચીજ રહેતી જ નથી. તમે સર્વ પ્રકારની તૃષ્ણાઓથી રહિત થયા છો, સાત્ત્વિક અહંકારના અતિ સૂક્ષ્મ પડદાને જ તમારે દૂર કરવાનો છે. તે પ્રમાણે સત્વર કરી પરમ પદને પામો અને તેમાં જ સ્થિર થાઓ.

હે રામચંદ્ર, આ મનની સત્તા જ સંસારના બીજરૂપ છે. સંસાર તેના

અંકુરોરૂપે છે. મનને આધીન થવાથી આત્મા દીનતાને પામે છે. નર હોવા છતાં પશુ તરીકે વર્તન કરે છે. દેહને અને મનને હું છું એમ માને છે અને આધિ તથા વ્યાધિને આધીન થાય છે તૃષ્ણા જ મહામોહને ઉત્પન્ન કરે છે, તેમાં વધારો કર્યા કરે છે, માનવને મૂર્છિત કરી નાખે છે. આ તૃષ્ણારૂપી બંધનમાં ન ફસાય તેવા મહાત્માઓ દુર્લભ હોય છે, દુનિયાનાં સઘળાં દુઃખો તૃષ્ણારૂપી લતાનાં ફળ છે. આ તૃષ્ણા, અદૃશ્ય રહીને માનવના શરીરમાં ચિંતા ઉત્પન્ન કર્યા કરે છે અને રુધિર આદિને ખાધા કરે છે, તૃષ્ણારૂપી બેડીમાં બંધાયેલો માનવ રાંક થઈ જાય છે, સામર્થ્યહીન થાય છે, નીચતાને પામે છે, પશુતુલ્ય જીવન ગાળનારો થઈ જાય છે જ્યારે તૃષ્ણારૂપી કાળી રાત્રિઓ જતી રહે છે, ત્યારે જ ઉપશમરૂપી શુક્લ પક્ષની શરૂઆત થાય છે, અને મનમાં શીતળતા અને પ્રકાશ વૃદ્ધિ પામ્યા કરે છે મૃગ ખાડામાં ઊગેલા ઘાસની સળીને અનુસરીને પડે છે તેમ તૃષ્ણાધીન માનવ ઉત્તરોત્તર વધારે ને વધારે કષ્ટમાં સપડાતો જાય છે. સ્વર્ગલોકોનાં સુખો ભોગવવાની તૃષ્ણા પણ બંધનકારક છે. વૈરાગ્ય એટલે મૂળ પ્રકૃતિથી માંડીને, બ્રહ્માંડના સર્વ નામરૂપાત્મક, સ્થૂળ-સૂક્ષ્મ પદાર્થો પ્રત્યે આસક્તિનો ત્યાગ, આત્મા સિવાયના અન્ય સર્વ વિષયો પ્રત્યે અનુરક્તિનો સદંતર અભાવ. સંસારી જીવાત્માઓની સત્તા, ઊર્મિ, વિષયભોગ વગેરે સર્વ પ્રવૃત્તિઓ તૃષ્ણાપ્રેરિત હોય છે. હે રામચંદ્ર, તમારે પ્રકૃતિના દાસ તરીકે નહિ પણ મુક્ત તરીકે જીવન વ્યતીત કરવું હોય તો સંકલ્પને ત્યજી દો. સંકલ્પ વિના મનનું અસ્તિત્વ શક્ય નથી અને મન વિના તૃષ્ણા શક્ય નથી. આ 'દેહ હું છું' આવી અહંતારૂપી ક્ષુદ્ર ભાવનાને વિવેકરૂપી તલવારથી કાપી નાખો અને સંસારમાં નિર્ભય થઈને સાત્ત્વિક થઈને વિચરો.

રામચંદ્ર મનમાં શંકા થવાથી પૂછે છે, હે મહારાજ, આપ અહંકારને—દેહભાવનાને ત્યજી દો, એમ કહો છો. પણ અહંકાર ન હોય તો શરીર કેમ રહે અને શરીર વિના ક્રિયા કેમ સંભવે? મારી માન્યતા પ્રમાણે અહંકાર જ દેહને ટકાવી રાખે છે, આ અહંકાર કેવી રીતે છોડવો તે આપ મને બરોબર સમજાવો.

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, શાસ્ત્રોમાં પારંગત વિદ્વાન માનવોએ

વાસનાઓનો ત્યાગ બે પ્રકારનો કહેલો છે. જીવનમુક્ત 'ધ્યેય' વાસનાનો ત્યાગ કરે છે, વિદેહમુક્ત 'જ્ઞેય' વાસનાનો ક્ષય કરે છે. મનની સાથે પોતાના સ્વરૂપનો વિચાર કરીને, એવો નિશ્ચય કરવામાં આવે કે 'હું દેહ નથી અને દેહાદિક મારાં નથી.' અને આ નિર્ણયને દૃઢપણે વળગી રહીને અભિનિવેશ વિનાની બુદ્ધિથી લીલા માત્ર જેવી ક્રિયાઓ કરવામાં આવે, તેને ધ્યેય નામનો વાસનાત્યાગ કહેવામાં આવે છે. આ ત્યાગમાં કર્તૃત્વભાવનાનો ત્યાગ કરવાનો છે, કર્મનો નહિ. તેથી આવા મહાનુભવને જીવનમુક્ત કહેવામાં આવે છે. જીવનમુક્તને દેહાધ્યાસ હોતો નથી. તે પોતે પરમાત્માના સતત સંપર્કમાં રહેવા છતાં, પોતાને પરમાત્માનો એક અંશ જાણે છે. દેહોથી તે નિર્લેપ રહે છે, દેહોથી તે પર છે એવું તેને જ્ઞાન હોય છે.

સર્વ જગત બ્રહ્મસ્વરૂપ જ છે. બ્રહ્મ જગતનું નિમિત્ત અને ઉપદાન-કારણ છે, આ સંસાર બ્રહ્મની કલ્પના માત્ર છે, તેનો વિવર્ત છે, આવો નિશ્ચય કરીને, જ્ઞાનપ્રાપ્તિની ભૂમિકાના અભ્યાસના ક્રમથી, વાસનાઓનો અહંતા—મમતાનો ત્યાગ કરવામાં આવે, અને દેહનો પણ ત્યાગ કરીને બ્રહ્મલીન થઈ જવાય તેને 'જ્ઞેય' નામનો વાસનાક્ષય કહેવામાં આવે છે. જે પુરુષ દેહમાં 'હુંપણા'ની અવિદ્યાજન્ય વાસનાનો ત્યાગ કરી લોકસંગ્રહ માટે યોગ્યવ્યવહાર કરતો હોય તે જીવન્મુક્ત કહેવાય છે. સાધકે આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. જેમનો આદર્શ આત્મજ્ઞાન હોય, એવા સાધકની સર્વ પ્રવૃત્તિ, સ્વહિતાર્થ નહિ પણ સર્વહિતાર્થ હોય છે, લોકસંગ્રહાર્થે હોય છે, કારણ કે સર્વ જગતને અને જગતનાં સર્વ પ્રાણીઓને તે આત્માના આવિર્ભાવરૂપે જ જુએ છે. સામાન્ય ખ્યાલ એવો હોય છે કે જ્ઞાની અથવા ભક્ત વ્યવહાર કરતી વખતે તો અહંતા—મમતાથી પ્રેરાય તેમાં વાંધો નહિ. ભક્તિ અથવા ધ્યાન કરતી વખતે જ પરમાત્માનું અનુસંધાન રાખવાનો પ્રયત્ન કરવો. વ્યવહાર કરતી વખતે પરમાત્મા સર્વવ્યાપક છે એ સત્યની અવગણના કરવામાં વાંધો નહિ. આ મિથ્યાચાર જ છે. અને તે રીતે વર્તનાર મિથ્યાચારી છે. જ્ઞેયવાસનાનો જેણે ત્યાગ કર્યો હોય છે તે વિદેહમુક્ત કહેવાય છે. હે રામચંદ્ર, જનકાદિ રાજાઓ ધ્યેયવાસનાનો ત્યાગ કરીને જીવન્મુક્ત

છે અને લોકસંગ્રહાર્થ જગતમા વિચરે છે ક્ષેયવાસનાનો ત્યાગ કરનાર વિદેહ મુક્ત પુરુષ અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપમા જ રહે છે આ બન્ને મુક્તિના વિષયમા સરખા છે બન્નેમા અહતા—મમતાનો ત્યાગ સરખો હોય છે એક જ્ઞાનની પ્રાપ્તિ કર્યા પછી પણ વ્યવહારમા રહે છે, બીજો બ્રહ્મલીન થાય છે પહેલાને દેહ સ્ફુરે છે, બીજાને દેહ સ્ફુરતો જ નથી જીવન્મુક્ત પુરુષને વ્યવહારમા રહ્યો હોવા છતા પણ સુખ-દુખના, હર્ષશોકના દ્વદ્વો સ્પર્શ કરી શકતા નથી, એને કોઈ પણ વિનાશી પદાર્થમા આસક્તિ હોતી નથી આ મારુ છે અને આ પારકુ છે એવા ક્ષુદ્રતાજન્ય વિચારોને એના વિશાળ અને પવિત્ર ચિત્તમા સ્થાન હોતુ જ નથી તેનુ ચિત્ત, હર્ષ, શોક, રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, ભય વગેરે વિકારોથી મુક્ત હોય છે નિરતર શાત, પ્રસન્ન હોય છે, નિર્મળ હોય છે, તેનામા સમદૃષ્ટિ હોય છે, પૂર્ણ ચદ્રમાની માફક તે સર્વદા, સ્વાભાવિક હર્ષથી પ્રફુલ્લિત રહે છે

વસિષ્ઠ કહે છે, હે રામચદ્ર, વિદેહમુક્ત પુરુષો તો બ્રહ્મનિષ્ઠ હોય છે, નિરાકાર, નિર્વિકાર હોય છે, એટલે તેમનુ વર્ણન થઈ શકે નહિ બ્રહ્મ મન વાણીથી પર છે તેથી મન વાણી તેનુ વર્ણન કરવાને અસમર્થ છે માટે જીવન્મુક્ત માનવની સ્થિતિનુ જ વર્ણન હુ તમને કહુ છુ (ભગવદ્ગીતામા સ્થિતપ્રજ્ઞના જે લક્ષણો આપવામા આવ્યા છે, તેનુ જ બીજી રીતે વસિષ્ઠ સમર્થન કરે છે આ સદ્ગુણો સાધકે સ્વપ્રયત્નથી મેળવવાના છે સિદ્ધાવસ્થામા તે સ્વાભાવિક થાય છે આ ગુણો સપાદન કરવાનો જે પ્રયત્ન કરે તે જ સાધક કહેવાય કેવળ જ્ઞાનપ્રધાન કે ભક્તિપ્રધાન પુસ્તકોનુ અધ્યયન કરવાથી જ સાધક થવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી ) હે રામચદ્ર, વિષયોમા લપટતા અને દિનપ્રતિદિન વધતી જતી તૃષ્ણા એ જ બધનરૂપ છે અમુક વસ્તુ મને મળે એવી વાસના થવી એ અપૂર્ણતાનુ ચિહ્ન છે આત્મા સર્વ રીતે પરિપૂર્ણ છે તેની સર્વ ક્રિયાઓ વાસનાજન્ય હોતી નથી, પણ સકલ્પજન્ય હોય છે, લીલા માટે જ હોય છે, ભોગો ભોગવવાની ઈચ્છાથી નહિ આનદસ્વરૂપ આત્માને અન્ય કોઈ પણ પદાર્થની આનદ માટે આવશ્યકતા નથી પ્રશાત સમુદ્રની માફક સ્થિર થાઓ સ્વસ્વરૂપથી ચલાયમાન થાઓ નહિ આત્મા

જન્મમરણથી રહિત છે માટે નામરૂપાત્મક શરીરોના તથા પદાર્થોના આવા ગમનોથી ક્ષોભ પામવો નહિ સતત બ્રહ્મબુદ્ધિ રાખો દીનતાને આધીન થઈને જીવન ગાળવુ એ બુદ્ધિપ્રધાન માનવને શોભતુ નથી મનુષ્યના મનમા ચાર પ્રકારના નિશ્ચયો ઉદ્ભવે છે 'હુ એટલે સ્થૂલદેહ, માતા પિતાએ પેદા કરેલો, પગથી માથા સુધીનો પદાર્થ' આ પ્રથમ નિશ્ચય છે આ વિચાર વિવેક જન્ય ન હોવાથી, સત્યવિરોધી હોવાથી, ખોટો છે, પાયા વિનાનો છે, તેથી માનવને બધનમા રાખે છે, પામર બનાવે છે, તેની અધોગતિ કરે છે દેહ, ઇન્દ્રિયો આદિ સઘળા પદાર્થોથી હુ અન્ય છુ કારણ કે હુ તેમનો દ્રષ્ટા છુ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છુ આ બીજો નિશ્ચય છે આ નિશ્ચય જીવને તેના સ્વરૂપને જણાવનારા હોવાથી મુક્તિદાયક છે વિવેકયુક્ત સજ્જનોને આ વિચાર થાય છે 'હુ જ આ અનત વિશ્વરૂપ છુ આ વિશ્વ મારા સકલ્પથી મારી અદર ઉત્પન્ન થયેલુ છે આ નિશ્ચયને ત્રીજો નિશ્ચય સમજો આ આત્માના વ્યાપક સ્વરૂપનુ ભાન કરાવનારા હોવાથી મોક્ષદાયક છે આત્મા સર્વ વ્યાપક હોવાથી, સર્વત્ર હોવાથી કાઈ પણ પદાર્થ તેને મર્યાદિત કરી શકતો નથી આ દેહાદિક પદાર્થો અને સમગ્ર વિશ્વ કઈ છે જ નહિ તેનુ વાસ્તવિક અસ્તિત્વ નથી કારણ કે તે વિનાશી છે, પરાધીન છે આ ચોથો નિશ્ચય પણ પરમ સિદ્ધિ પ્રાપ્ત કરાવનારો છે

હે રામચદ્ર, આ ચાર પ્રકારના નિશ્ચયોમા 'હુ દેહ છુ' એવો જે પ્રથમ નિશ્ચય છે એ જ માણસને કાયમને માટે બધનમા નાખે છે, ક્ષુદ્રતાને આધીન બનાવે છે, સુખ દુ ખના દ્વન્દ્વોના પજામા ફસાવે છે, મનુષ્ય હોવા છતા પશુ જેવો બનાવે છે બાકીના ત્રણ નિશ્ચયો માણસના અનત અવિનાશી સ્વરૂપનુ ભાન કરાવનારા હોવાથી, ગ્રહણ કરવા યોગ્ય છે બીજા નિશ્ચયમા પ્રથમ જીવના પારમાર્થિક સ્વરૂપનો અનુભવ થાય છે અને ત્યાર બાદ જીવને બ્રહ્મની એકતાની અનુભૂતિ થાય છે વિસ્તારવાળો સમુદ્ર જેમ પાતાળ પર્યંત જળથી જ ભરપૂર છે, તે પ્રમાણે આ દૃશ્યમાન વિશ્વ આત્માથી જ ભરપૂર છે, આત્માએ પોતાની અદર કરેલી કલ્પના જ છે આત્માનુ જ સ્વરૂપ છે આત્માથી જુદુ જગત ક્યાય નથી. તરગો સમુદ્રના

જુદા નથી સમુદ્ર જ આ બધા સ્વરૂપો ધારણ કરે છે તેમ પરમાત્મા જ આ વિદ્યમાન જગતરૂપે પ્રતીત થાય છે આ જગત દ્વૈતભાવથી રહિત છે પરમાત્માનુ ચળ સ્વરૂપ જેને આપણે વિશ્વ કહીએ છીએ, તે નાશ પામે કે વૃદ્ધિ પામે તેથી આત્માના સ્વભાવમા પરિવર્તન થતુ નથી માટે તમે તમારા નૈસર્ગિક સ્વરૂપમા (પરિપૂર્ણતામા) નિષ્ઠા બાંધી સ્વધર્માનુસાર વ્યવહાર કરો હે રામચંદ્ર, અજ્ઞાનઅવસ્થામા સસારમા ભ્રમણ કર્યા કરવુ એ તો અતિ મૂર્ખ માણસોનુ કામ છે આ દૃશ્યમાન જગત સત્ય પણ નથી તેમ અસત્ય પણ નથી, અનિર્વચનીય છે એમ તમે જાણો જે પરમ સત્ય, સર્વની અંદર છે સર્વની પર છે, સર્વરૂપે છે, સર્વત્ર છે, જન્મથી રહિત છે તેમ મરણથી પણ રહિત છે, જે સર્વ પ્રકારના દ્વન્દ્વોથી પર છે, વિભાગો વિનાનુ છે, સઘળા પ્રકાશકોનુ પણ પ્રકાશક છે, જે સર્વ પદાર્થનો અચળ આધાર છે, જે સર્વ કારણોનુ પણ કારણ છે, જે અબાધિત છે, તેને ઓળખો, તેની અનુભૂતિ કરો, તેને જ અનુસરો સર્વ ઘટનાઓમા, સર્વ સ્થિતિમા સર્વ પદાર્થમા આત્માની જ અનુભૂતિ કરો આ પરમ સાધ્યને સિદ્ધ કરનાર નિશ્ચયમાથી જરા પણ ચલાયમાન થાઓ નહિ અંતઃકરણને નિર્મળ રાખો

હે રામચંદ્ર, જ્ઞાની પુરુષ સસારમા રહે અને સ્વધર્માનુસાર પોતાના કર્તવ્યો કરે તોપણ તેને સુખદુઃખ આદિ દ્વન્દ્વો સ્પર્શ કરી શકતા નથી જીવન્મુક્ત પુરુષો આ સસારને ભ્રમણ કરવાનુ સ્થાન નહિ પણ રમણ કરવાનુ સ્થાન ગણે છે લીલા માત્રથી તેમા વિચરે છે, જન્મ, મરણ આદિ આગન્તુક અવસ્થાઓને નિઃસાર ગણી તેમા આનંદપૂર્વક વિહાર કરે છે જીવન્મુક્ત પુરુષ (અનુકૂળ કે પ્રતિકૂળ) સર્વ સજોગોમા એકસરખો આનંદ માણે છે અવિદ્યાગ્રસ્ત સસારી મનુષ્યની માફક હર્ષશોકને આધીન થતો નથી એની દૃષ્ટિમા સર્વ સમાન હોય છે, એને કોઈ શત્રુ કે મિત્ર હોતો નથી અને સર્વત્ર આત્મદર્શન હોવાથી એનામા 'મારા અને પારકા'ની ભાવનાઓ હોતી નથી. જે જે વસ્તુઓ છે તે પરમાત્માની જ છે તેનો ઉપભોગ કરવાનો સર્વને અધિકાર છે એવી ભાવના તે સતત રાખે છે અધમ સ્વાર્થવૃત્તિથી તે સદાને માટે મુક્ત જ હોય છે (હાલના જમાનામા જે સામ્યવાદનો પ્રચાર થાય છે

તેના પાયામાં આ વિચાર હોવો જોઈએ આત્માની સર્વવ્યાપકતાના પરમ સત્યનો સ્વીકાર કર્યા વિના સામ્યવાદનો સયુક્તિક પાયો હોઈ શકે નહિ. જબરજસ્તીથી પૈસાની સમાન વહેંચણીથી જ મનુષ્ય નિત્યાનંદની પ્રાપ્તિ કરી શકશે તે ભ્રમણા છે. સુખદુઃખનો આધાર મન ઉપર છે અને મનની સ્થિતિનો આધાર માણસની જ્ઞાનની ભૂમિકા ઉપર છે.) જીવન્મુક્તનું અંતકરણ પૂર્ણિમાના ચંદ્રમા જેવું શીતળ હોય છે તેની પ્રવૃત્તિ લોકહિતાર્થે જ હોય છે મન અને શરીરથી પોતે ન્યારો છે એવો અનુભવ તેને સતત હોવાથી તે સંસારથી લેપાતો નથી. વ્યવહાર કરતી વખતે ઉપલક દૃષ્ટિએ કોઈને શત્રુ કે મિત્ર ગણવા પડે. કોઈને શિક્ષા કરવી પડે અને કોઈને ઈનામો આપવાં પડે, કોઈની પ્રશંસા કરવી પડે અને કોઈને ઠપકો પણ આપવો પડે. પણ અંદરથી અંતઃકરણમાં તેની સમદૃષ્ટિ હોય છે. કોઈને માટે રાગ દ્વેષ હોતા નથી. તે પ્રિયભાષી-મિતભાષી હોય છે જેમ માણસ પોતાના હાથમાં રહેલી ચીજને સ્પષ્ટપણે જાણે છે, તેમ જીવન્મુક્ત મહાત્મા સંસારમાં ફસાયેલા, વિષમ દૃષ્ટિથી ઘેરાયેલા અને આશાપાશોથી ઘેરાયેલાઓની દીનતા ભરેલી ચેષ્ટાઓને સ્પષ્ટ રીતે જાણે છે વિષયલંપટ ભોગરૂપી કાદવમાં ખૂંપી ગયેલા મૂર્ખ માણસોના સ્વભાવમાં ઘણી વિચિત્રતા જોવામાં આવે છે તેનું વર્ણન કરવું અશક્ય છે. મૂર્ખ લોકોને સામાન્ય રીતે વિષયભોગ ઉપર અને ધન ઉપર અધિક પ્રેમ હોય છે. તે પ્રાપ્ત કરવામાં જ તેમનું સમગ્ર જીવન નષ્ટ થાય છે. હે રામચંદ્ર, તમારામાં વિવેકનો ઉદય થયો છે, નાશવંત પદાર્થો પરમ સુખ આપી શકે નહિ એ સત્ય તમે બરોબર સમજ્યા છો માટે હવે સર્વ પ્રકારની વાસનાઓના બંધનમાંથી છૂટા થઈ, આકાશની પેઠે નિર્લેપ રહીને જગતમાં વિહાર કરો, વાસ્તવિક વિચાર કરતાં કોઈ પણ પ્રાણીને બંધન થતું નથી. સઘળી સંસાર-ની સ્થિતિ ઈન્દ્રજાળની માફક મિથ્યા છે. મોહને લીધે જ તે માણસને ફસાવે છે રજ્જુમાં થયેલ સર્પની ભ્રાંતિ જ્ઞાનથી નાશ પામે છે તેમ આત્મામાં અજ્ઞાનથી થયેલ આ સંસારની મોટી ભ્રાંતિ આત્માના યથાર્થ જ્ઞાનથી જ નષ્ટ થાય છે હું કેવળ આનંદસ્વરૂપ બ્રહ્મ જ છું, એવી ભાવના કરો,

વિરોધી વિચારોને મનમાં સ્થાન આપો નહિ. તમે ભૂતકાળમાં પણ એના એ જ હતા, વર્તમાનમાં પણ એના એ જ છો અને ભવિષ્યમાં પણ એના એ જ રહેવાના છો. જગત સંબંધી ચાલતા ક્રમમાં દુઃખને આધીન થવું તે પણ યોગ્ય નથી અને પ્રસન્ન થવું તે પણ યોગ્ય નથી જ્યાં સુધી અજ્ઞાનતાનું અસ્તિત્વ માનવ મનમાં છે, ત્યાં સુધી કાયમના માટે દુઃખનું નિવારણ અશક્ય છે, કારણ કે દુઃખનું આદિકારણ અવિદ્યા છે.

આ આધ્યાત્મિક જ્ઞાન લોકોને પોતાના જીવનથી અને ઉપદેશથી આપવું એ ઉત્તમ પ્રકારની જનસેવા છે

આ જગત ભ્રાંતિમાત્ર છે, છતાં અત્યંત સ્પષ્ટ જોવામાં આવે છે. તે પરમાત્માની અકલ્પ્ય માયા શક્તિને લીધે જ છે. તે અવર્ણનીય છે. અવિદ્યા-ગ્રસ્ત માનવને તેનો ખ્યાલ આવી શકે જ નહિ,-આ જગત સદા સર્વેશ્વરની ઈચ્છા પ્રમાણે ચાલ્યા જ કરે છે. તેની સાથે યથાર્થ દૃષ્ટિએ આપણી એકતા છે. તેનો સાક્ષાત્કાર કરવાથી જ સર્વ પ્રકારના કલેશોનું અને સર્વ પ્રકારની શંકાઓનું નિવારણ થાય છે હે રામ, તમે હર્ષશોકથી રહિત થઈને આ પૃથ્વીને, તેમાં નિવાસ કરતાં પ્રાણીઓની વિભિન્ન ગતિઓને સાચી રીતે જોયા કરો. તેમાં અભિનિવેશ રાખો નહિ. વાસ્તવિક દૃષ્ટિથી જોતાં આ અખિલ બ્રહ્માંડમાં એકતા જ વ્યાપી રહેલ છે, ભેદ છે નહિ.

હે રામચંદ્ર, આ પ્રસંગમાં હું તમને એક પ્રાચીન કથા કહું છું તે સાંભળો અને તેનો સાર ગ્રહણ કરો. આ જંબુદ્વીપના કોઈ ગિરિકુંજમાં મહેન્દ્ર નામનો એક પર્વત છે. એના એક મનોહર અને વિસ્તીર્ણ શિખર ઉપર તપસ્વીઓએ સ્નાનપાન માટે આકાશગંગાને ઉતારી છે એ ગંગાના તીર ઉપર એક 'દીર્ઘતપા' નામનો મુનિ રહેતો હતો. તે ઉદાર મનવાળો હતો, મહાન તપસ્વી હતો, તપથી તેની મુખમુદ્રા દેદીપ્યમાન હતી. એ મુનિને બે પુત્રો થયા હતા. મોટાનું નામ 'પુણ્ય' હતું અને નાનાનું નામ 'પાવન' રાખવામાં આવ્યું હતું મોટો પુત્ર 'પુણ્ય' જ્ઞાનવાન થયો, સર્વગુણસંપન્ન, થયો. નાનો પુત્ર 'પાવન' અર્ધજાગ્રત થયો હતો, અર્ધસંસ્કારી થયો હતો પણ પરમ પદને પ્રાપ્ત થયો ન હતો વાર્ધક્યને લીધે દીર્ઘતપા મુનિએ

જર્જરિત થયેલા દેહમાંથી આસક્તિ કાઢી નાખી, અને પર્વતની એક ગુફામાં તે દેહને છોડી દીધો. મુનિ પત્નીએ પણ પોતાના પતિની પાછળ પતિએ શીખવેલા અભ્યાસક્રમથી પોતાનો દેહ, રોગ કે જરા આદિથી ગ્લાનિ પામ્યો ન હતો તોપણ છોડી દીધો. માતાપિતા મરણ પામતાં છતાં પણ 'પુણ્ય' જ્ઞાનને લીધે શોકરહિત થઈને, તેમનાં ઔર્ધ્વદૈહિક કર્મો કરવામાં લાગી ગયો. નાનો ભાઈ 'પાવન' જ્ઞાનની કચાશને લીધે, વિલાપ કરતો કરતો વનમાં આમતેમ ભટકવા લાગ્યો. શોકગ્રસ્ત થયેલા પોતાના નાના ભાઈને પુણ્યે કહ્યું: હે ભાઈ, આવાગમન કરનારા જીવાત્માઓ માટે હર્ષ ને શોકને આધીન થવું એ બુદ્ધિપ્રધાન માનવને શોભતું નથી. આપણાં માતાપિતાએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી જે પદવી સર્વ પ્રાણીઓના અધિષ્ઠાનરૂપ છે, જે બ્રહ્મવેત્તાઓના સ્વરૂપભૂત છે, તે પ્રાપ્ત કરી છે. હે ભાઈ, મનુષ્યોને અનેક જન્મોમાં પિતા, માતા, પુત્ર, પુત્રી, પતિ, પત્ની વ્યાવહારિક સંબંધો બંધાય છે, અલ્પ સમય માટે રહે છે અને અવસાન થતાં તૂટી જાય છે. સમુદ્રનાં મોજાંઓની માફક મનુષ્યોને સ્થૂળ શરીરોમાં અનેક સંબંધો બંધાય છે જેમ વૃક્ષને તે તે ઋતુમાં અનેક ફળો પ્રાપ્ત થાય છે, તેમ જીવને આ સંસારચક્રમાં અસંખ્ય જન્મોમાં ભિન્ન ભિન્ન પ્રકારના માતા, પિતા, બાંધવ, મિત્ર, પુત્ર, પુત્રી, પત્ની વગેરે સંબંધો બંધાય છે. સંસારમાં સર્વ નામરૂપાત્મક પદાર્થો અનિત્ય છે, એ સત્યને મનમાં સ્થિર કર, શોકનો ત્યાગ કર. યથાર્થ દૃષ્ટિએ જોતાં આત્મા સિવાય અન્ય કોઈ વસ્તુનું અસ્તિત્વ છે જ નહિ. આ આત્મામાં નાશ જેવી વસ્તુનો અંશ પણ નથી. જન્મ, મરણ વગેરે અવિદ્યાગ્રસ્ત મનુષ્યોની ભ્રાંતિ જ છે. ભાઈ, છત્ર અને ચામરોથી ઝળકતી રાજ્યાદિકની લક્ષ્મીઓ તારા જોવામાં આવે છે, તે ક્ષણિક છે, મૂર્ખ માણસો જ તેની ઝંખના કરે છે અને તેમાં ફસાય છે આત્માના જ્ઞાન આગળ અને તેથી પ્રાપ્ત થતા આનંદ આગળ વિષયજન્ય અલ્પજીવી સુખની કોડીની પણ કિંમત નથી. સમગ્ર વિશ્વ આત્માના એક અંશનો જ આવિર્ભાવ કરે છે. આ જીવતો થયો અને આ મરી ગયો એવા ક્ષુદ્ર વિચારો પોતાના અવિદ્યાજન્ય સંકલ્પરૂપી સંનિપાતમાંથી ઊઠે છે.

હે 'પાવન', જેનામાં બંધુપણાની ભાવના કરીએ તે બંધુ થાય છે અને શત્રુપણાની ભાવનાથી તે શત્રુ થાય છે હે ભાઈ, લોહી, માંસ અને હાડકાંના સમૂહ એવા આ દેહરૂપી દૃશ્યને જોનારો તું કોણ છે. તારું અસલ સ્વરૂપ શું છે તેનો વિચાર કર. પશુઓની માફક મનના તરંગોમાં તણા નહિ, હે ભાઈ, તારા પૂર્વજન્મોને હું જાણું છું. યોગાભ્યાસથી મારી બુદ્ધિને શુદ્ધ કરીને મે આ સિદ્ધિ સંપાદન કરી છે. દક્ષરૂપે, સિંહરૂપે, મત્સ્યરૂપે, વાંદરારૂપે,

મુકત કર. આત્મામાં જ રમણ કરવાની તેને ટેવ પાડ આત્માની અનુભૂતિ કરી સર્વ જગતનો આત્માની લીલા તરીકે અનુભવ કર અને સર્વ સંજોગો માં, સર્વ ઘટનાઓમાં, સર્વ અવસ્થાઓમાં એકસરખા અખંડ આનંદમાં મનને રમણ કરવા દે. આ જ પરમ સિદ્ધિ છે, આ જ જીવનનું લક્ષ્ય છે

## ૨૨ : તૃષ્ણાક્ષય એ જ મોક્ષ

ઉપશમ પ્રકરણના ૨૧મા સર્ગમાં વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, આત્માએ અસંખ્ય દેહો ધારણ કરેલ છે અને ભવિષ્યમાં કરશે. જ્યાં સુધી આત્મસાક્ષાત્કાર થાય નહિ, માનવ પ્રકૃતિના બંધનમાંથી મુકત થાય નહિ ત્યાં સુધી આ ક્રિયા અવિરતપણે ચાલુ રહેવાની જ છે દેહો અનેક જન્મોમાં અસંખ્ય સંબંધો બાંધે છે તેમાં કોનો શોક કરવો અને કોનો ન કરવો? તેથી હે રઘુનંદન, સર્વ નામરૂપાત્મક પદાર્થો પ્રત્યે અનુરકિતનો ત્યાગ કરવો, અનંત તૃષ્ણાઓને તિલાંજલિ આપવી એ જ પરમ શાંતિનો સર્વોત્તમ માર્ગ છે તૃષ્ણાઓ વધારીને, વિષયોના દાસ તરીકે વર્તન કરવુ એ સુખપ્રાપ્તિનો ઉપાય નથી. અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિની જવાલાઓ વધારે પ્રદીપ્ત થતી જાય છે, તેમ ચિંતન કરવાથી ચિંતા વધતી જાય છે

હે રામચંદ્ર, તમે સર્વ પ્રકારની વાસનઓનો ત્યાગ કરી, ઉદાર દૃષ્ટિથી દીન, વિષયાધીન લોકો તરફ જોઈને સ્વધર્માનુસાર વ્યવહાર કરો. જીવન્મુકતની આ જ, નિર્મળ, નિષ્કામ ક્રિયાપદ્ધતિ હોય છે આવા મહાનુભાવો વ્યવહારનો ત્યાગ કરતા નથી, તેમ તેમાં આસકિત પણ રાખતા નથી સંસારના પદાર્થો માં આસકિત ન રહેવાથી• સર્વ અવસ્થાઓમાં તેઓ આનંદમાં જ રહે છે તેમની દૃષ્ટિમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય સમાન હોય છે વ્યવહારમાં કૌશલ્ય પ્રાપ્ત કરવા માટે સત્યાસત્યવિવેક અને કુશાગ્ર બુદ્ધિની અનિવાર્ય આવશ્યકતા છે. પુરુષાર્થ અને ધૈર્ય વિના, અહંતા મમતારૂપી બેડી તોડી શકાતી નથી. મનને સ્વપ્રયત્નથી, પ્રત્યેક માનવે, વિષયોરૂપી ખાડામાંથી બહાર કાઢવું જોઈએ. જે ચિત્તે તૃષ્ણાનો ત્યાગ કર્યો છે, તેને શાશ્વત શાંતિ અને આનંદ મળે છે. તે ત્રૈલોકયના રાજ્યથી પણ મળતાં નથી. ચામડાના જોડા પહેરેલ

હે 'પાવન', જેનામાં બંધુપણાની ભાવના કરીએ તે બંધુ થાય છે અને શત્રુપણાની ભાવનાથી તે શત્રુ થાય છે. હે ભાઈ, લોહી, માંસ અને હાડકાંના સમૂહ એવા આ દેહરૂપી દૃશ્યને જોનારો તું કોણ છે. તારું અસલ સ્વરૂપ શું છે તેનો વિચાર કર. પશુઓની માફક મનના તરંગોમાં તણા નહિ, હે ભાઈ, તારા પૂર્વજન્મોને હું જાણું છું. યોગાભ્યાસથી મારી બુદ્ધિને શુદ્ધ કરીને મેં આ સિદ્ધિ સંપાદન કરી છે. દક્ષરૂપે, સિંહરૂપે, મત્સ્યરૂપે, વાંદરારૂપે, હાથીરૂપે, કૂતરારૂપે, જંગલી કાગડારૂપે, ગધેડારૂપે, મનુષ્ય યોનિમાં બ્રાહ્મણરૂપે, ભીલના પુત્રરૂપે, તારા જીવાત્માએ અનેક શરીરો ધારણ કર્યાં છે અને તે પ્રત્યેક શરીરમાં વ્યાવહારિક સંબંધો બાંધ્યા છે. તારી પેઠે મારા જીવે પણ આ સંસારચક્રમાં અનેક શરીરો ધારણ કર્યાં છે. દેડકા તરીકે, લાવા નામના પક્ષી તરીકે, ઊંટ તરીકે, મનુષ્ય યોનિમાં ભીલ તરીકે, પૌણ્ડ્ર પ્રાંતમાં રાજા તરીકે અને આ જન્મમાં બ્રાહ્મણ તરીકે મેં શરીરો ધારણ કર્યાં છે. હે ભાઈ, આ બધા જન્મો ભ્રાંતિના વિલાસો જ હતા. જગતનું સ્વરૂપ જ આ પ્રકારનું છે. જગતની ગતિ જ આવી છે તે સમજીને સુજ્ઞ મનુષ્યે હર્ષશોકનો સદંતર ત્યાગ કરવો જોઈએ. હવે સઘળાં દુઃખને છોડી દઈને આપણે સ્વસ્થપણાથી રહેવાનો નિશ્ચય કરવો જોઈએ. શરીરોમાં હુંપણાની અજ્ઞાનજન્ય ભ્રમણાનો ત્યાગ કરી આત્મવેત્તા જ્ઞાની તરીકે વર્તન કર. બુદ્ધિમાન માણસો આ સંસારમાં ચડતી પડતીને મિથ્યા સમજે છે, પરમાત્માની લીલા સમજે છે. આત્મા સ્વેચ્છાથી જ આવા પ્રતિકૂળ, અનુકૂળ સંજોગોને અને પદાર્થોને ઉત્પન્ન કરે છે. થોડો વખત તેમને રાખે છે અને પાછો નાશ કરે છે. તારો આત્મા સુખદુઃખથી રહિત છે, જરા અને મરણથી રહિત છે. તું એકાગ્ર થઈને તેની સાથે અનુસંધાન કર, પામર જંતુની માફક વર્તન ન કર. આ સંસારરૂપી નાટક છે તેમાં મૂર્ખ લોકો જ પોતાનું અસલ સ્વરૂપ ભૂલી જઈને, વેશના રસથી સંયુક્ત થઈ જાય છે. મહાત્માઓ પ્રત્યેક બહારની ક્રિયાને સાક્ષી તરીકે જોયા કરે છે. અને પ્રત્યેક સ્થિતિમાં એકસરખો આનંદ લે છે. આત્મવેત્તાઓ મનમાં અભિનિવેશથી રહિત હોવાને લીધે, દર્પણમાં પડેલાં પ્રતિબિંબોની માફક પોતે લેપાતા નથી. હે ભાઈ, તું મનને સર્વ પ્રકારની તૃષ્ણાઓથી

મુક્ત કર. આત્મામાં જ રમણ કરવાની તેને ટેવ પાડ. આત્માની અનુભૂતિ કરી સર્વ જગતનો આત્માની લીલા તરીકે અનુભવ કર અને સર્વ સંજોગોમાં, સર્વ ઘટનાઓમાં, સર્વ અવસ્થાઓમાં એકસરખા અખંડ આનંદમાં મનને રમણ કરવા દે. આ જ પરમ સિદ્ધિ છે, આ જ જીવનનું લક્ષ્ય છે.

## ૨૨ : તૃષ્ણાક્ષય એ જ મોક્ષ

ઉપશમ પ્રકરણના ૨૧મા સર્ગમાં વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, આત્માએ અસંખ્ય દેહો ધારણ કરેલ છે અને ભવિષ્યમાં કરશે. જ્યાં સુધી આત્મસાક્ષાત્કાર થાય નહિ, માનવ પ્રકૃતિના બંધનમાંથી મુક્ત થાય નહિ ત્યાં સુધી આ ક્રિયા અવિરતપણે ચાલુ રહેવાની જ છે. દેહો અનેક જન્મોમાં અસંખ્ય સંબંધો બાંધે છે. તેમાં કોનો શોક કરવો અને કોનો ન કરવો? તેથી હે રઘુનંદન, સર્વ નામરૂપાત્મક પદાર્થો પ્રત્યે અનુરક્તિનો ત્યાગ કરવો, અનંત તૃષ્ણાઓને તિલાંજલિ આપવી એ જ પરમ શાંતિનો સર્વોત્તમ માર્ગ છે. તૃષ્ણાઓ વધારીને, વિષયોના દાસ તરીકે વર્તન કરવું એ સુખપ્રાપ્તિનો ઉપાય નથી. અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિની જવાલાઓ વધારે પ્રદીપ્ત થતી જાય છે, તેમ ચિંતન કરવાથી ચિંતા વધતી જાય છે.

હે રામચંદ્ર, તમે સર્વ પ્રકારની વાસનાઓનો ત્યાગ કરી, ઉદાર દૃષ્ટિથી દીન, વિષયાધીન લોકો તરફ જોઈને સ્વધર્માનુસાર વ્યવહાર કરો. જીવન્મુક્તની આ જ, નિર્મળ, નિષ્કામ ક્રિયાપદ્ધતિ હોય છે. આવા મહાનુભાવો વ્યવહારનો ત્યાગ કરતા નથી, તેમ તેમાં આસક્તિ પણ રાખતા નથી. સંસારના પદાર્થોમાં આસક્તિ ન રહેવાથી સર્વ અવસ્થાઓમાં તેઓ આનંદમાં જ રહે છે. તેમની દૃષ્ટિમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય સમાન હોય છે. વ્યવહારમાં કૌશલ્ય પ્રાપ્ત કરવા માટે સત્યાસત્યવિવેક અને કુશાગ્ર બુદ્ધિની અનિવાર્ય આવશ્યકતા છે. પુરુષાર્થ અને ધૈર્ય વિના, અહંતા મમતારૂપી બેડી તોડી શકાતી નથી. મનને સ્વપ્રયત્નથી, પ્રત્યેક માનવે, વિષયોરૂપી ખાડામાંથી બહાર કાઢવું જોઈએ. જે ચિત્તે તૃષ્ણાનો ત્યાગ કર્યો છે, તેને શાશ્વત શાંતિ અને આનંદ મળે છે. તે ત્રૈલોક્યના રાજ્યથી પણ મળતાં નથી. ચામડાના જોડા પહેરેલ

માનવને આખી પૃથ્વી ચામડાથી મઢાયેલી જણાય છે, તેવી રીતે જેણે બ્રહ્માનંદનો આસ્વાદ લીધો છે તેને સમસ્ત વિશ્વ બ્રહ્માનંદથી ભરપૂર જણાય છે તેની સમ્યક્ દૃષ્ટિમાં ભેદ નથી તેમ ભેદજન્ય સુખદુઃખનાં દ્વન્દ્વો પણ નથી

આશા જ માનવને પામર બનાવે છે, તેને લીધે જ તેનામાં કામ, ક્રોધ, ભય વગેરે દુર્ગુણો પ્રવેશ કરે છે. નિઃસ્પૃહ ચિત્તવાળા મનુષ્યને ત્રૈલોક્ય પણ તણખલા જેવું લાગે છે આવું મન જે શીતળતા અનુભવે છે તે હિમાચ્છાદિત ગિરિશૃંગો ઉપર પણ જોવા મળતી નથી. આવું ચિત્ત પૂર્ણચંદ્ર જેવું શોભે છે. આશારૂપી પિશાચિણી જ માનવમનને મલિન કરી દે છે, તેને શક્તિહીન, દુર્બળ બનાવે છે! હે રામચંદ્ર, તમે ખંતપૂર્વક, ધીરજપૂર્વક વાસનાઓને મનમાંથી કાઢી નાખો, તમારા પરિપૂર્ણ સ્વરૂપનો સતત વિચાર કરો, તેમાં નિષ્ઠા રાખો મનરૂપી વાંદરાને કાબૂમાં રાખો તેને વિવશ થાઓ નહિ. તમને, તમારા અસલ સ્વરૂપને જન્મ નથી, મૃત્યુ પણ નથી. તમે નિરાકાર, નિર્વિકાર આત્મા છો, સચ્ચિદાનંદસ્વરૂપ છો. મૂર્ખ લોકો જ, દેહાદિરૂપી વેશને આધીન થાય છે અને સંસારમાં આમતેમ પાગલ માનવીની માફક ભટક્યા કરે છે. આત્મસ્વરૂપના અનુસંધાનમાં રહેનાર મહાત્માઓ આવી પડેલાં કાર્યો કરે છે, પણ હમેશ સાક્ષીભાવથી અને સર્વાત્મભાવથી રહે છે મનમાં અભિનિવેશ ન હોવાથી કર્તા છતાં પણ અકર્તા તરીકે વર્તે છે દર્પણ પદાર્થનું પ્રતિબિમ્બ ગ્રહણ કરે છે પણ નિર્લેપ રહે છે, તેવી રીતે વિવેકયુક્ત માનવો, સઘળાં કાર્યો કરવા છતાં પણ તેમાં આસક્તિ રાખતા નથી હે રામચંદ્ર, તમે બલિરાજની પેઠે, વાસ્તવિક વિચારના ઉદયથી શાશ્વત પદને પ્રાપ્ત થાઓ.

રામચંદ્ર કહે છે, હે સર્વ ધર્મોના વેત્તા, આપની કૃપાથી મને બ્રહ્મરૂપી સ્થિર, નિર્મળપદમાં વિશ્રાંતિ મળી છે મારા મનમાંથી અંધકારનાં વાદળો દૂર થયાં છે તે છતાં આપનાં અમૃત સમાન વચનોથી મને તૃપ્તિ થતી નથી તેથી મારા જ્ઞાનની વૃદ્ધિ માટે તથા તેને મનમાં સ્થિર કરવા માટે, બલિરાજને જે પ્રકારે જ્ઞાનની પ્રાપ્તિ થઈ હોય તે મને કહી સંભળાવો.

વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર આ આખ્યાન તમે એકાગ્ર ચિત્તથી સાંભળો. તેનો સાર ગ્રહણ કરો, જીવનમાં ઉતારો. તેથી તમને ઉત્તમ બોધ

થશે. હે રામચંદ્ર, આ અનંત બ્રહ્માંડમાં એક ખૂણામાં પૃથ્વી નીચે પાતાળ નામનો એક સુપ્રસિદ્ધ લોક છે. આ લોકમાં રાજ્ય વ્યવસ્થા દૈત્યોના હાથમાં છે. એમાં વિરોચનનો પુત્ર, બલિ નામનો દાનવ રાજ્ય કરતો હતો. સર્વ પ્રાણીઓના રક્ષક ઉપેન્દ્ર ભગવાન (વામન) એ બલિરાજાનું પાલન કરતા હતા. બલિરાજાએ ઈન્દ્ર આદિ લોકપાલોને રમત માત્રમાં જીતી લીધા હતા. તેના અનુપમ સામર્થ્યથી સર્વ લોકનાં પ્રાણીઓ તેનાથી ડરતાં હતાં. તેને અત્યંત ભોગપરાયણ અને વિલાસી જીવન ગાળવામાં અનેક યુગો વીતી ગયા. છેવટે બલિરાજાને ભોગોમાં અરુચિ થવા લાગી. તેથી પોતાના પ્રાસાદના એક ખૂણામાં બેઠે બેઠે તેણે વિચાર કર્યો કે, 'આટલી સમૃદ્ધિ છતાં મને શાંતિ મળતી નથી, તો આ ત્રૈલોકયમાં મારે કેટલા દિવસો સુધી વિહાર કર્યા કરવો? ભોગોનો આ સમૂહ ઉપલક દૃષ્ટિથી મીઠો લાગે છે, પણ અંતે નાશ પામે છે અને મહાકષ્ટ આપે છે. યંત્રની માફક વારંવાર એનાં એ જ કર્મોમાં રત રહેવું એ લજ્જાસ્પદ છે. સુજ્ઞ પુરુષને ઉપહાસ કરાવનાર છે. આ લોકનાં સુખને માટે, કર્મોની આ ખટપટ કયાં સુધી કર્યા કરવી અને એ કરવાથી કયું અવિનાશી ફળ મળે તેમ છે? વિષયભોગોનું સુખ ક્ષણિક છે, તુચ્છ છે, માટે મારે શાશ્વત સુખને માટે પ્રયાસ કરવો જોઈએ.' આ પ્રમાણે શાંત ચિત્તથી વિચાર કરી બલિરાજાએ મનને એકાગ્ર કર્યું. વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં તેને પોતાના આત્મતત્ત્વને જાણનારા પિતા મહાત્મા વિરોચનનો ઉપદેશ યાદ આવ્યો. મેં પિતાજીને પૂછયું હતું કે, 'હે મહા બુદ્ધિમાન પિતાજી! મનનો મોહ કયા સ્થળમાં શાંત થાય છે? પુનરાવૃત્તિ વિનાની અખંડ વિશ્રાંતિ કયું સ્થળ પ્રાપ્ત કરવાથી મળે છે? આ સંસારના ભોગો અનિત્ય હોવાથી સુખ આપતા નથી. વિષયો એટલા બળવાન છે કે સત્પુરુષોના મનને પણ ખળભળાવી દે છે અને મોહગ્રસ્ત કરી દે છે. હે પિતાજી, આપ મને એવું સ્થળ બતાવો કે જે પ્રાપ્ત કરીને નિત્યાનંદનો રસાસ્વાદ લઈ શકું.' વિરોચને ઉત્તર આપ્યો, 'હે પુત્ર, અમાપ વિસ્તાર-વાળો અને મોટા અવકાશવાળો એક દેશ છે. તેમાં સમુદ્રો નથી, પર્વતો નથી, —શહેરો નથી, જંગલો નથી. તેમાં આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી વગેરે

પંચમહાભૂતો પણ નથી. તેમાં લોકો પણ નથી, લોકપાલો પણ નથી, વિષ્ણુ, ઈન્દ્ર, સદાશિવ આદિ પણ નથી. એ દેશમાં એક અતિ પ્રકાશમાન, સર્વમાં વ્યાપક, સર્વરૂપ, એક જ મોટો રાજા છે. તે સર્વદા ચૂપ રહે છે, નિર્લેપ રહે છે, શાંત રહે છે, નિષ્ક્રિય રહે છે. એ રાજાએ કલ્પેલો એક મંત્રી છે. એ મંત્રીમાં એવી શક્તિ છે કે અઘટિત વાતને તુરત ઘટિત કરી દે છે અને ઘટિત વાતને અત્યંત અઘટિત કરી દે છે. તે જડ છે અને રાજાને માટે જ સર્વ ક્રિયાઓ કર્યા કરે છે. રાજા તો સ્વસ્થ સ્વરૂપમાં એકાંતમાં જ રહે છે.

બલિરાજાએ પૂછ્યું, 'હે પિતાજી, એવો કયો દેશ છે? તે પ્રાપ્ત થઈ શકે કે નહિ? એનો રાજા કોણ છે? એનો મંત્રી કોણ છે?' વિરોચને કહ્યું: 'હે પુત્ર, આ મંત્રી એટલો શક્તિશાળી છે કે દૈત્યોનો અને દેવોનો સમૂહ પણ તેને જીતી શકે તેમ નથી. હે પુત્ર, દૈત્યોનો અને દેવોનો જે સંગ્રામ થાય છે તે આ મંત્રીને મન તો એક જાતની ક્રીડા છે. એ મંત્રીને એનો માલિક રાજા જીતે તો જ જીતી શકાય તેમ છે. તેના સિવાય બીજા કોઈનું આધિપત્ય સ્વીકારવા આ મંત્રી તૈયાર નથી. હે પુત્ર, ખરું પરાક્રમ તો આ મંત્રીને જીતવામાં છે. એ જ પરમ પુરુષાર્થ છે. આ મંત્રીરૂપી સૂર્યનો ઉદય થવાથી બ્રહ્માંડો ઉત્પન્ન થાય છે. તે અસ્ત થાય ત્યારે બ્રહ્માંડો પણ અદૃશ્ય થઈ જાય છે. હે પુત્ર આ મંત્રીને વશ કર્યા વિના તને શાંતિ મળવાનો સંભવ નથી. માટે ગમે તેટલું કષ્ટ વેઠીને પણ તું આ મંત્રી ઉપર વર્ચસ્વ મેળવવાનો યત્ન કર. અવિનાશી સુખની પ્રાપ્તિ માટે આના સિવાય અન્ય કોઈ રસ્તો છે જ નહિ.'

બલિરાજાએ પૂછ્યું: 'હે પિતાજી, આ મંત્રી કોણ છે અને તેને કેવી રીતે વશ કરી શકાય તે દયા કરીને મને કહો.' વિરોચને કહ્યું: 'હે પુત્ર, હું તને એક ઉપાય બતાવું છું, તેનો આશ્રય લઈશ તો તું આ મંત્રીને સહેલાઈથી વશ કરી શકીશ. આ મંત્રીને બાળકની માફક રમાડીને યુક્તિથી વશ કરવો જોઈએ. રાજાનું દર્શન ન થાય ત્યાં સુધી એ મંત્રી ઘણાં કષ્ટો આપ્યા કરે છે, માટે રાજાનું દર્શન અને મંત્રીનો પરાજય એ બંનેનો એક સાથે આરંભ કરવો જોઈએ. અભ્યાસરૂપી પુરુષ અર્થાત્ પ્રયત્ન કરીને જ તું

આ લક્ષ્ય સિદ્ધ કરી શકીશ. અભ્યાસ અને વૈરાગ્ય પક્ષીની પાંખો સમાન છે બંનેનો આશ્રય લઈને જ મનુષ્ય આ ભવસાગર તરી જાય છે. રાજાનું દર્શન થયા પછી તું હર્ષ, શોક, ભય, કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે રિપુઓના વર્ચસ્વમાંથી મુક્ત થઈ જઈશ. આ દેશમાં જેમના સાંસારિક પરિશ્રમો શાંત થયા છે એવા જીવન્મુક્ત પુરુષો જ રહી શકે છે. હે પુત્ર, હું તને સઘળું સ્પષ્ટ રીતે, ફોડ પાડીને કહું છું તે સાંભળ. મેં તને જે દેશ કહ્યો તે મોક્ષ છે. તેમાં પરમાનંદ છે, સુખદુ:ખનાં દ્વન્દ્વોને સ્થાન નથી. એ દેશનો રાજા તે અનુપમ ઐશ્વર્યવાળો આત્મા છે. મંત્રી કહ્યો તે મન છે એમ સમજવું. જેમ સુવર્ણ અનેક પ્રકારના અલંકારોમાં પરિણમે છે, જેમ માટીના પિંડમાંથી અનેક પ્રકારના પદાર્થો થાય છે, તેમ આ મનમાંથી આ જગત ઉત્પન્ન થાય છે. અને મનમાં પાછું લીન થાય છે. હે પુત્ર, આ મનને જીતવાનો સહજ ઉપાય એ જ છે કે નામરૂપાત્મક વિનાશી પદાર્થોની સ્પૃહા રાખવી નહિ. મનમાં દૃઢ નિશ્ચય કરવો કે આત્મા સિવાય સર્વ વસ્તુઓ અનિત્ય છે અને અનિત્ય વસ્તુઓ શાશ્વત સુખ આપી શકે નહિ. સર્વ મનુષ્યોમાં શાશ્વત આનંદની પ્રાપ્તિની અભિલાષા સ્વાભાવિક રીતે જ રહેલ હોય છે. કારણ કે તે જ તેમનો અસલ સ્વભાવ છે. આ મુક્તિ દુર્લભ છે, તેમ સુલભ પણ છે. આમાં કષ્ટદાયક સ્થૂલ ક્રિયાઓની આવશ્યકતા નથી. સતત સ્વરૂપાનુસંધાન રાખવું જોઈએ. આત્મનિરીક્ષણથી જેમ જેમ વિષયો પ્રત્યે અરુચિ વધતી જાય છે, તેમ તેમ ચિત્તમાં શાંતિ, વિશાળતા, અભય, અનાસક્તિ વગેરે ગુણો સ્થાયી થતા જાય છે. અને આત્માનો પ્રકાશ વધારે પ્રમાણમાં બહાર આવતો જાય છે. સંસારરૂપી ગર્તામાં પડેલાં પ્રાણીઓ જ્યાં સુધી વિષયોમાં નિ:સ્પૃહતાને પ્રાપ્ત થાય નહિ, ત્યાં સુધી દુ:ખોમાં ભમ્યા કરે છે. જેમ જળના સિંચનથી લતાઓની વૃદ્ધિ કરવામાં આવે છે તેમ સમજુ માણસે ભોગો તરફ અરુચિની વૃદ્ધિ કરવી જોઈએ. હે પુત્ર, ઘણા દુર્બળ ચિત્તના માણસો દૈવ, દૈવ શબ્દોનું ઉચ્ચારણ કર્યા કરે છે, પણ દુ:ખમાંથી નિવૃત્તિ માટે પુરુષાર્થ કરતા નથી. દૈવ એ શબ્દ પામર, બળહીન લોકો માટે જ છે, વિદ્વાન અને પરાક્રમીઓ માટે નથી. અમારા

સિદ્ધાંત પ્રમાણે મન એ જ કર્તા છે સઘળું મનથી જ થાય છે, માટે સંકલ્પબળની વૃદ્ધિ કરવામાં આવે તો ફળની પ્રાપ્તિ અવશ્ય થાય છે જીવે પોતે કાયરપણાને તિલાંજલિ આપવી જોઈએ, નપુંસકતાનો ત્યાગ કરી, પુરુષ બનીને પુરુષાર્થ કરવો જોઈએ આમ કરવાથી ઇચ્છિત ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે હે પુત્ર, જ્યાં સુધી વિષયોમાં મોહ ઉત્પન્ન કરનારી રુચિ હોય ત્યાં સુધી ભોગોરૂપી કેદખાનામાંથી છૂટા થવાનું નથી વૈરાગ્યના અભ્યાસ વિના આશાને દૂર કરવાનો બીજો કોઈ રસ્તો છે જ નહિ આત્માનું અવલોકન જ જીવને ભોગોમાં અરુચિરૂપી ફળ આપે છે અને વિષયો તરફ વૈરાગ્ય રાખવાથી મોક્ષરૂપી સર્વોત્કૃષ્ટ ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે આત્માનું અનુસંધાન કરવાની અને નામરૂપાત્મક પદાર્થો પ્રત્યે અનાસક્તિ કેળવવાની આ બંને ક્રિયાઓ એકી સાથે થવી જોઈએ ચિત્તને જ્ઞાનમાર્ગમાં સ્થિર કરવા માટે શરૂઆતમાં દિવસના બે ભાગો ધર્માનુસાર ભોગો ભોગવવામાં કાઢવા, એક ભાગ શાસ્ત્રનું શ્રવણ કરવામાં કાઢવો અને એક ભાગ ગુરુની સેવામાં કાઢવો. જ્યારે ચિત્ત જ્ઞાનમાર્ગમાં દૃઢ થાય ત્યારે એક ભાગ આવશ્યક ભોગો ભોગવવામાં કાઢવો અને બાકીનો સર્વ સમય આત્મચિંતનમાં કાઢવો જેમ સ્વચ્છ વસ્ત્રમાં જ રંગ લાગે છે, તેમ ચિત્ત નિર્મળ થયું હોય તો જ તેમાં આત્માનો પ્રકાશ પડે છે જ્યારે ચિત્તમાંથી અહંતા મમતારૂપી પકડ શિથિલ થાય છે, ત્યારે પ્રશાંત થયેલું તે ચિત્ત સ્ફટિકમણિની માફક શોભે છે વિષયોના, ઇન્દ્રિયોના, ચિત્તના, વૃત્તિઓના અધિષ્ઠાન તરીકે બ્રહ્મ જ છે એ વિચાર ઉપર મનને સ્થિર કરવું વિષયો પણ બ્રહ્મનાં જ ચલ સ્વરૂપો છે કારણ કે બ્રહ્મ જ વિશ્વનું નિમિત્ત અને ઉપાદાનકારણ છે હે પુત્ર, સમગ્ર વિશ્વમાં વ્યાપી રહેલ એકતાનો સતત વિચાર કર્યા કરવો ચિત્તને તે પરમ સત્ય ઉપર એકાગ્ર કરવું આમ કરવાથી તૃષ્ણાના બંધનમાંથી મુક્તિ સહજ મળી શકે છે. જ્યારે ભોગોનો સમૂહ સ્વાદ વિનાનો થઈ જાય છે, ત્યારે આત્મામાં અવિચળ શાંતિ પ્રાપ્ત થાય છે આત્માનું સ્વરૂપ મનમાં દૃઢ કર્યા વિના કદી પણ શાંતિ મળી શકતી નથી. યજ્ઞોથી, દાનથી, તપથી કે તીર્થોના સેવનથી જ આ સ્થિતિ સંપાદન થતી નથી. ચિત્તશુદ્ધિનાં સાધનો તરીકે આવી ક્રિયાઓનો ઉપયોગ

થઈ શકે, પણ કેવળ ક્રિયાઓમાં જ રચ્યાપચ્યા રહેવાથી પરમ પુરુષાર્થ સિદ્ધ થતો નથી ભોગોમાં અનાસ્થા એ ચિત્તની પરિપકવ અવસ્થાનું ચિહ્ન છે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે વૈરાગ્યવાન, વિશાળ દૃષ્ટિવાળા મહાત્માઓનો સમાગમ સહાયક થઈ પડે છે હે પુત્ર તું પ્રથમ દેશાચારને અનુસરીને ન્યાયપુર'સર ધન સંપાદન કર, પછી તે ધનનો સદુપયોગ કર, સત્પુરુષોની સેવા કર, તેમના સમાગમથી જ્ઞાન મેળવ, જીવનને ઊર્ધ્વગામી બનાવવાનો પ્રયત્ન કર, આત્માનો વિચાર કર અને સ્વસ્વરૂપના પ્રાપ્તિ માટે ખંતપૂર્વક પ્રયાસ કર.'

પિતાનો અમૂલ્ય ઉપદેશ સાંભળી બલિરાજાના મનમાં વિવેકનો ઉદય થયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો 'વારંવાર વાસનાઓની તૃપ્તિ કરવાથી, વારંવાર ધન મળ્યેથી, વિષયોમાં રમણ કરવાથી મને શાંતિ મળતી નથી. સ્વાશ્રયી, સ્વાવલંબી થવામાં જ સુખ છે સંસારની સ્થિતિમાં હુ બહુ પરિતાપ પામ્યો છું ભોગોની ઉત્કંઠાથી આમતેમ નાચ્યા કરતા મનના વેગના દાસ તરીકે વર્તન કરવાથી મનમાં ક્ષોભ રહેતો હતો, મોટા મોટા વૈભવો જોયા, રાજ્ય પણ નિર્વિઘ્ન રીતે ભોગવ્યું, તોપણ અવિનાશી સુખ તો દૂર જ રહ્યું છે એની એ વસ્તુ વારંવાર જોઈ એના એ જ વિષયોને આધીન થઈને વર્તન કર્યું તોપણ એમાં કાંઈ ચમત્કારી વસ્તુ જોવામાં આવી નથી આ સસારના પદાર્થોમાં અનુરાગ એ જ અશાંતિનું આદિકારણ છે. ખરેખર એ આશ્ચર્યજનક છે કે બુદ્ધિશાળી માનવો આ વાતનો સ્વીકાર કરે છે તોપણ મનમાંથી સ્પૃહાને જડમૂળથી ઉખેડી નાંખવાની શક્તિ કેળવી શકતા નથી. અખંડ, નિરાકાર, નિર્વિકાર તત્ત્વ સાથે અનુસંધાન કર્યા વિના આ સંસારચક્રમાં પરમ શાંતિ મેળવવાનું કાર્ય અશક્ય છે. સેવકો અને ભક્તો ઉપર અનુગ્રહ કરનારા કુળગુરુ શુક્રાચાર્યનું ચિંતન કરું. તેમને મને ઉપદેશ આપવાની પ્રાર્થના કરું. એટલે તેઓ મને યથાર્થ માર્ગદર્શન આપશે. સિદ્ધ—મહાત્માઓની વાણી અમય ફળ આપે છે.'

બલિરાજાએ આ પ્રમાણે નિશ્ચય કરી, શુક્રાચાર્યનું ધ્યાન કર્યું એટલે શુક્રાચાર્યે પોતાના યોગના સામર્થ્યથી પોતાનું શરીર બલિરાજાના રત્નમય ગોખમાં આણ્યું બલિરાજાનું ચિત્ત ગુરુના દર્શનથી પ્રફુલ્લિત થયું બલિરાજાએ

ગુરુ શુક્રાચાર્યને પૂછયું : 'હે ભગવન્, મહામોહ ઉત્પન્ન કરનારા ભોગો ઉપર મને અરુચિ ઉત્પન્ન થઈ છે. માટે આ મોહનો ક્ષય કરનાર ઉપાય વિષે હું આપને પૂછવા ઇચ્છું છું. વિષયસુખની પરાકાષ્ઠા કયાં સુધી છે, હું કોણ છું, આપ કોણ છો, જીવનનું અંતિમ લક્ષ્ય શું છે, આ વિષયમાં હું આપની અમૃતમય વાણીનું શ્રવણ કરવા ઇચ્છું છું.' શુક્રાચાર્ય બોલ્યા : 'હે સર્વ દાનવોના ચક્રવર્તી, મારે અત્યારે આકાશમાર્ગે જવાની ઉતાવળ છે. તેથી હું તમને સર્વોત્તમ જ્ઞાનનો સાર સંક્ષેપમાં કહું છું તે સાંભળો અને મનમાં સ્થિર કરો હે બલિરાજા, આ સઘળું જગત ચૈતન્યમય છે, ચૈતન્યમાંથી જ તેની ઉત્પત્તિ છે. ચૈતન્યનું જ દૃશ્ય હોવાથી તેની સિદ્ધિ પણ ચૈતન્યને જ આધીન છે. વિષયસુખની અવધિ ચૈતન્ય સુધી જ છે. તમે ચૈતન્ય છો, હું પણ ચૈતન્ય છું. સઘળાં પ્રાણીઓ પણ ચૈતન્ય જ છે. જો તમારી બુદ્ધિ કુશાગ્ર હશે તો તમે આટલા શબ્દોથી જ સર્વ ઉપદેશનો સાર ગ્રહણ કરી શકશો. ચૈતન્યમાં દૃશ્યની કલ્પનાઓ થઈ છે, તેને વિવશ થવામાં દુઃખ છે એ જ બંધન છે. કલ્પનાનું છૂટી જવું એ જ મુક્તિ છે. દૃશ્યો વિનાનું જે ચૈતન્ય છે એ જ પૂર્ણ આત્મા છે, એ જ સઘળા જ્ઞાનનો સાર છે. આ પરમ સત્યને મનમાં સ્થિર કરીને, આત્માનું અનુસંધાન રાખવાનો પ્રયત્ન કરશો તો તમે પોતાની મેળે જ, સ્વપ્રયત્નથી જ અનંતપદરૂપ પરમાત્માને પ્રાપ્ત થશો. હે બલિરાજા, મારે દેવલોકમાં જવું છે. ત્યાં સપ્તર્ષિઓ ભેગા થયા છે તેથી મારે કોઈ કાર્યને માટે ત્યાં અવશ્ય જવું પડે તેમ છે.'

શુક્રાચાર્ય, આટલું બોલી, આકાશની અંદર અદૃશ્ય થઈ ગયા. શુક્રાચાર્યના ગયા પછી બલિરાજાએ પોતાના મનથી આ પ્રમાણે વિચાર કર્યો : 'સદ્‌ગુરુએ જે ઉપદેશ આપ્યો છે તે યથાર્થ છે. સઘળું બ્રહ્માંડ ચૈતન્ય જ છે, ચૈતન્ય જ તેનું ઉત્પત્તિસ્થાન છે, ચૈતન્યમાં જ બ્રહ્માંડની સ્થિતિ છે અને ચૈતન્યમાં જ તેનો લય છે. ચૈતન્યથી અલગ કોઈ પણ સ્થળે કોઈ પણ વસ્તુ નથી. સર્વ જગતના આત્મારૂપ જે ચૈતન્ય છે, તે જ હું છું. આકાશમાં, વાયુમાં, જળમાં, પૃથ્વીમાં, તેજમાં જે ચૈતન્ય છે તે હું જ છું. સ્થાવરો અને જંગમોમાં જે ચૈતન્ય છે તે હું જ છું, હું દ્વૈતભાવથી રહિત છું.

મારો સ્વરૂપભૂત આત્મા નિત્યમુકત જ છે. તે દેહાદિ આકારોથી મર્યાદિત થયો નથી અને ભવિષ્યમાં થશે પણ નહિ. હું વ્યાપક છું, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છું, આકાશની માફક અંતથી રહિત છું, સર્વ જ્ઞેય પદાર્થોથી ભિન્ન છું, સર્વને પ્રકાશ કરનાર છું, સર્વને જીવન અર્પણ કરનાર છું. હું સર્વકાળમાં અખંડિત રહેનાર છું, સર્વરૂપ છું, સર્વના કરનાર છું, સર્વના અધિષ્ઠાતા છું અને સર્વમાં રહેલો છું, અજ્ઞાનતાથી જગતરૂપે ક્ષોભ પામું છું, તત્ત્વબોધથી શાંત થઈ જાઉં છું.' આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે સમાધિસ્થ થયો. તેના સર્વ સંકલ્પો શાંત થયા અને તેને અદ્વૈતની અનુભૂતિ થઈ.

વસિષ્ઠ કહે : હે રામ, બલિરાજા ઘણા કાળ પછી સમાધિમાંથી જાગ્રત થયો, આસકિત વિનાના મનથી પોતાના સ્વધર્માનુસાર રાજ્યકાર્યો કરવા લાગ્યો. ગુરુઓને, બ્રાહ્મણોને, દેવતાઓને, અર્ઘ્યાદિકથી પૂજવા લાગ્યો અને મિત્રોનું, બંધુઓનું, સામંતોનું સન્માન કરવા લાગ્યો. તેણે 'અશ્વમેધ' નામનો યજ્ઞ પણ કર્યો. બલિરાજા વિરકત છે, તેના મનમાં ભોગોની ઈચ્છા નથી એવો નિશ્ચય કરી, વિષ્ણુ ભગવાન વામન રૂપ ધારણ કરી તેના યજ્ઞમાં પધાર્યા. ત્રણ પગલાંમાં ત્રણે લોકોને ઘેરી લઈને, જેમ વાંદરાને ભોંયગમાં બાંધવામાં આવે તેમ બલિરાજાને પાતાળમાં બાંધ્યો. પાતાળમાં રહેલો એ બલિરાજા જીવન્મુકત હોવાથી આપત્તિ અને સંપત્તિમાં સમતા રાખીને રહે છે. સમતામાં સ્થિર થયેલ તેની બુદ્ધિ દુઃખમાં અસ્ત પામતી નથી અને સુખમાં ઉદય પામતી નથી. લોકોના વૈભવોના આવિર્ભાવો અને તિરોભાવો આ સંસારમાં થયા કરે છે. જન્મ અને મરણ વારંવાર આવ્યા કરે છે, યશ અને અપયશ પણ આવ્યા જ કરે છે, એ જાણીને બલિરાજાનું મન વિરકત થઈ શાંત થયું છે. બ્રહ્મસાક્ષાત્કારથી ભરપૂર થયેલું બલિરાજાનું મન પદાર્થોને અસ્થિર ગણીને તેમાં સ્પૃહા રાખતું નથી. સઘળા પદાર્થોમાં તે સમાન બુદ્ધિ રાખે છે. પ્રાપ્ત થયેલા ભોગોને અલિપ્ત રહીને ભોગવે છે અને જે ભોગો ન મળે તેની સ્પૃહા કરતું નથી. હે રામચંદ્ર, બલિરાજાને જે પ્રકારથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી તે મેં તમને કહી સંભળાવી. તમે પણ એવા જ ઉદાર વિચારોનું સેવન કરી માયાના બંધનમાંથી મુકત થાઓ ને સમ્રાટ તરીકે સંસારમાં વિહાર કરો

તમે પણ હું અવિનાશી આત્મા છું, નિરાકાર છું, નિર્વિકાર છું, સચ્ચિદાનંદ-સ્વરૂપ છું, માયાનો નિયંતા છું, એવો નિશ્ચય રાખી, સ્વપ્રયત્નથી અદ્વૈતના આનંદની પ્રાપ્તિ કરો. બલિરાજાને ત્રૈલોકયના ભોગો ભોગવવા છતાં પણ શાંતિ મળી નહોતી અને છેવટે ભોગોમાં અરુચિ પેદા થઈ હતી. માટે તમે અંતે અવશ્ય દુઃખ આપનાર ભોગોના સમૂહને ત્યજી દો અને જેમાં દુઃખનો સદંતર અભાવ છે એવા પરમપદને પ્રાપ્ત કરવાનો યત્ન કરો. રાગ, દ્વેષ, કામ, ક્રોધ આદિ વિકારો ઉત્પન્ન કરનારા દૃશ્ય પદાર્થોને રમણીય સમજવા નહિ. ડુંગરાઓ દૂરથી રળિયામણા લાગે છે, પણ પાસે જતાં ભય ઉત્પન્ન કરે છે. તેવી રીતે સઘળા ભોગ્ય પદાર્થો ભોગવતી વખતે જ મીઠા લાગે છે, અંતે દુઃખ આપે છે. પામર લોકોનું મન તુચ્છ ચેષ્ટાઓમાં જ સમય નષ્ટ કરે છે, જીવનની ગંભીરતાનો તેમને ખ્યાલ હોતો નથી. વિષયોથી આમતેમ ઘસડાયા કરે છે અને દ્રવ્ય કે સત્તાની પ્રાપ્તિ થાય ત્યારે અભિમાનથી ઘેરાઈ જાય છે. કુદરત તરફથી તેમને ફટકો પડે ત્યારે જ તેમને સાન આવે છે હે રામચંદ્ર, સૂર્યની જેમ સઘળા પદાર્થોને પ્રકાશ આપનાર તમે જ છો. આ શત્રુ છે, આ મિત્ર છે, એવી ભેદબુદ્ધિ રાખવી નહિ. તમે તો આદિ પુરુષોત્તમ છો, નિત્ય પ્રકાશરૂપ છો, જ્ઞાનસ્વરૂપ છો. તૃષ્ણાની વૃદ્ધિ થવાથી માણસમાં દુર્બળતા આવે છે, દીનતા આવે છે, માણસ નિસ્તેજ થઈ જાય છે, નિર્વીર્ય થઈ જાય છે. માટે હે રામચંદ્ર, તમે ભોગોના સાક્ષી થાઓ. જ્યારે જ્યારે મન વિષયોમાં ડૂબી જાય ત્યારે ત્યારે આત્માનો વિચાર કરી તેને અધિષ્ઠાનમાં જોડી દેવું. હે મહાબુદ્ધિમાન રામ, હૃદયરૂપી આકાશમાં ઉદય પામેલા અવિવેકરૂપી વાદળને જ્ઞાનરૂપી પવનના ઝપાટાથી તમે તુરત દૂર કરી નાખો. પોતાના અસલ સ્વરૂપનો વારંવાર વિચાર કરીને અજ્ઞાનને મનમાંથી બહાર કાઢી નાખવું જોઈએ. આ કાર્ય સ્વપ્રયત્નથી જ કરવાનું છે. વેદાંતનાં પુસ્તકોનું અનુશીલન કરીને, અનુમાનો કરવાથી આ પરમ પુરુષાર્થ સિદ્ધ થતો નથી. આને માટે નિદિધ્યાસનની અનિવાર્ય આવશ્યકતા છે. તમારા મનમાંથી જ્યારે મળ, વિક્ષેપ અને આવરણ એવા ત્રણ દોષો દૂર થશે ત્યાર પછી તમને જ્ઞાનનાં સાધનોની આવશ્યકતા નહિ રહે.

વિવેક અને વૈરાગ્યનુ પાલન કરવાનુ પણ નહિ રહે. મ ણ કે સચ્ચિદાનંદ-સ્વરૂપ અચળ પ મા જ તમારી હમેશને માટે સ્થિતિ રહેશે. આ અવિચળ પ ની પ્રાપ્તિ વિના નિર્વાણ ની અનુભૂતિ શક્ય નથી અને શાશ્વત શાંતિ પણ શક્ય નથી.

## ૨૩ : જ્ઞાનોદયનો ઉત્તમ પ્રકાર

વસિષ્ઠ ઉપશમ પ્રકરણના ત્રીસમા સર્ગમા કહે છે હે રામચદ્ર, જે પ્રક્રિયાથી દૈત્યોનો રાજા પ્રહ્લાદ પોતાની મેળે જીવન્મુક્ત દશાને પ્રાપ્ત થયો તે હુ તમને કહુ છુ તેના ઉપર મનન કરો અને તેનો આશ્રય કરી તમે પણ એ સર્વોત્તમ અવસ્થા સપાદન કરો

હિરણ્યકશિપુ નામનો એક અતિ પરાક્રમી રાજા પાતાળમા રાજ્ય કરતો હતો, તેણે દૈત્યોને અને દેવતાઓને જીતીને જગતનુ રાજ્ય કરવા માડ્યુ હતુ એને દશ પુત્રો હતા એ સઘળા પુત્રો પ્રભાવશાળી હતા, પણ તેમા સૌથી વધારે તેજસ્વી પ્રહ્લાદ હતો, તે યુવરાજ હતો પ્રબળ સપત્તિ વાળો હિરણ્યકશિપુ સત્તાના અને દ્રવ્યના મદથી અત્યત અભિમાની થયો હતો એના ત્રાસથી સર્વ લોકો પીડા પામી રહ્યા હતા આથી દેવતાઓએ, તેનો નાશ કરવા માટે વિષ્ણુ ભગવાનને પ્રાર્થના કરી વિષ્ણુ ભગવાને હિરણ્યકશિપુનો વધ કરવા માટે નૃસિંહનુ સ્વરૂપ ધારણ કર્યું હે રામચદ્ર, વિષ્ણુ ભગવાને એવુ વિકરાળ નૃસિહરૂપ ધારણ કરીને હાથી જેમ ઘોડાને યુદ્ધમા મારી નાખે તેમ ખાસ પરિશ્રમ વિના મારી નાખ્યા, દૈત્યોના નગરને પણ બાળી નાખ્યુ દાનવો ભયભીત થઈને નાસી ગયા વિષ્ણુ ભગવાન પણ હિરણ્યકશિપુનો વધ કરીને અદૃશ્ય થઈ ગયા આ પ્રમાણે વિષ્ણુ ભગવાને દાનવોનો નાશ કર્યો ત્યારે પ્રહ્લાદ મનમા વિચારવા લાગ્યો 'વિષ્ણુએ અમારા પૂર્વજોની સાથે ઘણા યુદ્ધો કર્યાં છે, આયુધો વિનાનો હોય તોપણ એ વિષ્ણુ અજેય છે, શસ્ત્રોથી કે અસ્ત્રોથી તે કપાય તેમ નથી મારા મત પ્રમાણે વિષ્ણુને ખરી રીતે વશ કરવાનો એક જ ઉપાય છે માણસે તેનો આશ્રય લેવો, તેની ભકિત કરવી

વિષ્ણુ ભગવાન જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે તેનાથી ચઢિયાતી કોટિનો આખા બ્રહ્માંડમાં કોઈ પણ નથી. તેથી એ અજર અમર નારાયણને શરણે જવાનો મે દૃઢ નિશ્ચય કર્યો છે. સઘળાં પાપોને નષ્ટ કરનારો અને સર્વ મનોરથો સિદ્ધ કરનારો ' નમો નારાયણાય 'નો મંત્ર મારા મનમાં સ્થિર કરીશ. સઘળું જગત વિષ્ણુમય જ છે; આકાશ, વાયુ, તેજ, પૃથ્વી, જળ સઘળું વિષ્ણુરૂપે જ છે. હું પોતે પણ વિષ્ણુરૂપ જ છું. વિષ્ણુ થઈને વિષ્ણુનું પૂજન કરવું એવી શાસ્ત્રાજ્ઞા છે. હું પોતે પણ સર્વ લોકોનો ઈશ્વર, સાક્ષાત્ વિષ્ણુ છું, હું ઐશ્વર્યયુકત છું. મારા વાસ્તવિક સ્વરૂપમાં સુખદુઃખરૂપી દ્વન્દ્વોને સ્થાન નથી. આ મારા વ્યાપક વિષ્ણુ સ્વરૂપની અંદર અનેક બ્રહ્માંડો રહેલ છે. આકાશ, વાદળાં, વાયુ, વન, સમુદ્ર, પર્વતો આદિ સર્વ પદાર્થોમાં તે વ્યાપ્ત થઈને રહેલું છે. વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, આ પ્રમાણે પ્રહ્‌લાદે પોતાના શરીરને ભાવનાથી નારાયણરૂપ કર્યું અને પછી તે વિષ્ણુભગવાનનું માનસિક પૂજન કરવા લાગ્યો. તેણે મનથી જ અભિષેક કર્યો, ચંદનાદિનાં લેપનો કર્યા, ધૂપો કર્યા, દીપકો કર્યા. માનસિક પૂજન કર્યા પછી તે દાનવરાજે અંતઃપુરમાં રહેલા દેવાલયમાં બહારના પ્રત્યક્ષ ચંદનાદિ પુષ્પાદિક ઉપહારોથી બાહ્ય પૂજન કરવાનું શરૂ કર્યું. જે ક્રમથી માનસિક પૂજન કર્યું હતું તે જ ક્રમથી બહારનું પૂજન કરવાથી પ્રહ્‌લાદને પ્રસન્નતા થઈ. પ્રહ્‌લાદે આ પ્રમાણે નિત્ય વિષ્ણુભગવાનનું ભકિતપૂર્વક પૂજન કરવાનું રાખ્યું. પ્રહ્‌લાદના જીવનની દૈત્યો ઉપર પણ અસર થઈ. દાનવો પણ વિષ્ણુ ભગવાનના ભકતો થયા. જેવો રાજા તેવી પ્રજા એ કહેવત પ્રમાણે સઘળી પ્રજા પણ વિષ્ણુ તરફ વળે તે સ્વાભાવિક છે.

હે રામચંદ્ર, સઘળા દૈત્યો વિષ્ણુ ભગવાનના ભકતો થયા છે એ વાત અંતરિક્ષમાં અને સ્વર્ગલોકમાં પહોંચી. ઈન્દ્રાદિ દેવો આનાથી વિસ્મય પામ્યા અને સ્વર્ગલોકમાંથી નીકળી શેષનાગના શરીર ઉપર બિરાજેલા શ્રીવિષ્ણુ ભગવાન પાસે ગયા. દેવતાઓએ કહ્યું : ' હે ભગવન્, દૈત્યો તો સદાય આપના દ્વેષી જ રહ્યા છે. તેમના અંતઃકરણમાં આવું આશ્ચર્યકારક અને અકલ્પ્ય પરિવર્તન કયાંથી અને કેવી રીતે આવ્યું? દાનવ અને આપની ભકિતની એક-

વાકયતા કેવી રીતે સંભવે? દાનવો માયાને આધીન હોય છે, રાગ, દ્વેષ, વાસનાઓથી ભરપૂર હોય છે, તેમની સર્વ પ્રવૃત્તિઓ અધોગામી હોય છે અને આપની ભકિત માટે વૈરાગ્યની પરમ આવશ્યકતા છે. આ બંને પરસ્પર વિરોધી વસ્તુઓનો સુમેળ કેવી રીતે સાધી શકાય? દૈત્ય વિષ્ણુનો ભકત થયો છે, એનું શ્રવણમાત્ર અમને દુઃખ આપે છે.'

વિષ્ણુભગવાને દેવતાઓના સમૂહને સાંત્વન આપીને કહ્યું, હે દેવતાઓ પ્રહ્લાદ ભકિતયુકત થયો છે, એ વાત ખરી છે, એમાં ખેદ પામવાનું કાંઈ કારણ નથી. દુર્ગુણોથી ભરેલો પુરુષ સદાચારી ને સદ્ગુણોવાળો થાય તો તેમાં આનંદ માનવો જોઈએ અને તેવા માનવને અભિનંદન આપવાં જોઈએ. તેને તેના શુભ પ્રયાસમાં પ્રોત્સાહન આપવું જોઈએ. આટલાં વચનો કહીને વિષ્ણુભગવાન અંતર્ધાન થઈ ગયા. દેવતાઓ સ્વર્ગમાં ગયા અને તેમણે પ્રહ્લાદના મિત્રો તરીકે વર્તન કરવા માંડયું મહાન પુરુષના ઉપદેશની અને વર્તનની અસર સામાન્ય કોટિના માણસો ઉપર થાય તે સ્વાભાવિક છે. વિષ્ણુભગવાનની ભકિતમાં સદા તત્પર રહેનાર પ્રહ્લાદમાં સંયમ, વિવેક, વૈરાગ્ય, સંતોષ, વિચારણા વગેરે સદ્ગુણોની વૃદ્ધિ થવા માંડી. વિષયો તરફ તેને અરુચિ થવા માંડી કારણ કે ભગવાનના સ્મરણથી અને ભગવાનમાં મનને સ્થિર કરવાથી જે આનંદ આવે છે તેની આગળ વિષયાનંદની કાંઈ વિસાત નથી. પાર્થિવ જીવનમાં જ સમય ગાળનાર માણસોને વિષયાનંદ ક્ષણિક સુખ આપે છે. વિષયભોગોની ઇચ્છાથી રહિત થયેલું પણ આત્મસાક્ષાત્કારજન્ય આનંદની અનુભૂતિ વિનાનું પ્રહ્લાદનું ચિત્ત હીંડોળામાં હીંચકતા માનવીની માફક બન્ને દિશાઓમાં ભટકયા કરતું હતું. સર્વત્ર વિષ્ણુભગવાને પ્રહ્લાદના મનની આ સ્થિતિ જાણી લીધી અને પોતે પ્રહ્લાદના ઉપાસના કરવાના દેવાલયમાં પ્રહ્લાદના આવતા પહેલાં જ પધાર્યા. દેવાલયમાં વિષ્ણુભગવાનને જોઈને પ્રહ્લાદને અતિ પ્રસન્નતા થઈ, ભાવપૂર્વક તેમનું અર્ચન કર્યું અને નીચે પ્રમાણે સ્તુતિ વચનો બોલ્યો: 'હે ભગવન્, આપ ત્રૈલોકયના આશ્રયરૂપ છો. આપથી જ જગત ટકી રહ્યું છે, આપ અજર છો, અમર છો, નિરાકાર છો, નિર્વિકાર છો, આપનું નામરૂપાત્મક

સ્વરૂપ તો આભાસ માત્ર છે, આપ તેથી મર્યાદિત થતા નથી. આપ નિર્મળ છો, આપ સર્વસ્વ છો. સર્વશકિતમાન છો. હું આપને શરણે આવ્યો છું. આપ સર્વ જીવોના મૂળતત્ત્વરૂપ છો અને જગતની સઘળી પીડાઓને હરનારા પ્રભુ છો ' પ્રહ્લાદનાં નમ્રતાપૂર્ણ અને ભકિતપૂર્ણ વચનોથી ભગવાનને આનદ થયો તેમણે પ્રહ્લાદને કહ્યુ : ' હે ગુણોના ભંડારરૂપ અને દૈત્યકુળના શિરોમણિરૂપ, તુ જે વરદાનની ઈચ્છા હોય તે મારી પાસેથી માગી લે ' પ્રહ્લાદ કહે. ' હે ભગવન્ આપ મને એવું વરદાન આપો કે જે સર્વ પ્રકારની દીનતાનું કાયમને માટે નિવારણ કરનારું હોય.' ભગવાન કહે: ' હે પ્રહ્લાદ બ્રહ્મના સાક્ષાત્કારરૂપ વિશ્રાંતિ મળવા સુધીનો વિચાર કરવાથી જ અનર્થોની અત્યંત નિવૃત્તિ થાય છે, નિત્યાનંદ મળે છે. માટે તે તરફ તારું મન વળે અને તે અવસ્થા સંપાદન કરવાની તારામાં શકિત આવે એવા મારા આશીર્વાદ છે.' આટલુ બોલી ભગવાન અંતર્ધાન થઈ ગયા ભગવાનના અમૃત સમાન વચનોનું પ્રહ્લાદ મનન કરવા લાગ્યો. પ્રહ્લાદે નિશ્ચય કર્યો કે મારે હવે મનમાં આત્માનો વિચાર કરવો જોઈએ. મારે એ અવિનાશી પદ પ્રાપ્ત કરવાનો જ પ્રયત્ન કરવો જોઈએ હું કોણ છું, કયાથી આવ્યો છું, આ જગત અત્યંત બાહ્ય છે, અલ્પ કાળમાં જ નષ્ટ થઈ જનારું છે, જડ છે, જ્ઞાનહીન છે, ક્રિયાહીન છે, કર્મેન્દ્રિયોનાં કર્મો અહંકાર, મન, બુદ્ધિ, ચિત્ત એ પણ હું નથી. હું તેમનો દ્રષ્ટા છું. નિયંતા છું, દ્રષ્ટા દૃશ્ય હોઈ શકે નહિ હુ તો શુદ્ધ ચૈતન્ય જ છું, સત્તા માત્ર છું સર્વ દૃશ્યોને પ્રકાશ આપનાર છું. અંદર બહાર વ્યાપક છું. જેમ અરીસો સઘળી વસ્તુઓનાં પ્રતિબિંબોનું સ્થળ છે તેમ હું જ સઘળાં પ્રાણીઓના દેહ, ઈન્દ્રિય આદિ અનુભવોનું સ્થળ છું. ચૈતન્યરૂપ અંતરાત્મા જે જે વસ્તુઓનો સંકલ્પ કરે છે તે તે વસ્તુઓ તરત ઉત્પન્ન થાય છે આત્મામાં રહેલું આ કારણ કાર્યરૂપ જગત અનિર્વચનીય છે જેમનું ચિત્ત, અતિવિમળ થયું હોય છે, મહાત્મા પુરુષો જ, તેના આ ચિદાકાશનો અનુભવ કરે છે. હું એક છું, સર્વવ્યાપક છું, સઘળા સ્થાવર જંગમ પદાર્થોમાં સાક્ષી અને નિયંતારૂપે નિત્ય રહેલો છું. સઘળા દેહોને ધારણ કરનારો હોવાથી સ્રી

પણ હું છું. પુરુષ પણ હું છું. સર્વ પદાર્થોની અંદર પણ હું જ છું. અને સર્વ પદાર્થોરૂપે પણ હું જ છું. જેમ બાળક રમકડાં બનાવે છે, તેમ આત્મા-એ આ વિચિત્ર વૈવિધ્યવાળી સૃષ્ટિ પોતાની અંદર રચી છે. જે કાંઈ દૃશ્ય છે તે પરિવર્તનશીલ છે, વિનાશી છે, દૃષ્ટાને આધીન છે. જે પ્રાપ્ત કરવા યોગ્ય છે તે મેં મેળવ્યું છે. હવે અલ્પાત્મા રહ્યો નથી. મારા સઘળા બાપ-દાદાઓ મૂર્ખ હતા એવું મને હવે જણાય છે, કારણ કે દેહાદિક પદાર્થો સાથે અહંતા બાંધી તેઓ વિષયભોગોમાં પશુની માફક રચ્યાપચ્યા રહેતા હતા. સઘળાં દૃશ્યોનો બાધ થઈ જતાં અખંડરૂપે અવશેષ રહે છે તે જ પરમ ચૈતન્ય છે, તે જ મોક્ષ છે. જે આત્મા પોતાના સારા નરસા સંકલ્પો-રૂપી મલિનતાવાળો હોય છે તે પાશથી બંધાયેલ પક્ષીની માફક બ્રહ્મરૂપી ચિદાકાશમાં ચઢી શકતો નથી. મારું પોતાનું સ્વરૂપ હવે આવરણ વિનાના પૂર્ણ ચંદ્રમા જેવું થયું છે. હું દેહમાં રહેલો છું. તે છતાં, મેદ, અસ્થિ, માંસ, મજ્જા, રુધિર વગેરેથી ભિન્ન છું. જેમ તલમાં તેલ છે, દૂધમાં ઘૃત છે, પુષ્પમાં સુગંધ છે, મધુર પદાર્થોમાં મીઠાશ છે, ખારા પદાર્થો-માં ખારાશ છે, તેમ સઘળા પદાર્થોમાં આત્મા રહેલો છે, મારામાંથી અહં-કારરૂપી વાદળાં ચાલ્યાં ગયાં છે, મારા મનમાં આશારૂપી દાવાનળ શાંત થયો છે, કામદેવરૂપી અગ્નિથી તપેલા મનને મેં જ્ઞાનપૂર્વક શાંત કર્યું છે. મારું મન હવે કાષ્ઠ વિનાના અગ્નિની પેઠે શાંતિ પામ્યું છે. હું આસક્તિથી, મોહથી રહિત થયો છું, દૃશ્ય પદાર્થોનું અસલ સ્વરૂપ મેં જાણ્યું છે. મારા મનમાં અજ્ઞાનરૂપી જે જડતા હતી તે જતી રહી છે. જેમ જળ અને તરંગ-ના ભેદની કલ્પના કેવળ વ્યવહાર દૃષ્ટિથી છે, અસત્ય છે, તેમ જીવ અને પર-માત્મા વચ્ચે ભેદની કલ્પના પણ ખોટી છે, ( ઉપલક દૃષ્ટિથી જ છે ). જેમ સૂર્ય અપાર આકાશમાં અવિરત ગતિ કર્યા કરે છે, તેમ હવે હું પણ મારા અનંત સ્વરૂપમાં વિહાર કર્યા કરું છું. આત્મનિષ્ઠ હોવાથી અનુકૂળ કે પ્રતિ-કૂળ સંજોગોમાં પણ હું ચિત્તની સમતાને ખોતો નથી. અવિવેકી, અજ્ઞાન-ગ્રસ્ત મનુષ્યોનું મન અનંત, ક્ષુદ્ર, અનિયત વાસનાઓથી ભરપૂર હોય છે. વિવેકદૃષ્ટિથી અજર અને અમર જણાતા હે આત્મા તારો જય હો,

યથાર્થ દૃષ્ટિથી મનના અવિષયરૂપ જણાતા હે આત્મા તારો જય હો. હું તારા દર્શનથી સ્વસ્થ થયો છું—શાંત થયો છું: પ્રફુલ્લિત થયો છું. જ્ઞાનશક્તિ આનંદ સ્વરૂપ થયો છે, જીવન્મુક્ત થયો છું, વિષયોરૂપી વાસનાઓથી મુક્ત થયો છું, હવે મારે કોઈ પ્રકારનું બંધન નથી. સમસ્ત માયાનો અધિપતિ થયો છું. મને જન્મ નથી, મરણ નથી, અવિચળ શાંતિ મેં સંપાદન કરી છે. હું ગુણાતીત-દ્વન્દ્વાતીત થયો છું.

વસિષ્ઠ કહે છે : હે રામ, આ પ્રમાણે પોતાના અસલ સ્વરૂપનું ચિંતન કરતાં કરતાં પ્રહ્‌લાદ નિર્વિકલ્પ સમાધિને પ્રાપ્ત થયો. પરમાનંદમાં એકરસરૂપ થવાથી ને નિષ્ક્રિય થવાથી તે મૃત્યુને આધીન થયેલ માણસ જેવો દેખાવા લાગ્યો. પ્રહ્‌લાદ સમાધિમાં રહેતો હોવાથી પાતાળનું રાજ્ય રાજા વિનાનું થઈ ગયું. બળવત્તર દૈત્યો દુર્બળ દૈત્યોને કષ્ટ આપવા લાગ્યા. સમગ્ર રાજ્યમાં અરાજકતા, અંધાધૂંધી ફેલાઈ ગઈ. મિલકતોનું અને સ્ત્રીઓનું રક્ષણ થઈ શકતું નહોતું. હે રામચંદ્ર, ચાતુર્માસ આ સ્થિતિમાં ગયા પછી વિષ્ણુભગવાન દેવતાઓની પ્રાર્થનાથી જાગ્યા અને તત્કાલીન વિશ્વસ્થિતિનો વિચાર કરવા લાગ્યા. ભૂલોકમાં અને સ્વર્ગલોકમાં ચાલતી પદ્ધતિનો વિચાર કરી તેઓ પાતાળનો વિચાર કરવા લાગ્યા. પાતાળમાં પ્રહ્‌લાદ નામના દાનવને તેમણે નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થયેલો જોયો અને ઇન્દ્રના નગરમાં સંપત્તિ બહુ જ વધી ગયેલ જોવામાં આવી. પાતાળમાં શાસનમાં શિથિલતા આવવાને લીધે આ સૃષ્ટિ દૈત્યો વિનાની થઈ ગઈ છે એ સ્પૃહણીય નથી. દૈત્યોનો અભાવ થતાં દેવતાઓ નિશ્ચિંત થઈ જશે. જો શત્રુઓ હોય તો જ દેવતાઓમાં જીવન રહે, જો દેવતાઓ રાગદ્વેષથી રહિત થઈને મોક્ષ પ્રાપ્ત કરશે તો મનુષ્યોને દેવતાઓનાં સ્વર્ગ સંબંધી સુખો ભોગવવાની ઇચ્છા રહેશે નહિ. યજ્ઞોની અને તપની સઘળી ક્રિયાઓ શાંત થઈ જશે અને ભૂલોક કર્મભૂમિ છે એમ કોઈના પણ જાણવામાં રહેશે નહિ. કલ્પના આરંભથી માંડીને જે આ સંસાર મેં રચ્યો છે તેને સમય વિના નષ્ટ ન થવા દેવો જોઈએ. જો સમય વિના સંસાર શાંત થઈ જાય, સમય વિનાની શાંતિ થાય તો તે સુષુપ્તિ અવસ્થા જેવી થાય. તે મુક્તિરૂપ ન જ થાય. હું ઉપેક્ષા કર્યા વિના,

છે. દેહની સાથે આત્માને કાંઈ સંબંધ નથી. એટલે દેહના ગ્રહણનો કે ત્યાગનો સવાલ ઉપસ્થિત થતો નથી. આત્મજ્ઞાન થતાંની સાથે જ દેહનો સંબંધ ટળી જાય છે. દેહનાં સંવેદનો આત્માને સ્પર્શ કરતાં નથી. જે પુરુષ અત્યંત શીતળ અને નિર્મળ બુદ્ધિથી સાક્ષીની પેઠે આ જગતને જોયા કરે છે, તે જ ખરો મનુષ્ય છે, તેનું જીવન જ શોભે છે. જે મનુષ્ય સર્વમાં આત્મદૃષ્ટિ રાખી વાસનાઓથી રહિત થઈ સંસારમાં માયાધીશ તરીકે વિહાર કરે છે, તે જ મનુષ્ય આદરણીય છે, પૂજનને યોગ્ય છે. તેનું જીવન જ અનુકરણીય છે. હે પ્રહ્‌લાદ, તું જીવન્મુક્ત છે, મરણથી રહિત છે તેમ જીવનથી પણ રહિત છે. તને દેહનો જરા પણ સંબંધ નથી. માટે તને દેહની ક્રિયાઓ સ્પર્શ કરી શકતી નથી. આ તારું દેશકાલાદિ માપમાં આવેલું શરીર તો અજ્ઞાનીઓની દૃષ્ટિમાં છે. જ્ઞાનીઓની દૃષ્ટિમાં નહિ. જે નિરાકાર બ્રહ્મમાં સ્થિત થયો છે. જે ખરા અર્થમાં જ્ઞાની છે તે તો સર્વદા સર્વસ્વરૂપ છે. સર્વ પદાર્થો તારા દેહરૂપ છે અને કોઈ પણ પદાર્થ તારા દેહરૂપ નથી. જ્ઞાની પોતાના અસલ શુદ્ધ સ્વરૂપમાં જ સ્થિત થયેલો હોય છે. દેહ નાશ પામે તોપણ આત્મા નાશ પામતો નથી. હું દેહ છું અને દેહ મારો છે, એવા પ્રકારનો ચિત્તનો ભ્રમ નષ્ટ થયા પછી હું ત્યાગ કરું છું અને ગ્રહણ કરું છું એવી મિથ્યા કલ્પનાઓ ઉદય પામી શકે જ નહિ. જ્ઞાનીઓ સંસારમાં માત્ર લીલા માટે મહાકર્તા, મહાત્યાગી, મહાભોક્તા તરીકે વિહાર કરે છે. કર્મ કરવા છતાં પણ પોતે તો અકર્તા છે એવું જ્ઞાની જાણે છે. અહંકારનો ત્યાગ કરવા છતાં પણ પોતે સર્વ વસ્તુઓ ધર્માનુસાર ગ્રહણ કરે છે તેથી તે મહાત્યાગી કહેવાય છે. અહંતાનો ત્યાગ એ જ ખરો ત્યાગ છે. એ ન થાય ત્યાં સુધી અજ્ઞાનનો પડદો આત્માને ઢાંકે છે. મનમાં કોઈ પણ પ્રકારની વાસના તથા આસક્તિ વિના સહજ પ્રાપ્ત થયેલ પદાર્થો ભોગવે છે માટે તે મહાભોક્તા કહેવાય છે. અવિદ્યાગ્રસ્ત માનવો પદાર્થોના વિષયોના દાસ હોય છે. કર્તાપણું અને ભોક્તાપણું શાંત થયા પછી ચિત્તમાં જે શાંતિ અવશેષ રહે છે તે જ્યારે પ્રૌઢપણાને પામે ત્યારે તેને મુક્તિ કહેવામાં આવે છે. પ્રથમ ચિત્તને સાત્ત્વિક બનાવવું પડે છે. ત્યારબાદ સત્ત્વાતીત અવસ્થા—દિવ્ય અવસ્થા પ્રાપ્ત થાય છે. પરમ શાંતિમાં સ્થિર રહેલા જીવન્મુક્ત પુરુષો વ્યવહારનો ત્યાગ કરતા નથી. પર-

કરવાના રાજધર્મનું તારે પાલન કરવું આત્માને દેહોથી નિરાળો જાણી, અહંતા-મમતાનો ત્યાગ કરવો અને રાગદ્વેષથી વિમુક્ત થઈને યથોચિત વ્યવહાર કરવો. ઉદય પામેલા આત્માનંદથી અંત:કરણને અને મુખને સર્વદા પ્રફુલ્લિત રાખવું; હર્ષ, શોક, ભય વગેરેનો સદાને માટે ત્યાગ કરવો. આ વિકારો આત્માને સ્પર્શ કરી શકતા નથી. વિલાસોથી ભરપૂર અને શત્રુઓથી જિતાય નહિ તેવી રાજલક્ષ્મીને તું દીર્ઘકાળ સુધી ભોગવ પણ તેનો દાસ થા નહિ

વસિષ્ઠ કહે છે: હે રામ, વિષ્ણુભગવાન આટલાં વચનો કહીને પ્રહ્લાદના પ્રાસાદમાંથી પધારી ગયા.

હે રામચંદ્ર, મનમાંથી સર્વ મળોનો વિનાશ કરનારી અને સદાને માટે માનવને ત્રિગુણાત્મક પ્રકૃતિનાં બંધનમાંથી મુકત કરનારી આ પ્રહ્લાદની કથા મેં તમને કહી છે, તે તમારા બોધ માટે છે. જે માનવો આ કથાનો સાર ગ્રહણ કરશે તેમનાં સર્વ પાપો ક્ષણમાં નાશ પામશે પોતાના અસલ સ્વરૂપનું અજ્ઞાન એ જ મહાન પાપ છે. અને તે વેદાંતના વિચારથી જ નષ્ટ થાય છે.

રામચંદ્ર પૂછે છે, હે મહારાજ, પરમપદને પ્રાપ્ત થયેલું પ્રહ્લાદનું મન જાગ્રત કેવી રીતે થયું? મનનો લય થઈ ગયો હોય તો શબ્દનું શ્રવણ થવાનો સંભવ નથી વસિષ્ઠ કહે છે, 'હે નિર્દોષ રામચંદ્ર, જ્ઞાનીઓની મુકિતના બે પ્રકાર હોય છે, એક સદેહમુક્તિ અને એક વિદેહમુક્તિ અનાસકત બુદ્ધિવાળા જે માણસને કર્મોના ત્યાગમા કે ગ્રહણમાં ઇચ્છા ન હોય, તે પુરુષની તે સ્થિતિ જીવન્મુકત કહેવાય છે આમાં શરીરનું અસ્તિત્વ હોય છે શરીર પડી ગયા પછી બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે તેને વિદેહમુક્તિ કહેવામા આવે છે જીવન્મુકતના મનમાં શેકેલા બીજ જેવી શુદ્ધ વાસના રહે છે. આ વાસના શુદ્ધ સત્ત્વગુણને અનુસરનારી, આત્માના અનુસંધાનરૂપ હોય છે જીવન્મુકત પુરુષ તે વાસનાને લીધે, હજારો વર્ષના અંતે પણ સમાધિમાંથી જાગ્રત થાય છે. હે રામ, આત્માનું અવલોકન કરવાથી તુરત જ વિષ્ણુનું દર્શન થાય છે, અને વિષ્ણુની આરાધના કરવાથી તુરત જ આત્માનું અવલોકન થાય છે. આત્માના અવલોકન માટે સતત યત્ન કરો એ જ પરમ પુરુષાર્થ છે.

ન પામતાં પોતાની રાજા તરીકે ફરજો બજાવતો હતો. સમગ્ર પ્રજા તેનાથી સંતુષ્ટ હતી. અનુગ્રહ અને શિક્ષા બંનેમાં તે પ્રવીણ હતો. ઘણાં વર્ષો સુધી આવી રીતે જીવન ગાળવાથી, તે રાજાને આખરે કંટાળો આવ્યો. મનને હમેશ પરિવર્તનની જરૂરિયાત જણાય છે. એક જ પ્રકારની અવસ્થામાં તેને કાયમને માટે શાંતિ મળી શકતી નથી. વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, એ રાજાનું ચિત્ત અનેક પ્રકારના વિરોધી વિચારોને આધીન થવા માંડ્યું. હું આમ કરું કે તેમ કરું, આવા વિકલ્પોથી તે ક્યાંય શાંતિ પામ્યું નહિ. એક દિવસ માંડવ્ય નામના મુનિ એ રાજાને ઘેર આવ્યા. રાજાએ વિધિપૂર્વક તેમની પૂજા કરી અને પછી વિનયપૂર્વક નીચે પ્રમાણે પ્રશ્ન પૂછયો.

સુરઘુ બોલ્યો: 'હે મહારાજ, જેમ વર્ષાઋતુના આગમનથી માનવો, પશુઓ, પક્ષીઓ, આનંદમાં આવી જાય છે, તેવી રીતે, આપના આગમનથી હું પરમ સુખ પામ્યો છું. આપની કૃપાદૃષ્ટિ મારા ઉપર પડવાથી, હું ભાગ્યશાળી પુરુષોમાં અગ્રેસર થયો છું. મારા મનમાં એક સંશય છે, તેનું નિવારણ કરવાનું આપનામાં સામર્થ્ય છે એ હું જાણું છું. મહાત્માઓના સમાગમથી સર્વ પ્રકારની પીડા નષ્ટ થઈ જાય છે. આ સંસારમાં સંદેહરૂપી ,માનસિક પીડા જેવી બીજી કોઈ પીડા નથી. હે મુનિ, મારા મનમાં સમતાનો ઉદય થાય, અને સર્વ પ્રકારની વિષમતા ટળી જાય એવો રસ્તો આપ મને બતાવો.'

માંડવ્ય મુનિ કહે છે, હે રાજા, વિવેક અને તજ્જન્ય વૈરાગ્યથી જ મનની અનિવિષ્ણુ અવસ્થા પ્રાપ્ત થાય છે. આ માટે અન્ય કોઈ ઉપાય છે જ નહિ. મનનું વેવલાપણું ટાળવા માટે, વિરાગ, શ્રવણ, મનન, નિદિધ્યાસન આદિ સાધનોનો આશ્રય લેવો જોઈએ. પોતાના વિચારથી જ આ કાર્ય સિદ્ધ થાય છે. હે રાજા, તમે શાંત ચિત્ત રાખીને વિચાર કરો કે 'હું કોણ છું, આ જગત કેવું છે, જગતનો અને મારો શો સંબંધ છે, આ સંસારના બંધનમાંથી કેવી રીતે છૂટી શકાય, મનના (પ્રકૃતિના) દાસત્વમાંથી મુક્તિ મળી શકે ખરી કે નહિ? મારું અસલ સ્વરૂપ કેવું છે.' આ પ્રમાણે વિચાર કરતાં કરતાં, તમને સત્યની ઝાંખી થશે અને છેવટે અનંત મહત્તા પ્રાપ્ત થશે. તમારા પોતાના સ્વભાવને જાણશો અને તમારું મન અચલ થશે.

હુંપણું અને પદાર્થોમાં 'મારાપણું' ઉત્પન્ન થાય છે. જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો પણ જડ છે. હું ચેતન છું શરીરથી માંડીને મન, બુદ્ધિ, અહંકાર વગેરે અસ્થિર પદાર્થોના સમૂહ હું નથી. માટે હવે જે અવશેષ નિત્ય દ્રષ્ટા તરીકે રહેનાર તત્ત્વ મારામાં છે, તેનો વિચાર કરું. અવશેષ તો ચેતનસ્વરૂપ જીવ રહે છે પણ તે પણ સ્વયંપ્રકાશ નથી. કારણ કે સાક્ષીના અસ્તિત્વથી તેનું જ્ઞાન થાય છે. આત્માનું વાસ્તવિક સ્વરૂપ જીવ હોઈ શકે નહિ. માપમાં, મર્યાદામાં આવનારી સર્વ વસ્તુઓ હું નથી મર્યાદિત વસ્તુના અધિષ્ઠાન તરીકે અમર્યાદિત વસ્તુ હોવી જોઈએ. પરિમિતતાનો વિચાર કરતાંવેંત જ અપરિમિતતાનો વિચાર પણ આવે છે, સર્વનો ત્યાગ કરતાં કરતાં જે કાંઈ વિકલ્પ વિનાનું શુદ્ધ તત્ત્વ છે તે જ હું છુ હવે મને પોતાના અસલ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયું. હું અંત વિનાના સ્વરૂપવાળો પરમાત્મા છું. હું વિશ્વના સઘળા પદાર્થોમાં, એકરૂપે રહેનારો આત્મા જ છું. હું નિર્મળ ચૈતન્યશકિત છું. આ શકિત સઘળી દિશાઓમાં ભરપૂર છે, અસીમિત છે. દીવાની માફક સર્વને પ્રકાશ આપનારી છે, ઇચ્છાથી અને અનિચ્છાથી રહિત છે, વાસ્તવિક રીતે સઘળા આકારોથી રહિત છે પણ કલ્પનાથી, સંકલ્પથી, સઘળા આકારો ધારણ કરનારી છે. આ જગતરૂપી જે જે પદાર્થો જોવામાં આવે છે તે આ ચૈતન્યશકિતના જ આવિર્ભાવો છે. મન, શરીર, અન્ય જગતના પદાર્થો, જે તુચ્છ છે, તે વિનાશી છે, તે નાશ પામે તો પણ મારું કાંઈ નાશ પામતું નથી. હવે હું સંસારના અસલ સ્વરૂપને સમજી ચૂકયો છું. તેથી ક્ષણભંગુર પદાર્થો માટે મારા મનમાંથી આસકિત દૂર થઈ છે. આ દૃશ્ય જોવામાં આવે છે તેમાં કાંઈ પણ અબાધિત છે જ નહિ. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિરૂપ અવસ્થાઓ પણ મનની ભ્રમણાઓ જ છે. સુખદુઃખની કલ્પનાઓ પણ અવિદ્યાને લીધે જ છે. આ સઘળું છે તે વ્યાપક બ્રહ્મ જ છે એની મને હવે ખાતરી થઈ છે. અત્યાર સુધી હું મૂઢ અવસ્થામાં હતો. મારું ચિત્ત અવિદ્યાથી આચ્છાદિત હોવાને લીધે હું સત્ય વસ્તુને પકડી શકયો નહોતો. હવે હું મોહથી—ભ્રમથી પર થયો છું. જ્યાં સઘળું બ્રહ્મસ્વરૂપ અનુભવવામાં આવે ત્યાં શોકને, હર્ષને, ભયને સ્થાન જ

નથી. હે આત્મા હું તને વારંવાર પ્રણામ કરું છું. મને અનુભવ થયો છે કે હું અંત વિનાનો છું સચ્ચિદાનંદસ્વરૂપ છું હવે મારામાં વિષમતા ઉત્પન્ન થવાનો સંભવ નથી.

વસિષ્ઠ કહે છે કે હે રામચંદ્ર, દૃઢ સ્વપ્રયત્નથી અને પ્રૌઢ વિચારથી તે રાજા પરમપદને પામ્યો. દ્વંદ્વોથી પર ગયો. સંસારના યથાર્થ સ્વરૂપનું તેને જ્ઞાન થયું તેથી વ્યવહારમાં તેણે આસક્તિનો ત્યાગ કર્યો. રાજ્ય સંબંધી સમ વિષમ કાર્યોમાં પડવા છતાં પણ તેના મનની સમતા તે ખોતો નહોતો. એ રાજાનું ચિત્ત નિર્મળ અને સ્થિર થવાને લીધે, આત્મજ્ઞાનના પ્રકાશવાળું થયું ત્યાગ અને ગ્રહણની ભાવનાઓથી મુક્ત થઈ, એની પૂર્ણબુદ્ધિ સુખ-દુઃખોની ભાવનાઓથી રહિત થવાને લીધે શોભવા લાગી. એ સ્થિતપ્રજ્ઞ થયો. સર્વ ક્રિયાઓ કરતાં છતાં પણ સૂતાંચાલતાં, હરતાંફરતાં, વિલાસ કરતાં, રાજ્યનો વૈભવ ભોગવતાં પણ એ આત્માનુ અનુસંધાન કાયમ રાખતો હોવાથી સમાધિસ્થ અવસ્થામાં જ રહેવા લાગ્યો સેંકડો વર્ષો સુધી એણે રાજ્ય કર્યું. તેટલા કાળમાં તેનું શરીર તદ્દન નીરોગી રહ્યું તે રાજાએ પછી પોતાના દેહ નામના વેશનો ત્યાગ કર્યો અને પરબ્રહ્મમાં પ્રવેશ કર્યો (વિદેહમુક્ત થયો). જેમ ઘડો ફૂટી જતાં ઘટાકાશ અને મહાકાશ એકરસ થઈ જાય છે, તેવી રીતે રાજા શરીરનો ત્યાગ થતાં પરબ્રહ્મની સાથે એકતા પામ્યો

હે રામચંદ્ર, તમે પણ એ પ્રમાણે વિચાર કરીને, ઉદ્યોગ કરીને, તત્ત્વ-બોધથી સઘળી વિપરીત ભાવનાઓને ત્યજી દઈને, લોકકલ્યાણ માટે શોક મોહથી રહિત થઈને, જીવન્મુક્ત થઈને વિહાર કરો. વિચારરૂપી પ્રકાશવાળા મનને કદી પણ પરિતાપ થતો નથી આ પવિત્ર વિચારને અભ્યાસથી દૃઢ કરો, બીજાઓને ઉપદેશ કરો એટલે તમે પૃથ્વીના શણગારરૂપ થશો. આ જીવરૂપી હાથી અહંકારરૂપી મોટા ઊંડા ખાડામાં પડયો છે. તેને બહાર કાઢો. મનમાંથી મૂઢતા દૂર કરો. અહંકારને ધોઈ નાખો એટલું જ કાર્ય તમારે મુક્તિ માટે કરવાનું છે, આસક્તિરૂપી જાળને કાપી નાંખો, દૃઢ નિશ્ચય રાખો કે તમારું અસલ સ્વરૂપ પરિપૂર્ણ છે. આ દેહને માટીના ઢેફા જેવો ગણવામાં આવે તો, આત્માભિમુખ થવાનો માર્ગ સુસ્પષ્ટ થાય છે. અહંકાર નષ્ટ કરવાથી

જે નિરતિશય આનંદમાં શાંતિ મળે છે તે જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. તેનું જ પ્રયત્નથી સેવન કરવું જોઈએ. આ વિષયમાં તત્ત્વબોધને પ્રાપ્ત થયેલા સુરઘુ રાજાનો અને પર્ણાદ રાજાનો એક સંવાદ હું કહું છું તે તમે સાંભળો.

પરિઘ નામનો પ્રખ્યાતિ પામેલો પારસી (ઈરાન) દેશનો એક રાજા હતો. એ રાજા કર્તવ્યપરાયણ હતો, પ્રજાનું પાલન સારી રીતે કરતો હતો સુરઘુ રાજાનો આ રાજા પરમ મિત્ર હતો. એ રાજાના રાજ્યમાં પ્રજાનાં પાપોને લીધે મોટી અનાવૃષ્ટિ થઈ પ્રજાનો મોટો ભાગ આ અનાવૃષ્ટિથી અત્યંત કષ્ટને આધીન થયો આથી રાજાને મનમાં અત્યંત ખેદ થયો. તે રાજ્યનો ત્યાગ કરીને વનમાં જઈને તપ કરવા લાગ્યો. ગિરિ-ગુફામાં રહીને તેણે ઉગ્ર તપ કરવા માંડયુ, ખરી પડેલાં સુકાયેલાં પાંદડાં ખાઈને તેણે પોતાના શરીરને ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો તેથી તેનું નામ 'પર્ણાદ પડયું. એણે ઘણાં વર્ષો સુધી દારુણ તપસ્યા કરી. અભ્યાસને લીધે તેનું મન નિર્મળ થયું, અનાસકત થયું, વૈરાગ્યવાન થયું. સુખદુઃખના દ્વંદ્વોમાંથી મુકત થયેલો પ્રશાંત મનવાળો એ રાજા સ્વપ્રયત્નથી અને પરમેશ્વરના અનુગ્રહથી જ્ઞાનને પ્રાપ્ત થયો, જીવન્મુકત થયો આ ત્રૈલોકયરૂપી મઠમાં તે રાજા પોતાની ઈચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યો. એક દિવસ 'પર્ણાદ' રાજા સુરઘુને મળવા માટે તેને ઘેર આવી પહોંચ્યો. પરમ તત્ત્વને પ્રાપ્ત થયેલ, એ બંને રાજાઓ, જૂના મિત્રો હતા. તેથી મિલનથી બંનેને આનંદ થયો. પરસ્પરની પૂજા કરીને, પરસ્પર આલિંગન કરીને અન્યોન્યના સમાગમથી આનંદ પામેલા એ બંને રાજાઓ એક જ આસન ઉપર બેઠા પરિઘ બોલ્યો, આજ આપના દર્શનથી મારું ચિત્ત આનંદના સાગરમાં ડૂબી ગયું છે, શીતળતાને પ્રાપ્ત થયું છે. આપણે જૂના મિત્રો છીએ, તેથી આપણી જૂની વાતોને અને ચેષ્ટાઓને સંભારી મને ઘણો જ આનંદ થાય છે આપને મળવાથી મને આપણી જૂની લીલાઓનું સ્મરણ થાય છે, તેથી વારંવાર રાજી થાઉં છું.

તમને માંડવ્ય મુનિની કૃપાથી જ્ઞાન થયું છે મને મારા તપથી સંતુષ્ટ થયેલા ઈશ્વરના અનુગ્રહથી જ્ઞાન થયું છે. હે મિત્ર હવે તમે સર્વ પ્રકારના કલેશોમાંથી મુકત થયા છો ને? પરમ બ્રહ્મમાં શાંત પદ મેળવી વિશ્રાંતિ મેળવી

છે ને? આત્મારામ થવાથી તમારું મન સ્ફટિકમણિ જેવું નિર્મળ થયું છે ને? હે રાજા, તમે રાજા તરીકે તમારા કર્તવ્યનું પાલન નિર્લેપ રહીને પ્રસન્ન ચિત્તથી કર્યા કરે છો ને? તમારા દેશના લોકો આધિઓથી અને વ્યાધિઓથી રહિત છે ને? તમારા રાજ્યમાં ધનધાન્યથી લોકો સમૃદ્ધ છે ને? તમારી પ્રજા તમારા કાર્યથી સંતુષ્ટ છે ને? તમે તમારા ચારિત્ર્યથી, સઘળી પ્રજા ઉપર પ્રભાવ પાડ્યો છે ને? તમારી પવિત્ર કીર્તિ સર્વ દિશાઓમાં ફેલાયેલી છે ને? તમારા રાજ્યમાં ધાન્યો, ધનો અને વૈભવોનો લાભ સર્વ લોકો ભોગવે છે ને? તમારા પ્રજાજનો કુશળ છે ને? તેઓ ચિંતાઓથી અને રોગોથી મુક્ત છે ને? તમારું મન વિષયોનો સ્પર્શ કરતાં છતાં પણ વૈરાગ્યમાંથી ચલિત થતું નથી ને? આપણે ઘણા કાળ પછી મળ્યા છીએ. ઈશ્વરની લીલા અપરંપાર છે, અનિર્વચનીય છે.

સુરઘુએ કહ્યું: 'હે પરમ મિત્ર, પરમાત્માની લીલા, સર્પોની ગતિની માફક અતિ ગૂઢ છે, વિસ્મય આપનારી છે. ઈશ્વરને માટે કશુંય અસાધ્ય નથી. તે સર્વજ્ઞ છે, સર્વ શકિતમાન છે. હે મહારાજ, અમે ક્ષેમકુશળ રહીએ છીએ. આપના પધારવાથી અમારા આનંદમાં ખાસ વૃદ્ધિ થઈ છે. અમારાં પાપો ક્ષીણ થઈ ગયાં છે. અમે કૃતાર્થ થયા છીએ. તમારાં અમૃત સમાન પવિત્ર વચનોથી અમારું મન પ્રફુલ્લિત થયું છે, શાંત થયું છે. શાસ્ત્રોમાં લખ્યું છે કે મહાત્માઓનો સમાગમ આનંદદાયક છે, મોક્ષની પ્રાપ્તિમાં ઉત્તમ સાધનરૂપ છે, તે કથન યથાર્થ છે. વસિષ્ઠજી કહે છે કે હે રામચંદ્ર, આ પ્રમાણે શુદ્ધ પ્રેમથી ભરેલી નિર્દોષ વાતો કરીને પરિઘ રાજાએ સુરઘુ રાજાને કહ્યું, હે સખા, આ સંસારરૂપી માયાના વનમાં જે જે કાર્ય કરવામાં આવે તે સર્વ સ્થિતપ્રજ્ઞને, નિષ્કામભાવથી આસકિતરહિત કર્મ કરનારને સુખદાયક નીવડે છે, પણ અજ્ઞાનીને અને કામનાઓને આધીન થઈને વર્તન કરનારાને દુઃખદાયક થઈ પડે છે. જ્ઞાની સર્વ કર્મો કરતાં છતાં પણ સમાધિમાં જ રહે છે, આત્મનિષ્ઠ હોય છે; તેને સ્વસ્વરૂપનું વિસ્મરણ થતું નથી.

સુરઘુ બોલ્યો: હે મહારાજ, આપ સમાધિ કોને કહો છો તે કૃપા કરીને મને જણાવો. જે જ્ઞાની હોય છે, તત્ત્વવેત્તા હોય છે, તે સમાધિ વિના

ક્યારે રહી શકે? એક ક્ષણ માત્રને માટે પણ જો સમાધિનો ભંગ થાય તો તેને તત્ત્વવેત્તા કેમ કહી શકાય? આત્મારામ, આત્મતત્ત્વમાં સતત નિષ્ઠાવાળા મહાત્માઓ સંસારની ક્રિયાઓ કરતા હોય તોપણ સમાધિમાં જ છે, કારણ કે આત્મા તો નિર્વિકાર છે, મન અને શરીર દ્વારા જ ક્રિયાઓ થાય છે. નિર્જન વનની ગુફામાં રહેનાર, એકાકી જીવન ગાળનાર જે માનવનું ચિત્ત શાંત થયું ન હોય તેની સાધના શા કામની!

સઘળું જગત અખંડ બ્રહ્મરૂપ જ છે એવો અનુભવ તમને થયેલો છે, તેથી તમે શરદઋતુના આકાશ જેવા શોભો છો, તમે પરમાત્માની અંદર ભરપૂર થયા છો, તમને મળેલી તૃપ્તિ અને શાંતિ હવે ક્ષીણ થશે જ નહિ.

સુરઘુ બોલ્યો : હે મુનિ, જેને આપણે ગ્રહણ કરવા યોગ્ય અને ત્યજવા યોગ્ય ગણીએ છીએ, એ વસ્તુઓ, વાસ્તવિક દૃષ્ટિથી જોતાં છે જ નહિ. અજ્ઞાનાવસ્થામાં તુચ્છ પદાર્થોને આપણે અતિ મહત્ત્વ આપીએ છીએ. બાળકોના મનમાં પોતાનાં રમકડાંની કિંમત હીરા-માણેક કરતાં પણ વધારે હોય છે. અજ્ઞાનીઓને આ સંસારના ક્ષુદ્ર પદાર્થો, સુખને માટે અનિવાર્ય ગણાય છે. વાસ્તવિક દૃષ્ટિથી તેમાં આસક્તિ એ જ દુઃખનું અને દરિદ્રતાનું કારણ છે. ઉત્તમ બુદ્ધિવાળો તત્ત્વવેત્તા પુરુષ સર્વોત્કૃષ્ટ પરબ્રહ્મમાં જ પ્રીતિ ધરાવે છે. નામરૂપાત્મક વિનાશી પદાર્થોમાં તેને રાગ હોતો જ નથી. કારણ કે એનામાં વિવેકનો ઉદય થયેલો હોય છે. વાસનાનો ત્યાગ કરવામાં આવે તો રાગ દ્વેષ બંનેનો નાશ થાય છે. આ વિષયમાં લાંબી લાંબી વાતો કરવાનો કાંઈ અર્થ નથી. જો મનમાંથી વિષયો તરફની આસક્તિ ટળી જાય અને મન પરમાત્મા તરફ જ વળેલું રહે, પદાર્થોમાં રાગ વિનાનું અને વિક્ષેપરૂપી વિષમતા વિનાનું રહે તો આત્મામાં જ સંતુષ્ટ રહે છે. એ જ ઉત્તમ શાંતિ છે, એ જ પરમ પદ છે, એ જ જીવનનું લક્ષ્ય છે. એનાથી આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એવા ત્રિવિધ તાપમાંથી મુક્તિ મળે છે. જેનાથી પરમ શાંતિ મળે અને માયાના બંધનમાંથી છૂટાય એનું જ સર્વદા સેવન કરવું યોગ્ય છે.

વસિષ્ઠ કહે છે હે રામ, આ પ્રમાણે સર્વોત્તમ ફળદાયક સંસારના મિથ્યાપણાનો અને આત્માના સત્યપણાનો વિચાર કરી બંને રાજાઓ એકબીજાથી વિખૂટા પડયા. આ બંને રાજાઓના સંવાદનો સાર એ છે કે આત્માના અસલ પરિપૂર્ણ સ્વરૂપનો નિરંતર વિચાર કરવો, આત્મજ્ઞાન, મુક્તિ એ જ જીવનનું લક્ષ્ય છે. એ વિચાર મનમાં સ્થિર કરવો. જ્યાં સુધી આ જ્ઞાન પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી, સુખદુઃખનાં દ્વંદ્વોમાંથી છૂટા થવાતું નથી, ત્યાં સુધી પરમાનંદની પ્રાપ્તિ અશક્ય છે એ સત્યને પણ મનમાં ઠસાવવું. આ

ક્યારે રહી શકે? એક ક્ષણ માત્રને માટે પણ જો સમાધિનો ભગ થાય તો તને તત્ત્વવેત્તા કેમ કહી શકાય? આત્મારામ, આત્મતત્ત્વમા સતત નિષ્ઠાવાળા મહાત્માઓ સસારની ક્રિયાઓ કરતા હોય તોપણ સમાધિમા જ છે, કારણ કે આત્મા તો નિર્વિકાર છે, મન અને શરીર દ્વારા જ ક્રિયાઓ થાય છે નિર્જન વનની ગુફામા રહેનાર, એકાકી જીવન ગાળનાર જે માનવનુ ચિત્ત શાત થયુ ન હોય તેની સાધના શા કામની!

હે મહારાજ, મનમાથી સઘળી તૃષ્ણાઓનો ઉચ્છેદ કરીને પરબ્રહ્મમા સ્થિર થવુ એ જ ખરી સમાધિ છે ચૂપ થઈને બેસી રહેવુ અને મનને આમતેમ રખડવા દેવુ એ સમાધિ નથી, મનને મૂક અવસ્થામા રાખવુ એ પણ સમાધિ નથી સમાધિસ્થ મહાત્માની બુદ્ધિ સર્વત્ર અભેદનો જ અનુભવ કરે છે સર્વત્ર બ્રહ્મના જ દર્શન કરે છે, નિત્ય તૃપ્ત હોય છે, ક્ષોભરહિત હોય છે દ્વદ્વોને અનુસરતી નથી, દૃઢ નિશ્ચયી હોય છે, પરમ તત્ત્વનુ નિરતર અનુસધાન એ જ સમાધિ છે એકવાર આ સ્થિતિ પ્રાપ્ત થાય એટલે તેમાથી જ્ઞાની ચલિત થતો નથી જ્ઞાનીને કોઈ પણ કાળ આત્માના અનુસધાન વિનાનો હોતો નથી

સુરઘુ બોલ્યો હે રાજર્ષિ મારા મનમા આત્માનુ અનુસધાન કાયમ રહે છે આત્મા સર્વવ્યાપક છે, સર્વની અદર છે, સર્વરૂપ છે, સર્વથી પર પણ છે, જે કાઈ છે તે આત્મસ્વરૂપ જ છે, આવા પૂર્ણ સ્વરૂપમા કાયમ સ્થિતિ એ જ સમાધિ છે એટલા માટે આ તત્ત્વવેત્તા સમાધિવાળો છે અને આ સમાધિ વિનાનો છે એમ કહેવુ એ અર્થહીન છે સમાધિ આત્મપદથી અભિન્ન છે, સર્વદા તે એકધારી જ રહેતી છે

પરિઘ બોલ્યો હે સુરઘુ મહારાજ, હુ આપની પરીક્ષા કરી ચૂક્યો છું તમે પરમપદને પ્રાપ્ત કર્યું છે એવી મને ખાતરી થઈ છે તમારુ અત.કરણ નિર્મળ છે, સ્થિર છે, બ્રહ્માનદરૂપી રસથી ભરપૂર છે, શીતળ છે તેથી તમે પૂર્ણચદ્રની જેમ શોભો છો તમે સઘળા ઇષ્ટ અને અનિષ્ટ વિષયોમાં આસક્તિ વિનાના છો, સર્વદા સતુષ્ટ રહો છો રાગદ્વેષથી રહિત છો, આ

સઘળું જગત અખંડ બ્રહ્મરૂપ જ છે એવો અનુભવ તમને થયેલો છે, તેથી તમે શરદઋતુના આકાશ જેવા શોભો છો, તમે પરમાત્માની અંદર ભરપૂર થયા છો, તમને મળેલી તૃપ્તિ અને શાંતિ હવે ક્ષીણ થશે જ નહિ.

સુરઘુ બોલ્યો : હે મુનિ, જેને આપણે ગ્રહણ કરવા યોગ્ય અને ત્યજવા યોગ્ય ગણીએ છીએ, એ વસ્તુઓ, વાસ્તવિક દૃષ્ટિથી જોતાં છે જ નહિ. અજ્ઞાનાવસ્થામાં તુચ્છ પદાર્થોને આપણે અતિ મહત્ત્વ આપીએ છીએ. બાળકોના મનમાં પોતાનાં રમકડાંની કિંમત હીરા-માણેક કરતાં પણ વધારે હોય છે. અજ્ઞાનીઓને આ સંસારના ક્ષુદ્ર પદાર્થો, સુખને માટે અનિવાર્ય ગણાય છે. વાસ્તવિક દૃષ્ટિથી તેમાં આસક્તિ એ જ દુ:ખનું અને દરિદ્રતાનું કારણ છે. ઉત્તમ બુદ્ધિવાળો તત્ત્વવેત્તા પુરુષ સર્વોત્કૃષ્ટ પરબ્રહ્મમાં જ પ્રીતિ ધરાવે છે. નામરૂપાત્મક વિનાશી પદાર્થોમાં તેને રાગ હોતો જ નથી. કારણ કે એનામાં વિવેકનો ઉદય થયેલો હોય છે. વાસનાનો ત્યાગ કરવામાં આવે તો રાગ દ્વેષ બંનેનો નાશ થાય છે. આ વિષયમાં લાંબી લાંબી વાતો કરવાનો કાંઈ અર્થ નથી. જો મનમાંથી વિષયો તરફની આસક્તિ ટળી જાય અને મન પરમાત્મા તરફ જ વળેલું રહે, પદાર્થોમાં રાગ વિનાનું અને વિક્ષેપરૂપી વિષમતા વિનાનું રહે તો આત્મામાં જ સંતુષ્ટ રહે છે. એ જ ઉત્તમ શાંતિ છે, એ જ પરમ પદ છે, એ જ જીવનનું લક્ષ્ય છે. એનાથી આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એવા ત્રિવિધ તાપમાંથી મુક્તિ મળે છે. જેનાથી પરમ શાંતિ મળે અને માયાના બંધનમાંથી છુટાય એનું જ સર્વદા સેવન કરવું યોગ્ય છે.

વસિષ્ઠ કહે છે હે રામ, આ પ્રમાણે સર્વોત્તમ ફળદાયક સંસારના મિથ્યાપણાનો અને આત્માના સત્યપણાનો વિચાર કરી બંને રાજાઓ એક-બીજાથી વિખૂટા પડયા. આ બંને રાજાઓના સંવાદનો સાર એ છે કે આત્માના અસલ પરિપૂર્ણ સ્વરૂપનો નિરંતર વિચાર કરવો, આત્મજ્ઞાન, મુક્તિ એ જ જીવનનું લક્ષ્ય છે. એ વિચાર મનમાં સ્થિર કરવો. જ્યાં સુધી આ જ્ઞાન પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી, સુખદુ:ખનાં દ્વંદ્વોમાંથી છૂટા થવાતું નથી, ત્યાં સુધી પરમાનંદની પ્રાપ્તિ અશક્ય છે એ સત્યને પણ મનમાં ઠસાવવું. આ

ધ્યેયની સિદ્ધિ વિવેક, વૈરાગ્ય આદિ સાધનોથી થાય છે. આત્માના સ્વરૂપનું અવલોકન કરવાથી આ સદ્‌ગુણો આપોઆપ જ પ્રાપ્ત થાય છે. હે રામચંદ્ર, આ સાર તમે ગ્રહણ કરો, એવું મનન કરો, જ્ઞાનને દૃઢ કરો. આત્મામાં શાંતિ મેળવવાનો પ્રયત્ન કરો. જળમાં રહેલું કમળ જળથી લેપાતું નથી. આકાશ ધૂળથી મલિન થતું નથી. માછલાંઓનું નેત્ર પાણીમાં રહેવા છતાં પણ પાણીથી લેપાતું નથી, તેમ જ્ઞાની પુરુષ સંસારમાં રહીને સ્વધર્માનુસાર વ્યાવહારિક કર્મો કરતાં છતાં પણ, કોઈ પણ પ્રકારના કલંકથી દૂષિત થતો નથી. જ્ઞાનીના ચિત્તમાં ભોગોની વાસના હોતી જ નથી; કારણ કે બ્રહ્માનંદની સરખામણીમાં વિષયાનંદની કાંઈ કિંમત નથી, તે અતિ તુચ્છ જણાય છે. વૈરાગ્યવાન પુરુષ જગતની સર્વ લીલામાં—ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારમાં એકસરખો આનંદ અનુભવે છે; કારણ કે તે ક્રિયાઓથી નિર્લેપ છે, તેમની પર છે. જે માનવને એવું જ્ઞાન થયું હોય કે આ સઘળો સંસાર ભ્રાંતિમય છે, પરિવર્તનશીલ છે, કાલ્પનિક છે, તેનું ચિત્ત કોઈ દિવસ દુઃખી થતું નથી. રજ આકાશનો સ્પર્શ કરી શકતી નથી, જગતરૂપી વિસ્તારને પામેલા મહાન રોગનું એક જ ઓસડ છે—આત્મજ્ઞાન. જેમ પ્રકાશ અંધકારનું ઓસડ છે, તેમ જ્ઞાન એ અવિદ્યાનું ઓસડ છે. સ્વપ્ન નાશ પામે ત્યારે જ સ્વપ્નજન્ય સુખદુઃખમાંથી છૂટા થવાય છે તેમ સંસારમાં અવિદ્યાજન્ય સુખ—દુઃખોમાંથી માનવ જ્યારે સ્વ-સ્વરૂપમાં જાગ્રત થાય ત્યારે જ મુક્તિ મળે છે. મોહમાંથી નીકળેલો માણસ આત્માના ચિંતનથી પોતાના મનમાં શીતળ રહે છે. જે શાસ્ત્રોથી આત્મ-જ્ઞાનનો ઉદય થાય તે જ સર્વોત્તમ છે એમ જાણવું. જેનાં પાપો ક્ષીણ થયાં ના હોય એવા મનુષ્યો આત્મતત્ત્વની ઉપેક્ષા કરે છે (અનાદર કરે છે) અને જન્મમરણરૂપી સંસારની ઘટમાળમાં આમતેમ ભમ્યા કરે છે, પોતે કરેલાં પાપોરૂપી અનર્થમાં સર્વદા ડૂબેલા જ રહે છે. દુઃખી થયા કરે છે, રોગોને આધીન થાય છે. બુદ્ધિમાન પુરુષ આ સંસારમાં અજ્ઞાનગ્રસ્ત અવસ્થામાં પડ્યો રહે તો દુઃખી થાય છે. પોતાનો બંધુ પોતે જ છે, પોતે જ પોતાનો શત્રુ છે. શાસ્ત્રો, સંતસમાગમ વગેરે અન્ય સાધનોની સહાય લઈ શકાય પણ પુરુષપ્રયત્ન જ પરમ સિદ્ધિ માટે મુખ્ય વસ્તુ છે. બાહ્ય સાધનો ઉપલબ્ધ

ન હોય પણ ખરી અભીપ્સા હોય અને સાધના શરૂ કરવામાં આવે તો અંતર્યામી પરમાત્મા સર્વ રીતે મહાય કરે છે અને જે જે વસ્તુઓની આવશ્યકતા હોય છે તે પૂરી પાડે છે, દેહાભિમાન રૂપી ગર્વ ધારણ કરીને, મૂઢ માણસની માફક, સુખ માનવે સંસારરૂપી કાદવમાં પોતાને નાખવો નહિ. મનરૂપી મિત્ર, કે જે સદાય સાથે રહેનાર છે તેને વિશુદ્ધ કરીને તેની સાથે આત્માનો વિચાર કરવો જોઈએ. પરિપૂર્ણ આત્મા, કે જે ક્ષુદ્ર વાસનાઓના બંધનમાં આવી ગયો છે, જે વિષયોના દાસત્વને લીધે રાંક થઈ ગયો છે તેને જાગ્રત કરવો જોઈએ. હે રામચંદ્ર, મૂઢપણાને તથા પ્રમાદને દૂર કરીને અહંકારને ધોઈ નાંખવાથી જે નિરતિશય આનંદમાં શાંતિ મળે છે, તે સર્વ રીતે પરિપૂર્ણ છે, જ્ઞાનશકિતથી ભરપૂર છે. માટે તેનું જ સેવન કરવું જોઈએ.

## ૨૫ : પૂર્ણ સ્થિતિની પ્રાપ્તિનો ઉપાય

કેટલાક ગ્રંથો વિદ્વદ્‌ભોગ્ય હોય છે, કેટલાક લોકભોગ્ય હોય છે. બન્ને પ્રકારના ગ્રંથોમાં વિષય એક જ હોય, ઉપદેશ પણ એક જ પ્રકારનો હોય, તો પણ શૈલીભેદને લીધે અથવા નિરૂપણ કરવાની પદ્ધતિને લીધે આ તફાવત શક્ય બને છે. બ્રહ્મસૂત્ર અને યોગવાસિષ્ઠનો વિષય એક જ છે. બન્નેમાં અદ્વૈતવાદનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે, પણ બ્રહ્મસૂત્રને આમજનતાભોગ્ય ગ્રંથ કહી શકાય નહિ. આ બન્ને પ્રકારના ગ્રંથકારોનો હેતુ એક જ છે—ઉચ્ચ વિચારોને લોકગત કરવાનો, પરમ સત્યનો પ્રસાર કરી માનવજીવનને ઉન્નત કરવાનો. એક પ્રકારનો ગ્રંથ તર્કપ્રધાન માનવોને અનુકૂળ આવે છે, બીજા પ્રકારનો ગ્રંથ શ્રદ્ધાપ્રધાન, ભાવનાપ્રધાન માણસોને અનુકૂળ આવે છે.

યોગવાસિષ્ઠ કાવ્યાલંકારોમય વર્ણનોથી અને કલ્પિત દૃષ્ટાંતોથી ભરપૂર છે. ગહન વિષયને સરળ અને સુગમ ભાષામાં મૂકનારો અનુભવગ્રંથ છે. તેનો વિષય ઉચ્ચતમ કોટિનો હોવા છતાં તે લોકપ્રિય બન્યો છે. અને પરમ સત્યને આમજનતામાં ફેલાવવામાં સારા પ્રમાણમાં સફળ થયો છે.

યોગવાસિષ્ઠની પુરાણપદ્ધતિને લીધે આપણે તેને અદ્વૈતપુરાણ પણ કહી શકીએ અન્ય મતોનુ ખડન કરીને અદ્વૈતવાદનુ સમર્થન કરનારા ગ્રથો આત્મવંચનોના અવતરણોથી ભરપૂર હોય છે હાલના તર્કપ્રધાન યુગમા આવા ગ્રથોનુ અધ્યયન કટાળો ઉત્પન્ન કરે તે સ્વાભાવિક છે યોગવાસિષ્ઠ અદ્વૈતવાદનુ જ પ્રતિપાદન કરે છે તે ગ્રથ એનુ ગાભીર્ય ત્યજતો નથી પણ આકર્ષક હૃદયસ્પર્શી આખ્યાયિકાઓ દ્વારા, અને આવશ્યકતા જણાય ત્યારે તર્કદ્વારા અનુપમ અને અપ્રતિહાર્ય સત્યનુ સમર્થન કરે છે તે અન્ય પુસ્તકોના પ્રમાણ ઉપર આધાર રાખતો નથી

વસિષ્ઠ ખુલ્લી રીતે, અસદિગ્ધ ભાષામા જણાવે છે કે, જે શાસ્ત્ર યુક્તિ દ્વારા તત્ત્વનો નિર્ણય કરતું હોય તે પુરુષે લખેલુ હોય તોપણ તેને હુ માન્ય કરુ છુ અને જે ઋષિઓએ રચેલુ હોય પણ સત્યનુ જ્ઞાન ન કરાવતું હોય તો તેનો ત્યાગ કરવો વિચાર કર્યા વિના કોઈ પણ સિદ્ધાતને ગ્રહણ કરવો નહિ સત્પુરુષોમા મતભેદ હોય તો પડિત આપણા મનનુ સમાધાન કરે તેનો આશ્રય કરવો

હાલના બુદ્ધિપ્રધાન યુગમા યોગવાસિષ્ઠ જેવા, પરમ સત્યને, સાદી, સરળ ભાષામા અને આહલાદક શૈલીમા મૂકનારા ગ્રથના અભ્યાસની પરમ આવશ્યકતા છે તેમા પ્રતિપાદન કરેલા અદ્વૈતવાદ ઉપર વ્યક્તિગત અને સામૂહિક જીવનનુ ઘડતર કરવામા આવે તો જ જગતમા શાતિ સ્થાપી શકાય. અન્ય કોઈ વિકલ્પ નથી અગ્રિમ પાશ્ચાત્ય વિચારકો પણ આજ નિર્ણય ઉપર આવ્યા છે

આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિ અહકેન્દ્રિત (અ ઇગો સેન્ટર્ડ) અને ભોગપ્રધાન છે આવા અસ્થિર તર્કશૂન્ય પાયા ઉપર રચાયેલી સભ્યતા, લાભો વખત ટકી શકે નહિ બહિર્મુખ વૃત્તિના લોકોને તે થોડા સમય માટે બહારના દાદમાડથી આજી શકે પણ છેવટે ભિન્નભિન્ન પ્રકારની અશાતાઓ વચ્ચે ઘર્ષણ અનિવાર્ય બને છે

અદ્યતન સમય આ પ્રકારનો છે દુનિયાની પ્રજાઓએ પોતાની ઉન્નતિને આગળ ધપાવવી હોય અને ટકાવી રાખવી હોય તો અહકારને બદલે

સર્વાત્મભાવ અને સ્વહિતને બદલે સર્વહિતનો વિચાર કરવો પડશે. વ્યક્તિ અને સમૂહ અન્યોન્યઆશ્રયી છે હિતના અર્થને પણ વ્યાપક સ્વરૂપ આપવું પડશે તેમા કેવળ ભૌતિક સુખનો જ નહિ, માનસિક અને આધ્યાત્મિક વિકાસનો પણ સમાવેશ કરવો પડશ જે શાશ્વત આનદ માટે સમસ્ત જગત મથી રહ્યુ છે તે ક્ષણભગુર તુચ્છ પદાર્થોની પ્રાપ્તિથી અને તેના સગ્રહથી મળી શકે નહિ અવિનાશી તત્ત્વની પ્રાપ્તિથી જ શાશ્વત સુખ મળી શકે પાશ્ચાત્ય દશોના પ્રૌઢ વિચારકો આ સનાતન સત્યનો સ્વીકાર કરવા લાગ્યા છે ભૌતિક વિજ્ઞાન દ્વારા આ સત્ય મેળવી શકાય નહિ એનો પણ હવે તેઓ સ્વીકાર કરે છે વિજ્ઞાન સત્યનુ જ્ઞાન આપી શકે નહિ, પણ ભૌતિક ક્ષેત્રમાં કુદરતી પરિબળોના કાર્યની પદ્ધતિનું જ જ્ઞાન આપી શકે, એવુ તેમનું મતવ્ય છે આના સૂક્ષ્મ કારણોમા પ્રવેશ કરવા માટ અન્ય સૂક્ષ્મ શકિતઓના વિકાસ ની જરૂરિયાત છે એવુ તેઓ સ્વીકાર છે નૂતન સસ્કૃતિના પાયામા આધ્યાત્મિકતા હોવી જ જોઈએ એવો એમનો દૃઢ નિશ્ચય છે

સસારના અધિષ્ઠાન તરીકે જે એક પરમ નિશ્ચલ તત્ત્વ છે જે જગતનુ સચાલન કર છે, તેના સક પ સાથે ઐક્ય સાધીને તેની ઇચ્છાનુસાર વર્તન કરવુ, એ જ જીવિતનુ લક્ષ્ય છે આ સિદ્ધ ન થાય ત્યા સુધી અવિદ્યા ગ્રસ્ત માનવ, સુખદુ ખના દ્વન્દ્વને આધીન રહે છે, અને ઠાકરો ખાતો ખાતો આગળ વધે છે સ્થૂળ અને સૂક્ષ્મ સમગ્ર પ્રકૃતિ ઉપર આધિપત્ય અને ત નુસાર વર્તન અર્થાત્ સ ચરણ એ જ બુદ્ધિમાન મનુષ્યનું ધ્યેય હોવું જોઈએ સમગ્ર જીવન પ્રકૃતિના ( મનના ) ગુલામ તરીક ગાળવામા આવે તો મનુષ્ય અને પશુમા કાઈ તફાવત રહેતા નથી આ સત્યને યોગવાસિષ્ઠમા વારવાર ઠસાવવામા આવ્યુ છે

સસ્કૃતિ એટલે જગતના અચલ આધાર તરીકે રહેલી પરિપૂર્ણ એકતા નો આવિર્ભાવ કરવાના પ્રયાસ સ ા ઐક્યનું અસ્તિત્વ નિત્ય છે પણ દેશ કાળાનુસાર તેના આવિષ્કરણમા ફેરફાર થયા કર છે સત્ય તો એક જ છે અને એક જ રહે છે તે સચ્ચિદાનદસ્વરૂપ છે, સર્વ રીતે પરિપૂર્ણ છે જે વ્યક્તિ કે સમૂહ આ અબાધ સત્યનો વધારે પ્રમાણમા આવિષ્કાર કર તેને

વધારે સંસ્કારી કહી શકાય. જે સંસ્કૃતિ સમયાનુસાર તેના બહિરંગમાં ફેરફાર કરવા તૈયાર ના થાય ને સંકુચિતતાને લીધે કે બુદ્ધિની જડતાને લીધે તમસ્ માં જ પડી રહેવાનો નિર્ણય કરે તેનો વિનાશ થાય છે.

હાલના જમાનામાં સર્વ પ્રશ્નોનો વિચાર આપણે વિશ્વહિતની દૃષ્ટિએ કરવાનો છે. વિજ્ઞાનના પ્રતાપથી ભૌતિક દૃષ્ટિએ જગત એક થયું છે, માનવ જાતિ એક થવા માંડી છે, રાજકીય દૃષ્ટિએ વિશ્વસંઘ તરફ જગત કૂચ કરી રહ્યું છે. આર્થિક દૃષ્ટિએ સર્વ દેશો પરસ્પરાવલંબી બન્યા છે, અસમાનતા નાબૂદ કરવાનો પ્રયત્ન પણ થાય છે. ભિન્નભિન્ન વિચારશ્રેણીઓના મિશ્રણ-થી માનવસંસ્કૃતિની એકતાનો વિચાર માન્ય થવા લાગ્યો છે. આધ્યાત્મિક, માનસિક અને ભૌતિક સર્વાંગી પરિપૂર્ણતા એ જ માનવ સંસ્કૃતિનો આદર્શ હોઈ શકે. સર્વને નિઃશ્રેયસ અને અભ્યુદયની પ્રાપ્તિ થાય એ જ આશય હોવો જોઈએ. આ બધાના અચળ આધાર તરીકે અદ્વૈતવાદ જ હોઈ શકે. યોગવાસિષ્ઠમાં આનું સુંદર રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેથી આ ગ્રંથનું અધ્યયન અને મનન આધુનિક યુગમાં અત્યંત આવશ્યક છે એવો મારો નમ્ર અભિપ્રાય છે.

'ઉપશમ' પ્રકરણ પછી શ્રી વસિષ્ઠજી નિર્વાણ પ્રકરણની શરૂઆત કરે છે. આ પ્રકરણના બે ભાગો છે: પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ. કેટલાક વિદ્વાનો-ના મંતવ્ય પ્રમાણે ઉત્તરાર્ધ ક્ષેપક છે. આ પ્રશ્નની ચર્ચા કરવાની જરૂરિયાત નથી. આપણે તો તેમાં જે અગાધ જ્ઞાન આપેલું છે તેની સાથે જ સંબંધ છે. વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર, આ વ્યાખ્યાનના સમુદ્રરૂપ શુદ્ધ જ્ઞાનનો જે બોધ મેં વરસાવ્યો છે, તેને તમે હૃદયમાં સ્થિર કર્યો છે ને? જેમ હંસ પાણીને ત્યજીને દૂધ ગ્રહણ કરે છે તેમ તમે સત્યાસત્યનો નિર્ણય કરીને અવળી સમજણનો ત્યાગ કરો. તમારે પોતાની બુદ્ધિથી વિચાર કરીને મારા ઉપદેશનો સાર ગ્રહણ કરવો જોઈએ. મારા કહેવા પ્રમાણે વર્તન કરવાથી તમે વ્યવહારમાં ફસાશો નહિ, નહિ તો મોહરૂપી ખાડામાં પડી જશો. આત્માનું અનુસંધાન કાયમ રાખવું, સ્વસ્વરૂપનું વિસ્મરણ થવા દેવું નહિ. સર્વ બાબતોમાં અસંગ રહીને સ્વધર્માનુસાર વ્યવહાર કરવો, સર્વનું હિત કરવાનો ઉદ્દેશ રાખવો.

વૈરાગ્યના અભ્યાસથી અને તત્ત્વના બોધથી જ સંસાર તરી શકાય છે. યથાર્થ તત્ત્વ સમજયા પછી જ અવિદ્યા નષ્ટ થાય છે. સર્વ પ્રકારની ક્ષુદ્ર વાસનાઓ મનમાંથી નાબૂદ થાય ત્યારે જ પરમપદની પ્રાપ્તિ થાય છે દેશકાળની મર્યાદા વિનાનું આદિ અને અંત વિનાનું બ્રહ્મ જ કલ્પિત રૂપો ધારણ કરીને સંસારરૂપે દેખાય છે. હું આત્માથી અલગ છું એવી અજ્ઞાનતાનો ત્યાગ કરો. હે રામચંદ્ર! ચિત્ત નથી, મન નથી, બુદ્ધિ નથી, દેહ નથી. આ બધી કલ્પનાઓ આત્મામાંથી જ ઉત્પન્ન થયેલી છે જયાં સુધી અજ્ઞાનની કલ્પના છે, ત્યાં સુધી દ્વૈતનું અસ્તિત્વ છે, સુખદુઃખના દ્વન્દ્વોનું અસ્તિત્વ છે જ્યાં સુધી દેહમાં અહંતા છે ત્યાં સુધી જ પદાર્થોમાં મમતા છે જ્યાં સુધી સાધુ પુરુષોના સમાગમથી મૂર્ખતા ક્ષીણ ન થઈ હોય ત્યાં સુધી જ મનમાં દીનતા રહે છે. જેના મનમાં ભોગો ઉપરથી રુચિ ટળી ગઈ હોય, આશાના પાશો જેના છેદાઈ ગયા હોય, તે પુરુષનો ચિત્તરૂપી વિભ્રમ નાશ પામી જાય છે. ખોટા તરંગો ઉત્પન્ન કરનાર ચિત્ત આત્માની અનુભૂતિ કરનારને બંધન કરતું નથી. જીવન્મુક્ત પુરુષોમાં આભાસરૂપે રહેલું ચિત્ત 'સત્ત્વ' કહેવાય છે અને આવા 'સત્ત્વ'ના અસ્તિત્વને લીધે જ મુક્ત પુરુષો સ્વધર્માનુસાર વ્યવહાર કરે છે હે રામચંદ્ર, જગત બ્રહ્મનું જ સ્ફુરણ છે, બ્રહ્મ જ જગતનું નિમિત્ત અને ઉપાદાનકારણ છે જગતની સત્તા બ્રહ્મની સત્તાથી જુદી નથી તમે તમારા વ્યાપક સ્વરૂપનું ચિંતન કરો, તેનું વિસ્મરણ ન થવા દો દુનિયામાં સર્વ પદાર્થો પૂર્ણ સ્વભાવવાળા છે, શાંત છે, આનંદસ્વરૂપ છે, શક્તિસ્વરૂપ છે.

હે રામચંદ્ર, જેમ તરંગોનું અધિષ્ઠાન સમુદ્ર છે, તેમ અનેક બ્રહ્માંડોની કલ્પનાઓનું અધિષ્ઠાન બ્રહ્મ અર્થાત્ આત્મા છે આ સર્વવ્યાપક ચૈતન્ય તમે જ છો જડ જેવી વસ્તુ છે જ નહિ ચૈતન્ય જ પોતાના સંકલ્પથી ભોક્તૃવર્ગ અને ભોગ્યવર્ગરૂપે પરિણમે છે, દેખાય છે જેમ ઉષ્ણતા અગ્નિથી ભિન્ન નથી, કાળાપણું કાજળથી ભિન્ન નથી, પ્રકાશ તેજથી ભિન્ન નથી, તેમ વ્યક્તિમાં રહેલું ચૈતન્ય સમષ્ટિના આધિરૂપે રહેલા ચૈતન્યથી ભિન્ન નથી. હે રામ, હું ધારું છું કે તમે રાગદ્વેષ આદિથી રહિત હોવાને લીધે

મારા ઉપદેશથી પ્રબુદ્ધ થયા છો. તમે પ્રૌઢ બુદ્ધિવાળા છો તેથી તમને મારાં વચનોની અસર થયા વિના રહે જ નહિ.

હે મહાબાહુ રામચંદ્ર, ફરી પણ તમે મારું પરમ હિતકારક ઉત્તમ વચન સાંભળો; તેને મનમાં ઠસાવો. અવિદ્યાગ્રસ્ત મૂઢ માનવને દેહોમાં આત્મપણાની ભાવના ઉદય પામેલ હોય છે, તેથી મન અને ઇન્દ્રિયો તેને દબાવી દે છે. જ્ઞાની સમજુ મનુષ્ય પરમાર્થરૂપ આત્મામાં જ રહે છે તેથી મન અને ઇન્દ્રિયો તેના વશમાં રહીને વર્તન કરે છે. મન, બુદ્ધિ વગેરે કરણો બંનેને હોય છે. પણ અજ્ઞાની તેમને આધીન હોય છે, જ્ઞાની તેમનો સ્વામી હોય છે. દેહ અને આત્મા કદી પણ સમાન નથી, સમાનધર્મી પણ નથી. તેથી પરસ્પરનાં સુખદુઃખો એકબીજાને સ્પર્શ કરી શકે જ નહિ. રાત્રિ દિવસની વિરોધી છે. દિવસ રાત્રિનો વિરોધી છે. પ્રકાશ અને અંધકાર એકબીજાના વિરોધી છે. તેમનું પરસ્પર ઐક્ય સંભવે જ નહિ. જેમ અસંગ આકાશ અલિપ્ત હોવાથી વાયુ, રજ, વાદળાં વગેરે તેને સ્પર્શ કરી શકતાં નથી, તેમ આત્માને દેહનાં જરા, મરણ, વિપત્તિ, સુખદુઃખ જરા પણ અસર કરતાં નથી. હે રામચંદ્ર, તમે દેહ અને આત્માના ખરા તત્ત્વનો વિચાર કરો. તમને દેહનું મિથ્યાપણું અને આત્માનું સત્યપણું તરત જ પ્રકટ થશે. જેમણે આ વિચાર કર્યો જ નથી, સત્ય જ્ઞાન ઉપર લક્ષ્ય આપ્યું જ નથી, તેઓ ચેતન નથી પણ જડ છે, તરણાંઓની માફક નિષ્ફળ હલનચલન કર્યા કરે છે અને અનેક પ્રકારનો વ્યર્થ બકવાદ કર્યા કરે છે. તમારે અજ્ઞાનગ્રસ્ત મૂઢ માણસોનો સમાગમ ત્યજી દેવો. કારણ કે આ સમાગમ જંગલમાંનાં ઝાડોનાં ઠૂંઠાં જેવો છે. જેમ ધૂળવાળા રસ્તા ઉપર પૂર ઝડપથી ચાલતી ગાડી ઉપર રજ ઊડયા કરે છે, તેમ આ સંસાર અજ્ઞાનીઓની ભૂલથી જ ચાલ્યા કરે છે. અને તેમના ઉપર સુખ અને દુઃખના વારાફેરા આવ્યા કરે છે. હે રામચંદ્ર, વિષયોમાં આરંભમાં જ મધુરપણું જણાય છે. આખરે તે અનર્થ કરનારું છે કારણ કે પદાર્થો વિનાશી છે. ક્ષણભંગુર છે, પરિમિત છે, જેમ વર્ષાઋતુમાં નદીઓનું જળ વધે છે તેમ અજ્ઞાની મનુષ્યની વિચારહીનતાને લીધે અનેક પ્રકારની સકામ પ્રવૃત્તિઓ વધ્યા કરે

છે. અનંત સંકલ્પોથી ભરેલા, અમાપ શકિતઓથી ભરપૂર બ્રહ્મપદમાં કશું પણ અસંભવિત નથી. વિધવિધતાથી ખીચોખીચ ભરેલી સંસારની લીલા જ્ઞાનીને આનંદ આપે છે, કારણ કે તે સર્વ ઠેકાણે સર્વ રૂપોમાં, સર્વ ઘટનાઓમાં, સર્વ સ્થિતિમાં પરબ્રહ્મનું જ દર્શન કરે છે. ઉત્પત્તિ, સ્થિતિ અને લય ત્રણે પ્રકારની ક્રિયાઓમાં જ્ઞાની એકસરખો આનંદ અનુભવે છે

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, યથાર્થ તત્ત્વ શાંત છે, નિરાકાર છે, નિર્વિકાર છે, સત્ય છે, ચૈતન્યરૂપ છે, સર્વ પ્રકારની કલ્પનાઓથી રહિત છે. જેમ જળમાંથી પરપોટાઓ, મોજાંઓ ઉત્પન્ન થાય છે તેમ બ્રહ્મતત્ત્વમાંથી, બ્રહ્મમાં નૈસર્ગિક રહેલી અથાક શકિતથી કલ્પનારૂપ કળા ઉદય પામે છે. આ કળા પ્રથમ સૂક્ષ્મ, પછી મધ્ય અને આખરે સ્થૂળ, એ રીતે ત્રણ પ્રકારે અસ્તિત્વમાં આવે છે. આને જ પ્રકૃતિ કહેવામાં આવે છે અને તેના સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ધર્મો છે. આને જ અવિદ્યા કહેવામાં આવે છે. હે રામચંદ્ર, બ્રહ્મા, વિષ્ણુ અને સદાશિવ સ્વાભાવિક રીતે જ જીવન્મુક્ત છે. કારણ કે તેઓ ત્રિગુણાત્મક પ્રકૃતિથી પર રહીને પરમ તત્ત્વની ઈચ્છા અનુસાર લીલા કરે છે. હે રામચંદ્ર, પરબ્રહ્મમાં વિદ્યાપણું કે અવિદ્યાપણું નથી. આ બધી માયાની વૃત્તિઓ છે, માટે વિદ્યાની દૃષ્ટિને અને અવિદ્યાની દૃષ્ટિને ત્યજી દઈ જે કાંઈ બાકી રહે તે તમે જ છો એવી ભાવના કરો. અવશેષ રહેલા ચૈતન્ય તત્ત્વમાં જ દૃઢ નિષ્ઠા રાખો. જેમ દૂધમાં દહીં રહેલું છે, અગ્નિમાં ઉષ્ણતા રહેલી છે, આકાશમાં પોલાણ રહેલું છે તેવી રીતે બ્રહ્મતત્ત્વમાં આ સમગ્ર જગત રહેલું છે. જેમ અગ્નિમાંથી તણખાઓ નીકળે છે, સૂર્યમાંથી રશ્મિઓ નીકળે છે, તેમ આ બ્રહ્મસ્વરૂપ ચૈતન્યમાંથી બ્રહ્માંડોરૂપી તરંગો નીકળ્યા કરે છે. જગતની સત્તા બ્રહ્મની સત્તાને આધીન છે. જેમ ઘીને પિગળાવવામાં અગ્નિ કર્તા નથી તોપણ તેનામાં કર્તાપણાનું આરોપણ કરવામાં આવે છે, તેમ પરબ્રહ્મ નિર્લેપ હોવાથી જગતનો કર્તા નથી તોપણ તેનામાં કર્તાપણાનું આરોપણ કરવામાં આવે છે. પૂર્વપૂર્વની વાસનાઓને લીધે જ ભિન્નભિન્ન પ્રકારની વ્યર્થ કલ્પનાઓ ઉત્પન્ન થાય છે અને તે માનવને પામર બનાવે છે. જો યથાર્થ સત્ય જાણ-

વામાં આવે તો જગત પણ આત્મારૂપે અનુભવાય છે. અજ્ઞાનાવસ્થામાં જીવ ચિત્તમય થઈ જાય છે, જ્ઞાનાવસ્થામાં જીવ ચૈતન્ય સાથે એકતા અનુભવે છે ચિત્તરૂપી ઉપાધિમાં ફસાયેલો જીવ કોશેટાના જીવડાની પેઠે વાસનાઓના તંતુઓથી પોતાને બાંધ્યા કરે છે; મૂર્ખપણાને લીધે પોતાના અસલ પરિપૂર્ણ સ્વરૂપની અનુભૂતિ કરવા પ્રયત્ન કરતો નથી. મહાત્માઓની સાથે જ્ઞાનચર્ચા કરીને, નિદિધ્યાસન કરીને, આત્મતત્ત્વનું અવલોકન કરવાનો સુજ્ઞ માનવે સતત પ્રયત્ન કરવો જોઈએ. મનમાંથી મૂઢતાને કાઢવાનો આ જ રસ્તો છે. મલિન ચિત્તમાં પરમાનંદનો પ્રવેશ થઈ શકે નહિ. અવિદ્યા જ જગતનું કારણ છે. તેનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવામાં આવે તો તે તુરત જ સઘળાં દુઃખોનો નાશ કરે છે આત્માનું અદર્શન—એને જ વિદ્વાનો અવિદ્યા કહે છે. આ જગત બ્રહ્મ છે એવો નિશ્ચય તે જ જ્ઞાન. આ જગત બ્રહ્મ નથી એવી ભ્રમણા તે જ અજ્ઞાન. આ પ્રતીત થતું સર્વ જગત ચિદાત્મા જ છે એવી સમ્યક્ દૃષ્ટિ તે જ અવિદ્યાનો નાશ છે.

વસિષ્ઠ કહે છે હે રામચંદ્ર, હું વારંવાર તમને એનો એ જ ઉપદેશ કરું છું, તે તમારા બોધની દૃઢતા માટે જ છે. આવા પ્રયાસ વિના આત્મસ્વરૂપની ભાવના ખીલતી નથી. ‘અજ્ઞાન’ બળવત્તર છે અને હજારો જન્મોથી ઊભેલું હોવાને લીધે બહુ જ ગાઢ થઈ ગયું છે. જનક રાજા જ્ઞાનમાં નિષ્ઠા રાખીને વ્યવહાર કરે છે. તમે પણ તે જ પ્રમાણે વ્યવહાર કરો જનકને જાગ્રત આદિ સઘળી અવસ્થાઓમાં આત્મતત્ત્વનો, પોતાના સ્વરૂપનો પાકો નિશ્ચય થઈ ગયો છે, બીજા પણ બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ, જેઓ જીવન્મુક્ત થયા છે, તેઓનો નિશ્ચય તમને પ્રાપ્ત થાઓ. એ લોકોનો નિશ્ચય એવો છે કે મોટા વિસ્તારવાળો આ જગતરૂપી પ્રપંચ જોવામાં આવે છે, તે સઘળો નિર્મળ બ્રહ્મ જ છે. એમાં સંશય રાખવાનું કારણ નથી. હું પણ બ્રહ્મ જ છું, પ્રાણીઓના સમૂહો પણ બ્રહ્મ જ છે. સ્થાવર, જંગમ સર્વ પદાર્થો બ્રહ્મસ્વરૂપ જ છે. જેમ સમુદ્ર તરંગોરૂપે પોતાની અંદર જ સ્ફુરે છે તેમ પરબ્રહ્મ પણ, સ્વેચ્છાથી પોતાની અંદર જ વિસ્તાર પામે છે. ગમન દર્શન આદિ સર્વ ક્રિયાઓ બ્રહ્મમાં જ કલ્પાયેલી છે. દુખિયાપણું રજ્જુમાં

કલ્પાયેલ સર્પની ભ્રાંતિ જેવું છે. જેમ કડાં વગેરેની રચના સુવર્ણથી ભિન્ન નથી, તેમ શરીર વગેરેની રચના બ્રહ્મથી ભિન્ન નથી. સુખ અને દુઃખ કશું છે જ નહિ. એક જ બ્રહ્મ, આ હું છું, આ ચિત્ત છે, ઈત્યાદિ નામરૂપોના ભેદને લીધે ઉપલક દૃષ્ટિથી સ્ફુરે છે. સર્વશક્તિમાન આત્મા પોતાની શક્તિથી જેવી દૃઢ ભાવના કરે છે, તેવું જ તુરત દેખાવા લાગે છે. જેમ ન ઓળખવામાં આવે ત્યાં સુધી બધું અબંધુ થઈ જાય છે અને ઓળખવામાં આવે એટલે તે બંધુ થઈ જાય છે, તેમ ન ઓળખાયેલો આત્મા સંસાર થઈ જાય છે, અને ઓળખાયેલો આત્મા બ્રહ્મ થઈ જાય છે. આત્મા અને બ્રહ્મની એકતા છે. એ જ પરમ સત્ય છે. પ્રત્યેક વસ્તુ એના અસલ સ્વરૂપમાં પરિપૂર્ણ છે. સર્વ પદાર્થોના અધિષ્ઠાન તરીકે એક જ આત્મા રહેલો છે અને તે જ પોતાની અંદર આ વિચિત્ર લીલાઓ કર્યા કરે છે.

આવી રીતના નિશ્ચયવાળા, સત્યતાને પામેલા બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ, દેવર્ષિઓ શાંત અને સમતાવાળા પરમપદમાં આનંદપૂર્વક રહેલા છે. તેઓ જીવનને કે મરણને નિંદતા નથી, હર્ષ કે શોકને આધીન થતા નથી. આવા મહાત્માઓનું ચિત્ત સર્વ સ્થિતિમાં સમત્વ ધારણ કરે છે, કારણ કે તેઓ ચિત્તથી પર હોય છે. ચિત્ત તેમને આધીન હોય છે. હે રામચંદ્ર તમે બ્રહ્મપણાનો આશ્રય કરીને, કોઈ પણ નામરૂપાત્મક પદાર્થ તરફ આસક્તિ ન રાખીને જીવન્મુક્ત થાઓ, મૂઢની પેઠે શોક ના કરો, જળની ચકરીમાં તરણું ભમ્યા કરે છે તેમ સંસારમાં આમતેમ મનના તરંગોથી તણાયા ન કરો.

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, સંસારમાંથી નીકળી જવાની, તેના પંજામાંથી છૂટવાની જે યુક્તિ છે, તેને યોગ કહેવામાં આવે છે. આના બે પ્રકારો છે. આત્મજ્ઞાનરૂપ એક પ્રકાર તો મેં પ્રકટ કર્યો છે. હવે પ્રાણના નિરોધરૂપ બીજો પ્રકાર છે તે વિષે તમે સાંભળો. આ બંને પ્રકારો 'યોગ' એ શબ્દથી કહેવાય છે પણ પ્રાણના નિરોધરૂપ પ્રકારને જ સામાન્ય રીતે યોગ શબ્દથી સંબોધાય છે. આ બંને ઉપાયો એક જ ફળ આપનારા છે. હે રામચંદ્ર, મને આત્મજ્ઞાન અત્યંત પ્રિય છે, આનો આધાર સ્વભાવ ઉપર છે, પ્રકૃતિ અનુસાર માણસે પોતાની ઉન્નતિનો માર્ગ પસંદ કરવો જોઈએ. શાસ્ત્રોમાં જ્ઞાન અને યોગ, આ બંને પ્રકારો કહેલ છે.

વીતી ગયો છે. અનેક યુગોની પંકિતઓ દિવસોની પંકિતઓની માફક વહી ગઈ છે. મારા સઘળા નાના ભાઈઓ પોતાનાં શરીરો ત્યજી દઈને વિદેહમુકત થયા છે. કાળ સર્વનું ભક્ષણ કરી જાય છે. હે વસિષ્ઠમુનિ, આ પક્ષીઓનું જીવન સર્વ પ્રાણીઓમાં તુચ્છ છે એ ખરું, પણ અમે તો સદાય આત્મ-જ્ઞાનરૂપ સંતોષમાં જ રહીએ છીએ અમે હમેશ નિત્યસિદ્ધ, નિરતિશય આત્મસ્વભાવથી જ રહીએ છીએ નિરતર સ્વાભાવિક પ્રકાશવાળા અને કદી પણ જેમાં ક્ષોભ થતો નથી એવા આ કલ્પવૃક્ષની ટોચ ઉપર રહેલો હું યુગાદિ વિભાગોની ગતિને જાણું છું મારું મન સાર તથા અસારના વિવેકવાળું છે, પ્રશાંત છે, અત્યંત વિમળ છે, જગતરૂપી માયાના તત્ત્વને બરોબર જાણનાર હોવાથી શીતળ થયેલું છે અમે આ સંસારરૂપી નદીના કિનારા ઉપર રહ્યા છીએ તોપણ તેનાથી ત્રાસ પામતા નથી. હે ભગવન્, આપના જેવા શોક, મોહ તાપ, કામ, ક્રોધ અને દુ:ખથી મુકત થયેલા પુરુષોએ પ્રસન્ન થઈને અમારા ઉપર કૃપા કરી છે તેથી અમે પણ સ્વસ્થ થઈને રહ્યા છીએ, અમે બ્રહ્મા-કાર વૃત્તિના ઉદયથી જાગૃત બોધવાળા થયા છીએ. આપના સમાગમથી અમને વિશેષ આનંદ થયો છે સર્વ પ્રકારની તૃષ્ણાઓનો જેમણે ત્યાગ કર્યો હોય એવા મહાત્માઓની સેવાનો લાભ મળે એના કરતાં બીજી કોઈ પણ શુભની પ્રાપ્તિને હું અધિક ગણતો નથી આપના અનુગ્રહથી અમે પાપ મુકત થયા છીએ, ભોગો તો પ્રાપ્ત થવાના સમયમાં જ રમણીય લાગે છે અને પછી કષ્ટ આપે છે, તે મેળવવાથી અથવા તેમની પાછળ જીવનને વેડફી નાખવાથી શો લાભ છે? સત્સંગરૂપ ચિંતામણિથી જ સર્વોત્કૃષ્ટ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ગંભીર, ગહન, ઉદાર, મધુર વચનો બોલનારા આપ એક જ આ સંસારરૂપી રાત્રિમાં સૂર્ય સમાન છો. હે મહામુનિ, હું જોકે પરમાત્માને પ્રાપ્ત થઈ ચૂકયો છું, તોપણ આપનાં દર્શનથી આ મારો જન્મ સફળ થયો છે હે મુનિ, યુગોના ક્ષોભો થાય છે ત્યારે પણ આ કલ્પવૃક્ષ અત્યંત સ્થિર રહે છે. અન્ય પ્રાણીઓ અહીં આવી શકતાં નથી તેથી અમે અહીં સુખપૂર્વક રહીએ છીએ અમે આવા ઉત્તમ ઝાડ ઉપર રહીએ છીએ એટલે સર્વ પ્રકારનાં સંકટોના આક્રમણથી મુકત છીએ.

# ૨૬ : પરમાત્માનું સર્વોત્કૃષ્ટ પૂજન

વસિષ્ઠ કહે છે કે, હે રામચંદ્ર! તમે મારા ઉપદેશનો સાર ગ્રહણ કર્યો છે. તમે આત્મા છો, નિર્વિકાર છો, પરિપૂર્ણ છો, એ સત્યને તમે મનમાં સ્થિર કર્યું છે. હવે એનું જ અવલંબન કરીને તમે રહેજો. અજ્ઞાનરૂપી અંધકારને તથા તેમાંથી ઉત્પન્ન થતી દીનતાને મનમાં પ્રવેશવા દેશો નહિ. વિવેકથી, વિચારથી, પ્રબળ પુરુષાર્થથી ચિત્તને કાબૂમાં રાખવું. પુરુષાર્થથી સર્વ વસ્તુઓ સાધ્ય બને છે. 'નસીબ નસીબ' શબ્દો તો મૂર્ખ અને શક્તિહીન લોકો જ ઉચ્ચારે છે. હે રામચંદ્ર! આ દેહ લાંબા સંકલ્પે જ કરેલો છે. તે નાશવંત છે. તેમાં આસ્થા રાખવી નહિ. મૃત્યુથી ડરવું નહિ. દેહાસક્ત માનવ જ મૃત્યુથી ડરે છે. આ શરીરરૂપી યંત્ર ઘસાઈ જાય કે નષ્ટ થઈ જાય તેથી આત્માને કાંઈ હાનિ થતી નથી. ચૈતન્યનો કોઈ દિવસ અંત થતો નથી. જેમ પવન વિનાના સ્થળમાં દીપક સ્થિર રહે છે તેમ હમેશ વિવેકી માનવ, જગતની અંદર સાક્ષી તરીકે નિર્લેપ રહીને સર્વ ક્રિયાઓ કરે છે. મનની ઊર્મિઓમાં ઘસડાઈ જતો નથી. અહંકારથી મોટા યક્ષના નિવાસસ્થાનરૂપ આ મિથ્યા શરીરમાં અનુરક્તિ રાખનાર માનવ એક જાતનો પિશાચ જ છે. હે રામચંદ્ર! અહંકારની પરાધીનતાનો ત્યાગ કરી, માયાધીશ તરીકે વિહાર કરો, આત્માનો આશ્રય સ્વીકારો, હું મરી ગયો, મારી મિલકત નાશ પામી, ઇત્યાદિ પ્રકારની જે દુઃખની (કલ્પિત) ક્ષુદ્ર વૃત્તિઓ મનમાં ઉદ્ભવે છે તે અજ્ઞાનનો જ વિલાસ છે એમ સમજો. ચિત્તરૂપી યક્ષે મજબૂત રીતે પકડેલા અવિદ્યાગ્રસ્ત માનવને શાસ્ત્રો, ગુરુઓ કે માનવો બચાવી શકતા નથી. આ સંસારરૂપી મહાઅરણ્યમાં મૃગના બચ્ચાની માફક વિષયોરૂપી તરણાના રસો મળવાથી તમે ભાગ્યશાળી છો એવું સમજો નહિ. આ સંસારરૂપી કાદવના ખાડામાં પાડાની માફક પડી રહેવું, એ સુજ્ઞ માનવને માટે શોભાસ્પદ નથી 'હું દેહ નથી, મન નથી, બુદ્ધિ નથી, આ બધા ભોગો સાચા નથી.' એવી ભાવના દૃઢ કરો. અથવા 'જે કાંઈ છે તે ચૈતન્ય જ છે.' એ સત્યને મનમાં સ્થિર કરો. આ ઉભય ભાવનાઓ સિદ્ધિ આપનારી છે. તેમાંથી જે તમને યોગ્ય લાગે તેનો આશ્રય કરો. આમ કરવાથી આ જગતરૂપી વ્યર્થ આડંબર

અનર્થ આપી શકતો નથી. હે રામચંદ્ર! રાગદ્વેષનો ત્યાગ કરો. જેઓ વેદાંતશાસ્ત્રનો વર્ષો સુધી અભ્યાસ કરવા છતાં પણ મનમાંથી કામ, ક્રોધ, આસક્તિ, રાગ, દ્વેષનો ત્યાગ કરી શકતા નથી તેવા લોકો ચિત્તની દુર્બળતાને લીધે દયાને પાત્ર છે, કાપુરુષો છે.

હે રામચંદ્ર! મોહનો નાશ કરનારો, અને સંસારનાં દુ:ખોનું નિવારણ કરનારો ઉત્તમ બોધ મને જે સદાશિવે આપ્યો છે, તે તમને હું કહું છું. તે સાંભળો. તેના ઉપર મનન કરો. તેનું રહસ્ય ગ્રહણ કરો હે મુનિ! સર્વમાં સામાન્યરૂપે રહેલ પોતાના જ અનુભવરૂપ નિર્મળ એક ચૈતન્ય છે, તે પોતાના દર્શન માત્રથી જ સંસારરૂપી મહાવ્યાધિને ટાળે છે. જગતની સત્તાનો તથા અવ્યાકૃતની સત્તાનો બાધ થતાં જે સાક્ષીભૂત ચૈતન્ય રહે છે તે મહાચૈતન્ય રૂપ સર્વવ્યાપક તેજમાં કરોડો બ્રહ્માંડો રહ્યાં છે. આ બ્રહ્માંડો માત્ર વિવર્તરૂપે હોવાથી યથાર્થ રીતે જોતાં અનંત ચૈતન્ય તેનાથી લેપાતું નથી. આ અનંત ચૈતન્યની સત્તાથી જ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર વગેરે દેવો સત્તાવાળા થાય છે. આ પરમાત્મા અપ્રમેય છે, શાંત છે, મહામંગળરૂપ છે, સૌમ્ય છે, નિરાકાર છતાં સર્વરૂપ છે. ઈચ્છાસત્તા, આકાશસત્તા, કાળસત્તા, નિયતસત્તા, મહાસત્તા, ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ, કર્તૃત્વશક્તિ ઈત્યાદિ પરમતત્ત્વની શક્તિઓનો અંત નથી. અનંતરૂપ મહાચૈતન્યમાં જે કલ્પિત ભેદો દેખાય છે, તેમને જ શક્તિઓ કહેવાય છે. આ શક્તિઓ ચૈતન્યથી જુદી નથી; તેનાં જ સ્વરૂપો છે. અનેક વિકારોવાળા અને નિયમશક્તિરૂપ સરિતાના વિલાસોવાળા આ સંસાર નામના નાટકમાં અહોનિશ પ્રકાશમાન, પ્રત્યગાત્મરૂપ એક રાજા જ જોનાર છે. યથાર્થ દૃષ્ટિથી જોતાં એ રાજા નટીથી કે નાટકથી ભિન્ન નથી. સદાશિવ કહે છે, હે વસિષ્ઠ! પરમાત્મા સર્વવ્યાપક હોવાથી તેમનું પૂજન બે પ્રકારનું હોઈ શકે. બાહ્ય અને આંતરિક. વિદ્વાન લોકો અંદર તથા બહાર પોતાના સર્વાત્મક આત્માનું જ સર્વદા વિધવિધ ક્રમથી પૂજન કર્યા કરે છે. તેમાં પ્રથમ બાહ્ય પૂજનનો ક્રમ સાંભળો, પછી અંતરના પૂજનનો વિધિ કહીશ.

પૂજાના સર્વ ક્રમોમાં, દેહરૂપી ઘર ગમે તેટલું સ્નાનાદિ ક્રિયાઓથી પવિત્ર હોય તોપણ યત્નપૂર્વક તેને ત્યજી દેવું—દેહાધ્યાસનો ત્યાગ કરવો અને

દેહના સાક્ષીભૂત જે પરમ પવિત્ર ચૈતન્ય છે, તેને ગ્રહણ કરવું. આ જ એનું પૂજન છે. લાખો સૂર્ય સમાન, ત્રૈલોક્યના અધિષ્ઠાનરૂપ એ આત્માનું સર્વદા ધ્યાનથી પૂજન કરવું. સર્વ પદાર્થોના અધિષ્ઠાન તરીકે રહેલ આત્મામાં જ મનને પરોવવું. તેનો અનુભવ કરવાનો પ્રયત્ન કરવો. આકાશમાં, વાયુમાં, તેજમાં, જળમાં, પૃથ્વીમાં, પશુઓમાં, પક્ષીઓમાં, સર્વના આધારભૂત રહેલ એ આત્મારૂપ દેવ જ સર્વથી શ્રેષ્ઠ છે. એ જ સર્વદા પૂજવા યોગ્ય છે. હે મુનિ! એ પ્રમાણે ચિંતન કરીને પછી વિધિપૂર્વક તેનું પૂજન કરવું.

આ પૂજનનો વિધિ અને ઉપચાર કહું છું. તે સાંભળો. આ દેવ દીવો, પુષ્પો, ધૂપ અને છત્રચામરાદિ વૈભવોના અર્પણથી અથવા ચંદનના લેપનાદિથી, કેસર, કપૂર, આદિથી પૂજાતો નથી. આ દેવ સર્વદા પરિશ્રમ વિના જ મેળવી શકાય છે. એની આરાધના માટે પોતાના બોધરૂપ અમૃતની જ જરૂર છે. પોતાનામાં રહેલ, શુદ્ધ ચૈતન્ય માત્રનું અનુસંધાન કરવું, એ સર્વ પ્રકારની બાહ્ય પૂજાઓથી પણ મુખ્ય છે. બાહ્ય પૂજા તો એના અંગરૂપ છે. હે મુનિ! જે માનવ વિક્ષેપથી રહિત થઈને ક્ષણમાત્ર પણ પવિત્ર આત્માનું પૂજન કરશે તે માણસ સર્વ બંધનોમાંથી મુક્ત થઈને સર્વોત્તમ પદ પ્રાપ્ત કરશે.

હે મુનિ! હવે આત્માનું અંતઃપૂજન કહું છું તે સાંભળો. (બાહ્ય પૂજનમાં બહાર દૃશ્યમાન પદાર્થોમાં અધિષ્ઠાન તરીકે રહેલ આત્માનું ધ્યાન કરવાનો વિધિ છે. અંતઃપૂજનમાં શરીરમાં રહેલ આત્માનું અનુસંધાન કરવાનું છે.)

આત્મા સર્વ શરીરોમાં રહીને સર્વને પ્રકાશ આપે છે, સર્વ ક્રિયાઓ કરે છે, સર્વ ભોગો ભોગવે છે, તેના ઉપર મનને સ્થિર કરવું, તેનું ધ્યાન કરવું. જ્ઞાનજળમાં હમેશ સ્નાન કરી શુદ્ધ થવું. આત્મા જ બુદ્ધિની સર્વ વૃત્તિઓને પ્રકાશ આપે છે. એનું ધ્યાન કરવું. સર્વ વિકાર, સર્વ પ્રકાર, સર્વ રૂપ, સર્વ નામ જે કાંઈ છે તે આત્મા જ છે, એવી રીતે સર્વાત્મક આત્માનું પૂજન કરવું. વિષયોની સ્પૃહા ના રાખવી. જે કાંઈ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થાય તેને સમુદ્ર જેમ નદીઓને ભોગવે છે તેમ ભોગવવો. શુભ, અશુભ, જે કાંઈ પ્રાપ્ત થાય તેમાં મનને નિર્વિકાર રાખવું. મનનું સમત્વ ખોવું નહિ. દેશ અને

કાળના ક્રમે પ્રાપ્ત થયેલ પદાર્થો વડે તેમ જ સુખદુઃખના વિલાસો વડે સદા આત્મદેવનું પૂજન કરવું. શાંત મનોરથવાળી બુદ્ધિથી આત્મસ્વરૂપમાં જ રહેવું. એ જ મુખ્ય આત્મપૂજન છે.

વસિષ્ઠે પૂછયું, હે મહારાજ! સર્વવ્યાપક ચૈતન્ય એક જ હોય તો જીવ જીવનની દશામાં ચેતનાવાળો હોય છે અને મૃત્યુની—મરણની દશામાં ચેતના વિનાનો કેમ થઈ જાય છે. આપ કહો છો તેમ ચૈતન્ય અવિનાશી, અપરિણામી હોય તો તેને જડપણાનો સંબંધ ઘટતો નથી.

સદાશિવે કહ્યું: હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ મુનિ! તમારા પ્રશ્નનો ઉત્તર સાંભળો. આ દેહમાં સર્વભૂતરૂપે એક ચૈતન્ય છે, તેનો એક ભાગ બુદ્ધિમાં લાગેલો છે. તે કર્તા—ભોકતાપણાના અભિમાનવાળો છે. બીજો ભાગ જે કૂટસ્થ છે, તે નિર્વિકલ્પ છે. કૂટસ્થ ચૈતન્ય કલ્પિત સંકલ્પથી પોતાના એક પ્રદેશમાં પોતાને જીવરૂપે સમજી લે છે અને બીજું હોય એવું થઈને રહે છે. જેમ પુરુષ ક્રોધના આવેશથી રાક્ષસ જેવો થઈ જાય છે તેમ કૂટસ્થ ચૈતન્ય ભિન્નભિન્ન સ્વરૂપોનો અંગીકાર કરીને કલંકરૂપ થઈ જાય છે. જેમ બ્રાહ્મણ ખરાબ વિચારો કરવાથી પોતે શુદ્ર જીવભાવને પ્રાપ્ત કરે છે. તેમ પરમ ચૈતન્ય ચિત્તપણાને પામીને સંસારનો આશ્રય કરે છે, અજ્ઞાનથી દેહ-રૂપે, જીવરૂપે કલ્પાય છે, પોતાનું સર્વજ્ઞપણું છોડી દઈને નિરંતર જન્મ-મૃત્યુના ચક્રમાં ફસાય છે. મોહરૂપી મંદપણાને પ્રાપ્ત થાય છે, તૃષ્ણાની શૃંખ-લાઓથી બંધાય છે, દીનતાને આધીન થાય છે; કામ, ક્રોધ ભયથી મુકત થાય છે. કોઈવાર વૈભવ, કોઈ વાર દારિદ્રયના વારાફેરાઓમાં જકડાય છે, ક્ષણભંગુર પદાર્થોમાં આસકિત રાખવાથી હર્ષ શોકનાં દ્વન્દ્વોને તાબે થાય છે, રાગથી અને દ્વેષથી હમેશ વ્યાપ્ત રહે છે, વૈભવોની પ્રાપ્તિ થાય ત્યારે ગર્વિષ્ઠ થાય છે અને દૈવયોગે વૈભવોનો નાશ થતાં કંગાળપણાનો આશ્રય લે છે, પામર થઈ જાય છે, પોતાના અસલ સ્વરૂપનું વિસ્મરણ થવાથી એક ક્ષુદ્ર જંતુની માફક વર્તન કરે છે. જીવશકિત પ્રાકૃત કર્મોને પરવશ, રાંક પશુના જેવા ધર્મવાળી છે. અવિદ્યાને લીધે જ જીવશકિતએ આ સંસારરૂપી મેલનો આશ્રય કર્યો છે, જીવપણું પામીને, વ્યાપકપણાથી ચલિત થઈ છે અને

દુર્ભાગ્યને લીધે સેંકડો પરિતાપોને પામ્યા કરે છે. હે મુનિ! અવિદ્યાનું, માયાનું કેટલું સામર્થ્ય છે તે તમે જુઓ. જીવ કે જે યથાર્થ દૃષ્ટિથી પરિપૂર્ણ છે, તે પોતાનું અસલ સ્વરૂપ ભૂલી જઈને રેંટના ઘડાની માફક સંસારમાં ચઢવા-ઊતરવામાં જ પોતાનો સર્વ સમય નષ્ટ કરે છે.

સદાશિવ કહે છે કે, હે મુનિ! જેમ સ્વપ્નમાં રાજા હોય તે પણ ઘણીવાર હું કંગાળ છું, એવી ભાવનાથી દુઃખી થાય છે, તેમ અવિદ્યાને લીધે પોતાના સ્વરૂપને ભૂલેલી જીવશકિત, કલ્પિત દુઃખોને પોતાનાં માની લે છે. અજ્ઞાની માનવ ચિત્તની દુર્બળતાને લીધે, કાયમ ગણગણાટ કર્યા કરે છે, મિથ્યા બકવાદ કર્યા કરે છે. અહંતામાં સપડાયેલી જીવશકિત અસ્થિર જગતને સ્થિર દેખે છે. જીવશકિતને સંસારનો અનુભવ થવામાં ચિત્ત જ કારણરૂપ છે. ચિત્તને સત્ કહી શકાતું નથી તેમ અસત્ પણ કહી શકાતું નથી. તેથી કેવળ તુચ્છ જ છે.

ચૈતન્યદર્શનમાં દૃશ્ય, દર્શન કે દ્રષ્ટાપણું નથી; કર્તા, કર્મ કે કરણપણું નથી. નામરૂપ નથી. જીવશકિત હિરણ્યગર્ભના ચિત્તથી પ્રગટ થઈ છે એટલે તેને સંસારરૂપ દુઃખ પ્રાપ્ત થયું છે એ ખરું નથી. પણ સંસારની ભાવનાથી સંસારરૂપ દુઃખ પ્રાપ્ત થયું છે. સંસારની ભાવનાનો ત્યાગ કરનાર જ્ઞાની મુકત થાય છે અને શરીર, મન હોવા છતાં પણ તે જીવન્મુકત તરીકે વ્યવહાર કરે છે. અજ્ઞાની સંસારની ભાવનાનો ત્યાગ કરતો નથી ( કરી શકતો નથી ) તેથી દ્વન્દ્વોને આધીન રહે છે. દીપક પ્રકાશનાં કિરણોનો પ્રસાર કરે છે પણ પોતે નિષ્ક્રિય રહે છે તેમ ચૈતન્ય સાક્ષી તરીકે રહીને સર્વ નામરૂપાત્મક પદાર્થોને ગતિમાન બનાવે છે પણ પોતે નિર્લેપ રહે છે. સોનું મેલથી તાંબા જેવું લાગે છે અને મેલ ધોવાઈ જતાં પાછું સોનું જ રહે છે તેમ અવિદ્યાગ્રસ્ત જીવ, અજ્ઞાનનો ત્યાગ કરીને બ્રહ્મચૈતન્યપણાને પ્રાપ્ત થાય છે. હે મુનિ, પદાર્થોનું પ્રતિબિંબ અરીસામાં જ પડે છે. બીજા પથરા વગેરે પદાર્થોમાં પડતું નથી. તેમ ચૈતન્યનું જીવરૂપ પ્રતિબિંબ લિંગ શરીરમાં જ પડે છે. લિંગશરીર અને મન એ પર્યાય શબ્દો છે. આ સઘળી કલ્પનામય દૃશ્યજાળ ચૈતન્યમાં જ ઉદય પામે છે, તેમાં જ તેનો નિવાસ છે અને તેમાં જ તેનું

વિસર્જન થાય છે. એટલા માટે જ આ સર્વ વિદ્યમાન જગતના અધિષ્ઠાન તરીકે રહેલું અને તેને પોતાની અંદર સમાવીને રહેલું નિરાકાર, શાશ્વત તત્ત્વ પરમ ચૈતન્યરૂપ જ છે. સદાશિવે કહ્યુ, હે વસિષ્ઠ મુનિ! વ્યાવહારિક દૃષ્ટિથી બ્રહ્મ, પરમ ચૈતન્ય, સર્વશક્તિમાન છે, પારમાર્થિક દૃષ્ટિથી એક સત્તારૂપ છે. સંસારના દ્વૈતનો આરોપ વ્યવહાર દૃષ્ટિથી કરવામાં આવે છે અને પરમાર્થ દૃષ્ટિથી ભેદનો નિષેધ કરવામાં આવે છે. સર્વ પદાર્થો પોતાની સત્તાથી મિથ્યા કહેવામાં આવે છે અને બ્રહ્મની સત્તાથી સત્ કહેવામાં આવે છે. આત્મા એક જ છે તેને દ્વિત્વના સંકલ્પથી દ્વિત્વ પ્રાપ્ત થાય છે. હે મુનિ! ગંધર્વનગરની માફક જે પોતાના જ સંકલ્પથી મિથ્યા રચાયેલું હોય છે તે સંકલ્પનો ત્યાગ કરવાથી નષ્ટ થઈ જાય છે. સંકલ્પથી રચના કરવામાં પરિશ્રમ પડે પણ તેનો નાશ કરવામાં ખાસ પરિશ્રમ કરવો પડતો નથી. જો મન સંકલ્પરૂપી સર્પથી રહિત ન થાય તો નંદનવનમાં પણ તેને શાંતિ મળી શકતી નથી. આત્મા પોતે સર્વ શક્તિમાન હોવાને લીધે જે વસ્તુની જ્યારે જેવી રીતે ભાવના કરે તે વસ્તુને પોતાના સંકલ્પના બળથી દેખે છે. બ્રહ્માકારની ભાવના કરે તો બ્રહ્માકાર દેખે છે અને ભોગવવાની ભાવના કરે તો ભોગાકાર દેખે છે. હે મુનિ! આ સંસારરૂપી ભ્રમ સંકલ્પ માત્રથી જ ઊઠયો છે અને સંકલ્પનો ત્યાગ કરવાથી જ તે નષ્ટ થાય છે. જ્યાં સુધી 'હું બ્રહ્મ છુ' એ સત્ય મનમાં સ્થિર થતું નથી, જ્યાં સુધી એની સ્મૃતિ કાયમ રહેતી નથી, ત્યાં સુધી જ સંસાર દુઃખમય લાગ્યા કરે છે. હે મુનિ! હું આત્મા છું, નિરાકાર છું, નિર્વિકાર છું, સચ્ચિદાનંદ સ્વરૂપ છું, સર્વ રીતે પરિપૂર્ણ છું, એ ભાવનાને દૃઢ કરો આ આત્માના પૂજનથી જ પૂજ્ય દેવરૂપ થવાય છે, બીજી પૂજાથી થવાતું નથી. બાહ્ય પૂજન, તમારા જેવાઓને સંભવતું જ નથી. તમારી દૃષ્ટિ સર્વ સંજોગોમાં બ્રહ્મમાં જ સ્થિર રાખો, એ જ સર્વોત્તમ પૂજન છે. બીજી બધી પૂજનવિધિઓ બાળચિત્તોને સ્થિર કરવા માટે છે. હે મુનિ! આ જગત, બાધની દૃષ્ટિએ અસત્ છે અને અધિષ્ઠાનની દૃષ્ટિએ સત્ છે હે મુનિ! પશ્યંતી, તુરીયા અને તુર્યાતીતા, એ નામની ત્રણ ભૂમિકાઓમાં અનુક્રમે જીવનમુક્તની સ્થિતિ થાય છે. પશ્યંતી નામની પ્રથમ ભૂમિકા

પ્રાપ્ત કરી, જીવન્મુક્ત પુરુષ, શેકેલા બીજની માફક પોતાના સ્વરૂપને મેળવે છે. વિષયો પ્રત્યે આકર્ષણ દૂર થતાં મન નિર્મળ થાય છે અને વિષયોના સાન્નિધ્યમાં પણ જીવન્મુક્ત પુરુષ પોતાના અસલ ચૈતન્યસ્વભાવમાં જ રહે છે. જીવતાં જ સંસારરૂપી મહાસાગરને તરી જાય છે. ફરીથી જાગવું ન પડે તેવી સ્વયંપ્રકાશવાળી તુરીય અવસ્થાને પ્રાપ્ત કરે છે. આ ભૂમિકામાં સઘળાં દૃશ્યોનો બાધ થતાં અપરોક્ષ દૃશ્ય માત્ર જ બાકી રહેવાથી આને પશ્યંતી એવી સંજ્ઞા આપવામાં આવી છે.

જ્યારે આ પશ્યંતી ભૂમિકા અભ્યાસને લીધે મનથી રહિત થઈ જાય, ચૈતન્યશક્તિની શાંતિવાળી થાય; અંધકાર, અજ્ઞાન તથા તેનાં કાર્યોથી પણ રહિત થઈ જાય, આકાશની માફક સુંદર થાય, કામ અને વસ્તુની મર્યાદા સંપૂર્ણપણે છોડી દઈ કોઈ પણ દૃશ્યની કલ્પના ના કરે, કોઈ પણ પ્રકારના સંબંધવાળી રહે, અતિ વિસ્તીર્ણ થાય ત્યારે જીવન્મુક્તની તે તુરીયા નામની બીજી ભૂમિકા કહેવાય છે હવે ત્રીજી ભૂમિકા વિશે કહું છું તે સાંભળો. ગ્રાહક અને ગ્રાહ્યભાગ બન્નેથી રહિત બ્રહ્મ આત્મા આદિ શબ્દોથી તથા તેઓના અર્થોથી અતીત, તુરીયા નામની અવસ્થાથી પણ પર, પરમ પરમાર્થ રૂપ, પરથી પણ પર, પરમ અવધિરૂપ, નામરૂપ આદિથી રહિત ચૈતન્યમાં જે સ્થિતિ તેને તુરીયાતીત ભૂમિકા કહેવાય છે. તે જીવન્મુક્તની ત્રીજી ભૂમિકા છે. આ ભૂમિકાનું વર્ણન શક્ય નથી. તે અવર્ણનીય છે. વસિષ્ઠ કહે, હે રામચંદ્રજી! બે ઘડીભર સુધી એ રીતે મને પરમ બોધ આપીને પછી ( સદાશિવે ) નીચે પ્રમાણે કહ્યું:

સદાશિવ બોલ્યા: 'હે મુનિ! તમે પ્રથમ વિચાર કરો, પ્રત્યક્ષ, અનુમાન, આપ્તવાક્યો વગેરે પ્રમાણોથી, પ્રત્યગાત્માના વાસ્તવિક સ્વરૂપનો નિર્ણય કરો. જડ પદાર્થોરૂપ વિકલ્પો જે હમેશ સુખ, દુઃખ, હર્ષ અને શોકનાં દ્વન્દ્વોને આધીન હોય છે તેઓને દૃઢ સંકલ્પરૂપી તલવારથી કાપી નાખો. ઉત્સાહની સાથે ધૈર્ય પણ કેળવો. આત્મદ્રષ્ટા થાઓ. પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મામાં જ સ્થિતિ એ જ મુખ્ય સંકલ્પ છે, પરમ પુરુષાર્થ છે આત્માની અનુભૂતિ માટે નિરંતર પ્રયાસ કરો. પુરુષાર્થ જ સિદ્ધિ અપાવે છે. દેહાદિક બાહ્ય પદાર્થોમાં આસ્થા રાખો નહિ. સંકલ્પબળ કેળવો. ક્રિયા-

શકિતનો આધાર પ્રાણ છે અને દેહ આશ્રયરૂપ છે આ બંને જુદાં પડી જાય છે ત્યારે ક્રિયાશકિત નાશ પામે છે; પણ ચિદાત્મા જે આકાશથી પણ વધારે નિર્મળ છે, તે કદી પણ નષ્ટ થતો નથી આત્મા જ સત્ય છે, ( ત્રણે કાળમાં એક જ સ્વરૂપમાં રહે તે સત્ય કહેવાય.) અન્ય પદાર્થોને સત્ય સમજવાની ભ્રાંતિનો ત્યાગ કરો. લિંગદેહથી યુકત સ્થૂળ દેહમાં ચૈતન્ય સ્પષ્ટ દેખાય છે પણ મન વિનાના શરીરમાં ચૈતન્ય દેખાતું નથી. ચૈતન્ય સર્વવ્યાપક છે તોપણ બુદ્ધિવૃત્તિના કારણથી દેહાદિકને તે ગતિમાન કરે છે. આ સત્તા સામાન્યરૂપ ચૈતન્યના આવિષ્કારમાં પ્રમાણનો ભેદ હોવાથી પશુઓ, મનુષ્યો, દેવો વગેરેમાં ભેદ જણાય છે. અધિષ્ઠાન સર્વત્ર એક જ અવસ્થામાં રહે છે. એક નાના પરપોટામાં અને પ્રચંડ મોજામાં બંનેના મૂળમાં તો અનંત શકિત રહેલ છે. તેના પ્રાદુર્ભાવમાં, કરણોની વિભિન્નતાને લીધે ચડતી—ઊતરતી શ્રેણીઓ નજરે પડે છે. પાંદડાંઓનો, ડાળીઓનો, ફળફૂલોનો પરમ પિતા વૃક્ષ છે તેમ બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિ દેવતાઓનો, અવતારોનો, વિભૂતિઓનો, પરમ દેવ આત્મા જ છે. એ સ્વયંપ્રકાશ દેવ જ પ્રણામ કરવા અને પૂજવા યોગ્ય છે. પ્રત્યેક વસ્તુમાં તેનું સ્ફુરણ થવાથી એ જ વિષયરૂપ થાય છે. એ દેવ સર્વવ્યાપક હોવાથી, હરેક વસ્તુમાં પાસે જ છે, સર્વત્ર મળી શકે તેમ છે. તેનું આવાહન કરવાની કે તેને માટે મંત્રો ભણવાની કશી જરૂર નથી જે જે વસ્તુનું અવલોકન કરવામાં આવે તેમાંથી તે દેવ મળી આવે છે. વૃદ્ધાવસ્થા, શોક, ભય વગેરે રોગોને મટાડનાર એ દેવનું અવલોકન કરવામાં આવે તો, તે પ્રાણીને ફરી માયાધીન થઈને જન્મ લેવો પડતો નથી આ દેવ તમે પોતે જ છો, માટે તેની પ્રાપ્તિ માટે આમતેમ દોડાદોડ શા માટે કરો છો? નામરૂપાત્મક પદાર્થોમાં શા માટે મોહ રાખો છો?

હે મુનિ! સર્વમાં સામાન્ય સત્તારૂપે રહેલું, પોતાના નિત્ય અનુભવરૂપ શુદ્ધ ચૈતન્ય દર્શનમાત્રથી સર્વ રોગોને ટાળે છે, તે સર્વ પ્રકારના કલેશોમાંથી માનવને મુકત કરે છે, ત્રિવિધ તાપના પંજામાંથી તેને છોડાવે છે. ચૈતન્યઘન આત્મા સૂર્યાદિ પ્રકાશકોને પણ પ્રકાશ આપનાર છે. સર્વમાં બીજરૂપે, અને સર્વ બીજોમાં સમૂહરૂપે રહેલો છે. આ મહાચૈતન્યના અમાપ

પ્રકાશમાં અસંખ્ય બ્રહ્માંડોરૂપી ઝાંઝવાનાં જળ સ્ફુરેલાં છે, સ્ફુરે છે અને સ્ફુરશે. આ બધી એક જ નિત્ય અજર અમર આત્માની અનિર્વચનીય લીલા છે. પરમાત્મા બ્રહ્માંડરૂપ છે, છતાં નિરાકાર છે અને નિરાકાર હોવા છતાં બ્રહ્માંડરૂપ છે. હે મુનિ! જેમાં સર્વ રહેલું છે, જેથી સર્વ થયેલું છે, જે સર્વરૂપ છે, જે સર્વ સ્થળોમાં છે, જે સર્વદા સર્વમય છે. તે સર્વાત્મક તત્ત્વને જ પ્રણામ કરો તેનો જ આશ્રય કરો.

ચૈતન્યરૂપ જીવશક્તિને સંસારનો અનુભવ કરવામાં ચિત્ત જ કારણ છે. યથાર્થ દૃષ્ટિએ જોતાં ચિત્ત જેવી વસ્તુ છે જ નહિ. તેને સત્ પણ ન કહી શકાય તેમ અસત્ પણ ન કહી શકાય. ચિત્ત ન હોવાને લીધે દૃશ્યરૂપ જગત પણ નથી. એક જ નિત્ય નિર્મળ તત્ત્વ સર્વત્ર પ્રસરી રહેલું છે. આ મહાચૈતન્યમાં કોઈ પણ દેકાણે ભેદ નથી. એક જ મહાચૈતન્ય પોતાની અમાપ શક્તિથી આ બધાં દૃશ્યો પોતાની અંદર દેખાડે છે. આ દૃશ્યો આભાસ માત્ર છે, પ્રતિબિંબ માત્ર છે.

અનંત બ્રહ્મચૈતન્ય દેહાદિકની ભાવનાના લાંબા સંસ્કારને લીધે દેહાદિકની અહંતા મમતાને આધીન થાય છે, દેહાદિકની ભાવનાનો ત્યાગ થતાંવેંત જ જીવ બ્રહ્મચૈતન્યપણાને પ્રાપ્ત થાય છે; સંકલ્પથી પ્રવૃત્તિ થાય છે. સંકલ્પ એ મનનો ક્રમ છે. મનના ક્રમથી ચિત્તની મલિનતા થાય છે. ચિત્તની મલિનતાનો જાણનાર જે સાક્ષીરૂપ ચૈતન્ય છે તે જ આત્મા છે. જેમ સ્ફટિકમણિ, પોતાની અંદર પ્રતિબિંબોને ધારણ કરે છે તેમ મહાચૈતન્ય પોતાની અંદર સઘળા આકારોને ધારણ કરે છે.

હે મુનિ! બ્રહ્મચૈતન્યનો રથ જીવ છે, જીવનો અહંકાર, અહંકારનો બુદ્ધિ, બુદ્ધિનો મન, મનનો પ્રાણ, પ્રાણનો રથ જ્ઞાનેન્દ્રિયોનો સમૂહ, આ સમૂહનો રથ દેહ, અને દેહનો રથ કર્મેન્દ્રિયોનો સમૂહ છે. આ સઘળા રથો જીવને સંસારમાં આમતેમ ભ્રમણ કરાવે છે. મનનો રથ પ્રાણ છે. કારણ કે જ્યાં પ્રાણવાયુ હોય ત્યાં જ કલ્પના થાય છે, જ્યાં પ્રકાશ હોય ત્યાં જ રૂપ દેખાય છે. તે પ્રમાણે જ્યાં પ્રાણ હોય ત્યાં જ સંકલ્પ રહે છે. મન હૃદયાકાશમાં લીન થાય એટલે પ્રાણની ચેષ્ટાઓ બંધ થઈ જાય છે. પ્રાણવાયુ

શાંત થતાં મન જરા પણ ચલિત થતું નથી. પ્રાણનો નિરોધ થાય તો મનનો લય થાય છે અને મન લીન થતાં પ્રાણ ચડતો નથી. મદિરાના મદથી પરવશ થયેલ માણસના અંગ ઉપર તલવારના ઘા થાય તોપણ તે જાણી શકતો નથી. તેમ ભિન્નભિન્ન યોનિઓમાં ભટકતી ચૈતન્યશક્તિ મૂઢપણાને લીધે પોતાના અસલ સ્વરૂપનું જ્ઞાન મેળવી શકતી નથી.

હે મુનિ, પરમાત્માએ શરીરરૂપી ગાડીને ખેંચવા માટે બે સશક્ત બળદો બનાવ્યા છે: મન અને પ્રાણ. ચૈતન્ય જડ બની મનરૂપી રથમાં બેઠેલું છે. તેને પ્રાણરૂપી ઘોડાઓ ખેંચે છે. જીવરૂપ તત્ત્વ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં અવિદ્યારૂપ અંધકારમાં પડયું રહે છે છતાં તે પોતાના ખરા સ્વરૂપને છોડતું નથી.

હે મુનિ! તમે જીવન્મુક્તપણારૂપ સર્વોત્તમ પદમાં જ રહો, બ્રહ્મભાવમાં જ રહો. આ જ આત્માની પરમપૂજા છે. સર્વ સંકલ્પોથી રહિત થયેલી બુદ્ધિથી આત્મસ્વરૂપમાં જ સ્થિત રહો. હે મુનિ! જેઓ પરમેશ્વરને દેશ, કાળ અને માપવાળો માની બેઠા છે તેમને આપણા જેવા જ્ઞાનીઓએ યોગ્ય ઉપદેશ આપી ખરે રસ્તે વાળવા જોઈએ. પૂજ્ય, પૂજક આદિ વ્યવહારોથી રહિત મુખ્ય આત્મતત્ત્વને જાણશો એટલે તમારામાં દુઃખ, જન્મ, મરણ, આધિ, વ્યાધિ આદિ કલંકો લાગશે નહિ. તમે નિત્યાનંદમાં જ રમણ કરશો.

તમે અયોગ્ય દૃષ્ટિનો ત્યાગ કરો. સઘળું આત્મા જ છે, એ સત્યમાં નિષ્ઠા રાખીને આત્માનું નિત્ય પૂજન કરવાના વ્રતનું પાલન કરો. સર્વદા પ્રાપ્ત થતાં સર્વ પ્રકારનાં નામોથી, રૂપોથી આત્માનું પૂજન કરવું.

જેમ ટાઢ, તડકો આદિ વિચિત્ર પદાર્થો આવી પડતાં આકાશ કશો ઉદ્વેગ કરતું નથી, તેમ જ્ઞાનીઓ, બ્રહ્મવેત્તાઓ માન, અપમાન, લાભ, હાનિ અને સર્વનાશ આદિ દેખાવો આવી પડતાં કશો ઉદ્વેગ કરવો નહિ. સર્જન, સ્થિતિ, વિસર્જનની ક્રિયાઓથી આત્માના અસલ સ્વરૂપમાં જરા પણ ફેર પડતો નથી. આત્મા સચ્ચિદાનંદસ્વરૂપ છે, નિત્ય છે, અજર છે, અમર છે. આ એનું મૂળ સ્વરૂપ ત્રિકાલાબાધિત છે. આ સત્યનો અનુભવ કરવો અને વ્યવહારમાં તેનું આવિષ્કરણ કરવું આ જ ખરું પરમાત્માનું પૂજન છે.

# ૨૭ : પરમતત્ત્વ અને જગતનું સ્વરૂપ

નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધમાં ૪૧મા સર્ગમાં વસિષ્ઠ મહાદેવજીને પ્રણામ કરીને પૂછે છે: 'હે મહાદેવ, શિવ, આત્મા, પરબ્રહ્મ, પરમાત્મા ઈત્યાદિ શબ્દોથી આપ કયા તત્ત્વનો ઉલ્લેખ કરો છો? એનું સ્વરૂપ શું છે, એ સર્વ નામરૂપોથી પર છે એમ આપ કહો છો તો પછી શબ્દો દ્વારા એનું યથાર્થ વર્ણન કેવી રીતે થઈ શકે?

સદાશિવે કહ્યું: 'હે મુનિ, આ પરમ તત્ત્વ આદિ અંતથી રહિત છે. ગુણાતીત છે, નામરૂપાતીત છે, નિરાકાર છે, નિર્વિકાર છે તોપણ શિવ, બ્રહ્મ, નિર્વાણ, આત્મા વગેરે કલ્પિત નામોથી એને બતાવીએ છીએ. એ તત્ત્વ મન, બુદ્ધિ, ઈન્દ્રિયોની પકડમાં આવી શકતું નથી; કારણ કે તે કોઈ પણ પ્રકારના આકારથી પરિમિત થતું નથી. તેનાં અનેક નામો છે. કોઈવાર તેને 'કિંચિત્' પણ કહેવામાં આવે છે. (અન્ય ધર્મોમાં એને તાઓ, નિર્વાણ, ગૉડ, અલ્લાહ, શૂન્ય વગેરે નામો આપવામાં આવે છે.) હે મુનિ, જે પુરુષ મુમુક્ષુ હોય છે, તે અવિદ્યાના સાત્ત્વિક અંશરૂપ પોતાના મનને આર્ષ ગ્રંથોના અભ્યાસથી, સંત પુરુષોના સમાગમથી વિમળ કરે છે, એટલે પરમતત્ત્વ જે તેની (મનની) પાછળ કાયમ રહેલું હોય છે. તેનું આવિષ્કરણ થવા માંડે છે. મુમુક્ષુ પુરુષ પોતાના મનને આત્માના વિચારથી, મહાન પુરુષોના સંપર્કથી સતત ધોયા કરે છે. જ્યારે મનમાંથી વિનાશી પદાર્થ માટે આસક્તિનો ત્યાગ થાય, જ્યારે મન વિશાળ થાય, તેનામાં સર્વાત્મભાવ આવે, આત્મા સર્વ વ્યાપક છે, સર્વત્ર છે, એ સત્યથી તેનું હૃદય રંગાય ત્યારે કાકતાલીય ન્યાયની પેઠે અવિદ્યાનો સંપૂર્ણ નાશ થઈ જાય છે અને આત્મા પોતાની મેળે જ પ્રકાશે છે. (ચિત્તશુદ્ધિનાં બે અંગો છે: વિશાળતા અને વૈરાગ્ય. નાશવંત પદાર્થો માટે અનુરક્તિનો ત્યાગ આ સત્યને આપણે મનમાં ઠસાવવું જોઈએ. ગીતામાં પ્રતિપાદન કરેલું છે કે, 'જે મને સર્વત્ર જુએ છે, અને સર્વને મારી અંદર જુએ છે તે જ મારો ભક્ત છે. કેટલીકવાર માનવમાં ગહનતા, સંયમ જોવામાં આવે છે પણ સર્વાત્મભાવનો અભાવ હોય છે, કોઈકવાર

વિશાળતા જોવામાં આવે છે પણ સ્પષ્ટ જીવનદર્શનના અભાવને લીધે ગહનતા જોવામાં આવતી નથી આર્ય સંસ્કૃતિમાં ગહનતા ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિમા વિશાળતા ઉપર વધારે ઝોક છે. ગહનતા અને વિશાળતા બંને એક પરમ સત્યના બે પાસાં છે. આ બન્ને પાસાંના સમન્વયની હાલના સમયમાં અનિવાર્ય આવશ્યકતા છે ) કેવળ આત્મા જ સર્વ રીતે પરિપૂર્ણ છે, સચ્ચિદાનંદ સ્વરૂપ છે, એવો બોધ તે જ અવિદ્યાનો ક્ષય કહેવાય છે હે મુનિ, ગુરુ, શાસ્ત્રાદિક, આત્મજ્ઞાનનાં કારણો નથી તોપણ જે હાર કંઠમાં પહેરેલો હોય અને છતાં તે ભુલાઈ ગયો હોય તેના લાભની માફક આત્માનો લાભ આપનારા છે. આપણા પોતાના અસલ સ્વરૂપની સ્મૃતિ કરાવવામાં તે ઉપકારક છે પહેલાં આત્માનું પરોક્ષ જ્ઞાન મેળવવું જોઈએ, તેના સ્વરૂપનો સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ, એવી અનુભૂતિ માટે સાધનોનો પણ ખ્યાલ હોવો જોઈએ પછી જ અભ્યાસ, સાધના શરૂ થઈ શકે. ગુરુ, વેદાંતશાસ્ત્રનો અર્થ ને શિષ્યના દીર્ઘકાળ સુધીના સંયોગની સત્તાથી આત્મજ્ઞાન પ્રવર્તે છે હે મુનિ, જે બ્રહ્મતત્ત્વ સર્વ નામરૂપાત્મક પદાર્થોના અધિષ્ઠાનરૂપ હોવાને લીધે આત્મતત્ત્વરૂપ છે, તે તમે જ છો એવો દૃઢ નિશ્ચય કરીને સુખી રહો હે મુનિ, જે માનવ આવા પ્રકારનું દેવાર્ચન કર્યા કરે છે, તે પરમ પદને અવશ્ય પામે છે, જીવન્મુકત થાય છે, માયામાં રહેવા છતાં તેમાં ફસાતો નથી આત્મા બ્રહ્મ વગેરે શબ્દોનો જે અર્થ છે તે શુદ્ધ, નિર્વિષય અનુભવ છે. તેની પાસે આકાશ પણ સ્થૂળ લાગે છે. જેમ પુરુષ સ્વપ્નાવસ્થામાં કોઈવાર પશુપણાને પ્રાપ્ત થાય છે, કલ્પિત સુખ-દુઃખોનો અનુભવ કરે છે, તેમ દૃશ્યની કલ્પનાને લીધે ચિત્ત (ચેતના) ક્ષણમાત્રમા અહંકારને પ્રાપ્ત થાય છે, દેશકાળની કલ્પનાઓ કરે છે, જીવ-ભાવ, બુદ્ધિ, મન, જ્ઞાનશકિત, ક્રિયાશકિત, ઇચ્છાશકિત વગેરે કલ્પનાઓ ઊઠે છે આ વિધવિધ પ્રકારની કલ્પનાઓ કરનાર મનને અંતઃકરણ પણ કહેવામાં આવે છે, તેને આતિવાહિક દેહ પણ કહેવામાં આવે છે આત્માની સત્તાને લીધે જ આ મન પ્રમાતા, પ્રમેય, પ્રમાણ વગેરે નામો ધારણ કરે છે આ જે કાંઈ છે તે આતિવાહિક દેહનું જ બાહ્ય સ્ફુરણ છે

સમુદ્રના તરંગો સમુદ્રના વિલાસરૂપ છે, તેમ પરમાત્મામાં (આત્મામાં બ્રહ્મમાં) રહેલું આ જગત પરમાત્માની લીલારૂપે જ છે. જગતના સ્વરૂપનો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો, જગત બ્રહ્મરૂપ થઈ જાય છે સદાશિવ કહે છે, હે મુનિ, જગત મિથ્યા છે એવો બૌદ્ધિક નિશ્ચય દુ:ખની નિવૃત્તિનો ઉપાય છે. એ નિશ્ચયને જીવનમાં અપનાવવો જોઈએ, એના સામર્થ્યથી સમગ્ર ચિત્તને રંગવું જોઈએ, મિથ્યા વસ્તુ માટેની આસક્તિનો ત્યાગ કરવો જોઈએ, સર્વ પ્રકારની વાસનાઓને નાબૂદ કરવી જોઈએ. ટૂંકામાં સમગ્ર ચિત્તને સ્ફટિકમણિ જેવું નિર્મળ બનાવવું જોઈએ. ત્યારે જ તેમાં આત્માનું પ્રતિબિંબ પડે અને છેવટે બિંબ અને પ્રતિબિંબની એકતા થાય. આ સિવાય દુ:ખની નિવૃત્તિ થતી નથી. જે માનવ જગતના પદાર્થોમાં સાચાપણાની ભાવના કરે છે તે બુદ્ધિહીન છે એમ સમજવું. આવા માણસોને ઉપદેશ આપવો એ ભેંશ આગળ ભાગવતની કથા કરવા જેવું છે. કારણ કે મન થોડું પણ તૈયાર થયું હોય, થોડો પણ વિવેકનો ઉદય થયો હોય તો જ આવો ઉપદેશ હૃદયને સ્પર્શ કરે છે. ભૂતકાળની સર્વ સૃષ્ટિઓ કલ્પનામય જ હતી. અત્યારની પણ કલ્પનામય જ છે, અને ભવિષ્યની સઘળી સૃષ્ટિઓ પણ કલ્પનામય જ હશે. કારણ કે સૃષ્ટિ, સંસાર, જગત, માયા, એટલે આત્માએ પોતાની અંદર લીલા માટે કરેલી કલ્પના અને તે કલ્પના પોતે તેનાથી નિર્લેપ રહીને કરે છે. હે મુનિ, જેમ મજબૂત દોરામાં માળા ગૂંથાઈને રહે છે. તેમ શાશ્વત આત્મામાં આ અનિર્વચનીય જગત ગૂંથાઈને રહેલું છે, તે તત્ત્વ દૂર નથી, પણ સર્વત્ર હોવાથી અત્યંત નજદીક છે; દેશ, કાળ વગેરે સઘળી મર્યાદાઓથી રહિત છે. અંતઃકરણ આદિ સઘળા વિકલ્પો મિથ્યા જ છે, સ્વયંપ્રકાશ ચૈતન્ય વિના પોતાના સ્વરૂપનો અનુભવ કરનાર બીજો કોઈ પણ નથી. હે મુનિ, તમારા સર્વ પ્રશ્નોના ઉત્તરો મેં આપ્યા છે. હવે અમે જઈએ છીએ. વસિષ્ઠ કહે, હે રામચંદ્ર, એટલાં વચનો બોલી સદાશિવ આકાશરૂપ ગુફામાં ચાલ્યા ગયા. પછી મેં ચિત્તને શાંત કરી, આત્મરૂપ દેવના પૂજનનો સ્વીકાર કર્યો અને જૂનું જડ દેવનું અર્ચન છોડી દીધું.

આપ્યો તે મેં તમને કહી સંભળાવ્યો. હું પણ એકાગ્ર ચિત્તથી, આજ પર્યંત આત્માનું પૂજન કર્યા કરું છું. હું વ્યવહાર કરું છું તોપણ કશો ખેદ નહિ ધરતાં પૂજનની એ જ પદ્ધતિને આજ સુધી અનુસર્યો છું. વ્યવહારની દૃષ્ટિથી જે જે ક્રિયાઓ કરવાની હોય છે, તે સર્વેને પુષ્પો માની આત્માને અર્પણ કરું છું; તેથી મારું પૂજન અસ્ખલિત રીતે ચાલ્યા કરે છે. હે રામચંદ્ર, તમે પણ આ જ્ઞાનદૃષ્ટિ રાખી આ સંસારરૂપી મહા અરણ્યમાં આનંદપૂર્વક વિહાર કરો. આમ કરવાથી તમારું મન હમેશાં ખેદરહિત અવસ્થામાં રહેશે, ખેદને પામશે નહિ. ધનનો અને બંધુઓનો ઉદય થાય કે ક્ષય થાય તોપણ મનમાં સમતા રાખવી. કારણ કે સંસારના સઘળા દેખાવો નાશ પામનારા છે, તુચ્છ છે, જગત તમારું નથી તેમ તમે જગતના નથી. આ સંસારરૂપી રેંટની ચંચળતા ચૈતન્યરૂપ છે. ચૈતન્ય ચળ છે અને અચળ પણ છે. અચળ તેનું ખરું સ્વરૂપ છે.

રામચંદ્ર કહે છે, હે ગુરુમહારાજ, હવે મારા સર્વ સંશયો ટળી ગયા છે. જે કાંઈ જાણવાયોગ્ય છે, તે મેં જાણ્યું છે. મારું અજ્ઞાન શાંત થઈ ગયું છે. આત્મામાં માયારૂપ કલંક છે જ નહિ. આત્મા અજર છે, અમર છે, આ સઘળું જગત તેનો વિવર્ત છે. આ ત્યજવા લાયક છે અને આ ગ્રહણ કરવા યોગ્ય છે. એવો મારો ભ્રમ શાંત થઈ ગયો છે. હું મારા અવિચળ સ્વરૂપમાં સ્થિર થયો છું. હે મહામુનિ આ જગત બ્રહ્મરૂપ નથી, પણ જેવું દેખાય છે તેવું સત્ય છે એવી ખોટી સમજણવાળા મૂઢ માનવના મનમાં જ આ ખોટું છે અને આ સાચું છે એવી ભ્રમણાઓ રહ્યા જ કરે છે. હે મહારાજ, જગતમાં ધન, કીર્તિ, સત્તા આદિ તુચ્છ વસ્તુઓ પાછળ બુદ્ધિહીન મૂર્ખાઓ ગાંડા બને છે. તેમાં તત્ત્વદૃષ્ટિથી જોતાં કાંઈ સાર જણાતો નથી, હે ગુરુમહારાજ, મારા મને આશારૂપી હાથણીને મારી નાખી છે, દીનતાને જડમૂળમાંથી ઉખેડી નાખી છે અને આપની કૃપાથી હું સંસારરૂપી સાગર તરી ગયો છું. મારું મન સ્વસ્થ થયું છે, સઘળા વિકલ્પોથી રહિત થયું છે. *કૃપણતા વિનાનું થયું છે, ત્રૈલોક્યની સર્વ નાશવંત વસ્તુઓને તુચ્છ ગણનારું* થયું છે, તેથી અત્યંત નિર્મળ અને પારદર્શક થયું છે.

સમુદ્રના તરંગો સમુદ્રના વિલાસરૂપ છે, તેમ પરમાત્મામાં (આત્મામાં બ્રહ્મમાં) રહેલું આ જગત પરમાત્માની લીલારૂપે જ છે. જગતના સ્વરૂપનો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો, જગત બ્રહ્મરૂપ થઈ જાય છે સદાશિવ કહે છે, હે મુનિ, જગત મિથ્યા છે એવો બૌદ્ધિક નિશ્ચય દુ:ખની નિવૃત્તિનો ઉપાય છે. એ નિશ્ચયને જીવનમાં અપનાવવો જોઈએ, એના સામર્થ્યથી સમગ્ર ચિત્તને રંગવું જોઈએ, મિથ્યા વસ્તુ માટેની આસક્તિનો ત્યાગ કરવો જોઈએ, સર્વ પ્રકારની વાસનાઓને નાબૂદ કરવી જોઈએ. ટૂંકામાં સમગ્ર ચિત્તને સ્ફટિકમણિ જેવું નિર્મળ બનાવવું જોઈએ. ત્યારે જ તેમાં આત્માનું પ્રતિબિંબ પડે અને છેવટે બિંબ અને પ્રતિબિંબની એકતા થાય. આ સિવાય દુ:ખની નિવૃત્તિ થતી નથી. જે માનવ જગતના પદાર્થોમાં સાચાપણાની ભાવના કરે છે તે બુદ્ધિહીન છે એમ સમજવું. આવા માણસોને ઉપદેશ આપવો એ ભેંશ આગળ ભાગવતની કથા કરવા જેવું છે. કારણ કે મન થોડું પણ તૈયાર થયું હોય, થોડો પણ વિવેકનો ઉદય થયો હોય તો જ આવો ઉપદેશ હૃદયને સ્પર્શ કરે છે. ભૂતકાળની સર્વ સૃષ્ટિઓ કલ્પનામય જ હતી. અત્યારની પણ કલ્પનામય જ છે, અને ભવિષ્યની સઘળી સૃષ્ટિઓ પણ કલ્પનામય જ હશે. કારણ કે સૃષ્ટિ, સંસાર, જગત, માયા, એટલે આત્માએ પોતાની અંદર લીલા માટે કરેલી કલ્પના અને તે કલ્પના પોતે તેનાથી નિર્લેપ રહીને કરે છે. હે મુનિ, જેમ મજબૂત દોરામાં માળા ગૂંથાઈને રહે છે. તેમ શાશ્વત આત્મામાં આ અનિર્વચનીય જગત ગૂંથાઈને રહેલું છે, તે તત્ત્વ દૂર નથી, પણ સર્વત્ર હોવાથી અત્યંત નજદીક છે; દેશ, કાળ વગેરે સઘળી મર્યાદાઓથી રહિત છે અંતઃકરણ આદિ સઘળા વિકલ્પો મિથ્યા જ છે, સ્વયંપ્રકાશ ચૈતન્ય વિના પોતાના સ્વરૂપનો અનુભવ કરનાર બીજો કોઈ પણ નથી. હે મુનિ, તમારા સર્વ પ્રશ્નોના ઉત્તરો મેં આપ્યા છે. હવે અમે જઈએ છીએ. વસિષ્ઠ કહે, હે રામચંદ્ર, એટલાં વચનો બોલી સદાશિવ આકાશરૂપ ગુફામાં ચાલ્યા ગયા. પછી મેં ચિત્તને શાંત કરી, આત્મરૂપ દેવના પૂજનનો સ્વીકાર કર્યો અને જૂનું જડ દેવનું અર્ચન છોડી દીધું.

વસિષ્ઠ કહે છે: 'હે રામચંદ્ર, મહાદેવજીએ જે અમૂલ્ય ઉપદેશ મને

આપ્યો તે મેં તમને કહી સંભળાવ્યો. હું પણ એકાગ્ર ચિત્તથી, આજ પર્યંત આત્માનું પૂજન કર્યા કરું છું. હું વ્યવહાર કરું છું તોપણ કશો ખેદ નહિ ધરનાં પૂજનની એ જ પદ્ધતિને આજ સુધી અનુસર્યો છું. વ્યવહારની દૃષ્ટિથી જે જે ક્રિયાઓ કરવાની હોય છે, તે સર્વેને પુષ્પો માની આત્માને અર્પણ કરું છું; તેથી મારું પૂજન અસ્ખલિત રીતે ચાલ્યા કરે છે. હે રામચંદ્ર, તમે પણ આ જ્ઞાનદૃષ્ટિ રાખી આ સંસારરૂપી મહા અરણ્યમાં આનંદપૂર્વક વિહાર કરો. આમ કરવાથી તમારું મન હમેશાં ખેદરહિત અવસ્થામાં રહેશે, ખેદને પામશે નહિ. ધનનો અને બંધુઓનો ઉદય થાય કે ક્ષય થાય તોપણ મનમાં સમતા રાખવી. કારણ કે સંસારના સઘળા દેખાવો નાશ પામનારા છે, તુચ્છ છે, જગત તમારું નથી તેમ તમે જગતના નથી. આ સંસારરૂપી રેંટની ચંચળતા ચૈતન્યરૂપ છે ચેતન્ય ચળ છે અને અચળ પણ છે. અચળ તેનું ખરું સ્વરૂપ છે.

રામચંદ્ર કહે છે, હે ગુરુમહારાજ, હવે મારા સર્વ સંશયો ટળી ગયા છે. જે કાંઈ જાણવાયોગ્ય છે, તે મેં જાણ્યું છે મારું અજ્ઞાન શાંત થઈ ગયું છે. આત્મામાં માયારૂપ કલંક છે જ નહિ. આત્મા અજર છે, અમર છે, આ સઘળું જગત તેનો વિવર્ત છે. આ ત્યજવા લાયક છે અને આ ગ્રહણ કરવા યોગ્ય છે એવો મારો ભ્રમ શાંત થઈ ગયો છે. હું મારા અવિચળ સ્વરૂપમાં સ્થિર થયો છું. હે મહામુનિ આ જગત બ્રહ્મરૂપ નથી, પણ જેવું દેખાય છે તેવું સત્ય છે એવી ખોટી સમજણવાળા મૂઢ માનવના મનમાં જ આ ખોટું છે અને આ સાચું છે એવી ભ્રમણાઓ રહ્યા જ કરે છે. હે મહારાજ, જગતમાં ધન, કીર્તિ, સત્તા આદિ તુચ્છ વસ્તુઓ પાછળ બુદ્ધિહીન મૂર્ખાઓ ગાંડા બને છે તેમાં તત્ત્વદૃષ્ટિથી જોતાં કાંઈ સાર જણાતો નથી, હે ગુરુમહારાજ, મારા મને આશારૂપી હાથણીને મારી નાખી છે, દીનતાને જડમૂળમાંથી ઉખેડી નાખી છે અને આપની કૃપાથી હું સંસારરૂપી સાગર તરી ગયો છું. મારું મન સ્વસ્થ થયું છે, સઘળા વિકલ્પોથી રહિત થયું છે. કૃપણતા વિનાનું થયું છે, ત્રૈલોક્યની સર્વ નાશવંત વસ્તુઓને તુચ્છ ગણનારું થયું છે, તેથી અત્યંત નિર્મળ અને પારદર્શક થયું છે

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, ભૂત-ભવિષ્યનું ચિંતન નહિ કરનારા, ફળની આશા નહિ રાખનારા, કર્તાપણાના અભિમાનનું વિસર્જન કરનારા મનુષ્યો મનથી તેમ જ શરીરથી જે કાંઈ કાર્ય કરે છે, તે યથાર્થ દૃષ્ટિથી કર્મ નથી. અલ્પ સમય માટે સુખ આપનારી વસ્તુઓમાં બુદ્ધિહીન મૂર્ખ માણસ જ રાગ બાંધે. આત્માના સર્વોત્તમ શિખર ઉપર તમે આરૂઢ થયા છો તેથી તમારે હવે અહંકારરૂપી ગર્તમાં પડીને સંસારમાં ક્ષુદ્ર જંતુઓની માફક આમ તેમ ભટકવાની જરૂર નથી. હે રામચંદ્ર, તમે સમત્વ પ્રાપ્ત કર્યું છે, તમે સત્યપરાયણ છો, તમારા સર્વ વિકલ્પો હવે ક્ષીણ થઈ ગયા લાગે છે. તમે હવે આસક્તિરહિત થઈને સંસારમાં વિહાર કરો. જ્યાં જ્યાં દૃષ્ટિ કરો, તે તે વસ્તુઓમાં પરબ્રહ્મ સત્તાસામાન્યરૂપે રહેલું છે એવો અનુભવ કરો. મનન વગેરેથી તમે પોતે પોતાના આત્માને જાણો; સ્વરૂપનું જ્ઞાન થવું એ જ મુક્તિ છે, સ્વસ્વરૂપથી ચલિત થવું એ જ અજ્ઞાન છે, અંધકાર છે અને એ જ સર્વ અનર્થોનું આદિકારણ છે, મૂળ છે. આકાશમાં વાયુના અને રજના ચલનથી મલિનતા ઊઠે છે તેમ ચૈતન્યમાં ચિત્તના ચલનથી આ જગતરૂપ આભાસ દેખાય છે. વાસનાના ત્યાગથી, બોધથી અથવા પ્રાણના નિરોધથી ચિત્ત ગતિ વગરનું થઈ જાય તો સંસારનો સંભવ જ નથી. યથાર્થ દૃષ્ટિથી જોતાં, વિષયોનો અને ઇન્દ્રિયોનો સંયોગ થતાં જે સુખ થાય છે, તે પણ બ્રહ્મસુખ જ છે, કારણ કે ચિત્તની વૃત્તિ સ્થિર થવાથી (અલ્પ સમય માટે) તેમાં આત્માનંદનું પ્રતિબિંબ પડે છે. આત્મચૈતન્ય સંકલ્પથી કર્તાપણું અને તેના અભાવથી અકર્તાપણું ધરાવે છે. હે રામચંદ્ર, આ વિષયમાં એક મનોહર અપૂર્વ કથા કહું છું તે સાંભળો. હજારો યોજનોના વિસ્તારવાળું, હજારો યુગો વીતવા છતાં પણ જે કદાપિ પાકતું નથી એવું એક મોટું બીલું છે. તે અવિનાશી રસથી ભરપૂર છે. મંદારાચળ જેવું દૃઢ છે, મેરુ પર્વતનો પણ સમાવેશ થાય એવું મોટું છે. આ બીલાની સરખામણીમાં મોટાં મોટાં બ્રહ્માંડો પણ અત્યંત નાનાં લાગે છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, પણ આ બીલાની ઉત્પત્તિને જાણતા નથી. આ બીલાનો ગર્ભ વિશાળ છે, નિર્વિકાર છે, સઘળાં સુખોના ભંડારરૂપ છે. બીલાની અંદર રહેલો ગર્ભ બીલાથી અન્ય નથી, ચમત્કારરૂપ છે. તે ગર્ભની

વ્યવહારશક્તિએ નિર્વિકાર સ્વરૂપમાં આવા પ્રકારનો જગતરૂપ દેખાવ ફેલાવ્યો છે. આ બીલાના ગર્ભનો ચમત્કાર જ સંકલ્પોથી આવાં આવાં અનેક સ્વરૂપો ધારણ કરે છે. ચૈતન્યશક્તિ એક છતાં અનેક જેવી જણાય છે, તે અખંડ છે, સંપૂર્ણપણે શાંત છે, અત્યંત મોટી છે.

(સંસારનું બીલારૂપે વર્ણન કરી પછી સર્ગ ૪૬ માં શિલારૂપે વર્ણન કરે છે.)

હે રામચંદ્ર, જગતની સ્થિતિ સુષુપ્તિ જેવી શાંત છે. આ વિષયમાં બીજી એક રમણીય કથા કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળો. કોઈ એક સ્થળમાં કોમળ સ્પર્શવાળી, મોટા વિસ્તારવાળી એક શિલા છે. તેની અંદર ખીલેલાં ઘણાં સુંદર કમળો છે. તે કમળો પરસ્પરથી જુદાં છે, તેમ એકબીજામાં પરોવાયેલાં પણ છે. રામચંદ્ર કહે છે, હે ગુરુમહારાજ, કમળવનના લક્ષણવાળી એવી શિલા મેં વિષ્ણુના ધામરૂપ, શાલિગ્રામ નામના ક્ષેત્રમાં જોયેલી છે. વસિષ્ઠ કહે તમે એવી શિલા જોયેલી છે તેનું તમને બરાબર સ્મરણ છે. મેં જે મોટી શિલા કહી તે એ જ હશે એમ તમે માનો છો. પણ મેં તમારી પાસે જે શિલાનું વર્ણન કર્યું છે તે અપૂર્વ છે, તેના મોટા ગર્ભની અંદર સઘળું જગત છે પણ ખરું અને નથી પણ ખરું. તે શિલાની અંદર સઘળાં બ્રહ્માંડો રહેલ છે તે છતાં તેમાં જરા પણ છિદ્ર નથી. આ શિલામાં મોટાં અંગોવાળું આ જગતરૂપી કમળ પ્રકાશે છે. જેમ શિલામાં કારીગરના મનની કલ્પનાથી શંખ, કમળ, આદિ ચિત્રો આલેખાય છે, તેમ જીવના મનની કલ્પનાથી એ શિલામાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન જગતો આલેખાયેલાં છે. કોતરાયા વિનાની શિલામાં કારીગર કલ્પનાથી ભિન્ન ભિન્ન આકૃતિઓ ખડી કરે છે, તેમ ચૈતન્યરૂપી શિલામાં મનની કલ્પનાથી જ સઘળું જગત ખડું થાય છે, તે જગત ચૈતન્યથી જુદું નથી છતાં જુદી આકૃતિવાળું દેખાય છે. બ્રહ્માંડો ચૈતન્ય માત્ર છે. તેથી તેની અંદર રહેલાં શરીરો પણ ચૈતન્યમાત્ર છે, બ્રહ્મમાં અન્ય પદાર્થ સંભવતો જ નથી. અંકુરોમાં રહેલી બીજની સત્તા જ ડાળીઓમાં અને પાંદડાંઓમાં રહે છે. જેમ શિલામાં રહેલી આકૃતિઓ અસ્ત પામતી નથી તેમ ઉદય પણ પામતી નથી, પણ સર્વદા સુષુપ્ત જ છે, તેમ

બ્રહ્મની અંદર અહંતા વગેરે જગત અસ્ત પામતું પણ નથી. અને ઉદય પણ પામતું નથી. અનેક પદાર્થોના વિકારોથી ભરચક જે જગતરૂપી મોટો આડંબર જેવામાં આવે છે તે શિલાની અંદરના કમળવનની માફક કેવળ વાસનામય જ છે. આ જગતનો વિલાસ વાસનામાત્ર જ છે.

હે રામચંદ્ર, જેમ મોરના ઈંડાના રસમાં પિચ્છ આદિ ભેદ રહ્યા છે, તેમ બ્રહ્મમાં જગત આદિ ભેદ રહ્યા છે અરીસામાં દેખાતું નગર સાચા નગરથી જુદું નથી પણ જુદા જેવું દેખાય છે, સૂર્ય પોતાનું સ્વરૂપ પ્રકટ કરીને પ્રકાશ આપે છે અને ઢાંકી દઈને અંધકારને સ્થાન આપે છે, તેમ ચૈતન્યરૂપ સૂર્ય પોતાનું સ્વરૂપ ઢાંકી દે ત્યારે સંસાર જણાય છે અને પ્રગટ કરે ત્યારે બ્રહ્મમય દૃષ્ટિ થાય છે. વિચારદૃષ્ટિથી જોતાં ઝાંઝવાનું પાણી તડકારૂપ થઈ જાય છે, તેમ વિચારદૃષ્ટિથી જોતાં જગત શુદ્ધ બ્રહ્મરૂપ થઈ જાય છે. ભેદદૃષ્ટિથી જોતાં ઈંડાનો રસ અને મોર ભિન્ન ભિન્ન છે પણ તાત્ત્વિક દૃષ્ટિએ એક જ છે. બ્રહ્મની સત્તા પારમાર્થિક છે અને જગતની સત્તા પ્રાતિભાસિક છે. આમ માનવાથી કશો વિરોધ આવતો નથી.

હે રામચંદ્ર, બીલાનાં, શિલાનાં અને મોરના ઈંડાનાં દૃષ્ટાંતોથી મેં તમારા મનમાં એ સત્ય સ્થિર કરવાનો પ્રયત્ન કર્યો છે કે, યથાર્થ દૃષ્ટિથી જોતાં આ જગત ત્રણે કાળમાં ઉત્પન્ન થયું નથી. તે આત્માનો વિવર્ત માત્ર છે, કલ્પના છે, આભાસ છે. સઘળાં સુખોનો આધાર પૂર્ણાનંદ છે. મુનિઓ, સિદ્ધ પુરુષો સર્વદા પોતાના અસલ સ્વરૂપનો આસ્વાદ લેતા તુરીય પદમાં જ રહે છે. આ સુખ સામાન્ય માનવોના અનુભવમા આવતું નથી. તેનું કારણ નામ-રૂપાત્મક પદાર્થોમાં આસકિત છે. જેઓ વ્યવહારમાં રહ્યા છતાં પણ આસકિતનો ત્યાગ કરે છે, મનથી નિર્લેપ રહે છે, બાહ્ય વસ્તુઓના સત્યપણાની ભાવનાને મનમાં પ્રવેશવા દેતા જ નથી. તેઓ આત્માના વિશાળ આનંદસ્વરૂપમાં વિશ્રાંતિ કરે છે, અને માયારૂપી જગતનું બહારથી પાલન કરે છે (વ્યવહારને ચલાવ્યે રાખે છે) શ્રવણાદિથી તીક્ષ્ણ થયેલ બુદ્ધિથી એમ જાણવું કે આ સર્વ જગત આત્મામય જ છે એ જ પરમ પુરુષાર્થ છે. હે રામચંદ્ર, તમે રાજાને યોગ્ય વ્યવહાર કરો અને અંદરથી શાંત અને

મમતારહિત રહો. સર્વત્ર, સર્વ સંજોગોમાં આત્મદૃષ્ટિ રાખશો તો તમારે ફરીથી આ સંસારમાં માયાના દાસ તરીકે આવીને આમતેમ ભટકવું પડશે નહિ. તમે જીવન્મુક્ત થઈને, માયાધીશ થઈને વ્યવહાર કરશો. એ જ માનવ-જીવનનું લક્ષ્ય છે.

હે રામચંદ્ર, જે થયા પછી મૂળ સ્થિતિ પ્રાપ્ત ન કરે તેને વિકાર કહેવામાં આવે છે. દૂધનું દહીં થયા પછી તે દૂધ થઈ શકે નહિ, બ્રહ્મ તો કાયમ, પોતાના અસલ સ્વરૂપમાં જ રહે છે. જેમ વાદળાંઓ આકાશને સ્પર્શ કરતાં નથી તેમ બ્રહ્માંડોની ઉત્પત્તિ તેને સ્પર્શ કરતી નથી તેથી સંસારને આત્માનું વિકારરૂપ પરિણામ નહિ પણ વિવર્ત કહેવામાં આવે છે. નિરાકાર ને નિર્વિકાર તત્ત્વમાં વિકૃતિ સંભવે જ નહિ. જે વસ્તુ આદિ અને અંતમાં મૂળ અવસ્થામાં જ રહેતી હોય તેને જ નિર્વિકાર કહેવાય. હે રામચંદ્ર, આ સર્વ બ્રહ્મ જ હતું, બ્રહ્મ જ છે અને બ્રહ્મ જ રહેશે. અવિદ્યાનું વાસ્તવિક અસ્તિત્વ નથી. અવિદ્યાને નષ્ટ કરવા માટે જ ભેદભાવ કલ્પીને વાચ્ય અને વાચકના ક્રમનો ઉપદેશ માટે આશ્રય લેવામાં આવે છે. જ્યાં સુધી મન પ્રબોધ પામ્યું ન હોય, પરિપકવ થયું ન હોય, ત્યાં સુધી અવિદ્યા વગેરે શાસ્ત્રીય વ્યવહારની કલ્પના કરવામાં આવે છે. જીવને યુક્તિઓથી સમજાવીને આત્મામાં જોડવો જોઈએ. દુર્મતિ પુરુષની પાસે સઘળું બ્રહ્મ જ છે, એવું કહેવાનો કાંઈ અર્થ નથી. ઝાડના ઠૂંઠાને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપવાનું કાર્ય નિરર્થક છે. મુગ્ધ માનવને તત્ત્વથી સમજાવી શકાય પણ મૂઢ માણસને તો શરૂઆતમાં દ્વૈતનો સ્વીકાર કરીને જ યુક્તિઓથી (તર્કથી) સમજાવી શકાય.

શ્રીરામચંદ્ર પૂછે છે: હે મહારાજ, લિંગશરીર જે હજારો બ્રહ્માંડોને બનાવવાની શક્તિવાળું છે અને જે બ્રહ્માંડોનાં પ્રતિબિંબ લેવાને દર્પણરૂપ છે તે કેવું છે તે આપ મને વિસ્તારપૂર્વક કહો.

મુનિ કહે છે: લિંગશરીરનું મૂળ બ્રહ્મતત્ત્વ છે. તે આદિ અને અંતથી રહિત છે, નિર્મળ છે, સર્વ પ્રકારની કલ્પનાઓથી રહિત છે. એ બ્રહ્મતત્ત્વ સૂક્ષ્મ તન્માત્રાઓને ઉત્પન્ન કરે છે, અપંચીકૃત તન્માત્રાઓમાંથી લિંગશરીરોને અને પંચીકૃત ભૂતોમાંથી બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે. લિંગ-

શરીરની અંદર પ્રતિબિંબરૂપ કલ્પના કરીને જે પ્રાણોને ધારણ કરે છે એને જીવ કહેવામાં આવે છે. આ જીવ બહારના અને અંદરના વ્યાપારો કરે છે, તેને જ અહંકાર, મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરે નામો ક્રિયા અનુસાર આપવામાં આવે છે. આ જીવ મનના વિકારો—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરેથી રંગાઈ જાય છે, મિથ્યા જ્ઞાનને પ્રાપ્ત થાય છે અને સમુદ્રમાં તરંગોમાં અથડાતા લાકડાની માફક સંસારરૂપી ચકડોળમાં આમતેમ ભમ્યા કરે છે. તે સત્ત્વગુણવાળી અવસ્થા પ્રાપ્ત કરીને છેવટે આત્માને જાણી પરમ પદને પ્રાપ્ત થાય છે, લિંગ શરીરમાં પ્રતિબિંબની માફક રહેલો જીવ મન સહિત ઇન્દ્રિયોવાળા આ દેહમાં રહે છે અને દેહનાં સુખદુઃખનો અનુભવ કરે છે. જ્યારે બીજા ઘટાદિક પદાર્થોને જોવાની ઇચ્છા થાય ત્યારે જેમ તળાવમાંથી નીકળી જળ નીકને માર્ગે બહાર જાય છે, તેમ જીવ ચક્ષુ આદિ દ્વારથી બહારના ઘટાદિક સુધીમાં આકાશમાં જાય છે ને તે બાહ્ય પદાર્થવૃત્તિ દ્વારા વ્યાપ્ત થવાને લીધે વિષયપણાને પ્રાપ્ત થાય છે. અંતઃકરણની વૃત્તિરૂપ સ્વચ્છ વસ્તુમાં બહારના આકાશમાં રહેલા ઘટાદિક પદાર્થોનું પ્રતિબિંબ પડે છે અને તેનો જીવની સાથે સંયોગ થાય છે. આ પ્રમાણે બાહ્ય પદાર્થ બહાર દેખાય છે તે છતાં જીવને પોતાની અંદર તેનું જ્ઞાન થાય છે. સ્પર્શમાં, રસમાં, ગંધ વગેરેમાં, ચિત્તની વૃત્તિના સંબંધથી થતો જીવના સ્પર્શનો ક્રમ આ પ્રમાણે જ સમજવો. શબ્દને વૃત્તિમાં પ્રતિબિંબિત થવાની જરૂર નથી. કારણ કે શબ્દ આકાશમાં રહેતો હોવાથી કાનના આકાશમાંથી તે એકદમ જીવનો સ્પર્શ કરે છે.

હે રામચંદ્ર, વ્યષ્ટિજીવ તથા સમષ્ટિજીવ, બંને સાચા ચૈતન્યરૂપ બિંબના પ્રતિબિંબરૂપ છે. તેઓનું રૂપ બિંબથી જુદું છે એમ કહી શકાય નહિ, પ્રતિબિંબ છે તે ચૈતન્યની એક પ્રકારની ભ્રાંતિ છે એમ સમજો. હે રામચંદ્ર, જગતમાં સત્યપણાનો વિશ્વાસ રાખો નહિ, સર્વત્ર, સર્વ સમયે, સર્વ દેશમાં, સર્વ કાળમાં, સર્વરૂપે જે પ્રતીત થાય છે તે આત્મા જ છે. હે રામચંદ્ર, તમે બુદ્ધિને અનાસક્ત કરીને, શુદ્ધ સ્વભાવમાં જ નિષ્ઠા રાખો. ઇન્દ્રિયો અને વિષયોના સંયોગથી દેખાતું ક્ષણિક સુખ પણ આત્માના સ્વરૂપાનંદને લીધે

જ છે, પણ અજ્ઞાનને લીધે આ વસ્તુ જીવને સ્પષ્ટ થતી નથી સુવર્ણના અલંકારોમાં સુવર્ણપણુ સત્ય છે, પણ તેનાં નામરૂપો અસત્ય છે, તેજ પ્રમાણે છે તેમ આત્મામા ચૈતન્યપણુ સત્ય છે જડપણુ અસત્ય છે. પરમાત્મા સઘળી વાસનાઓના અધિષ્ઠાનરૂપ હોવાથી વાસનામય હોઈ શકે નહિ. પરમાત્મા શુદ્ધ ચૈતન્ય માત્ર છે ભૂતકાળમાં કરેલાં કુકર્મો યત્નપૂર્વક કરેલાં સુકર્મોથી નષ્ટ થાય છે, તેમ અનાદિકાળની વાસના પણ વર્તમાનકાળમા કરવેલ પુરુષાર્થથી ટળી જાય છે પુરુષાર્થની જ અનિવાર્ય આવશ્યકતા છે, અને તેને સુદૃઢ કરવા માટે વિવેક અને વૈરાગ્ય જોઈએ સ્થૂળ દેહનો વિનાશ મરણથી થાય છે પણ લિંગદેહનો નાશ તો જ્ઞાન દ્વારા મોક્ષથી જ થાય છે વાસનાઓનો ઉદય એ જ બંધન છે અને વાસનાઓનો ક્ષય એ જ મોક્ષ છે, પ્રકૃતિના બધનમાંથી મુક્તિ છે પદાર્થોમા વાસના સુષુપ્ત અવસ્થામાં હોય છે, પશુ પક્ષીઓમા તે સહજ દેખાય છે, મનુષ્યોમાં તેનુ પ્રાબલ્ય વધારે પ્રમાણમાં જોવા મળે છે જ્યારે દેહોમાં અહભાવ બંધાય ત્યારે બહારના પદાર્થો પ્રગટ થાય છે, અતઃકરણની વૃત્તિવાળો જીવ બહાર જઈ ઘટાદિ આકારવાળો થાય ત્યારે હુ ઘટને જાણુ છુ એવું જ્ઞાન પ્રગટ થાય છે કવિની કલ્પનાશક્તિની માફક એક જ ચિદાત્મા બહારના અને અંદરના આકારો ધારણ કરે છે અદરનુ કે બહારનુ જગત ત્રણે કાળમાં ચૈતન્યથી જુદું નથી આ સર્વ જગત યથાર્થ દૃષ્ટિએ જોવામા આવે તો સર્વ પ્રકારના ભેદોથી રહિત છે, પરમપદ રૂપ જ છે

## ૨૮ : સુખદુઃખાદિનું કારણ અને આત્મોપદેશ

હે રામચંદ્ર, પહેલો સમષ્ટિજીવ થયો તેની અનેક કલ્પનાઓથી ભરપૂર વસ્તુ તે જ આપણો સસાર છે સંસાર સત્ય પણ નથી (કારણ કે નાશવંત છે) તેમ અસત્ય પણ નથી, કારણ કે તે પ્રત્યક્ષ છે તે જીવોને સુખદુઃખ ના દ્વન્દ્વોને આધીન કરે છે તે વિષયોનાં રૂપો પણ ધારણ કરે છે. વસ્તુ સ્થિતિ આવી હોવાથી તેને અસત્ય નહિ પણ અનિર્વચનીય કહે છે હે

રૂદ્ર, જે અસંગ સ્થિતિનો ઉપદેશ શ્રીકૃષ્ણ અર્જુનને આપવાના છે, જેને લીધે, અર્જુનનો મોહ નષ્ટ થાય છે અને તે પોતાની જિંદગી જીવન્મુક્ત દશામા પસાર કરે છે તે ઉપદેશ તમારે પણ ગ્રહણ કરવા યોગ્ય છે

રામચંદ્રજી પૂછે છે હે મહારાજ, પાંડુનો પુત્ર અર્જુન ક્યારે થશે, શ્રીકૃષ્ણ તેને કેવી રીતે અસંગ સ્થિતિનો ઉપદેશ કરશે તે આપ કહો

વસિષ્ઠ કહે છે જેમ વર્ષાઋતુમા હાથી મચ્છરાથી ઘેરાઈ જાય છે તેમ જ્યારે પૃથ્વી અનેક પ્રાણીઓના સમૂહથી ઘેરાઈ જાય છે ને હરવા ફરવાની પણ જગ્યા રહેતી નથી ત્યારે દેવતાઓ પૃથ્વીનો ભાર ઉતારવા માટે ઘણી ઘણી યુક્તિઓથી પ્રાણીઓનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે આ ક્રિયા હજારો યુગોથી ચાલ્યા જ કરે છે સર્જનની સાથ વિસર્જન પણ નિત્ય રહેલુ છે

આ સૃષ્ટિમાના યમરાજા ઘણા વર્ષ સુધી તપ કરશે લોકોના સંહારનુ કાર્ય બધ કરશે, આમ થવાથી પૃથ્વી અસહ્ય ભારથી દુખી થઈ વિષ્ણુ ભગવાનને શરણે જશે વિષ્ણુ નર નારાયણરૂપ બે દેહો ધારણ કરી પૃથ્વી ઉપર અવતરશે એક વસુદેવને ઘર તે વાસુદેવ અથવા શ્રીકૃષ્ણ કહેવાશે અને બીજો પાંડુરાજાને ત્યા તે અર્જુન કહેવાશે પાંડુરાજાનો જ્યેષ્ઠ પુત્ર યુધિષ્ઠિર નામના થશે, યુધિષ્ઠિરનો ભાઈ, કાકાનો દીકરો દુર્યોધન નામનો થશે આ બને વચ્ચે રાજ્યને માટે યુદ્ધ થશે કુરુક્ષેત્રમા અતિ ભયકર અઢાર અક્ષૌહિણી સેના એકત્ર થશે આનો ક્ષય શ્રીકૃષ્ણ પોતાના બીજા દેહના હાથ (અર્જુન દ્વારા) કરાવશે દેહાધ્યાસને લીધે અર્જુન પામરની માફક શરૂઆતમા ખેદ પામશે યુદ્ધ કરવાની આનાકાની કરશે ત્યારે શ્રીકૃષ્ણ પૃથ્વીનો ભાર ઉતારવા માટે અર્જુનને આત્મબોધ આપશે શ્રીકૃષ્ણ કહેશે, હે અર્જુન, તુ વાતો તો ડાહી ડાહી કરે છે, પણ ખરી રીતે જોતા તુ મૂઢ છે તું આત્મા છે, શરીર નથી આત્મા અજર છે, અમર છે શરીર હણાય છતા આત્મા હણાતા નથી હણનારપણાની અને હણાનારપણાની ભ્રાતિનુ મૂળ કારણ અજ્ઞાન છે સર્વ પ્રકારની મર્યાદાઓથી રહિત જે નિર્દોષ આત્મચૈતન્ય છે તે તુ જ છે હે અર્જુન 'હુ હણનાર છુ' એવા મિથ્યાભિમાનને તુ છોડી દે અહકાર

વિનાની સર્વ ક્રિયાઓ નિર્દોષ જ હોય છે. તેથી આ પ્રમાણે વર્તન કરનાર પાપરૂપી ફળથી લેપાતો નથી. હે અર્જુન, આ દેહાદિક હું છું અને આ સંબંધીઓ મારા છે, એવા ભ્રમણાજન્ય વિચારોનો ત્યાગ કર. તારા અસલ શાશ્વત, પરિપૂર્ણ સ્વરૂપનો વિચાર કર. તેને મનમાં સ્થિર કર અને તારું કર્તવ્ય બજાવ. હે અર્જુન, ક્ષત્રિયોને માટે ધર્મયુદ્ધ બાહ્ય દૃષ્ટિએ ક્રૂર છે, તોપણ ચિત્તશુદ્ધિ દ્વારા તને બ્રહ્મજ્ઞાન આપનાર થશે. ફળની આસક્તિનો ત્યાગ કરી, જયમાં અથવા પરાજયમાં સમતા રાખી વર્તનારને કરેલાં કર્મો બંધનકારક થતાં નથી. સ્વધર્મબુદ્ધિથી યુદ્ધ કરવામાં આવે તો તેથી અધર્મ થતો નથી. તું બ્રહ્મમય થઈને બ્રહ્મમય કર્મ કર. સઘળાં કર્મોને બ્રહ્માર્પણ કરી દે, બ્રહ્માર્પણ કરવાની શક્તિ ન હોય તો ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મો કર. એટલે તને કર્મનું બંધન થશે નહિ. હે અર્જુન ઘણાં શાસ્ત્રોને જાણનારો માનવ દુષ્ટ સ્વભાવવાળો હોય તો તે શોભતો નથી અને પૂજાતો પણ નથી. તેમ કુલીન દેહ પણ જો અહંતા મમતારૂપી અપવિત્ર પદાર્થથી અભડાયેલ હોય તો તે કયાંય શોભતો નથી. જે માણસ મમતા વિનાનો હોય, સુખદુઃખને સમાન ગણનારો હોય, ક્ષમાયુક્ત હોય, તે જ પુરુષની સંજ્ઞાને યોગ્ય છે.

અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનને પૂછશે: 'હે મહારાજ, જ્ઞાન, યોગ, બ્રહ્માર્પણ, સંન્યાસ, સંગત્યાગ, ઈશ્વરાર્પણ—આ શબ્દોના યથાર્થ અર્થો મને વિસ્તારપૂર્વક સમજાવો. શ્રી ભગવાન કહેશે કે હે અર્જુન, સઘળા સંકલ્પોથી રહિત, સઘળા નામરૂપાત્મક પદાર્થોથી પર, ત્રિગુણાતીત, નિરાકાર, નિર્વિકાર એવું જે શાશ્વત તત્ત્વ જગતના અધિષ્ઠાન તરીકે છે તે પરબ્રહ્મ કહેવાય છે. આની અનુભૂતિ માટે જે ઉદ્યોગ કરવામાં આવે તેને જ્ઞાન કહેવામાં આવે છે એને યોગ પણ કહે છે. સર્વ જગત અને હું પણ નથી એવા બોધથી જગતનો અને અહંકારનો નાશ થાય એ જ બ્રહ્માર્પણ છે. બ્રહ્મ પોતે, દ્રષ્ટા અને દર્શનરહિત કેવળ દૃશ્ય માત્ર છે. આવા બ્રહ્મસ્વભાવમાં (જે એકાકાર અને શાંત છે તેમાં) અન્યપણાનો ભાવ પ્રગટ થવો એ જ જગતનો પ્રતિભાસ છે. બ્રહ્મની માફક બ્રહ્મના કરોડો અંશો જેવા જીવોમાં પણ અહંભાવનો અધ્યાસ થયો છે. અહંભાવ મિથ્યા છે, કારણ કે આત્મામાં મર્યાદા,

વિદ્વાન પુરુષો અહંભાવને ધારણ કરતા જ નથી. અહંભાવ નહિ હોવાથી પદાર્થમાં મમતા પણ સુજ્ઞ પુરુષો રાખતા નથી. અહંતા અને મમતા થવાથી ભેદબુદ્ધિ ઉત્પન્ન થાય છે, આત્માનું અસલ પરિપૂર્ણ સ્વરૂપ ઢંકાઈ જાય છે. અહંતા ને મમતાનો ત્યાગ થતાં કર્મોની સ્પૃહાનો ત્યાગ થાય છે. તેને સંન્યાસ કહેવામાં આવે છે. સંન્યાસ થતાં, સઘળા સંકલ્પોમાં ગુંચાવાનો જે ત્યાગ થાય છે તેને સંગત્યાગ કહેવામાં આવે છે. આ સઘળું ઈશ્વરસ્વરૂપ જ છે, એવી ભાવનાથી દ્વૈતના પ્રતિભાસનો ત્યાગ કરવો એ ઈશ્વરાર્પણ છે. શ્રીકૃષ્ણ કહેશે, હે અર્જુન, સર્વ પદાર્થોના દેખાવો નામમાત્ર જ છે, પરબ્રહ્મ અને જગત એક જ છે, કારણ કે જગત એ બ્રહ્મનો—આત્માનો વિલાસ માત્ર છે. હે અર્જુન, કાળ પણ હું છું, દિશાઓ પણ હું છું, કર્મ પણ હું છું, નિરાકારરૂપ પણ હું છું, સાકાર પણ હું જ છું. માટે મને પ્રણામ કર, મારું યજન કર, યોગ્યતા અનુસાર મારા સાકાર કે નિરાકાર સ્વરૂપમાં ચિત્તને સ્થિર કરીશ, તો તું મને, જે તારો આત્મા છું, તેને પામીશ.

શ્રી ભગવાન કહેશે, હે અર્જુન, મારાં સાકાર અને નિરાકાર એવાં બે સ્વરૂપો છે. મારું નિરાકાર સ્વરૂપ, બ્રહ્મ, આત્મા-પરમાત્મા ઇત્યાદિ નામોથી ઓળખાય છે. હાથ, પગ, અવયવોવાળું, શંખ, ચક્ર, ગદાને ધારણ કરનારું જે રૂપ છે તે સાકાર છે. જ્યાં સુધી તું અજ્ઞાનને લીધે આત્માને જાણે નહિ ત્યાં સુધી ચાર ભુજાવાળું સાકાર સ્વરૂપનું પૂજન કર્યા કર. જ્યારે ચિત્તની સર્વાંગી શુદ્ધિ થશે ત્યારે મારું નિરાકાર સ્વરૂપ જોવામાં આવશે. હે અર્જુન મને લાગે છે કે તું પ્રબુદ્ધ સારી રીતે થયો છું, તેથી હવે સત્ય અને અખંડ આત્મમય રહે સર્વ પદાર્થોને આત્મામાં અધ્યસ્ત રહેલા જો. જેમ સઘળા દૂધની અંદર ઘી રહેલું છે તેમ સર્વ પદાર્થો અને દેહોની અંદર અને બહાર આત્મા રહેલો છે. જેમ આકાશ સર્વવ્યાપક છે અને સર્વના અધિષ્ઠાનરૂપે છે, તેમ આત્મા પણ સર્વત્ર છે, સર્વની અંદર છે તેમ બહાર પણ છે. સમસ્ત વિશ્વ આત્માની, અંદર, આભાસ તરીકે રહેલું છે. આત્મામાં હણવાનું કે હણાવાનું છે જ નહિ. આત્મા સર્વ ક્રિયાઓથી નિર્લેપ છે માટે તારે

વિનાશી પદાર્થો માટે મોહ રાખવો તે ઉચિત નથી. જીવન્મુક્ત પુરુષો આસક્તિથી રહિત થઈને સંગના દોષને જીતીને આ સંસારમાં ઈશ્વરેચ્છા અનુસાર લીલા કરે છે.

શ્રીકૃષ્ણ કહેશે : હે અર્જુન, હું તારું હિત કરવાના હેતુથી ઉપદેશ આપું છું, તે ગ્રહણ કર, મનમાં સ્થિર કર. વિષયો જ સુખદુઃખરૂપ જ છે એ ભ્રાંતિને છોડી દે. એક જ વિષય એકને સુખ આપે છે અને બીજાને દુઃખ આપે છે. આનો આધાર માનવના ચિત્તના વિકાસ ઉપર છે. વિષયાસક્ત માનવને ખાવાપીવામાં, અને સારાં વસ્ત્રોનું પરિધાન કરવામાં જ આનંદ આવે છે. સુવિકસિત માનવોને સાહિત્ય (સંગીત, ચિત્ર, નૃત્ય, સ્થાપત્ય વગેરે) અને લલિતકલાઓનું આસ્વાદન લેવામાં આનંદ આવે છે.

હે અર્જુન, દેહાધ્યાસને લીધે જ સુખદુઃખાદિ દ્વન્દ્વોને આધીન થવાય છે. આત્મા આ બધા વિકારોની પર છે. હે અર્જુન, તું નિર્દોષ બ્રહ્મ જ છે. એ સત્યને મનમાં સુદૃઢ કર. દુ ખબુદ્ધિ, લાભબુદ્ધિ, હાનિબુદ્ધિ, જયબુદ્ધિ, પરાજયબુદ્ધિ—આ બધી અજ્ઞાનજન્ય ભાવનાઓ છે. સર્વત્ર બ્રહ્મબુદ્ધિજન્ય સમત્વ એ જ ખરી વસ્તુ છે. હે અર્જુન, જે મનુષ્ય કર્મમાં બ્રહ્મદૃષ્ટિ રાખે અને બ્રહ્મરૂપ સ્થિતિને જ કરવા યોગ્ય કર્મ કરે, તેને જ બુદ્ધિમાન ગણી શકાય. હે અર્જુન, કોઈ પણ પ્રકારની લોભવૃત્તિથી કામ કરવું નહિ અને પ્રાપ્ત થયેલ કર્મો ન કરવામાં પણ આસક્તિ રાખવી નહિ. ફળાભિસંધિ બંધનકારક છે. આસક્તિ છે તે જ કર્તાપણું કહેવાય છે.

હે અર્જુન, ભોગોનો ત્યાગ પણ ન કરવો, તેમ સારા ભોગો મેળવવા પ્રયત્ન પણ ન કરવો. આત્માને ચિત્તથી જુદો પાડીને જોવાનો પ્રયત્ન કરવો. જો મનમાં મૂર્ખતા હોય તો અકર્તાને પણ કર્તાપણું પ્રાપ્ત થાય છે. આત્મા અવિનાશી છે, આદિ ને અંતથી રહિત છે, એમાં જ નિષ્ઠા રાખવી. આત્મા નષ્ટ થાય છે એવો દુઃખદાયી દુર્બોધ તારે રાખવો નહિ. હે અર્જુન, કયાંય પણ કશી વસ્તુ ખરી રીતે નાશ પામતી જ નથી. જે પદાર્થ અસત્ છે એનું હોવું સંભવતું જ નથી. અને જે સત્ય છે તેનું ન હોવું સંભવતું નથી. જીવને આ દેહ મિથ્યા છતાં જોવામાં આવે છે, માટે

આ દેહનો નાશ થતાં તારો નાશ થયો એવી ભ્રમણાને મનમાં સ્થાન ન આપવું. હે અર્જુન, હમણાં કરવામાં આવતાં શુભ કર્મોથી પૂર્વની અશુભ વાસનાઓનો ક્ષય થાય છે, એટલા માટે બુદ્ધિમાને નસીબ ઉપર આધાર ન રાખતાં સ્વપ્રયત્નથી પોતાનો ઉદ્ધાર કરવો જોઈએ.

હે અર્જુન, લાંબા કાળના અભ્યાસને લીધે પ્રૌઢ થયેલી વાસના જ સંસારરૂપી ભ્રાંતિ દેનારી છે. તત્ત્વજ્ઞાનના અભ્યાસથી વાસનાઓને નિર્મૂળ કરવી જોઈએ. આત્માના ચિંતનથી જ આ કાર્ય સિદ્ધ થાય છે. કારણ કે આત્મા પરિપૂર્ણ હોવાથી તેમાં વાસનાઓનું અસ્તિત્વ શક્ય નથી. આત્મતત્ત્વ, અજ્ઞાનના આવરણને લીધે, જીવપણાને પામેલુ જણાય છે. આ આત્મતત્ત્વ, વાસ્તવિક બોધથી, વાસનાઓથી મુક્ત થાય એટલે પ્રકૃતિના આધિપત્યમાંથી છૂટે, એને જ મોક્ષ કહેવાય છે. હે અર્જુન, આ સ્થૂળ શરીરની હયાતીમાં જ, જીવતાં જ, આત્માનું અવલોકન કરો. પાંજરામાં પૂરાયેલા પક્ષીની માફક ચારે બાજુથી બંધાયેલા ના રહો. વેદાંતના અભ્યાસથી માનવ તત્ત્વજ્ઞાન મેળવે એટલે જીવંત અવસ્થામાં જ સઘળા બંધનોથી પર થાય છે.

હે અર્જુન, ચિત્તમાં રહેલ ચિત્રના જેવા આ શૂન્ય બ્રહ્માંડમાં તું પરબ્રહ્મ આકાશરૂપ છે, તારામાં આ મિથ્યા અહંકાર કેવી રીતે ઉદય પામ્યો તે હું સમજી શકતો નથી. તત્ત્વબોધરૂપ અગ્નિથી જે વાસનારૂપ બીજ નિઃશેષ રીતે બળી ગયું હોય તો મન સુખદુઃખાદિ વસ્તુઓમાં ડૂબતું નથી. હે અર્જુન, અપાર આશાઓ ત્યજી દઈને મનમાંથી મોહને દૂર કરી મારા ઉપદેશનું સારી રીતે મનન કર, બંધુઓના વધ આદિથી થતા કલેશોથી રહિત થા અને તારું કર્તવ્ય બજાવ.

અર્જુન કહેશે, હે મહારાજ, આપના ઉપદેશથી મારો મોહ દૂર થયો છે, મને મારા અસલ સ્વરૂપનું જ્ઞાન થયું છે, હવે હું આપની આજ્ઞાનું પાલન કરીશ આપ કે જે ત્રૈલોકયના નાથ છો, તેમના વચનથી મારી બુદ્ધિ અજ્ઞાનના આવરણથી રહિત થઈ છે, શોકરૂપી બોજાથી મુક્ત થઈ છે, પરમ ઉદયને પ્રાપ્ત થઈ છે. વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર, કૃષ્ણ ભગવાનનો આ ઉપદેશ સાંભળી અર્જુન યુદ્ધ કરવા તત્પર થશે. યુદ્ધરૂપ લીલામાં ઉત્સાહ-

પૂર્વક ભાગ લેશે. હાથીઓને, ઘોડાઓને, સારથિ વગેરેને મારીને તેમના દેહોમાંથી ધડધડ નીકળતા લોહીની નદીઓ ચલાવશે અને બાણોના સમૂહના ફેલાવાથી અને પૃથ્વી ઉપરથી ઊડેલી રજથી સૂર્ય ભગવાનને પણ ઢાંકી દેશે.

હે રામચંદ્ર, તમે પણ આ દિવ્ય દૃષ્ટિ, જે સર્વ પાપોનો નાશ કરનારી છે તેનો આશ્રય કરો. ચૈતન્યનો ચમત્કાર આ સંસારરૂપે પ્રતીત થાય છે. ચૈતન્યનું ઊલટી રીતિએ ન દેખાવું તે પરમપદ છે. ચૈતન્યના વિવર્તનો બાધ થવાથી ચિત્ત, બ્રહ્માકાર પરિણામ પામે છે. ભોગોની વાસનાઓનો ક્ષય એ જ જીવન્મુક્તનું ઉત્તમ લક્ષણ છે. હે રામચંદ્ર, આનંદસ્વરૂપ, શક્તિસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, ચૈતન્યઘન, જે પરમતત્ત્વ છે, તે જ સત્ય છે, અવિનાશી છે. સંસારનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવ આદિ દેવતાઓ એ તત્ત્વમાં કાયમ નિવાસ કરીને તૃપ્ત રહે છે, સ્વૈરવિહાર કરે છે. સિદ્ધ લોકો પણ તેમાં જ રહીને મોજ કરે છે. એ તત્ત્વને પામ્યા પછી મરવું પડતું નથી, શોક કરવો પડતો નથી, ભૂખતરસ વગેરેથી પીડાવું પડતું નથી. આ વિશે સ્થિર બુદ્ધિથી વિચાર કરો. પ્રકૃતિના બંધનમાંથી મુક્ત થાઓ, મનના દાસત્વનો ત્યાગ કરો.

રામચંદ્ર પૂછે છે, હે મહારાજ, આપ સત્તાસામાન્ય કોને કહો છો? વસિષ્ઠ કહે છે સઘળા જીવભાવોમાં અને ઈશ્વરભાવમાં અને મુક્તિમાં પણ જે સૂત્રની જેમ અખંડ સત્તા માત્રરૂપે રહે છે તેને જ હું સત્તાસામાન્ય કહું છું. તે જ જગતનું મૂળ તત્ત્વ છે. જેમાં કોઈ પણ પ્રકારનો વિરોધ આવતો નથી. સઘળાં દૃશ્યોથી રહિત થઈને તે માત્ર દ્રષ્ટારૂપે અવશેષ રહે છે. તે જ સંપૂર્ણ બ્રહ્મતત્ત્વ છે, હું તેને જ સત્તાસામાન્ય કહું છું. સમુદ્રનું જળ, તરંગોથી, બિંદુઓથી, મોટાં મોજાંઓથી અભિન્ન છે, તેમ પરમેશ્વર સઘળા પદાર્થોથી અભિન્ન છે. હે રામચંદ્ર, એવી ભાવના સતત રાખો: હું જ સર્વત્ર રહેલો છું. આ સંસાર મારી જ કલ્પના છે આ જગતમાં હું જ અનેક વિલાસોથી વ્યાપ્ત છું. શાંત બુદ્ધિવાળા થઈ સંસારમાં રમણ કરો. હે રામચંદ્ર, બ્રહ્મદૃષ્ટિથી કાંઈ પણ અસત્ય નથી ને જગતરૂપ દૃષ્ટિથી કાંઈ પણ સત્ય નથી. સ્વપ્નમાં ડૂબેલી બુદ્ધિવાળો જીવ સ્વપ્નને સ્થિર માને છે

તેમ જગતમાં ડૂબેલી બુદ્ધિવાળો જીવ, જગતમાં સ્થિરતાની કલ્પના કરે છે. મૂઢ, ભયગ્રસ્ત મૃગ મોહને લીધે, એક ખાડામાંથી બીજા ખાડામાં પડે છે તેમ અહંતા અને મમતાને પરવશ થયેલો જીવ એક યોનિમાંથી બીજી યોનિમાં ભટકયા કરે છે. હે રામચંદ્ર, આ વિષયમાં એક વિચારશીલ સંન્યાસીને જે કાંઈ થયું હતું તેનું વર્ણન કરું છું તે સાંભળો.

એક સંન્યાસી પોતાના આશ્રમને યોગ્ય શ્રાવણ, મનન, નિદિધ્યાસનમાં પોતાનો સર્વ સમય ગાળતો હતો. આવા અભ્યાસથી તે સંન્યાસીનું ચિત્ત અત્યંત નિર્મળ થયું હતું. જેમ જળ તરંગપણાને પામે, તેમ જે સ્થિતિનું તે ચિંતન કરતું તેને તુરત પ્રાપ્ત કરતું. એક દિવસે સમાધિમાંથી ઉત્થાન થઈ, પોતાના આસન ઉપર બેઠો હતો, ત્યાં તેને કાંઈ ક્રિયાઓ કરવાનો વિચાર આવ્યો. એણે એવો સંકલ્પ કર્યો કે હું શાસ્ત્રના સંસ્કાર વિનાના કોઈ પામર જનની ચેષ્ટાની ભાવના કરું છું. વિચાર કરતાંવેંત જ એ સંન્યાસીનું ચિત્ત કોઈ પામર પુરુષરૂપે થઈ ગયું. એણે પોતાનું 'જીવટ' એ નામ કરી લીધું. 'જીવટ' નામનો પુરુષ (સ્વપ્નમાં) સ્વપ્નથી રચાયલા રાજમાર્ગો અને ગલીઓની અંદર વિહાર કરવા લાગ્યો. તેણે મદિરાપાન કર્યું અને નશો ચઢવાથી નિદ્રાવશ થયો. નિદ્રામાં વેદોનો અભ્યાસ કરતો અને સારાં કર્મો આચરતો હું બ્રાહ્મણ છું એવું તેને સ્વપ્ન આવ્યું. એ બ્રાહ્મણે સ્વપ્નમાં પોતાને માંડલિક રાજા થયેલો જોયો. એ ચક્રવર્તી રાજા એક દિવસે, પોતાનાં સઘળાં કામોને બંધ કરીને સ્વસ્થ થઈને સૂતો. કામવાસનાથી તેને ભોગો ભોગવવાની ઈચ્છા થઈ એટલે સ્વપ્નમાં તેણે પોતાને રૂપાળી અપ્સરા થયેલો જોયો સ્વપ્નમાં એને બીજી એવી વાસના થઈ કે મારાં નેત્રો મૃગલી જેવાં છે, પછી સ્વપ્ન આવ્યું કે હું પોતે લતા છું. એટલે લતા બન્યો. ચિત્તનો ધર્મ છે કે દેખેલા અને સાંભળેલા પદાર્થોના સંસ્કારોને ગ્રહણ કરી રાખવા. લતાને એવું સ્વપ્ન આવ્યું કે મને કોઈ કાપી નાખે છે એટલે પોતે ભમરો છે એવું તેના જોવામાં આવ્યું. ભમરો વનોની લતાઓમાં અને ખીલેલી કમલિનીઓમાં વિહાર કરવા લાગ્યો. અને એક કમળના નાળમાં જ રહેવા લાગ્યો. એક દિવસે એ કમલિનીને ઉખેડવા હાથી આવ્યો. એ હાથીએ કમલિનીને

ફેંકી નાખી. તે સમયે ભ્રમરના ગાનની સાથે પેલો ભ્રમર પણ હાથીના કાનમાં
મારી ગયો, અને મૂઓ થઈ ગયો. મરણને વશ થયેલો તે ભ્રમરને હાથીએ
ભ્રમરની ભાવનાના બળથી પોતે એક હાથી છે એવો અનુભવ કરે એ
હાથી એક દિવસે, તેને પકડવા આવેલા માણસોના કપટમાં આવી પડ્યો.
એ હાથી રાજદ્વારમાં ગયો; રાજાને પ્રિય થઈ પડ્યો, યુદ્ધમાં શત્રુઓનો વિનાશ
કરવા લાગ્યો. એ હાથી એક દિવસ રાત્રિના યુદ્ધમાં શત્રુઓની તલવારોના
ઘાથી કપાઈ ગયો અને મરણ પામ્યો. એ હાથી ભમરાનો વિચાર આવવાથી
ફરી પાછો ભમરો થયો; એ ભમરો પાછો કમલિનીમાં આવ્યો. અજ્ઞાની જીવો
વાસનાઓનો ત્યાગ કરી શકતા નથી. ભમરો હાથીના પગ નીચે આવવાથી
ચૂર્ણ થઈ ગયો, હંસોના પરિચયમાં આવવાથી હંસ થયો. એ હંસને એક દિવસ
બ્રહ્માના હંસોના ગુણોનું અને આકાર વગેરેનું વર્ણન સાંભળવામાં આવ્યું.
હું પણ એવો થાઉં, એવી ઇચ્છા તેને થઈ. મરણ પામતી વખતે હંસપણાનો
વાસનાના બળથી તે બ્રહ્માનો હંસ થયો. બ્રહ્માના વૈરાગ્યથી અને તત્ત્વજ્ઞાનથી
ભરેલા ઉપદેશોથી તે પદાર્થોમાં આસક્તિ વિનાનો થયો અને જીવન્મુક્ત
થઈને રહ્યો.

એક સમયે, બ્રહ્માની સાથે રુદ્રના નગરમાં ગયો. તેને રુદ્રનું દર્શન
થયું. તે હંસની બુદ્ધિમાં 'હું રુદ્ર છું' એવો નિશ્ચય પ્રાપ્ત થયો. આ વાસના-
થી તેનો દેહ બદલાયો નહિ. તે હંસે મનથી હંસના દેહને ત્યજી દીધો. એ
રુદ્રગણાધ્યક્ષની પદવીને પામીને રુદ્રના પુરમાં વિહાર કરવા લાગ્યો. તે રુદ્રને
બુદ્ધિથી પોતાનું પૂર્વનું સઘળું વૃત્તાંત જોવામાં આવ્યું. પોતાનાં પૂર્વનાં અનેક
સ્વપ્નોથી વિસ્મય પામીને એકાંતમાં, મનમાં નીચે પ્રમાણે બોલ્યો:

રુદ્ર બોલ્યો, મને સંન્યાસીપણામાં જેવાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય, એવો
અભ્યાસનો યોગક્રમ દૃઢ થયો હતો, તોપણ પ્રમાદને લીધે તેને ભૂલીને,
વારંવાર જન્મોની પરંપરાને પ્રાપ્ત થઈને છેવટે બ્રહ્માના હંસપણાને પામ્યો.
મારો પૂર્વનો અભ્યાસક્રમ હતો તે તત્ત્વજ્ઞાનરૂપી ફળ આપનારા રુદ્રપણાથી
સફળ થયો છે. જીવને જે અભ્યાસ દૃઢ થયો હોય તે વચમાં વિઘ્નો આવે
તોપણ પાછો તે જીવને પ્રાપ્ત થાય છે. સંત પુરુષોનો સમાગમ પ્રાપ્ત થાય તો
સર્વ અશુભ વાસનાઓ ટળી જાય છે. અશુભ વાસનાઓનો ત્યાગ :

જેને ઇચ્છા હોય તેણે ચિત્તને વિમળ બનાવવા પ્રયાસ કરવો જોઈએ. પુરુષ પ્રયત્નથી સર્વ વસ્તુઓ સિદ્ધ થઈ શકે તેમ છે વાસનાઓનુ અવલોકન કરવા લાગીએ તો જણાય છે કે તે એક અતિ તુચ્છ વસ્તુ છે. અજ્ઞાન અવસ્થા માં જ મનુષ્યને આમતેમ નચાવે છે, તેનું સાચું સ્વરૂપ સમજાય એટલે અદૃશ્ય થઈ જાય છે આ જગતરૂપ ભ્રમ જે આકાશના વર્ણની માફક મિથ્યા જ છે. તેને બિલકુલ ભૂલી જવો એટલુ જ બસ છે એણે (એ સંન્યાસીએ) કૌતુકને માટે અહીંથી જઈને મારા સઘળા સંસારો જોઉં અને બોધ આપીને ઉપાધિઓથી આત્માને જુદો પાડી એક કરું એવો નિશ્ચય કર્યો આમ કરવાથી તેને જ્ઞાન થયું કે બોધ વિનાના જીવો પોતાના સંસારમાં પરસ્પરને દેખતા નથી, પણ બોધવાળા જીવો સમુદ્રના તરંગોની માફક પરસ્પર મળે છે. જ્યારે જીવો બ્રહ્મની સાથે એક થાય ત્યારે સર્વ જીવોની સાથે પ્રત્યેક જીવ મળી ગયો છે એવુ સમજવું એક સત્ય પરમાત્મા, કલ્પિત મર્યાદાઓને પ્રાપ્ત થતાં સર્વાત્મક જેવામાં આવે છે (જેમ લાકડામાં અને શિલામાં ભિન્ન ભિન્ન પ્રકારના આકારો જેવામાં આવે છે તેમ.) હે રામચંદ્ર, જે વસ્તુ વાસ્તવમાં નથી તેનો નાશ થાય એમાં ચિંતા શી? શોક શા માટે કરવો? જેમ તરંગ જલના ચલન માત્ર જ છે, તેમ સંસાર બ્રહ્મના વિવર્ત માત્ર છે આ જ વેદાંતસિદ્ધાંતનું રહસ્ય છે. એક જ સત્ય વસ્તુ અનેક નામરૂપો ધારણ કરે છે તેથી તેની મૂળની એકતાને બાધ આવતો નથી

વસિષ્ઠ બોલ્યા, હે રામચંદ્ર, મેં કહ્યા પ્રમાણે એ સંન્યાસીએ પોતાના ચિત્તમાં જે ભ્રમનું જરા ચિંતન કર્યું, તે ભ્રમ, બીજું કોઈ નહિ પણ તે સંન્યાસીના પૂર્વનાં શુભાશુભ કર્મોના પ્રયત્ન જ હતો એ પ્રયત્ન જ્યારે ફળ આપવા તૈયાર થયો ત્યારે સન્યાસીએ, તેને પોતાથી જુદા જેવો કરીને સ્પષ્ટ રીતે જેયો. આત્મા, પોતાનાથી જુદો ન હોવા છતાં, આ સંસારરૂપી આડંબરને જુદો માની લઈને તેમાં ફસાય છે. સંન્યાસીના જીવની માફક સર્વ જીવો વાસ્તવિક દૃષ્ટિએ મર્યાદાઓથી રહિત છે, તે છતા અવિદ્યાને લીધે દેહાદિ મર્યાદાવાળા થઈને, મોક્ષ મળતાં સુધી વ્યાકુળ રહે છે. સર્વ જીવો, પોતાના પૂર્ણ સ્વરૂપથી છૂટા પડીને ભમ્યા કરે છે.

રાજા દશરથ પૂછે છે, હે મહારાજ 'જીવટ' આદિપણાના મોહમાં પડેલો એ સંન્યાસી હાલમાં કયાં છે તે મને કહો. વસિષ્ઠ કહે છે કે, આ હું સમાધિ કરીને જોયા પછી તમને કહીશ.

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર ગઈ કાલે જ્ઞાનરૂપી નેત્રથી અવલોકન કરતાં ઘણા સમય પછી એ સંન્યાસીને જોયા. વિહાર નામના પ્રદેશમાં પોતાની પર્ણકુટીરની અંદર પિંગળા વાળવાળા એ સંન્યાસી દીર્ઘદૃષ્ટ નામ ધારણ કરીને સમાધિમાં લીન થયેલા હતા. ધ્યાન કરતાં કરતાં એ સંન્યાસીને, આજે એકવીસ રાત્રિ થયેલ છે. એ ભિક્ષુ આજે વિદેહમુક્ત થવાના છે. આ એકવીસ રાત્રિમાં પોતાના ચિત્તામય સ્વપ્નમાં, હજારો વર્ષોનો અનુભવ કર્યો છે. કોઈ પૂર્વના કલ્પમાં એવો એક સંન્યાસી હતો. આ કલ્પમાં આ સૃષ્ટિની અંદર એ બીજો છે. પછી આ બ્રહ્માંડને મૂકીને, હું બીજાં બ્રહ્માંડોને જોવા લાગ્યો. ત્યાં ચિદાકાશના એક ખૂણામાં રહેલ, એક બ્રહ્માંડમાં, તેવી જ સ્થિતિવાળો, એક ત્રીજો સંન્યાસી પણ મારા જોવામાં આવ્યો. એ બ્રહ્માંડમાં પણ આ બ્રહ્માંડ પ્રમાણે જ ક્રમ ગોઠવાયેલો છે. જેમ જળમાં અનેક તરંગો વારંવાર થાય છે, શાંત થાય છે અને પાછું તેનું જ રૂપ ધારણ કરે છે, તેમ સૃષ્ટિઓમાં પણ એના એ જ લોકો અને બીજા પણ ઘણા લોકો આવજા કર્યા કરે છે. મોહ ઉપજાવનારી, આ અનિર્વચનીય માયા ચારે તરફ ફેલાયેલ છે, અનેક સ્વરૂપો ધારણ કરે છે; કારણ કે આ બધી પરમાત્માની કલ્પના માત્ર છે. સંન્યાસીના જીવની માફક, પ્રત્યેક જીવના મનમાં પણ આવી રીતનો દેખાવ ઉદય પામે છે. કારણોના પણ કારણરૂપ, પરમાત્મા સ્ફુર્યા કરે છે. વ્યાવહારિક દૃષ્ટિએ આ આભાસો સાચા છે, પણ સ્વસ્વરૂપ જાણવામાં આવે એટલે મિથ્યા થઈ જાય છે.

વસિષ્ઠ કહે છે કે રાજા દશરથ, એ સંન્યાસીનો દેહ હમણાં જીવતો નથી, પણ પ્રાણ વિનાનો થયો છે. બ્રહ્માનો હંસ થઈને એ જીવન્મુક્ત થઈ ગયો છે માટે ફરી આ સંસારમાં આવે તેમ નથી. માટે તેને જાગ્રત કરી શકાય નહિ.

હે રામચંદ્ર, આ અતિવિસ્તીર્ણ થયેલી માયા, સદાસર્વદા, સર્વમાં,

આત્મસ્વરૂપના અનુસંધાનથી જ ટાળી શકાય તેમ છે, અન્યથા નહિ. આ વિદ્યમાન સંસાર બ્રહ્માના સ્વપ્નરૂપ છે, અને વ્યષ્ટિજીવોના પણ સ્વપ્નરૂપ છે, બ્રહ્માને તે મિથ્યા જણાય છે, કારણ કે બ્રહ્મા પોતાના સ્વરૂપમાંથી ચલિત થયા નથી. વ્યષ્ટિજીવોને, અવિદ્યાના આવરણને લીધે સત્ય જણાય છે, આ ભેદ છે. હે રામચંદ્ર તમે ચૈતન્યના ફેલાયેલા પદમાં રહીને પૂર્ણતાથી રહો. તમે નિરાકાર છો, નિર્વિકાર છો, સર્વ રીતે પરિપૂર્ણ છો એ વિચાર મનમાં દૃઢ કરો ને તે પ્રમાણે વર્તન કરો. સંકલ્પાદિક છે તે મારી સત્તાથી જ છે એથી નિર્દોષ પરાબોધનો આશ્રય લો. હે રામ, તમારો મહિમા અપૂર્વ છે તમે આનંદના સાગર છો, જ્ઞાનસ્વરૂપ છો. ભેદ દેખાય છે તે ચિત્તની ભ્રાંતિ જ છે. તમે સુષુપ્તમૌનનું સેવન કરો. મહાત્માઓએ બે પ્રકારના મુનિ કહેલ છે, એક કાષ્ઠતપસ્વી અને બીજો જીવન્મુકત. આત્મતત્ત્વના જ્ઞાન વિનાની શુષ્ક ક્રિયામાં આગ્રહવાળો અને હઠથી ઇંદ્રિયોનું દમન કરનારો કાષ્ઠતપસ્વી કહેવાય છે. યથાર્થ જ્ઞાન હોવાથી આત્માનું અનુસંધાન કરનારો, આત્મામાં જ નિવાસ કરનારો, વ્યવહાર કરતાં છતાં પણ આત્મજ્ઞાનથી તૃપ્ત રહેનારો પુરુષ જીવન્મુકત કહેવાય છે. મૌન એટલે મહાત્માઓના ચિત્તના નિશ્ચયરૂપ જે ભાવ થાય છે તે. મૌન ઘણા પ્રકારનાં હોય છે. વાઙ્મૌન, ઇંદ્રિયમૌન, કાષ્ઠમૌન અને સુષુપ્તમૌન. વાણીને રોકી રાખવી એ વાઙ્મૌન, જબરજસ્તીથી ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ ઇંદ્રિયમૌન કહેવાય છે, શરીરની ચેષ્ટાઓનો ત્યાગ એ કાષ્ઠમૌન અને આત્માનું અનુસંધાન એ સુષુપ્તમૌન. મનોમૌન નામનું એક પાંચમું મૌન પણ છે પણ તે મૂર્છામાં અને મૃત્યુમાં જ સંભવે છે. તેથી તેને જુદું ગણવામાં આવતું નથી. પહેલાં ત્રણ મૌનનો અધિકારી કાષ્ઠતપસ્વી છે અને સુષુપ્ત મૌન, જીવન્મુકત ધારણ કરે છે, કારણ કે

મૌન કહેવામાં આવે છે. આ સ્થિતિમાં વૃત્તિઓ વિનાના ચિત્તથી અત્યંત સમત્વ રહે છે, આત્મતત્ત્વનું વિસ્મરણ થતું જ નથી. આવી સ્થિતિમાં ચિત્તની બ્રહ્માકાર થયેલી વૃત્તિ પણ શૂન્ય જેવી થઈ જાય છે, ભેદની કલ્પના નાબૂદ થઈ જાય છે. હે રામચંદ્ર, જીવન્મુક્ત પુરુષ, સર્વદા તુર્યાવસ્થામાં જ રહે છે. અને એનાં દૃષ્ટિમાં વિદેહ જ છે એમ સમજો. સંસારના પદાર્થોમાં, નામરૂપાત્મક વસ્તુઓમાં આસકિતનો ત્યાગ કરો, જગતના સર્વ પદાર્થો નાશ વંત છે. તેમની પ્રાપ્તિથી અખંડ આનંદ મળી શકે જ નહિ એ સત્યને મનમાં દૃઢ કરો, જીવન્મુકત થઈને જગતમાં વિચરો.

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, પરમ પુરુષાર્થની પ્રાપ્તિના સાંખ્ય અને યોગ એમ બે જુદા જુદા ઉપાય છે. જેઓ બ્રહ્મતત્ત્વના સ્વરૂપને સમજીને અભેદથી નિરંતર તેનું અનુસંધાન કરે છે, તેઓ સાંખ્યયોગી કહેવાય છે. જેઓ હઠયોગથી પ્રાણ આદિ વાયુઓને શાંત કરીને પરમપદને પામ્યા છે, તેઓ યોગયોગી કહેવાય છે. (ગીતામાં યોગ શબ્દ કર્મયોગના અર્થમાં વાપરવામાં આવ્યો છે અત્રે હઠયોગના અર્થમાં વાપરવામાં આવ્યો છે.)

સાંખ્ય અને યોગ બંનેથી એક જ પ્રકારનું ફળ મળે છે. વાસનાઓનો સમુદાય તે જ ચિત્ત અને આ ચિત્ત જ સંસારનું કારણ છે. આ ચિત્ત સાંખ્ય અથવા યોગથી લય પામે ત્યારે સંસારનું કારણ રહેતું નથી. દેહમાં અહંતાનો આવિર્ભાવ થાય ત્યારે જ સંસારનો ઉદય થાય છે. હે રામચંદ્ર, શ્રવણ, મનન, નિદિધ્યાસનથી આત્માનું સતત અનુસંધાન પ્રાણોનો લય અને મનનો નિગ્રહ આ ત્રણ મોક્ષના મુખ્ય ઉપાયો છે, કારણ કે આ ત્રણેમાંથી ગમે તે એકથી મનોનાશ થાય છે અને મુકિતને માટે આની જ જરૂર છે. મરણથી મનનો કે પ્રાણનો નાશ થતો નથી, શરીરનો જ નાશ થાય છે. મન, વાસનાઓ પ્રમાણે અન્ય દેહો ધારણ કરે છે. જ્યાં મન હોય ત્યાં પ્રાણ હોવો જ જોઈએ. જ્ઞાનને પકડયા વિના મન પ્રાણને છોડતું નથી હે રામચંદ્ર, જેમ અગ્નિનો અભાવ થતાં ઉષ્ણતા નષ્ટ થઈ જાય છે, તેમ પ્રાણનો અભાવ થતાં મન નષ્ટ થાય છે, અને મનનો અભાવ થતાં પ્રાણ નષ્ટ થઈ જાય છે. હે રામચંદ્ર, તમે સતત આત્મતત્ત્વનો જ વિચાર કરો છો મનને આત્મતત્ત્વમય

કરી નાંખો, જે બ્રહ્મતત્ત્વ છે, તેના આકારનો વિચાર કરો. અને વિચાર કરતાં કરતાં; સૂક્ષ્મ, સ્થૂળ અને નામરૂપાત્મક પદાર્થોનો ત્યાગ કરતાં કરતાં સાક્ષાત્કાર સુધી પહોંચ્યો. જેમાંથી સઘળા વિક્ષેપો શાંત થઈ ગયા હોય એવું ચિત્ત ક્ષણમાત્રમાં જ એકાગ્ર થઈ જાય છે. હે રામચંદ્ર, જે ચિત્ત છે તે જ અવિદ્યા છે. એટલા માટે બ્રહ્માકારે પરિણામ પામેલ ચિત્તથી જ ચિત્તનો નાશ કરો. ચિત્તને જો નિત્યાનંદનો એક વાર સ્વાદ મળે તો પછી સંસારમાં તે પાછા ફરવાની ઈચ્છા કરતું જ નથી.

હે રામચંદ્ર, જે ચિત્તમાંથી સઘળી અવિદ્યા નષ્ટ થઈ ગઈ હોય, જે સર્વ પ્રકારની ક્ષુદ્ર વાસનાઓથી રહિત હોય છે, જેમાં કોઈ પણ આકારવાળા પદાર્થોમાં અનુરક્તિ હોતી નથી તે ચિત્તને 'સત્ત્વ' એ શબ્દથી કહેવાય છે. એક વાર આ અવસ્થા મેળવ્યા પછી આવું ચિત્ત કોઈવાર મર્યાદાને પ્રાપ્ત થતું નથી. વાસનારહિત થયેલો, અવિદ્યાથી રહિત થયેલો, સત્ત્વમાં નિષ્ઠાવાળો કોઈ વિરલ પુરુષ જ પરમ જ્યોતિને અનુભવે છે. આ પરમ જ્યોતિ અજ્ઞાનીઓને શૂન્ય તરીકે જણાય છે; કારણ કે બુદ્ધિમાં મલિનતા હોવાથી, કામ, ક્રોધ, લોભ, મોહરૂપી વિકારોથી ભરપૂર હોવાથી તેમને આ તત્ત્વ સાથે અનુસંધાન થઈ શકતું નથી. હે રામચંદ્ર, ચિત્તના ક્ષયનું રૂપ શૂન્યતા નથી પણ પરિપૂર્ણતા છે. અભાવને પરમ પુરુષાર્થ કહેવાય નહિ. આ સંસારનું આદ્ય કારણ જ્ઞાનસ્વરૂપ, શક્તિસ્વરૂપ, આનંદસ્વરૂપ હોવું જોઈએ. જ્ઞાનહીન, ક્રિયાહીન, શૂન્યતા હોઈ શકે નહિ. આ તત્ત્વના જ્ઞાનથી જ પરમપદની પ્રાપ્તિ થાય છે.

## ૨૯: રાજા પ્રત્યે વેતાલના પ્રશ્નો

વસિષ્ઠ કહે છે હે રામચંદ્ર, વિચાર કરતાં જીવ, ચિત્ત, મન અને અહંકારનું ખરું અસ્તિત્વ રહેતું જ નથી. કારણ કે આ બધા દૃશ્યવર્ગમાં આવે છે. તેઓ વિનાશી છે. આ બધાના દ્રષ્ટા તરીકે એક વસ્તુ તમારી અંદર રહે છે અને તે નિત્ય છે. કારણ કે તેની હયાતીનો ઈન્કાર થઈ શકતો નથી

ઈન્કાર કરનાર પોતે જ તે વૃત્તિના સાક્ષી તરીકે રહે છે. આ સંસાર ભ્રાંતિ-રૂપ છે, કલ્પનામાત્ર છે, એ વિષયમાં એક વેતાલે કરેલા પ્રશ્નો, પ્રસંગને લીધે મારા સ્મરણમાં આવ્યા છે, તે તમારી પાસે કહું છું. વિધ્યાચલ પર્વત-માં એક મહાકાય વેતાલ રહેતો હતો. એ વેતાલ ક્ષુધાનિવારણાર્થે કોઈ એક સારા રાજાના દેશમાં રહેવા ગયો. ત્યાં તે દેહાંત શિક્ષાવાળા લોકો પોતાને માટે બલિદાન રૂપે આવે તેમનું ભક્ષણ કરી સંતોષ પામીને સુખ ભોગવતો હતો. તે કોઈ નિરપરાધ માણસને હેરાન કરતો નહોતો. કાળે કરીને, સંજોગો પ્રતિકૂળ થવાથી તે બીજા રાજાના પ્રદેશમાં ગયો. એ નગરના લોકોની હિલ-ચાલ જોવાને, રાજા રાત્રે ફરતો હતો, તે વખતે પેલા વેતાલે મેઘના જેવી ગર્જના કરીને રાજાને કહ્યું, હું મહાભયંકર વેતાલ છું, તું કયાં જાય છે તે જણાવ. મારી ઇચ્છા તારું ભક્ષણ કરવાની છે. રાજાએ કહ્યું, હે વેતાલ, તું મને અન્યાયથી મારીશ તો તારા માથાના ટુકડા થઈને ફાટી પડશે. વેતાલે કહ્યું, હું તને અન્યાયથી નહિ મારું. તું રાજા છે, તેથી તારે યાચક લોકોની સઘળી આશાઓ પૂર્ણ કરવી જોઈએ. મારી માગણી એ છે કે હું જે જે પ્રશ્નો કરું તેના તારે યથાર્થ ઉત્તરો આપવા. મારા પ્રશ્નો નીચે પ્રમાણે છે: કયા સૂર્યનાં કિરણોમાં બ્રહ્માંડો ઝીણા ત્રસરેણુરૂપ છે? કયા પવનમાં મોટાં મોટાં આકાશોની રજો સ્ફુરે છે? સેંકડો વાર અને હજારો વાર, એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જતો કયો પુરુષ આ બધાં સ્વપ્નોને મિથ્યા જાણે છે તો પણ તેમને પ્રકાશ આપનારા સ્વચ્છ રૂપને છોડતો નથી? કેળના થાંભલાની અંદર જોતાં એક પછી બીજું પડ મળ્યા કરે છે, તેમ જગતની અંદર જોતાં, વારંવાર એનો એ જ મળે એવો અણુપદાર્થ કયો છે? કયા અણુની આગળ બ્રહ્માંડ, આકાશ, પ્રાણીઓનો સમુદાય, સૂર્યમંડળ વગેરે અત્યંત અણુ છે? સર્વત્ર વ્યાપ્ત રહેનારા કયા પદાર્થોના શિલાના ગર્ભ જેવા ઘાટા ગર્ભમાં આ ત્રૈલોક્ય ઘટ્ટ મજ્જારૂપ છે? હે રાજા તું જો આ મારા છ પ્રશ્નોના યથાર્થ ઉત્તરો નહિ આપે તો હું તને અહીં જ ગળી જઈશ અને પછી તારી પ્રજાને પણ ગળી જઈશ.

વેતાલના પ્રથમ પ્રશ્નનો ઉત્તર આપતાં રાજાએ કહ્યું: બ્રહ્માંડ નામનું

એક ફળ છે. તે માયાનુ અસ્તિત્વ હોય ત્યાં સુધી જૂનું થતું નથી. પંચમહાભૂત, તન્માત્રાઓ, મહત્તત્ત્વ, પ્રકૃતિ વગેરે તેની છાલો છે. પ્રકૃતિના અધિષ્ઠાન તરીકે એક મોટો સૂર્ય છે. આને આત્મા, પરમાત્મા, બ્રહ્મ વગેરે નામો આપવામાં આવે છે. આ જગતમાં આત્મદૃષ્ટિ વિનાની દૃષ્ટિમાં જે કાંઈ અસંખ્ય કલ્પનાઓ છે, તે આ સૂર્યનાં કિરણો છે. આ સૂર્યનાં રશ્મિઓમાં બ્રહ્માંડો ત્રસરેણુરૂપે છે, અને આ બધા બ્રહ્માંડોનો આ સૂર્ય પ્રકાશ આપે છે. જ્ઞાનસ્વરૂપે પ્રકાશતા એ સૂર્યની સત્તાથી જ આ સૃષ્ટિઓ થાય છે તથા પ્રકાશે છે. આ સૂર્યમાં જીવો તથા જગતોની સત્તાના કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ અનેક ભ્રમો પેદા થયા કરે છે. આ સઘળા આભાસો પરમાર્થદૃષ્ટિએ કાંઈ નથી; કારણ કે આત્માના અસલ સ્વરૂપમાં આ દેખાવોથી પરિવર્તન થતું નથી પોતે પોતાના પરિપૂર્ણ સ્વરૂપમાં જ અચળ રહે છે.

હવે બાકીના પાંચ પ્રશ્નોના ઉત્તરો આપું છું તે સાંભળ. રાજા વેતાલને કહે છે, જેમ પુષ્પમાં સુગંધ સ્ફુરે છે, તેમ પરમાત્મારૂપી મોટા પવનમાં આકાશની, સમષ્ટિ પ્રાણની તથા જીવની સત્તાઓ સ્ફુર્યા કરે છે આ બધાં તત્ત્વો પરમાત્માની સત્તાથી જ સત્તાવાળાં છે. જીવ અનેક યોનિમાંથી પસાર થાય છે, અનેક નામરૂપો ધારણ કરે છે, તેમનો ત્યાગ પણ કરે છે, પણ પોતાના બ્રહ્મપણારૂપ સ્વચ્છ સ્વરૂપને છોડતો નથી. બ્રહ્મના વિવર્તરૂપ આ સંસારના દરેક પદાર્થની અંદર જોતાં, વારંવાર મળ્યા કરે એવો પદાર્થ બ્રહ્મ જ છે. આ નિરાકાર નિર્વિકાર નિત્ય તત્ત્વને જ આત્મા, બ્રહ્મ, નિર્વાણ, સત્ આવાં નામો આપવામાં આવે છે. સૂક્ષ્મ હોવાથી મન, વચન આદિથી અલક્ષ્ય હોવાથી, પરમાત્મા પરમ અણુ કહેવાય છે. તે જ આ સઘળા જગતરૂપી આડંબરનું આદિ કારણ છે. સત્ સ્વરૂપ આત્મા મન વગેરેથી અલક્ષ્ય હોવાને લીધે પરમ અણુ છે, મોટા પર્વત સમાન છે. અધ્યારોપની દૃષ્ટિથી જગતરૂપી અવયવોવાળો હોવા છતાં અપવાદની દૃષ્ટિથી નિરવયવ છે તેના ગર્ભમાં આ ત્રૈલોક્ય ધાટી મજ્જારૂપ છે. હે મૂર્ખ વેતાલ, સર્વ બ્રહ્માંડો બ્રહ્મમાં કલ્પનાથી જ ઊડેલાં છે. વાસ્તવિક દૃષ્ટિએ બ્રહ્મ પરમ શાંત છે. સ્વભાવથી સુકુમાર છે અને મર્યાદા વિનાનું છે. તારા જેવા અજ્ઞાનીની તેમાં ચાંચ ખૂંચે

એમ નથી. માટે તું મારાં વચનોને અનુસરીને આ સત્યનો અનુભવ કર, મિથ્યા અભિમાનને ત્યજી દે.

હે રામચંદ્ર, વેતાલ એ પ્રમાણે રાજાને મોઢેથી ઉપદેશ સાંભળીને શાંત થયો. તેને ખાતરી થઈ કે આ રાજા જ્ઞાની છે તત્ત્વવેત્તા છે. વેતાલ પ્રશાંત ચિત્તવાળો થઈને યોગ્ય રીતે બ્રહ્મતત્ત્વનું મનન કરવા લાગ્યો, ભૂખને પણ ભૂલી ગયો અને સમાધિસ્થ થયો.

હે રામચંદ્ર, મેં તમને વેતાલના પ્રશ્નો અને રાજાએ આપેલ ઉત્તરોનું રહસ્ય સમજાવ્યું છે. રાજાએ કહેલા ક્રમ પ્રમાણે આ જગત, ચૈતન્યરૂપી અણુમાં રહેલું છે. વિચાર કરવાથી આ જગત લય પામે છે, તેનું અધિષ્ઠાન જ અવશેષ રહે છે. હે રામચંદ્ર, તમે સર્વ વિષયોમાંથી ચિત્તને ખેંચી લઈને તેને પરમાત્મામાં જોડી દો. મનને મનથી જ નિર્લેપ કરીને પરબ્રહ્મમાં જોડી નામરૂપાત્મક પદાર્થો માટેના મોહનો ત્યાગ કરો. બુદ્ધિને સ્થિર કરો. સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ રાખો. હે રામચંદ્ર જે મનુષ્ય ભગીરથ રાજાની પેઠે અલિપ્ત રહીને પ્રવાહપ્રાપ્ત વ્યવહારને અનુસરે છે, તેનાં કષ્ટસાધ્ય કાર્યો પણ સિદ્ધ થાય છે. આમ કરવાથી ભગીરથ રાજાનો ગંગાજીને પૃથ્વી ઉપર ઉતારવાનો મનોરથ અનાયાસે સિદ્ધ થયો હતો.

રામચંદ્રે પૂછ્યું, હે મહારાજ, ચિત્તના કયા પ્રકારના ચમત્કારથી ભગીરથ રાજા ગંગાજીનું અવતરણ કરાવી શક્યા તે મને કહેવાની કૃપા કરો.

વસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર, કોશલ દેશના અલંકાર જેવો ભગીરથ નામનો એક રાજા હતો. એ રાજા અતિ ઉદાર હતો. તેની પાસેથી સંકલ્પ કરતાં જ, માગણલોકોને પોતાની ઇચ્છાનુસાર ધન મળતાં હતાં. મહાત્મા લોકોનો સંસારવ્યવહાર ચલાવવા માટે તે રાજા તેઓને નિરંતર ધન આપ્યા કરતો હતો. તે શૂરવીર અને પરાક્રમી હતો, દુષ્ટો ઉપર આક્રમણ કરી, તેમના દેશો જીતી લેતો અને તેમને ગુણવાન બનાવતો. એ રાજા પ્રજાઓના રક્ષણ અને પાલન માટે, પૃથ્વી ઉપર ફરી ફરીને તેમનાં દુઃખોનું નિવારણ કરતો હતો, સુજ્ઞ લોકોની સાથે એક રસ થતો હતો. સર્વ લોકોને

રાખનારા એ રાજાએ શાપથી અધોગતિ પામેલ પૂર્વજોને ગંગાજીરૂપ નિસરણી મૂકીને બ્રહ્મલોકમાં ચઢાવ્યા હતા. એ રાજાને જુવાનીમાં જ તમારી પેઠે વૈરાગ્યની ભાવના ઉત્પન્ન થઈ તે એકાંતમાં બેસીને, સંસારનાં સ્વરૂપનો વિચાર કરવા લાગ્યો: 'આ જગત સાચું નથી, કારણ કે તે નાશવંત છે, તેમ ખોટું પણ નથી, કારણ કે જોવામાં આવે છે, સુખદુઃખનાં દ્વંદ્વો ઉત્પન્ન કરે છે, વખતોવખત દિવસ અને રાત્રિ વારાફરતી આવ્યા કરે છે. અને એની એ જ લેવડદેવડ ચાલ્યા કરે છે. આવી રસહીન ક્રિયાઓમાં પ્રાણીઓ સુખ ન મળવા છતા પણ રત રહે છે. પરબ્રહ્મના નિત્ય સુખનો વિચાર કરનારા જીવાત્માઓ વિરલ હોય છે. જેને મેળવ્યા પછી આ લોકમાં બીજું કાંઈ પ્રાપ્ત કરવાનું અવશેષ ન રહે, તે જ પદાર્થ ઉત્તમ ગણાય મૂઢ બુદ્ધિવાળા લોકો, વારંવાર એનાં એ જ કર્મો કરવામાં આનંદ માને છે, ઊંડા વિચાર કરતા નથી. અવિનાશી આનંદ કેવી રીતે મળી શકે, મનનાં અને શરીરનાં બંધનોમાંથી કેવી રીતે છુટાય, આવા મહાન, ગૂઢ પ્રશ્નો વિષે વિચાર કરવાની તેમનામાં શકિત હોતી જ નથી

હે રામચંદ્ર, આ પ્રમાણે વિચાર કરતા કરતાં મનમાં ખિન્ન થયેલા ભગીરથ રાજાએ એક દિવસ, એકાંતમાં પોતાના ત્રિતલ નામના ગુરુને પૂછ્યું: હે મહારાજ, આ સંસારરૂપી વનમાં ભટકી ભટકીને અમે ખેદ પામ્યા છીએ. અમને કયાંય શાંતિ મળતી નથી આપ અમને જણાવવાની દયા કરો કે આ જગતમાં પરમ સુખ કેવી રીતે મળી શકે? ત્રિતલે કહ્યું, હે રાજા, વૈરાગ્ય કેળવો. દુનિયાના સર્વ પદાર્થો નાશવંત છે. તેમની પ્રાપ્તિ પાછળ દોડાદોડ કરવાથી શાંતિ મળી શકે જ નહિ, એ અચળ નિયમ છે શ્રવણ, સત્સંગાદિ ઉપાયો વડે દીર્ઘકાળ સુધી અભ્યાસ કરીને મેળવેલી એકાગ્રતા વડે, આત્મતત્ત્વના બોધથી જ પરમ શાંતિ મળે છે. બીજો રસ્તો છે જ નહિ. જ્ઞાનસ્વરૂપ જે આત્મા છે તે જ જ્ઞેય છે, તેની અનુભૂતિથી જ સર્વ દુઃખોનો નાશ થાય છે, કારણ કે આ પરિવર્તનશીલ અને ક્ષણભંગુર સંસારમાં આત્મા અથવા બ્રહ્મ એ એક જ વસ્તુ શાશ્વત છે. જે વસ્તુ અવિચલ છે, નિત્ય તે જ અક્ષય સુખ આપી શકે, અન્ય વસ્તુ નહિ આત્મા સર્વવ્યાપક

છે, તેનો નાશ થતો નથી, તે અજર છે, અમર છે, ગુણાતીત છે, નામરૂપાતીત છે.

ભગીરથ રાજા કહે છે, હે મહારાજ, આ સંસારના અધિષ્ઠાન તરીકે એક આત્મતત્ત્વ છે, જે શાંત છે, નિર્મળ છે, કદી પણ સ્વરૂપથી ચલાયમાન થતું નથી. એ હું સમજી શકું છું. મારી બુદ્ધિમાં આ વિચાર ઊતરે છે, પણ આ આત્મતત્ત્વનો બોધ (જ્ઞાન) મને હાથમાં રહેલા આમળાની પેઠે થતો નથી. હું આ જ્ઞાન કેવી રીતે મેળવી શકું તે મને દયા કરીને જણાવો. ત્રિતલ બોલ્યા: અભિમાનને નષ્ટ કરનારાં સાધનો વડે પ્રથમ મનને આત્મામાં જોડવું, આમ કરવાથી જીવને પોતાના અસલ પરિપૂર્ણ સ્વભાવનો અનુભવ થાય છે. નાશવંત નામરૂપાત્મક પદાર્થોમાં આસક્તિ રાખવી નહિ. પરિવર્તનશીલ પદાર્થો—શરીરો માટે મોહ રાખવો નહિ, મનને હમેશ જયમાં, પરાજયમાં, આપત્તિમાં, સંપત્તિમાં, સુખમાં અને દુઃખમાં શાંત રાખવું. સમત્વનો ત્યાગ ન કરવો. નિરંતર આત્માની ભાવના કરવી, એકાંત સ્થળમાં નિવાસ કરવો. નકામાં ગપ્પાં મારવામાં નષ્ટ ન કરવો, સત્સંગ કરવાના હેતુથી જ લોકોનો સંપર્ક સાધવો. અધ્યયન, શ્રવણ, મનન, નિદિધ્યાસનનો સતત અભ્યાસ કરવો. આ સાધનોથી જ આત્મબોધ થાય છે, આત્માનું જ્ઞાન એ જ ખરું જ્ઞાન છે. આત્માનું જ્ઞાન થવાથી તેના આવિર્ભાવનું પણ જ્ઞાન થાય છે. એ જ સમ્યક્ જ્ઞાન છે. આ સિવાયનું બધું જ્ઞાન સાપેક્ષ છે, અપૂર્ણ છે, તેથી અજ્ઞાન જ છે. આ સઘળાં સાધનો દ્વારા એક જ વસ્તુ સિદ્ધ કરવાની છે. અહંભાવનો ત્યાગ, દેહાધ્યાસનો ત્યાગ, હું મન અને શરીર છું, એવી અજ્ઞાનજન્ય ભ્રમણાનું વિસર્જન. અહંતાનો ત્યાગ થવાથી મમતા આપોઆપ જ ટળી જાય છે, રાગદ્વેષનો ક્ષય થાય છે.

ભગીરથ કહે છે, હે મહારાજ, આ શરીરમાં લાંબા કાળથી જામી ગયેલો અહંકાર કેવી રીતે છોડી શકાય?

ત્રિતલમુનિએ કહ્યું: હે રાજા ભોગોના સમૂહની વાસનાઓને છોડી દે, આત્મામાં જ મનને સ્થિર કર. તું શરીર નથી, મન નથી, પણ બંનેનો સાક્ષી છે, નિયંતા છે, બંનેથી પર છે, એ સત્યને મનમાં દૃઢ કર, મન અને શરીરના દાસ તરીકે આ સંસારમાં રહેવું. જીવવું. એ બુદ્ધિયુક્ત માર્ગ

માટે લજ્જાસ્પદ છે સઘળી તૃષ્ણાઓને, છત્રચામરાદિક રાજચિહ્નોને અને ભયને છોડી દે, દેહના અનુસંધાનને છોડી દે, પૂર્ણપણાને લીધે મારી પાસેથી પણ કશું સમજવાની ઇચ્છા વિનાનો થા. આમ કરવાથી તને પૂર્ણત્વની પ્રાપ્તિ થશે, પરબ્રહ્મની સાથે એકતાની પ્રાપ્તિ થશે.

હે રામચંદ્ર, આ પ્રમાણે ત્રિતલ નામના ગુરુ પાસેથી સાંભળી, મનમાં દૃઢ નિશ્ચય કરી, ભગીરથ રાજા પોતાનું કામકાજ કરવા લાગ્યો. તેણે યોગ્યતાનો વિચાર કર્યા વિના બ્રાહ્મણોને, બંધુઓને, ઘોડા, સુવર્ણ, પૃથ્વી, આદિ સઘળું ધન આપી દીધું અને પોતાનું જીવન જ બાકી રાખ્યું. રાજ્ય પણ પાડોશી રાજાને આપી દીધું અને એક લંગોટી લઈને પોતાના દેશમાંથી બહાર ગયો. અને જ્યાં પોતાને કોઈ ઓળખે નહિ એવાં સ્થળોએ રહેવા લાગ્યો. આ પ્રમાણે કરવાથી તેની દુન્યવી પદાર્થો માટેની તૃષ્ણાઓ શાંત થઈ, પરમ શાંતિથી તે આત્મસ્વરૂપમાં લીન થયો. ફરતાં ફરતાં એક વાર તે પોતાની રાજધાનીમાં આવ્યો અને ભિક્ષાને માટે જુદે જુદે ઘેર જવા લાગ્યો. કેટલાએક માણસોએ તેને ઓળખી કાઢયો. મંત્રીઓએ અને પ્રજાજનોએ તેની પૂજા કરી અને ફરીથી રાજ્ય ગ્રહણ કરવાની પ્રાર્થના કરી, પણ ભગીરથે ભોજન સિવાય અન્ય વસ્તુઓનો સ્વીકાર કરવાની ના પાડી. થોડા દિવસો ત્યાં ગાળ્યા પછી ભગીરથ બીજા દેશમાં ગયો. ત્યાં તેને અકસ્માત ત્રિતલ-મુનિનો સમાગમ થયો. ભગીરથ રાજા તેના ગુરુની સાથે જ કેટલોક વખત પર્વતોમાં, ગામોમાં, વનોમાં, શહેરોમાં, જનસમુદાયોમાં રહ્યો. બંને ગુરુ અને શિષ્ય બ્રહ્મનિષ્ઠ હોવાથી આ ક્રિયાઓને વિનોદરૂપ જ ગણતા હતા. આ બધી આત્માની લીલા છે. આત્મા મુક્ત હોવાથી ગમે તે પ્રકારની લીલા કરી શકે છે અને પ્રત્યેક અવસ્થામાં પોતે સ્વસ્વરૂપમાં અચળ રહે છે. સત્તાને, ધનને, કીર્તિને (આ બધી વસ્તુઓ, પાજીઓ, અજ્ઞાન માનવો દોડાદોડ કરીને આખું જીવન નષ્ટ કરે છે, તેમને) તેઓ તુચ્છ ગણતા હતા, જૂના ખડ સમાન ગણતા હતા. શરીર રહે ત્યાં સુધી આપણે પ્રારબ્ધ ઉપર જ આધાર રાખવો, એવો નિશ્ચય કરી, સ્પૃહા વિનાના થઈને તેઓ પ્રાપ્ત થતાં સુખો અને દુઃખો-ને પણ માન આપવા લાગ્યા. એક દિવસે એક દેશમાં અપુત્ર રાજાનું મૃત્યુ

થયું હતું તેથી તે રાજ્યના મંત્રી અને પ્રજાજનો રાજ્ય સભાળવા માટે યોગ્ય વ્યક્તિની શોધમાં હતા અનાયાસે, ભિક્ષા માગતો ભગીરથ રાજા તેમને મળ્યો. ભગીરથને ઓળખી સૈન્યમા લાવી તેમણે તેનો રાજ્યાભિષેક કર્યો આ દેશમાં રાજ્યનુ પાલન કરતા એ ભગીરથની પાસે, કોસલ દેશની પ્રજા અને મંત્રીઓ પ્રેમથી આવ્યાં અને વિનતિ કરી કે આપે હવે કોસલ રાજ્યનુ પણ પાલન કરવું જોઈએ, કારણ કે જે રાજાને આપ રાજ્ય સુપરત કરી ગયા હતા, તેમનુ અવસાન થયુ છે જે ભોગો અને સુખો, માગ્યા વિના પ્રાપ્ત થાય તેમનો ત્યાગ કરવો એ ઉચિત નથી લોકોની તથા મંત્રીઓની પ્રાર્થનાનો ભગીરથે સ્વીકાર કર્યો ભગીરથ રાજા રાજ્ય કરતો હતો તે સમયમા તેના સાભળવામાં આવ્યુ કે, સમુદ્રને ખોદનારા અને પાતાળમા કપિલમુનિના ક્રોધથી નષ્ટ થયેલા સગર રાજાના સાઠ હજાર પુત્રોની ભસ્મ, જો ગગાજળથી પલળે તો જ તેમનો ઉદ્ધાર થાય આ સમયે ગગાજી પૃથ્વી ઉપર ન હતા અને ભગીરથના પૂર્વજોનો ઉદ્ધાર ગગાજળ વિના નહિ થાય, એવી વાણી થઈ હતી ભગીરથ રાજાએ ગગાજીને સ્વર્ગમાથી પૃથ્વી ઉપર ઉતારવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી પોતાના રાજ્યને મત્રીઓના હાથમા સોપી તપ કરવાનો નિશ્ચય કરી તે નિર્જન વનમા ગયા ત્યા તપ કરીને વારવાર બ્રહ્માનુ, શકરનુ અને જહ્નુ મુનિનુ આરાધન કરીને, ગગાજીને સ્વર્ગમાથી ઉતારીને પૃથ્વી પર વહેતા કર્યા ત્યારથી નિર્મળ, ચમકતા તરગોની શોભાવાળા, ધર્મની લતા હોય એવા જાણે ભગીરથ રાજાના યશને કરવાની સડક હોય એવાં ગગાજી પૃથ્વી ઉપર પધાર્યા છે

વસિષ્ઠ કહે છે, હે રામચદ્ર, ભગીરથ રાજાની બુદ્ધિએ કરેલા આ વિચારનો આશ્રય કરીને, સમ, સ્વસ્થ, શાંત બુદ્ધિવાળા થઈને પ્રવાહપ્રાપ્ત વ્યવહાર કર્યા કરો પ્રથમ આ સઘળા વૈભવોનો ત્યાગ કરી, મનને પરમાત્મામા લગાડી શિખિધ્વજની પેઠે, શાંત થઈ સ્વસ્વરૂપમાં સ્થિત થાઓ

રામ પૂછે છે, હે મુનિ, શિખિધ્વજ કોણ હતો, તેણે શી રીતે પરમપદ મેળવ્યુ એ મને વિસ્તારપૂર્વક, મારા બોધની વૃદ્ધિ માટે કહો

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, પરસ્પર ગાઢ સ્નેહને લીધે, માનસિક એકતાને પ્રાપ્ત થયેલા શિખિધ્વજ અને તેની રાણી ચૂડાલા પૂર્વના દ્વાપરયુગમાં થયાં હતાં અને હવે પછીના દ્વાપરયુગમાં પાછાં એવાં ને એવાં થશે.

રામચંદ્ર પૂછે છે હે મહારાજ, ભૂતકાળમાં હતું તે પાછું ભવિષ્યમાં તેવી ને તેવી સ્થિતિથી શા માટે થશે તે મને સમજાવો.

વસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર, આ જગતની રચનામાં બ્રહ્માદિ લોકોના સત્ય સંકલ્પો જ નિયમરૂપ છે, તેમને કોઈથી અટકાવી શકાય નહિ.

ઘણી વાર ફળ વગેરે પદાર્થો તેવા ને તેવા જ થાય છે, અને કેટલીક વાર જુદા પણ થાય છે. તળાવમાં કોઈ વાર સરખા તરંગો જણાય છે, અને —પહેલાંનાથી જુદા તરંગો પણ જણાય છે. બ્રહ્માંડોની રચનામાં પણ તે જ નિયમ લાગુ પડે છે. કોઈ વાર એકસરખી રચનાવાળાં બ્રહ્માંડો થાય છે અને કોઈ વાર વિભિન્નતા પણ જોવામાં આવે છે. માયા પરમાત્માની કલ્પના છે. કલ્પનામાં કશુંય અશક્ય નથી.

હે રામચંદ્ર, હવે તમે શિખિધ્વજનું વૃત્તાંત સાંભળો. દ્વાપરયુગમાં કુરુવંશમાં શિખિધ્વજ નામનો એક રાજા હતો. તે ઉજ્જૈન શહેરમાં (વિંધ્યાચલની નજદીક) રાજ્ય કરતો હતો. તે સદાચારી હતો, ધૈર્યસંપન્ન હતો, ક્ષમાશીલ હતો, ઉદાર હતો, મિતભાષી હતો. તેનો સ્વભાવ સત્સંગપ્રિય હોવાથી ઉચ્ચતમ જ્ઞાનના સંસ્કારો પણ તેનામાં દૃઢ થયા હતા. તે સંયમી હતો અને પૃથ્વીનું પાલન કરવામાં સદા તત્પર હતો. શિખિધ્વજે, પોતાના પિતાના સ્વર્ગવાસ પછી દિગ્વિજય કરીને પૃથ્વીનું સામ્રાજ્ય મેળવ્યું હતું. મંત્રીઓની સાથે ચર્ચા કરીને જ તે સઘળાં કાર્ય કરતો હતો. યુવાન અવસ્થા પ્રાપ્ત થવાથી શિખિધ્વજને કોઈ સ્ત્રી સાથે પરણવાની ઇચ્છા થઈ. રાજાની ચેષ્ટાઓ ઉપરથી તેના વિદ્વાન મંત્રીઓ જાણી ગયા કે હવે રાજામાં કામવાસના જાગ્રત થઈ છે, તેથી વિવાહની ગોઠવણ કરવી જોઈએ. તે રાજા માટે સોરઠ રાજાની ચૂડાલા નામની કન્યાનું માગું કરતાં, સોરઠના રાજાએ તે મંજૂર કર્યું. નવીન યૌવનવાળી અને જાણે પ્રતિબિંબ હોય તેમ પોતાના જ જેવી એ ચૂડાલાને

શિખિધ્વજ પરણ્યો. યૌવન રૂપાદિથી શોભી રહેલાં એ દંપતીની સઘળી ક્રિયાઓ આનંદ આપતી હતી પરસ્પરના ગાઢ પ્રેમને લીધે તેઓ બંને પરસ્પરની પાસેથી શીખીને સઘળી કલાઓમાં નિપુણ થયાં ચૂડાલા શિખિધ્વજના મુખથી સઘળા શાસ્ત્રાર્થો સાંભળીને પંડિતા થઈ. પ્રેમને લીધે તેઓ પરસ્પર અભિન્ન જેવાં થઈ ગયાં હતાં. પરસ્પરના મનને હરનારું અને કાંતિથી શોભાયમાન એ જોડું અંતઃપુરોમાં શોભવા લાગ્યું

એ જોડાએ ઘણાં વર્ષો સુધી વિલાસથી ભરપૂર જીવનમાં વિહાર કર્યો. મનના સ્વભાવ પ્રમાણે યૌવન પૂરું થતાં એ જોડાએ નિર્ણય કર્યો કે મૃત્યુ કોઈથી અટકાવી શકાય તેમ નથી, દુનિયાના સર્વ પદાર્થો નાશવંત છે જેમ હથેલીમાંથી પાણી ચાલ્યુ જાય છે, તેમ આયુષ્ય વહી જાય છે, તો પણ તૃષ્ણા ઓછી થતી નથી. વાસનાઓનો ક્ષય ન થવાથી શોક મનને હમેશ તપાવ્યા કરે છે, આ સંસારમાં એવો કયો પદાર્થ છે કે જે મેળવવાથી ચિત્તને પરમ શાંતિ મળે, માનવ ત્રણે પ્રકારનાં (આધિદૈવિક, આધિભૌતિક, આધ્યાત્મિક) દુઃખોમાંથી કાયમને માટે મુક્ત થાય? આ પ્રમાણે વિચાર કરીને, એ દંપતીએ આત્મજ્ઞાન આપનારાં શાસ્ત્રોનો અભ્યાસ કરવા માંડ્યો; જ્ઞાની પુરુષોનો, બ્રહ્મવેત્તાઓનો સત્સંગ કરવા માંડ્યો વેદાંતશાસ્ત્રોમાં તેમને રુચિ ઉત્પન્ન થઈ. ચૂડાલાએ આત્મવેત્તાઓના મુખથી શાસ્ત્રાર્થો સાંભળીને પોતાના આત્મા વિષે રાત દિવસ વિચાર કરવા માંડ્યો: હું પોતે કોણ છું. આ સંસાર રૂપી ભ્રમ કોને પ્રાપ્ત થયો છે, આ ભ્રાંતિનું મૂળ કારણ શું છે? દેહ તો જડ છે, દૃશ્ય છે, તેથી દેહ તો હું નથી જ, એ તો સુવિદિત છે. જ્ઞાનેન્દ્રિયોનો અને કર્મેન્દ્રિયોનો સમૂહ પણ હું નથી, કારણ કે બુદ્ધિઓના નિશ્ચયોથી મન પ્રેરાય છે બુદ્ધિ અહંકારથી પ્રેરાય છે અહંકાર પણ જડ છે, કારણ કે તેને જીવે અધ્યાસથી કલ્પી લીધેલો છે જીવ ચેતન છે તોપણ તે સુકુમાર હોવાને લીધે પોતાની અંદર રહેલ, બીજા કોઈથી પરિપૂર્ણ થઈને જીવે છે. જીવનો સાક્ષી આત્મા છે સઘળો દૃશ્યભાગ જડ છે, પરિવર્તનશીલ છે, જીવ ચૈતન્ય રૂપ હોવા છતાં જડ જેવો થઈ ગયેલો છે પોતાનું અસલ સ્વરૂપ તેણે છોડી દીધું છે; જ્યારે ચૈતન્ય જીવ, દૃશ્યો સાથે વાસના વડે જોડાય છે, ત્યારે તે

સૂક્ષ્મ કે સ્થૂળ રૂપો ધારણ કરે છે ચૈતન્ય દૃશ્યોની સાથે સંબંધ બાંધીને પોતે જ જગતરૂપ થયું છે યથાર્થ દૃષ્ટિએ જો કે જગત પણ ચૈતન્યરૂપ જ છે, તો પણ આવરણથી જડ જેવું થઈ ગયું છે અને બુદ્ધિમાં રહેલા ચૈતન્યથી પ્રકાશિત થાય છે આ પ્રમાણે મનન કરતાં કરતાં ચૂડાલાને નિર્દોષ આત્મ-તત્ત્વનો સ્પષ્ટ ખ્યાલ આવ્યો. તેણે વિચાર કર્યો 'અહો આ મન, બુદ્ધિ, શરીર, ઇન્દ્રિયો, આદિ પદાર્થો કે જેઓ ચૈતન્યને મર્યાદામાં મૂકી દેનારા છે તેઓ મિથ્યા જ છે મહાસત્તા શબ્દથી કહેવાતું એક મહાચૈતન્ય જ દોષ-રહિત છે, નિર્મળ છે અહંકાર વિનાનું છે, જ્ઞાનસ્વરૂપ છે, શક્તિસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે. તે પોતાના સ્વભાવથી કદી પણ ભ્રષ્ટ થતું નથી. મૂળ અવિદ્યા એક વખત દૂર થઈ જાય તો પછી આ મહાચૈતન્યને ઢાંકવાની કોઈનામાં શક્તિ નથી. આ ચૈતન્ય જ બ્રહ્મ, પરમાત્મા, આત્મા આદિ નામોથી ઓળખાય છે. આ શુદ્ધ ચૈતન્ય, સ્ફટિકની પેઠે અસંગ રહીને જગતરૂપ પ્રતિબિમ્બને ગ્રહણ કરે છે અને પોતે સર્વત્ર ભરપૂર રહે છે તરંગો શમી જાય ત્યારે તે સમુદ્રનું રૂપ ધારણ કરે છે, ઘરેણાં ભાંગી નાખતાં ઘરેણા-ના આકારો સોનું જ બની જાય છે તેમ જગતના નામરૂપાત્મક પદાર્થોના આકારો નાશ પામે ત્યારે તે મહાચૈતન્યનું અસલ સ્વરૂપ ધારણ કરે છે. આ ચૈતન્યરૂપ અનિ નિર્મળ સૂર્ય કોઈથી છેદાય એવો નથી, તેમ બાળી શકાય તેવો પણ નથી. આત્મારૂપી આકાશ કે જેમાં મિથ્યાભૂત દૃશ્યનો આભાસ થયો છે તે અત્યંત સ્વચ્છ છે, અંતથી રહિત છે, જન્મથી પણ રહિત છે બાળકે બનાવેલી સેના (માટીની) માટી માત્ર જ છે, તેમ દેવો, દાનવો, દ્રષ્ટા, દૃશ્ય, સાકાર, નિરાકાર સર્વ પદાર્થો બ્રહ્મસ્વરૂપ જ છે, કૃત્રિમ નથી. હું મારા પારમાર્થિક સ્વરૂપને પામીને શાંત થઈ રહી છું. મને મોક્ષનો આનંદ પ્રાપ્ત થયો છે. આવા ઉચ્ચતમ વિચારમાં નિમગ્ન થયેલ એ ચૂડાલા પરમ બોધથી પરમાત્માના યથાર્થ તત્ત્વને જાણી ભય, મોહ અને શોકથી મુક્ત થઈ, શરદના આકાશની પેઠે શાંત થઈ. વૃત્તિઓ અંતર્મુખ બનાવી, ચૂડાલા રાગ વિનાની, સંગ વિનાની થઈ, દૈવયોગથી આવી મળે તેનો ત્યાગ ન કરતાં, ને ન મળે તેનો શોક ન કરતાં કે તેની અભિલાષા

નહિ રાખત, નિસ્પૃહ તટસ્થ ભાવથી રહેવા લાગી રાણી ચૂડાલા મનોબળને લીધે અલ્પ સમયમા જ વિદિતવેદ્ય (આત્મજ્ઞાની) થઈ અને કૃતકૃત્ય થઈ ગઈ આત્મસ્વરૂપમા સ્થિત હોવાથી એ ચૂડાલાનુ મુખ તેજસ્વી થયુ આત્માના પ્રકાશથી તે શોભવા લાગી, સર્વ રીતે સુદર અગરાજી એ રાણીને અપૂર્વ શોભાવાળી જોઈને, શિખિધ્વજે તેને હાસ્ય કરતા કરતા નીચે પ્રમાણે પૂછયુ 'તે જાણે અલભ્ય પદ પ્રાપ્ત કર્યું હોય તેમ તુ શોભે છે તે શું અમૃત મેળવ્યુ છે? તે એવુ કયુ પરમપદ પ્રાપ્ત કર્યું છે કે જેથી તારી આકૃતિ પૂર્વવત્ હોવા છતા તેનુ રૂપ બદલાઈ ગયેલુ લાગે છે?

ચૂડાલા બોલી 'મે આ શરીરમા આત્મબુદ્ધિનો ત્યાગ કર્યો છે, નામરૂપાત્મક સર્વ પદાર્થો માટે મોહનો ત્યાગ કરી, આ જગતના અધિષ્ઠાન રૂપે રહેલ, પરબ્રહ્મને હુ આત્મરૂપ જાણુ છુ તેથી જ વિશેષ શોભાવાળી થઈ છુ મે અમાપ, નિરાકાર, નિર્વિકાર પરબ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો છે તેથી જ મને આ શોભા પ્રાપ્ત થઈ છે મને વિષયભોગોની સ્પૃહા નથી નાશવત પદાર્થોમા આસકિત નથી મને મનોવિકારો કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે બાધ કરતા નથી હુ આકાશ જેવા વ્યાપક અને નિર્મળ, આત્મસ્વરૂપમા જ લીન રહુ છુ અધિષ્ઠાનરૂપે હુ સત્ય છુ, અધ્યસ્તરૂપે હુ અસત્ય છુ અધિષ્ઠાનરૂપે હુ સદ્રૂપ છુ અધ્યસ્તરૂપે હુ કાઈ નથી હુ ફળની ઇચ્છા કરતી નથી અનાયાસે જે આવી મળે તેમા જ સતોષ માનુ છુ, તેથી જ શોભાયુકત છુ જે સૃષ્ટિ દૃષ્ટિથી દેખાય છે તે પ્રબુદ્ધદૃષ્ટિથી અદૃશ્ય થઈ જાય છે સર્વના સાક્ષીરૂપે નિર્લેપ રહી અનુભવ કરનાર આત્માની મને અનુભૂતિ થઈ છે આ આત્મા સર્વત્ર છે, સર્વરૂપે છે, સર્વની અદર છે, સર્વની બહાર પણ છે આ અનુભૂતિને લીધે, તેમા નિષ્ઠા બધાવામા મારી શોભાથી અતિ વૃદ્ધિ થઈ છે હુ હમેશ એ પરમ તત્ત્વમા જ રમણ કરુ છુ અને તેના અનુસધાનનો ત્યાગ કર્યા વિના પ્રવાહપ્રાપ્ત વ્યવહાર કરુ છુ

